# મેટીરિયા મેડિકા.

[ ગુજરાતી ભાષામાં. ]

( મેટીરિયા મેડિકાના શિક્ષક ડાકટર એસ. કે. વ્યાસની
સંપૂર્ણ દેખરેખ નીચે )

અનુવાદક.

કવિ. રણછોડલાલ મહાસુખરામ.


પ્રકાશક.

**રાવળ જગજીવનદાસ મહાસુખરામ.**

નિવૃતિ નિવાસ
અમદાવાદ.

આવૃતિ પહેલી.—પ્રત ૫૦૦.





અમદાવાદ.

શ્રી, "જગદીશ્વર" પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ ડાહ્યાભાઇ દલ[illegible]તરામે છાપી.

સંવત ૧૯૬૧ — સને ૧૯૦૫

કિંમત રૂ ૪-૦-૦

**આ પુસ્તક મળવાનું ઠેકાણું:**

રાવળ. જગજીવનદાસ મહાસુખરામ સી: ઈ.

રીચીરોડ ખત્રીની પોળ—અમદાવાદ.



સુચના—આ પુસ્તકમાં ઔષધોની બનાવટોના પ્રમાણો જુની બ્રિટીશ ફાર્માકોપીયા પ્રમાણે રાખવામાં આવ્યાં છે.

# મેટીરિયા મેડિકા.

## વનસ્પતિ વિભાગ.

*ACONITI.* લા૦ એકોનાઇટી. અં૦ એકોનાઇટ. ગુ૦ વછનાગ. સં૦ વત્સનાભ.

દવા તરીકે વપરાતાં અંગ.

૧ *Aconiti Folia.* લા૦ એકોનાઇટી ફોલીઆ. અં૦ એકોનાઇટ લીવ્ઝ. ગુ૦ વછનાગનાં પાંદડાં.

૨ *Aconiti Radix.* લા૦ એકોનાઇટી રેડીક્સ. અં૦ એકોનાઇટ રૂટ. ગુ૦ વછનાગનાં મુળીઆં.

૩ *Aconitina.* લા૦ એકોનાઇટીના. અં૦ એકોનાઇટાઇન. ગુ૦ વછનાગના મુળીઆંમાંથી બનતો પદાર્થ.

**વછનાગનાં પાંદડામાંથી બનતી મુખ્ય બનાવટો.**

૧. *Extractum Aconiti.* લા૦ એક્સટ્રેક્ટમ એકોનાઇટી. અં૦ એક્સટ્રેક્ટ ઓફ એકોનાઇટ. ગુ૦ વછનાગનું સત્વ.

માત્રા—½ થી ૨ ગ્રેન.

સુચના—આ બનાવટ અચોક્કસ છે, અને ગરમ હવાવાળા પ્રદેશમાં ઝટ બગડી જાય છે.

**મુળીઆંની મુખ્ય બનાવટો.**

૨. *Tinctura Aconiti.* લા૦ ટીંચુરા એકોનાઇટી. અં૦ ટીંચર ઓફ એકોનાઇટ. ગુ૦ વછનાગનો અર્ક, ઉપનામ ફ્લેમીંગ્સ ટીંચર.

---

લા૦=લાટીન. અં૦=અંગ્રેજી. ગુ૦=ગુજરાતી=સં૦=સંસ્કૃત

**રીત**—વછનાગનાં મુળીઆં ... ... ... ૨½ ઔંસ.
રેકટીફાઈડ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**—૫ થી ૧૫ ટીંપાં.

૩ *Linimentum Aconiti.* **લા૦** લીનીમેન્ટમ એકોનાઇટી. **અં૦** લીનીમેન્ટ ઓફ ઍકોનાઈટ. **ગુ૦** વછનાગનું ચોપડવાનું તેલ.

**રીત**—વછનાગનાં મુળીઆં ... ... ... ૨૦ ઔંસ.
કપુર ... ... ... ... ૧ ઔંસ.
રેકટીફાઈડ સ્પીરીટ ... ... ... જોઇએ તેટલો.
આ ચોપડવાનું તેલ બધું મળીને ૩૦ ઔંસ બનાવવું.

**એકોનાઇટાઇનની બનાવટ.**

૪ *Unguentum Aconitinae.* **લા૦** અંગવેન્ટમ એકોનાઈટાઈની. **અં૦** ઓઈંટમેન્ટ ઓફ એકોનાઈટાઈન. **ગુ૦** એકોનાઇટાઇનનું મલમ.

**રીત**—એકોનાઈટાઈન ... ... ... ૮ ગ્રેન.
રેકટીફાઈડ સ્પીરીટ ... ... ૦॥ ડ્રામ.
લોબાન મેળવેલી ચરબી (બેનઝોએટેડ લાર્ડ) ૧ ઔંસ.

**ગુણ**—જલદ શાંતિદાયક, પીડાશામક, લોહીના જમાવને વીખેરી નાંખનાર, અને કફઘ્ન છે. વધારે પ્રમાણમાં તીક્ષ્ણ ઝેર છે.

**ઉપયોગ**—વિવિધ પ્રકારના માથાના વ્યાધી, ધનુર્વા, તીક્ષ્ણ તથા જુનો સંધિવા, ગાંઠીયો વા; રતવા, તથા હૃદયના અતિ વધી ગયેલા ધબકારામાં સારો ફાયદો આપે છે. આ દવાનો ઉપયોગ ઘણી સંભાળથી કરવો. ખાસ કરીને ખાવાંમાં બહુ સંભાળ રાખવી. વછનાગ જ્વરઘ્ન તથા વાતઘ્નછે. અતિશય તાવ ચડયો હોય ત્યારે ગરમી કમી કરવા માટે વપરાયછે.

**વિશેષ વર્ણન**—પીવાના કામમાં વછનાગનો અર્ક વપરાય છે. અર્કના પાંચ સાત ટીપાં પીવાથી એકદમ હોઠ તથા જીભપર તમતમાટી લાગે છે. હોજરીમાં ગરમીની અસર થઈ બળતરા થાય છે. હાથ પગની આં-

ગળીઓમાં ઝમઝમાટી થાય છે, અને તેથી જો વધારે પ્રમાણમાં લેવામાં આવે છે, તો આખા શરીરમાં ઝમઝમાટી થાય છે. હાથ પગ તુટે છે ઘેન આવે છે શરીરે શીત વળે છે, નાડી નબળી પડે છે, મૂર્છા આવે છે, અને હૃદય ઘણુંજ નબળું તથા મંદ પડે છે. પેશાબ વારંવાર થાય છે. જો દરદીને કોઈ ભાગમાં દરદ થતું હોય છે તો આ આ ચિન્હો ઓછાં માલમ પડે છે અથવા બીલકુલ થતા નથી, અથવા તેનું થતું દરદ તરત દબાઇ જાયછે.

અતિ વધારે પ્રમાણમાં વછનાગનો અર્ક લેવામાં આવે તો દરદીના સ્નાયુઓની હીલચાલ અટકી પડે છે, અને વધારે ભયંકર સ્થિતી થઈ પડે છે.

વછનાગની પૂરે પૂરી માત્રા આપવામાં આવે છે તો હૃદયના ધબકારા અતિ મંદ પડી જાય છે, અને શ્વાસોશ્વાસની ક્રિયા એકદમ ઘટવા માંડે છે.

વછનાગનાં ભયંકર તથા પ્રાણઘાતક પ્રમાણમાં આંખ તથા કાનની ઇન્દ્રીઓ નાશ પામે છે, અને છેવટે આંચકી તથા મૂર્છા આવી દરદી મૃત્યુ પામે છે.

**સામાન્ય અસર**—વછનાગ પીવા માટે આપ્યાથી શરીરના ભાગમાં જ્યાં જ્યાં તે પ્રસરે છે ત્યાં ત્યાં બળતરા તથા વેદના કરે છે, તેથી તેની પ્રાથમિક અસર જીભપર તથા હોઠપર બળતરા રૂપે માલમ પડે છે અને કેટલીવાર જીભ લાલચોળ થઇ સુજી આવે છે. વધારે તીવજ્ઞાનેન્દ્રીવાળા ભાગો જેવાકે જીભ, હોઠ, આંગળીનાં ટેરવાં, છાતી, પેડુ તથા પાછળથી વાંસાપર જલ્દી અસર કરે છે.

આ દવાથી મૂર્છા વધારે આવે છે, ને શ્વાસપણ પરાણે લેવાય છે, ચહેરો ચિંતાતુર અને શ્યામ પડી જાય છે. આંખો ઉંડી ઉતરે છે અને કીકીઓ વિસ્તાર પામે છે, પણ જયારે આંચકી આવે છે ત્યારે સંકોચ પામે છે.

વછનાગની યોગ્ય માત્રા હૃદયના ધબકારાને બંધ કરે છે અને એક મીનીટમાં ૪૦ ધબકારા ઓછા કરી નાંખે છે વછનાગનું વધારે પ્રમાણ શરૂઆતમાં ધબકારાને વધારે છે પણ પાછળથી મંદ કરે છે; નાડી નબળી, ધીમી તથા અનિયમીત કરે છે. સઘળી જાતના તીક્ષ્ણ તાવના રોગમાં, દમ તથા કફના રોગમાં, અને કેટલીવાર તીક્ષ્ણ ચોળીઆના દરદમાં વછનાગ વપરાય છે. આવા દરદમાં વછનાગ ઘણાજ થોડા પ્રમાણમાં વારંવાર વાપરવો જોઇએ.

તીક્ષ્ણ ચોળીઆના દરદમાં ૪ આંસ પાણીમાં વછનાગનો અર્કના ટીપા નાખીને એક નાનો ચમચો ભરીને પહેલા કલાકમાં દરેક દશ દશ મીનીટે

આપવો, અને પછી ધારેલી અસર થયા કેડે ત્રણ ત્રણ કલાકે અથવા પાંચ પાંચ કલાકે આપવો; આથી ગરમી એકદમ ઘટી જાય છે. અતિ વધી ગયેલી નાડી ધીમી પડે છે, ચામડીપર પરસેવો વળે છે અને શરીર ઠંડુ પડે છે, અને ગળામાંનું દરદ કમી થાય છે જેથી દરદી નિરાંતે સુઈ જાય છે.

આવી આવી સારી અસર વછનાગ કરે છે તો પણ તેનો ઉપયોગ કરવામાં ઘણીજ સંભાળ રાખવી પડે છે.

ઓછા જ્ઞાનવાળા ઉપચારકોએ આ દવાનો ઉપયોગ નહીં કરવો એ વધારે સલાહ ભરેલું છે, અને કદી કરવો પડે તો ઘણાજ નાના પ્રમાણમાં કરવો અને દરદીની વારંવાર સંભાળ લેતા રહેવું.

લોહીનો જથ્થો એક ઠેકાણેથી બીજે ઠેકાણે વીખેરી નાંખવામાં, તથા તેથી થતા સોજાને દાબી દેવામાં, તેમજ તાવના હુમલાને મારી હઠાડવામાં વછનાગ અદભૂત શકિત ધરાવે છે.

મસ્તકના દુખાવાના જુદા જુદા રોગમાં આ દવાની અર્કનો તથા મલમનો તથા તેના ચોપડવાના તેલનો ફતેહમંદીથી ઉપયોગ થાય છે. અને તેને વાસ્તે ઉત્તમ લીનીમેન્ટ બનાવવાની ડાકટર મ્યુરેલે નીચે પ્રમાણે ફોર્મ્યુલા આપી છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **રીત**—એકોનાઇટાઇન | ... | ... | ... | ... | ૧ ગ્રેન. |
| રાઇનું તેલ | ... | ... | ... | ... | ૧ ડ્રામ. |
| ગ્લીસરાઇન | ... | ... | ... | ... | ૧ ઔંસ. |
| રેકટીફાઇડ સ્પીરીટ | ... | | ... | ... | ૬ ઔંસ. |

આ ચારે દવાઓ મીશ્ર કરીને એક બાટલીમાં ભરી મુકવી અને બાટલી પર "ઝેર" એવું નામ લખવું અને પછી તે તેલનો માથાના દુખાવાપર લગાડવાની દવા તરીકે ઉપયોગ કરવો.

**એકોનાઇટાઇન**—માત્રા $\frac{1}{640}$ થી $\frac{1}{2}$ ગ્રેન. આ દવા ઘણીજ સંભાળથી વાપરવી.

**ઉપયોગ**—આ દવા વછનાગનાં પાંદડા તથા મુળીઆં જેવી અસર કરે છે. આ દવાની દવા તરીકે અસરમાં હજુ વધારે શોધ થવી ઘટે છે. એકોનાઇટાઇન પીવાના કામમાં વપરાતું નથી. કેમકે એક ગ્રેનનો એક પ-

ચાસાંસ ગ્રેન પણ ઘણા ભયંકર નાશકારક ચિન્હો ઉત્પન્ન કરે છે, તેથી આ દવા બહારના ઉપચારમાંજ વપરાય છે, અને કદાચ કપાળના દુખાવામાં, મસ્તક શુળમાં તથા સ્નાયુઓ દરદમાં ચોપડવાથી ઘણોજ સારો ફાયદો આપે છે.

બાહ્યોપચારમાં આ દવા એટલા માટે જ વપરાય છે, કે તે જે સ્થળે લગાડવામાં આવે છે, તે જગાની ત્વચાના જ્ઞાનતંતુઓ જ્ઞાન રહિત કરી દરદને દબાવે છે.

આ ઉપચારથી કેટલી વાર ચામડી પર સોજો પણ થઇ આવે છે, માટે આંખની આસપાસ તથા કપાળ પર ચોપડતા બહુ સંભાળ રાખવી, કેમકે જો તે દવા આંખમાં ઉતરે છે તો ઘણીજ બળતરા થાય છે.

**સુચના**—એકોનાઇટાઇન ઘણું કરીને ભેળસેળવાળુ હોય છે, અને કેટલીકવારે તેમાં ડેલ્ફીનાઇન તથા એકોનેલા, ભેળવેલાં હોય છે. ચોખ્ખા એકોનાઇટનનાં $\frac{1}{40}$ ગ્રેનથી એક તનદુરસ્ત કુતરાનું મોત નીપજે છે.

**વિષ તરીકે વછનાગની અસર**—વછનાગમાં તીક્ષ્ણમાં તીક્ષ્ણ ઝેરછે. પ્રાણ લેવા સારૂ વછનાગ ખાવામાં વપરાયો હોયતો મોઢામાં, હોઠમાં, જીભમાં ગણીજ તમતમાટી થાયછે, ગળામાં તથા હોજરીમાં અતિશય દાહ થાય છે, મોંમાંથી પાણી નીકળે છે. ઘણી ઉલટી થાય છે, કાળજામાં દરદ થાય છે, શરીર કંપે છે, આંખે અંધારાં આવે છે. કાનમાં અવાજ થાય છે છેવટે મોઢે ફીણું આવી નાડી મંદ પડે છે, શ્વાસ બંધ થાયછે, અને દરદી અવાચક થઇ મરણ પામે છે વછનાગનું ચુર્ણીયુ ઓછામાં ઓછું ૦ા। દ્રામ ખાવાથી, અર્ક એક દ્રામ લેવાથી, અને સત્વ ૪ ગ્રેન લેવાથી મૃત્યુ થાયછે.

**ઇલાજ**—ઉલ્ટી કરાવવી, એરંડીઆનો સખત જુલાબ આપવો. આમોનીયા તથા બ્રાન્ડી પીવાં, અને બુંદનો ઉકાળો કરીને પાવો "ડીજીટેલીસ" આ દવાની વિષનાશક દવા છે.

## વછનાગનાં વિષના વિષનાશક ઇલાજ.

**વછનાગ** ૧ (ક) સ્ટમક ટયુબ. (એટલે પેટમાંથી વિષ કાઢવાની રબરની નળી આવે છે તેનો ઉપયોગ કરવો. (ખ) ઉલ્ટીની દવા પાવી

૨ (ક) ટીંચર ડીજીટેલીસની ટેબલોઇડ ખાવાને આપવી.

(ખ) ટીંચર ડીજીટેલીસના ૨૦ ટીપાં આપવાં.

(ગ) ડીજીટેલીનની $\frac{1}{200}$ ગ્રેનની ટેબલોઇડની ત્વચામાં પીચ્કારી મારવી.

૩ હાથ ઉગ ઊપર ઉત્તેજક અને ઉષ્ણ ઉપચાર કરવાં, અથવા બ્રાંડી પાણીમાં મેળવીને ગુદામાં પીચકારી મારવી અથવા પાતળો ઝાડા કરે તેવી દવાની પીચકારી મારવી.

૪ કૃત્રીમ શ્વાસોશ્વાસ તથા ઘર્ષણ ઉપચાર કરવા.

૫ દરદીને સુવાડી રાખવો.

૬ સ્ટ્રીકન્યાસલઇસની $\frac{1}{60}$ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.

---

*PODOPHYLLIRHIZOMA* લા૦ પોડોફીલી રાઇઝોમા. અં૦ પોડોફીલમ રાઇઝોમ.

માત્રા—૧૦ થી ૨૦ ગ્રેન.

*Podophylli Resina.* લા૦ પોડોફીલી રેઝીના. અં૦ રેઝીન આફ પોડોફીલમ.

માત્રા $\frac{1}{4}$ થી ૧ ગ્રેન.

**પોડોફીલી રેઝીનાની મુખ્ય બનાવટો.**

૧ *Tinctura Podophylli.* લા૦ ટીંચુરા પોડોફીલી. અં૦ ટીંચર-આફ પોડોફીલમ. ગુ૦ પોડોફીલીનો અર્ક.

રીત—પોડોફીલી રેઝીના— ... ... ૧૬૦ ગ્રેન્સ.
રેકટીફાઇડ સ્પીરીટ— ... ... ૨૦ આૈંસ.

માત્રા—૧૫ થી ૬૦ ટીપાં. (Dr Garrod.)

રીત—પોડોફીલી રેઝીના. ... ... ... ૩૨૦ ગ્રેન્સ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ આૈંસ.

માત્રા—૫ થી ૧૫ ટીપાં (Vegetable Materia-Medica.)

આ અર્કના ૧ ડ્રામમાં ૨ ગ્રેન પોડોફીલીરેઝીના આવે છે.

આ આૈષધીના ગુણ પ્રમાણે માત્રા નીચે પ્રમાણે છે.

પીતશામક તથા રેચક તરીકે–૧ થી ૨ ગ્રેન.

સ્હેજ દસ્ત સાફ લાવવા સારૂ–½ થી ¼ ગ્રેન.

રક્ત શોધક તરીકે–½ થી ½ ગ્રેન.

**સુચના**—રેચક તરીકે આ દવા બીજી રેચક દવાઓના સંયોગમાં નાના પ્રમાણુમાં આપવી.

**ગુણ**--રેચક, પીતશામક, અને નાના પ્રમાણુમાં રક્તશોધક છે.

**ઉપયોગ**—બંધકોશ, કાળજાના જુના દરદો, મુખ્યત્વે કરીને કાળજાના ભરાવામાં તથા લોહીની ગાંઠોના દરદમાં, ગાંઠીઓ વા, કમળો, સંધીવા, અને ચાંદીના દરદમાં આ દવા વાપરવાથી સારો ફાયદો થાય છે.

**વિશેષ વર્ણન**--પોડોફીલી અથવા પોડોફીલમં રેઝીના. પોડોફીલંમ પેલ્ટેટમમાંથી નીકળે છે, અને તેને અમેરિકાનું મે મહિનાનું ફળ અથવા મેન્ડ્રેક [ mandrake ] કહે છે, રાઇઓમાનો અગાઉ ઉત્તર અમેરિકાનાં વતનીઓ રેચક તરીકે ઉપયોગ કરતા હતા.

સને ૧૮૨૦ માં આ દવા યુનાઇટેડ સ્ટેટસની ફારમાકોપીઆમાં દાખલ થઇ. પોડોફીલી રેઝીના એ એક લોકપ્રિય રેચક દવા છે. આ દવાને કેટલીવાર વનસ્પતિનો પારો અથવા વનસ્પતિનું કેલોમલ કહે છે, અથવા સરસ રેચક ગોળીઓ પણ કહે છે, અને તેથી બજારમાં તે રેચક પેટંટ દવા તરીકે છુટથી વપરાય છે.

પોડોફીલી આંતરડાના પ્રવાહને વધારે છે, અને તેથી તેનો રેચ લેવાથી પાણી જેવા પાતળા ઝાડા અતિશય થાય છે. આ દવાથી બકારી તથા ઉલટી વારંવાર થાય છે. ડા. રૂથરફોર્ડ તથા **વીન્નલ** આ દવાને કાળજાના જમાવના દરદ ઉપર ઘણી સારી અસર કરે છે એવું જણાવે છે.

ત્વચા માટે પીચકારી મારવાથી પણ આ દવા આંતરડામાં સારી અસર કરે છે, હલકી જાતના પ્રાણીઓનાં **પેરિટોનિયમ** નામના ભાગમાં પીચકારી મારી હોય તો અતિશય ઝાડા થાય છે, તથા પાછળથી લોહીના ઝાડા અને ઉલટી થઈ મૃત્યુ નિપજે છે.

આ દવા વધારે પ્રમાણુ કરતાં થોડા પ્રમાણુમાં આપવાથી સારી અસર થાય છે, આ દવા વધારે પ્રમાણુમાં લેવાથી મરણ પામેલા દરદીની વાઢ

કાપ કરવામાં આવે તો તેના આંતરડા સુજી ગયેલાં તથા ચાંદાં અને ક્ષત પડેલાં માલમ પડેછે. પોડોફીલમના મુળીઆં હાલમાં કવચિત્ત વપરાય છે પણ પોડોફીલી રેઝીના બહુ વપરાય છે.

રેઝીનનો સાધારણ અર્થ પોડોફીલાઇન થાય છે, અને તે લીધાથી **સ્કેમોનિયમ રેઝીના** તથા **જેલપ રેઝીના** કરતાં ઘણો જલદ જુલાબ લાગે છે.

વળી તેના વિશે એવું ધારવામાં આવે છે કે તે લીધાથી પીત્તનો પ્રવાહ અતિશય બહાર નીકળે છે અને પીત્તની કોથળી ખાલી થઇ જાય છે.

આ દવાથી પિત્તનો વધારો થાયછે તે શકમંદ છે.

**ડાક્ટર રૂથરોડ** એવો અભિપ્રાય આપે છે કે આ દવાથી મળ અતિશય નીકળે છે, અને છેવટે પિત્તના તથા લોહીના મળ નીકળે છે, આ દવા લીધા પછી પેટમાં અમળાટ અતિશય થાય છે તથા ચુંક આવે છે. આ દવાનું થોડું પ્રમાણ પણ અતિશય ચુંક તથા બેચેની પેદા કરેછે, માટે આદવાનો રેચક તરીકે ઉપયોગ કરતાં તેની સાથે **એકસ્ટ્રેક્ટ ઓફ હાયોસાઇમસ** ( ખોરાસાની અજમાનું સત્વ ) **એકસ્ટ્રેક્ટ ઓફ બેલાડોના, તથા એક્સ્ટ્રેક્ટ ઓફ કેનાબીસ ઇન્ડીકા** ( ભાંગનું સત્વ ) થોડા થોડા પ્રમાણમાં ઉમેરવાથી અમળાટ, ચુંક તથા ઉબકા થતા નથી.

પોડોફીલી રેઝીના એલોઝ ( એળીઓ ) તથા કોલોસીન્થ ( ઇંદ્રવરણાનો ગર્ભ ) ના સંયોગમાં આપવાથી સારો રેચ કરે છે.

કાળજાના વધારાના દરદમાં [ Enlargement of Liver ] આ દવા ઘણીજ વપરાય છે, અને આ દરદમાં આ દવા કેલોમલની સાથે આપવાથી ઘણો સારો ફાયદો કરે છે.

જલંદરની બીમારીમાં એસીડ ટાર્ટરિક ઓફ પોટાશીયમ સાથે આપવાથી સારો ફાયદો કરે છે.

**બાહ્યોપચાર**—પોડોફીલીરેઝીના શરીરપર લગાડવાથી સોજો આવે છે તથા ચામડી લાલચોળ થાય છે.

અમેરીકામાં તીક્ષ્ણ સોજો લાવવા સારૂ આ દવા વપરાય છે.

---

*CIMICIFUGAE RHIZOMA.* **લા૦** સીમીસીફયુજી રાઇઝોમા.

**અં૦** સીમીસીફયુજા રાઇઝોમ.

## સીમીસીફ્યુજાં રાઇઝોમની મુખ્ય બનાવટો.

૧ *Extractum Cimicifugae Liquidum.* **લા૦** એકસ્ટ્રૅકટમ સી-મીસીફ્યુજી લીકવીડમ. **અં૦** લીકવીડ એકસ્ટ્રૅકટ ઑફ સીમી-સીફ્યુઝા. **ગુ૦** સીમીસીફ્યુઝાનું પ્રવાહી સત્વ.

**રીત**—સીમીસીફ્યુઝા ... ... ... ૨૦ ઔંસ.
રેકટીફાઇડ્ સ્પીરીટ ... ... જોઇએ તેટલો.
**માત્રા**— ... ... ... ... ૩ થી ૩૦ ટીપા.

૨ *Tinctura Cimicifugae.* **લા૦** ટીંચુરા સીમીસીફ્યુજી. **અં૦** ટીંચર ઑફ સીમીસીફ્યુઝા. **ગુ૦** સીમીસીફ્યુઝાનો અર્ક.

**રીત**—સીમીસીફ્યુઝાનો ભુકો. ... ... ૨½ ઔંસ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.
**માત્રા**— ... ... ... ... ૧૫ થી ૬૦ ટીપા.

**ઉપયોગ**—આ દવા વધારે પ્રમાણમાં લેવાય તો ઉલટી, ઉબકા, સુસ્તી તથા માથાના દુખાવાને ઉત્પન્ન કરે છે. હૃદય પર આ દવા કંઇક દરજ્જે ડીજીટેલીસના જેવી અસર કરે છે. નીચેના દરદોમાં આ દવાનો ઉપયોગ ફાયદો કરે છે.

સંધિવા, તાવ સાથેનો સંધિવા, કોરીયા, કમરનો વા, સુવાવડનો પિત્તોન્માદ.

ડૉકટર ગેરોડ કહે છે કે તીક્ષ્ણ સંધીવામાં આ દવા કાંઇ અસર કરતી હોય એવું જાણવામાં આવ્યું નથી.

આ દવા અગ્નિ વર્ધક, હૃદયને પુષ્ટી આપનાર, તથા કફઘ્ન છે, તથા તીક્ષ્ણ સલેખ્મ અને ક્ષયરોગમાં તે વપરાય છે.

---

*CALUMBAE RADIX.* **લા૦** કેલંબી રેડીક્સ, **અં૦** કેલંબા રૂટ. **ગુ૦** કલંબાનાં મુળીઆં.

**માત્રા** ... ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

## કેલંબાની મુખ્ય બનાવટો.

૧. *Extractum Calumbae.* **લા૦** એકસ્ટ્રૅકટમ કેલંબી., **અં૦** એકસ્ટ્રૅકટ ઑફ કેલંબા **ગુ૦** કલંબાનું સત્વ.

**રીત**—કેલંબાનો ભુકો ... ... ... ૧૯ ઔંસ.

પ્રુફ સ્પીરીટ ... ... ... ૮૦ ઔંસ.

**માત્રા** ... ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

૨ *Infusum Calumbae.* **લા૦** ઇનફ્યુઝમ કેલંબી. **અં૦** ઇનફ્યુઝન ઓફ કેલંબા **ગુ૦** કલંભાની ચા.

**રીત**—કલંબાનો ભુકો ... ... ... ૪ ડ્રામ.

ઠંડુ પાણી ... ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૩ *Tinctura Calumbae.* **લા૦** ટીંચુરા કેલંબી. **અં૦** ટીંચર ઓફ કેલંબા. **ગુ૦** કલંભાનો અર્ક.

**રીત**—કલંબો ... ... ... ૨½ ઔંસ.

પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૦॥ થી ૨ ડ્રામ.

**ગુણ**—ઘણી ઉત્તમ પૌષ્ટિક તથા અગ્નિ વર્ધક છે.

**ઉપયોગ**—સામાન્ય નબળાઇ, વધી ગએલાં અજીર્ણ, જઠરના સોજા ગર્ભાવસ્થાની ઉલટી, વધી ગએલ અતિસાર તથા મરડો વગેરે દરદોમાં આ દવા સારો ફાયદો કરે છે. કલંભાનાં સંયોગથી લોખંડની દવા રંગે કાળી પડતી નથી, તેમજ લોખંડથી થએલા બંધકોષને દુર કરે છે.

**વિશેષ વર્ણન**—આ દવા અગ્નિ વર્ધક, પૌષ્ટિક, દીપન, પાચન, વાયું તથા ચુંકનો નાશ કરનાર, કટુ, પૌષ્ટિક પણ જલદ અગ્નિં વર્ધક છે.

જેટલી દવાઓ કડવી હોય છે તે ઘણું કરીને જઠરાગ્નિને પ્રદીપ્ત કરેછે, જઠર રસને વધારે છે, તથા શક્તિ આપે છે, ગમે તેવી નબળાઇવાળા તથા મંદાગ્નિવાળા દરદીઓ આ દવાને સારી રીતે જીરવી શકે છે, આ દવા હમેશાં કવોસ્યા તથા જેનશનના સંયોગમાં આપ્યાથી હમેશાં ઉત્તમ ફાયદો કરે છે. જ્યારે હોજરીમાં સોજો આવે છે ત્યારે તે કોઇપણ પૌષ્ટિક દવા જીરવી શકતી નથી, પણ કેલંબા આપવાથી હોજરીનો સોજો ઉતરે છે, અને પાચન શકિત સુધરે છે. હોજરીના દરદમાં કેલંભાની દવા નીચેની દવાના સંયોગમાં વારંવાર વપરાય છે.

સોડા બાય કાર્બોનાસ, ... ... ... ...

એસીડ હાઇડ્રોસ્યાનિક ડીલ્યુટ. ... ... ...

બીસ્મથ સબનાઇટ્રસ. ... ... ... ...

ટીંચર જેનશન. ... ... ... ...

ટીંચર કેલ્મ્બા. ... ... ... ...

કેટલીવાર ખનીજ તેજાબો ( mineral acids ) સાથે પણ આ દવા વપરાય છે. કેલંબામાં ટેનીક તથા ગેલીક એસીડનો કાંઇપણ ભાગ નહીં હોવાથી તે લોહ સાથે નિર્ભયપણે વાપરી શકાય છે.

---

*BERBERIS ASIATICA.* લા૦ બરબેરીસ એસીયાટીકા, અં૦ ઇન્ડીઅન બારબેરી.

**ઇન્ડીઅન બારબેરીની બનાવટો.**

૧ *Tinctura Berberis.* **લા૦** ટીંચુરા બરબેરીસ, **અં૦** ટીંચર ઓફ ઇન્ડીઅન બારબેરી, **ગુ૦** ઇન્ડીઅન બારબેરીનો **અર્ક.**

**માત્રા**—તાવ રોકવા તરીકે—૩ થી ૫ ડ્રામ.

પૌષ્ટિક તરીકે—ાા થી ૨ ડ્રામ.

૨ *Infusum Berberis.* **લા૦** ઇન્ફ્યુઝમ બારબેરી, **અં૦** ઇનફ્યુઝન ઓફ ઇન્ડીઅન બારબેરી. **ગુ૦** ઇન્ડીઅન બારબેરીનો ચાહ.

**માત્રા**—૧½ થી ... ... ... ૩ ઔંસ.

૩ *Extractum Berberis.* **લા૦** એક્સ્ટ્રેક્ટમ બરબેરીસ. **અં૦** એક્સ્ટ્રેક્ટ ઑફ ઇન્ડીઅન બારબેરી, **ગુ૦** ઇન્ડીઅન બારબેરીનું સત્વ.

**માત્રા**—૨૦ થી ... ... ... ૩૦ ગ્રેન.

**ગુણ**—પૌષ્ટિક; સ્વેદલ, અને તાવ રોકનાર છે.

**ઉપયોગ**—પીતંજ્વર, એકાંતરીઓ તાવ અને સાધારણ નબળાઇના રોગમાં વપરાય છે. મુખ્યત્વે કરીને નિરંતર આવતા તાવમાં આ દવા વપરાય છે. આ દવાના સત્વનો આંખના દરદપર ઉપચાર થાય છે.

---

**PAPAVERIS CAPSULAE.** **લા૦** પેપેવેરીસ. કેપસુલી. **અં૦** પોપી. **ગુ૦** ખસખસ, પોચના ડોડા.

**પોપીની મુખ્ય બનાવટો.**

૧ *Decoctum Papaveris.* **લા૦** ડીકોકટમ પેપેવેરીસ, **અં૦** ડીકોકશન ઓફ પૉપી **ગુ૦** પોપીનો ક્વાથ.

**રીત**—પોપીના કકડા ... ... ... ૨ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ... ૩૦ ઔંસ.

૨ *Extractum Papaveris.* **લા૦** એકસ્ટ્રકટમ પેપેવેરીસ, **અં૦** એકસ્ટ્રાકટ ઓફ પોપી, **ગુ૦** પોપીનું સત્વ.

**રીત**—દાણા કાઢી નાંખેલી પોપી ... ... ૧ શેર.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨ ઔંસ.
ઉકળતું ચોખ્ખું પાણી ... ... જોઇએ તેટલું.
**માત્રા**— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

૩ *Syrupus Papaveris.* **લા૦** સીરપસ પેપેવેરીસ. **અં૦** સીરપ ઓફ પોપી. **ગુ૦** પોપીનો સીરપ. ( શરબત )

**રીત**—બીયાં વગરની પોપીનો ભુકો ... ૩૬ ઔંસ.
ધોયેલી સાકર .. .... ... ૪ શેર.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૧૬ ઔંસ.
ચોખ્ખું પાણી... ... ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ... ... ૧ ડ્રામ સુધી.

**સુચના**—બચ્ચાંને વાસ્તે આ દવા ૩૦ ટીપાં સુધી ઘણીજ સંભાળથી વાપરવી.

ગુણ—શાંતિ દાયક તથા નિંદ્રા લાવનાર છે.

**ઉપયોગ**—શરીર પરના સોજા, લચક, ચાંદાએ, અને બીજા દુખાવાના દરદો પર આ દવાનો શેક કરવામાં આવે છે.

**વિશેષવર્ણન**—પોપીની બનાવટો અફીણના જેવા ગુણદોષ કરેછે, પણ જરા કમી, કરે છે. પોપીનો ક્વાથ દવા તરીકે પીવામાં વપરાતો નથી, પણ શરીરપર દુઃખ મટાડવાના કામમાં વપરાય છે. પોપીનો સીરપ વારં-

વાર કફ મટાડવા સારૂ વપરાય છે. કેટલીવાર બચ્ચાંને સારૂ અફીણને બદલે પણ વપરાય છે. આ દવા જ્યારે બચ્ચાંને આપવી હોય ત્યારે ઘણી સંભાળેથી આપવી. આ દવાનું સત્વ એક અફીણની ઠંડી બનાવટ છે,

---

*OPIUM.* **લા૦** ઓપીયમ **અં૦** ઓપીઅમ **ગુ૦** અફીણ. **સં૦** અહીફેન.

**માત્રા—** ... ... ... ૦॥ થી ૩ ગ્રેન.

*MORPHINAE ACETAS.* **લા૦** મોરફીની એસીટાસ. **અં૦** એસીટેટ ઓફ મોરફાઇન.

**માત્રા—** ... ... ... 1/8 થી 1/2 ગ્રેન.

*MORPHINAE HYDROCHLORAS.* **લા૦** મોરફીની હાઇડ્રોક્લોરાસ **અં૦** હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન. **ઉપનામ—** મોરફીઆ મ્યુરીઆસ.

**માત્રા—** ... ... ... 1/8 થી 1/2 ગ્રેન

*MORPHINAE SULPHAS.* **લા૦** મોરફીની સલફાસ. **અં૦** સલફેટ, ઓફ મોરફાઇન.

**માત્રા—** ... ... ... 1/8, થી 1/2 ગ્રેન.

*CODEINA.* **લા૦** કોડીના, **અં૦** કોડીઆ.

**માત્રા** ... ... ... ... 1/4 થી ૨ ગ્રેન.

*APOMORPHINAE HYDROCHLORAS.* **લા૦** એપોમોરફીની હાઇડ્રોક્લોરાસ. **અં૦** હાઇડ્રોક્લોરેટ ઓફ એપોમોરફાઇન.

*ACIDUM MECONICUM.* **લા૦** એસીડમ મેકોનીકમ. **અં૦** મેકોનીક એસીડ.

**અફીણની મુખ્ય બનાવટો.**

*Confectio Opii.* **લા૦** કનફેકશીઓ ઓપાઈ. **અં૦** કન્ફેકશન ઓફ ઓપીઅમ. **ગુ૦** અફીણનો મુરબ્બો.

**રીત**—કમ્પાઉન્ડ પાઉડર ઓફ ઓપીઅમ. ... ૧૦૦ ગ્રેન.
સીરપ ... ... ... ... ૩૦૦ ગ્રેન.

**માત્રા**— ... ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

આ દવાના ૪૦ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાએલું છે.

૨ *Emplastrum Opii.* **લા૦** એમપ્લાસ્ટ્રમ ઓપાઈ. **અં૦** ઓપીઅમ પ્લાસ્તર **ગુ૦** અફીણની. પ્લાસ્તરની લાકડી.

**રીત**—અફીણનો ઝીણો ભુકો. ... ... ૧ ઔંસ.
રેઝીના પ્લાસ્તર ... ... ૯ ઔંસ.

આ દવાના ૧૦ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાયેલું છે.

૩ *Enema Opii.* **લા૦** એનીમા ઓપાઇ. **અં૦** એનીમા ઓફ ઓપીઅમ. **ગુ૦** અફીણની બસ્તી.

**રીત**—મ્યુસીલેજ ઓફ સ્ટાર્ચ ... ... ૨ ઔંસ.
ટીંચર ઓફ ઓપીઅમ ... ... ૩૦ ટીપાં.

આ દવાના ૨ દ્રામમાં ૧ ગ્રેન અફીણ સમાએલું છે.

૪ *Extractum Opii.* **લા૦** એકસ્ટ્રેકટમ ઓપાઈ **અં૦** એકસ્ટ્રેકટ ઓફ ઓપીઅમ. **ગુ.** અફીણનું સત્વ.

**રીત**—અફીણ ... ... ... ૧ શેર
ચોખ્ખું પાણી ... ... ... ૧૨૦ ઔંસ

**માત્રા**— ... ... ...ાા થી ૨ ગ્રેન.

આ દવાના ૧ ભાગમાં ૨ ગ્રેન અફીણ સમાયલું છે.

૫ *Extractum opii Liquidum.* **લા૦** એકસ્ટ્રેકટમ ઓપાઈ લીકવીડમ. **અં૦** લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ ઓપીઅમ. **ગુ૦** અફીણનું પ્રવાહી સત્વ.

**રીત**—એકસ્ટ્રેકટ ઓફ ઓપીઅમ. ... ... ૧ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧૬ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૪ ઔંસ.

**માત્રા** ... ... ... .... ૧૦ થી ૪૦ ટીપાં.

આ દવાના ૧૦ ટીપાંમાં ૧ ગ્રેન અફીણ સમાયલું છે.

૬ *Linimentum Opii.* **લા૦** લીનીમેન્ટમ ઓપાઇ. **અં૦** લીનીમેન્ટ ઓફ઼ ઓપીઅમ. **ગુ૦** અફીણનું ચોપડવાનું તેલ.

**રીત**—ટીંચર ઓફ઼ ઓપીઅમ. ... ... ૨ ઔંસ.
લીનીમેન્ટ ઓફ઼ સોપ. ... ... ૨ ઔંસ.

૭ *Pilula Saponis Composita.* **લા૦** પીલ્યુલા સેપોનીસ કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ પીલ ઓફ઼ સોપ. **ગુ૦** સાબુની મીશ્રીત ગોળી.

**રીત**—અફીણનો ઝીણો ભુકો. ... ... ૦।। ઔંસ.
કઠણ સાબુ ... ... ... ૨ ઔંસ.
ગ્લીસરાઇન ... ... .... જોઇએ તેટલું.
**માત્રા**— ... ... ... .... ૩ થી ૫ ગ્રેન.

આ દવાના ૬ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાએલું છે.

૮ *Pilula Plumbi cum Opio.* **લા૦** પીલ્યુલા પ્લંબીકમ ઓપીઓ. **અં૦** પીલ ઓફ઼ લેડ એન્ડ ઓપીઅમ. **ગુ૦** સીસા તથા અફીણની ગોળીઓ.

**રીત**—એસીટેટ ઓફ઼ લેડ ... ... ... ૩૬ ગ્રેન.
ઓપીઅમ ... ... ... ... ૬ ગ્રેન.
કનફેકશન ઓફ઼ રોઝીઝ ... ... ૬ ગ્રેન.
**માત્રા**— ... ... ... ... ૩ થી ૫ ગ્રેન.

આ દવાની ૮ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાયેલું છે.

૯ *Pilula Ipecacuanhae cum scilla.* **લા૦** પીલ્યુલા ઇપીકાક્યુઆની કમ સીલા. **અં૦** પીલ ઓફ઼ ઇપીકાક્યુઆના વીથ સ્કેવીલ. **ગુ૦** ઇપીકાક્યુઆનાની સીલા મીશ્રીત ગોળીઓ.

**રીત**—ડોવર પાઉડર ... ... ... ૩ ઔંસ.
સ્કવીલ ... ... .... ... ૧ ઔંસ.
એમાન્યાકમ ... ... ... ૧ ઔંસ.
ગોળ ... ... .... ... જોઇએ તેટલો.
**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

આ દવાના ૨૩ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાએલ છે.

૧૦ *Pulvis Cretae Aromaticus cum opio.* લા૦ પલવીસ ક્રીટી એરોમેટીકસ કમ ઓપીઓ. અં૦ એરોમેટીક પાઉડર ઓફ ચોક એન્ડ ઓપીઅમ. ગુ૦ ચાક તથા અફીણનો સુગંધીદાર ભુકો.

રીત—એરોમેટીક પાઉડર ઓફ ચોક ... ૯$\frac{3}{4}$ ઔંસ
ઓપીઅમ ... ... ... ૨ ડ્રામ.
માત્રા— ... ... ... ૧૦ થી ૪૦ ગ્રેન.

આ દવાના ૪૦ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાયેલું છે.

૧૧ *Pulvis Ipecacuanhae Compositus.* લા૦ પલવીસ ઇપીકાકયુઆની કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ પાઉડર ઓફ ઇપીકાકયુઆના. ગુ૦ ઇપીકાકયુઆનાનો મીશ્રીત ભુકો ઉપનામ ડોવરસ પાઉડર.

રીત—ઇપીકાકયુઆનાનો ભુકો ... ... $\frac{1}{2}$ ઔંસ.
અફીણનો ભુકો ... ... $\frac{1}{2}$ ઔંસ.
સલફેટ ઓફ પોટાશીયમ. ... ૪ ઔંસ.
માત્રા— ... ... ... ૫ થી ૧૫ ગ્રેન..

આ દવાના ૧૦ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાયેલું છે.

૧૨ *Pulvis Kino Compositus.* લા૦ પલવીસ કાઇનો કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ પાઉડર ઓફ કાઇનો. ગુ૦ હીરા દખણનો મીશ્રીત ભુકો.

રીત—કાઇનાનો ભુકો. ... ... ... ૩$\frac{3}{4}$ ઔંસ.
અફીણનો ભુકો. ... ... ૨ ડ્રામ.
તજનો ભુકો. ... ... ... ૧ ઔંસ.
માત્રા— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

આ દવાના ૨૦ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાયેલું છે.

૧૩ *Pulvis opii Compositus.* લા૦ પલવીસ ઓપાઇ કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ પાઉડર ઓફ ઓપીઅમ. ગુ૦ અફીણનો મીશ્રીત ભુકો.

**રીત**—અફીણ .... ... ... ૧½ ઔંસ.

કાળાંમરી ... ... .... ૨ ઔંસ.

સુંઠ ... ... ... ૫ ઔંસ.

કેરેવેકુટ ... ... ... ૬ ઔંસ.

ટ્રેગેકેન્થ ... ... ... ૪ ડ્રામ.

**માત્રા**— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

આ દવાના ૧૦ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાયલુ છે.

૧૪ *Suppositoria Plumbi Composita.* **લા૦** સુપોઝીટારીઆ પ્લંબી કમ્પોઝીટા **અં૦** કમ્પાઉન્ડ લેડ સપોઝીટારીઝ **ગુ૦** સીસાની મિશ્રીત સોગઠીઓ.

**રીત**—પ્લંબી એસીટાસ ... ... ૩૬ ગ્રેન.

અફીણનો ભુકો ... ... ૧૨ ગ્રેન.

થીઓબ્રોમાનું તેલ ... .... ૧૩૨ ગ્રેન.

આ બધી દવા મીશ્ર કરી ૧૨ સોગઠી બનાવવી.

આ દરેક સોગઠીમાં ૩ ગ્રેન સુગરલેડ અને ૧ ગ્રેન અફીણ સમાયેલુંછે.

૧૫ *Tinctura Opii.* **લા૦** ટીંચુરા ઓપાઈ. **અં૦** ટીંચર ઓફ ઓપીઅમ. **ગુ૦** અફીણનો અર્ક.

**રીત**—અફીણનો ભુકો ... ... ... ૧½ ઔંસ.

પ્રુફ સ્પીરીટ ... ... .... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ...૫ થી ૪૦ ટીંપાં.

આ દવાનાં ૧૪½ ટીંપામાં ૧ ગ્રેન અફીણ સમાયેલું છે.

૧૬ *Tinctura Camphorae Compositus* **લા૦** ટીંચુરા કેમ્ફોરી કમ્પોઝીટસ. **અં૦** કમ્પાઉન્ડ ટીંચર ઓફ કેમ્ફર. **ગુ૦** કપુરનો મીશ્રીત અર્ક.

**રીત**—અફીણનો જાડો ભુકો ... ... ૪૦ ગ્રેન.

બેનઝોઈક એસીડ ... ... ૪૦ ગ્રેન.

કપુર ... ... ... ... ૩૦ ગ્રેન.

એનીસીનું તેલ ... ... ... ૩૦ ટીંપાં.

પ્રુફ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ૧૫ થી ૬૦ ટીપાં.

આં દવાના ૧ ઔંસમાં ૨ ગ્રેન અફીણ સમાયલું છે.

આ દવાનો વારંવાર પેરેગોરીક એલીકસર (Paregoric Elixir) કહે છે.

૧૭ *Tinctura Opii Ammoniata.* **લા૦** ટીંચુરા ઓપાઈ એમોનીએટા. **અં૦** એમોનીએટેડ ટીંચર ઓફ ઓપીઅમ. ગુ૦ અફીણનો એમોનીએટેડ અર્ક.

**રીત—**અફીણનો જાડો ભુકો ... ... ... ૧૦૦ ગ્રેન.

સેફ્રાન (કેશર) ... ... ... ૧૮૦ ગ્રેન.

બેનઝોઇક એસીડ ... ... ... ૧૮૦ ગ્રેન.

એનીસીનું તેલ ... ... ... ૧ ડ્રામ.

સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ એમોન્યા ... ૪ ઔંસ.

રેકટીફાઇડ સ્પીરીટ... ... ... ૧૬ ઔંસ.

**માત્રા—** ... ... ... ૩૦ થી ૬૦ ટીપાં.

આ દવાનાં ૧ ઔંસમાં ૫ ગ્રેન અફીણ સમાએલું છે.

૧૮ *Trochisci Opii.* **લા૦** ટ્રોકીઝી ઓપાઈ. **અં૦** ઓપીઅમ લોઝેન્જીસ. ગુ૦ અફીણની રેવડીઓ.

**રીત—**અફીણનું સત્વ. ... ... ... ૭૨ ગ્રેન.

ટીંચર ઓફ ટોલુ ... ... ... ૪ ડ્રામ.

ધોએલી સાકર ... ... ... ૧૬ ઔંસ.

ગમ એકેશીઆ. ... ... ... ૨ ઔંસ.

એકસ્ટ્રેકટ ઓફ લાઇકોરીસ ... ૬ ઔંસ.

ચોખ્ખુ પાણી ... ... જોઇએ તેટલું.

**માત્રા—** ... ... ... ૧ થી ૬ રેવડી.

આ દવા મીશ્ર કરી ૭૨૦ રેવડી બનાવો.

આ દવાની દરેક રેવડીમાં $\frac{1}{10}$ ગ્રેન અફીણનું સત્વ આવે છે.

૧૯ *Unguentum Gallae Cum Opio.* **લા૦** અંગવેન્ટમ ગૅલી-

ફ્મ ઓપીઓ. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ ગોલ્સ એન્ડ ઓપીઅમ. ગુ૦ ગોલ અને અફીણનું મલમ.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—ગોલનું મલમ | ... | ... | ... | ૧ ઔંસ. |
| અફીણનો ભુકો | ... | ... | ... | ૩૨ ગ્રેન. |

આ દવાનાં ૧ ઔંસમાં ૩૨ ગ્રેન અફીણ સમાયેલું છે.

૨૦ *Vinum Opii.* લા૦ વાઇનમ ઓપાઇ. અં૦ વાઇન ઓફ ઓપીઅમ. ગુ૦ અફીણનો વાઇન.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—અફીણનું સત્વ | ... | ... | ... | ૧ ઔંસ. |
| તજનો ભુકો | ... | ... | ... | ૭૫ ગ્રેન. |
| લવીંગનો ભુકો | ... | ... | ... | ૭૫ ગ્રેન. |
| શેરીવાઇન | ... | ... | ... | ૨૦ ઔંસ. |
| માત્રા— | ... | ... | ... | ૧૦ થી ૪૦ ટીંપા. |

આ દવાના ૧ ઔંસમાં ૨૨ ગ્રેન અફીણનું સત્વ સમાયેલું છે.

અફીણ સપોઝીટોરીઆ પ્લંબી કમ્પોઝીટા બનાવવાના કામમાં વપરાય છે.

**મોરફીઆ હાઇડ્રોક્લોરાસની મુખ્ય બનાવટો.**

૧ *LIQUOR MORPHINAE HYDROCHLORATIS.*

લા૦ લાઇકર મોરફીની હાઇડ્રોક્લોરેટીસ. અં૦ સોલ્યુશન ઓફ હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન. ગુ૦ મોરફીઆ હાઇડ્રોક્લોરાસનું પ્રવાહી.

| | | | |
|---|---|---|---|
| રીત—હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન | ... | ... | ૯ ગ્રેન. |
| ડીલ્યુટ હાઇડ્રોક્લોરીક એસીડ | ... | ... | ૧૮ ટીંપાં. |
| રેકટીફાઇડ સ્પીરીટ | ... | ... | ૪ ડ્રામ. |
| ચોખ્ખું પાણી | ... | ... | ૧½ ઔંસ. |
| માત્રા— | ... | ... | ૧૦ થી ૬૦ ટીંપાં. |

આ દવાના ૧૦૦ ભાગમાં ૧ ભાગ મોરફીઆ સમાયેલો છે.

૨ *Suppositoria Morphinae.* લા૦ સપોઝીટોરીઆ મોરફીની. અં૦

મોરફાઈન સપોઝીટોરીઝ. ગુ૦ મોરફાઈનની સોગઠીઓ.

**રીત**—હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઈન ... ... ૬ ગ્રેન.
ઓઇલ ઓફ થીઓબ્રોમા ... ... ૧૭૪ ગ્રેન.

આ બધું મીશ્ર કરી ૧૨ સોગઠીઓ બનાવો.

આ દવાની દરેક સોગઠીમાં ૦ાા ગ્રેન મોરફીઆ સમાયેલો છે.

૩ *Suppositoria Morphinae cum Sapone.* **લા૦** સપોઝીટોરીઆ મોરફીની કમ સેપોન. **અં૦** મોરફાઈન સપોઝીટોરીઝ વીથ સેપોન. ગુ૦ મોરફીઆની સાબુ મિશ્રીત સોગઠીઓ.

**રીત**—હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન ... ... ૬ ગ્રેન.
ગ્લીસરાઈન ઓફ સ્ટાર્ચ... ... ... ૩૦ ગ્રેન.
કર્ડ સોપ ... ... ... ...૧૦૦ ગ્રેન.
સ્ટાર્ચ ... ... ... ...જોઇએ તેટલો.

આ બધું મીશ્ર કરી ૧૨ સોગઠીઓ બનાવવો.

આ દવાની દરેક સોગઠીમાં ૦ાા ગ્રેન મોરફીઆ સમાયેલો છે.

૪ *Tinctura Chloroformiet Morphinae.* **લા૦** ટીંચુરા ક્લોરોફોર્માએટ મોરફીની. **અં૦** ટીંચર ઓફ ક્લોરોફોર્મ એન્ડ મોરફાઇન. ગુ૦ ક્લોરોફોર્મ એન્ડ મોરફીઆનો અર્ક.

**રીત**—ક્લોરોફોર્મ ... ... ... ... ૧ ઔંસ.
ઇથિર ... ... ... ... ૨ ડ્રામ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૧ ઔંસ.
હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઈન... ... ૮ ગ્રેન.
ડીલ્યુટ હાઇડ્રોસ્યાનીક એસીડ... ... ૪ ડ્રામ.
ઑઇલ ઓફ પીપરમીન્ટ ... ... ૪ ટીપાં.
લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ લાઈકરીસ. ... ૧ ઔંસ.
ટ્રીકલ (ગોળ) ... ... ... ૧ ઔંસ.
સીરૂપ (જોઇએ તેટલો) ૮ ઔંસ બને તેટલો વાપરવો.

**માત્રા—** ... ... ૫ થી ૧૦ ટીપાં.

આ દવાના ૧૦ ટીપામાં ૧/૪૮ ગ્રેન મોરફીઆ સમાયેલો છે.

૫ *Trochisci Morphinae.* **લા૦** ટ્રોકઝી મોરફીની. **અં૦** મોરફાઇન લોઝેન્જીસ. **ગુ૦** મોરફીઆની રેવડીઓ.

**રીત**—હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન ... ...૨૦ ગ્રેન.
ટીંચર ઓફ ટોલુ ... ... ... ૪ ડ્રામ.
ધોયેલી સાકર ... ... ૨૪ ઔંસ.
ગમ એકેશીયા ... ... ૧ ઔંસ.
મ્યુસીલેજ ઓફ ગમ એકેશીઆ જોઇએ તેટલો.
ચોખ્ખું પાણી ... ... ‖ ઔંસ.
આ દવા મિશ્ર કરીને ૭૨૦ રેવડીઓ બનાવવી.

**માત્રા—** ... ... ... ૧ થી ૬ રેવડી.

આ દવાની દરેક રેવડીમાં ૧/૩૬ ગ્રેન મોરફીઆ સમાએલો છે.

૬ *Trochisci Morphinae et Ipecacuanhae.* **લા૦** ટ્રોકઝી મોરફીની એટ ઇપીકાકયુઆની. **અં૦** મોરફાઇન એન્ડ ઇપીકેકયુઆના લોઝેન્જીસ. **ગુ૦** મોરફીઆ અને ઇપીકાકયુઆનાની રેવડીઓ.

**રીત**—હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન ... ૨૦ ગ્રેન.
ઈપીકાકયુઆના ... ... ૬૦ ગ્રેન.
ટીંચર ઓફ ટોલુ ... ... ૪ ડ્રામ.
ધોયેલી સાકર ... ... ૨૪ ઔંસ.
ગમ એકેશીઆ ... ... ૧ ઔંસ.
મ્યુસીલેજ ઓફ ગમ એકેશીઆ... જોઇએ તેટલો.
ચોખ્ખું પાણી ... ... ‖ ઔંસ.
આ દવા મિશ્ર કરી ૭૨૦ રેવડીઓ બનાવવી.

**માત્રા—** ... ... ... ... ૧ થી ૬ રેવડી.

આ દવાની દરેક રેવડીમાં ૧/૩૬ ગ્રેન મોરફીઆ અને ૧/૧૨ ગ્રેન ઇપીકાકયુઆના સમાએલા છે.

**મારફીઆં એસીટાસની મુખ્ય બનાવટો.**

૧ *Liquor Morphinae Acetatis.* **લા૦** લાઇકર મોરફીની એસીટેટીસ. **અં૦** સોલ્યુશન ઓફ એસીટેટ ઓફ મોરફાઇન. **ગુ૦** મોરફીઆ એસીટાસનું પ્રવાહી.

**રીત**—એસીટેટ ઓફ મોરફાઇન ... ૯ ગ્રેન.
ડીલ્યુટ એસેટીક એસીડ ... ૧૮ ટીંપાં.
રેકટીફાઈડ સ્પીરીટ ... ૪ ડ્રામ.
પાણી ... ... ... ૧½ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૬૦ ટીંપાં.

આ દવાના ૧૦૦ ભાગમાં ૧ ગ્રેન મોરફીઆ એસીટાસ સમાયેલો છે.

૨ *Injectio Morphinae Hypodermica.* **લા૦** ઇનજેકશીઓ મોરફીની હાઇપોડરમીકા. **અં૦** હાઈપોડરમીક ઇનજેકશન ઓફ મોરફાઇન. **ગુ૦** મોરફીઆની ત્વચામાં મારવાની પીચકારીનું પ્રવાહી.

**રીત**—હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન ... ૯૨ ગ્રેન.
ચોખ્ખુ પાણી ... ... ૨ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧ થી ૫ ટીંપાં.

આ દવાના ૧૦ ટીંપામાં ૧ ગ્રેન મોરફીઆ સમાયેલો છે.

**એપોમારફીની હાઇડ્રોક્લોરેટની મુખ્ય બનાવટો.**

૧ *Injectio Apomorphinae Hypodermica.* **લા૦** ઇનજેકશીઓ એપોમોરફીની હાઇપોડરમીકા. **અં૦** હાઈપોડરમીક ઇનજેકશન ઓફ એપોમોરફાઇન. **ગુ૦** એપોમોરફીઆનું ત્વચામાં મારવાની પીચકારીનું પ્રવાહી.

**રીત**—હાઇડ્રોક્લોરેટ ઓફ એપોમોરફાઇન ... ૨ ગ્રેન.
કપુરનું પાણી ... ... ૧૦૦ ટીંપાં.

**માત્રા**— ... ... ... ૨ થી ૮ ટીંપાં.

આ દવાના ૧૦૦ ભાગમાં ૨ ભાગ એપોમોરફીઆ સમાયેલો છે.

**મેકોનીક એસિડની મુખ્ય બનાવટો.**

૧ *Liquor Morphinae Bimeconatis.* **લા૦** લાઈકર મોરફીની બાઇમેકોનેટીસ. **અં૦** સોલ્યુશન ઓફ બાયમેકોનેટ ઓફ મોરફીઆનિ. **ગુ૦** બાઇમેકોનેટ મોરફીઆનું પ્રવાહી.

**રીત**—હાઇડ્રોકલોરેટ ઓફ મોરફીઆનિ ... ૯ ગ્રેન.
મેકોનીક એસીડ ... ... ૬ ગ્રેન.
રેકટીફાઈડ સ્પીરીટ ... ... ૪ ડ્રામ.
સોલ્યુશન ઓફ એમોન્યા.
ચોખ્ખું પાણી } ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ... ૫ થી ૪૦ ટીપાં.

આ દવાના ૧૦ ભાગમાં ¼ ભાગ બાયમેકોનેટ ઓફ મોરફીઆનિનો સમાયેલો છે.

**અફીણના ગુણદોષ.**

**ગુણ**—ઔષધિના પ્રમાણમાં અફીણની પ્રાથમિક અસર ગરમ છે, અને તેની દ્વીતીય અસર ઘેન લાવનારું, નિંદ્રા લાવનાર અને ચુંક મટાડનાર છે. મુખ્યત્વે કરીને તેની અસર મગજની નાંડીઓ પર અને તેમાંથી ઉત્પન્ન થતી બીજી નાડીઓ પર ઓછી અથવા વધારે માત્રાના પ્રમાણમાં થાય છે. વધારે પ્રમાણમાં જલદ વિષ છે.

અફીણ શરીરમાંથી વહેતા દરેક પ્રવાહને ઘટાડી નાંખે છે પણ ચામડીમાંથી વહેતા પ્રવાહને વધારે છે.

**ઉપયોગ**—સોજાંઓમાં મુખ્યત્વે કરીને રક્તવાળી ઝીણી ત્વચાના સોજાના દરદમાં વારંવાર અફીણું એકલું અગર કેલોમલ, એન્ટીમની, અને બીજી સોજા મટાડનારી દવાના સંયોગમાં અતિશય વપરાય છે. સાધારણ નિયમ પ્રમાણે સોજા વગરની ચામડીના દરદમાં તે કમી અસર કરે છે, પણ હોજરી ઉપરની ચામડીના સોજામાં તો ઘણી જ ઉત્તમ અસર કરે છે. તાવમાં, મુખ્યત્વે કરીને તાવ આવ્યા અગાઉ તે એકલું અગર એન્ટીમની, કેમ્ફર વગેરે દવાઓના સંયોગમાં વાપરવાથી તે મગજની ચીન્તા તથા શીરા વિશીષ્ટ સંબંધી વ્યાધી મટાડી ઉંઘ લાવી સારી અસર કરે છે.

એક સામાન્ય નિયમ પ્રમાણે જ્યારે આંખની કીકીનો સંકોચ થવા માંડે ત્યારે તે બંધ કરવું જોઇએ, અને આથી તે આવા દરદમાં વાપરી શકાય તેમ નિર્ભય નથી.

દુઃખદાયક ચુંક તથા આંકડીના દરદમાં અફીણ વધારે પ્રમાણમાં અને ફરી ફરીને થોડા પ્રમાણમાં વાપરવાથી તરતજ સારી અસર થાય છે.

જુદી જુદી પ્રકારના હોજરીના દરદોમાં, હોજરીના ચાંદાના દરદોમાં, હોજરીમાં બળતરા થતી હોય તેવા દરદમાં, આંતરડામાં ક્ષત પડયા હોય તેવા દરદમાં ઉલ્ટીના દરદમાં, અતિસાર, મરડા, ચુંક, તથા આંકડીના દરદમાં સારણ ગાંઠના દરદમાં, વાપરી શકવાથી સારો ફાયદો થાય છે.

હોજરીમાંથી થતા રક્તશ્રાવ, ગર્ભાશયમાંથી થતા રક્તશ્રાવ, ફેફસામાંથી થતા રક્તશ્રાવ, ઋતુશ્રાવના દરદોમાં, મસાના રોગમાંથી થતા રક્તશ્રાવમાં, પેશાબ, પથરી, તથા મુત્રાશયના દરદોમાં આ દવા વપરાય છે.

સુવાવડના રોગ, તીક્ષ્ણ સંધીવા, ધનુર્વા, ઉન્માદ અને સન્નિપાતના રોગમાં વાપરવાથી સારા ફાયદા થાય છે.

અફીણનું ચોપડવાનું તેલ સંધીવા, માથા તથા બીજા દુખદાયક દુખાવાના દરદમાં ચોપડવામાં વપરાય છે. વળી આંખના દરદો પર પણ અફીણ વપરાય છે.

**વિશેષ વર્ણન**—અફીણની થોડી માત્રા જ્યારે પીવામાં લેવાય છે, ત્યારે પ્રથમ મગજની નાડીઓને ઉત્તેજન આપે છે; અને તેનો ધબકારો વધારે છે, એકંદર અફીણ આખા શરીરમાં ગરમીની અસર કરે છે અને ઇંદ્રીઓને સતેજ કરે છે તથા મનને આનંદમાં રાખે છે, પણ વખત જતાં જરા જરા એમ વધતી સુસ્તી ઉત્પન્ન કરે છે, અને છેવટે ઘોર નિંદ્રા લાવે છે. અને શરીરમાંથી પુષ્કળ પરસેવો છુટે છે. આ પ્રમાણે અસર થયેલા દરદીને જગાડતાં હમેશ તે બકારી, માથાનો દુખાવો, જીભપર ઉબ વળવી, ભુખનો નાશ થવો, ગળુ સુકાઈ જવું, બંધકોષ થવો વગેરે ચિન્હોની ફરીયાદ કરતો જણાશે. આ દરદીને જો ચુંક તથા આંકડી આવતી હશે તો તે તરત દબાઈ જશે.

અફીણ ખાધાથી ઇંદ્રીઓનું સત્તેજપણું તથા શરીરમાં ગરમીની અસર અડધા કલાક સુધીજ જણાય છે, પણ પાછળથી તરતજ ઘેન આવી જાય છે.

વધારે પ્રમાણમાં અફીણ ખાધાથી ઘણુંજ ઘેન આવે છે, અને એટલી બધી નિંદ્રા આવે છે, કે જેથી દરદીને જગાડવો એ એક મુશ્કેલ કામ થઈ પડે છે. અને જો અતિશય વધારે પ્રમાણમાં ખાવામાં આવે છે તો અતિશય ઘેન પ્રાપ્ત થાય છે. નાડી નબળી પડે છે, શરીર ઠંડુ થાય છે, આંખની કીકીઓ સંકોચાઈ જાય છે અને છેવટે દરદી મરણને શરણુ થાય છે.

**અફીણની શરીરની જુદી જુદી ઇંદ્રીઓપર અસર.**

**પાચન કરનાર ઇંદ્રીઓપર** ( on the digestive organs) અફીણ ખાધાથી અન્ન રૂચીનો, તથા પાચન ક્રિયાનો નાશ કરે છે. ( ઘટાડી નાંખે છે.) તૃષા વધારે છે. શરીરની અંદરની ત્વચામાંથી વહેતા પ્રવાહને ઘટાડી નાંખે છે અને બધકોષ કરે છે.

**મગજની નાડીઓપર** (on the brain and nervous system.) અફીણ મગજની શિરાઓને તથા માનસિક ગતિને થકવી નાંખે છે, અને ઉંઘ તથા સુસ્તી પેદા કરે છે. આંખની કીકીઓનો અતિશય સંકોચ કરે છે. જો વધારે પ્રમાણમાં લેવામાં આવ્યું હોય તો વાંસાની નાડીપર પણ અસર કરે છે અને તાણના તથા ધનુર્વાના ચિન્હો ઉત્પન્ન કરે છે.

**લોહીની નસોપર.** (on the vascular system) અફીણ લોહીની નસોમાં પ્રથમ ગરમીની અસર કરે છે પણ પાછળથી ગરમી કમી કરી નાંખી શાંત કરે છે. જો વધારે પ્રમાણમાં લેવામાં આવે છે તો લોહીની ફરવાની ગતિનો લાંબા વખત સુધી અટકાવ કરે છે.

**ત્વચાની ઇંદ્રીઓપર** (on the cutaneous system.) અફીણ જો વારંવાર આપવામાં આવે છે. તો અગર ઇપીકાક્યુઆના તથા કપુરના સંયોગમાં આપવામાં આવે છે તો પરસેવાનો અત્યંત વધારો કરેછે.

**ત્વચા શિવાય પ્રવાહને ઉત્પન્ન કરનારી તથા બહાર કાઢનારી ઇંદ્રીઓપર.** ( on the secreting and excreting organs, with the exception of the skin. અફીણ આં ગતિપર શાંતીદાયક અસર કરે છે અને શ્વાચ્છોશ્વાસની ક્રિયાની ઝડપને ઘટાડી નાંખે છે અને લોહીને સ્વચ્છ કરવાની શક્તિને ઓછી કરે છે.

**સંયોગ કરવાની ઇંદ્રીઓપર** ( on the sexual system )

અફીણ આ ઇંદ્રીઓપર ગરમીની અસર કરે છે, મુખ્યત્વે કરીને મરદોમાં તો તે ખાસ અસર કરે છે, અને આથી પૂર્વ દેશના વતનીઓમાં આ દવા કામોત્તેજક તરીકે વપરાય છે. (આપણા દેશમાં રજપુતો તથા ગરાશીઆઓ કસુંબો પીએ છે તે).

અફીણ જ્યારે ચામડીપર લગાડવામાં આવે છે ત્યારે તે ચામડીપરનું દુઃખ કમી કરવાની શક્તિ ધરાવે છે. અને આથી પોચના ડોડાનો વારંવાર શેક કરાવવામાં આવે છે, જ્યારે અફીણ અગર મોરફીઆ આંખના દરદોમાં વાપરવામાં આવે છે ત્યારે તે આંખની કીકીઓને સંકોચિત્ત કરતાં નથી, જો કે તેમનામાં સંકોચ કરવાની શક્તિ રહેલી છે.

બીજી બધી દવાઓ કરતાં અફીણનો બહોળો ઉપયોગ થાય છે, અને આથી કરીને તે માણસને કુદરતી ઇશ્વિરની બક્ષિસ છે એમ માનવામાં આવે છે. (Gift of god.) આપણા લોકમાં પણ અફીણનું બહુ માન છે અને તેથી કરીને કવિયો તથા ચારણો અમલનાં ગાન કરી ગયા છે.

અફીણ હમેશાં થોડા પ્રમાણમાં વાપરવું જોઇએ. રક્તશ્રાવના દરદોમાં જ્યારે પુષ્કળ લોહી વહે છે ત્યારે અફીણનો ઉપયોગ એક કીમતી ઇલાજ તરીકે થઇ પડે છે. તે વારંવાર ગેલીક એસિડ તથા સુગર લેડના સંયોગમાં વપરાય છે. મરડા, અતિસાર, તથા પ્રદર અગર એવા બીજા અંદરની ચામડીમાંથી વહેતા પ્રવાહના દરદોમાં અફીણ વાપરવાથી સારો ફાયદો થાય છે, પણ તે ઘણી સંભાળથી વાપરવું,

ટાઢીઆ તાવ અગર બીજા ચેપી તથા જુક્કો તાવમાં તાવ આવ્યા અગાઉ અફીણ કુવીનાઇનના સંયોગમાં વપરાય છે.

મુત્રાશયના દરદમાં પણ અફીણ સારો ફાયદો કરે છે, જો પેશાબ વધારે થતો હોય તો તે ઘટાડી નાંખવાને અફીણ સારી મદદ કરે છે. મુત્રાશયની ઇંદ્રીઓના દરદમાં, તથા મુત્રાશયના સોજાપર પણ અફીણ સારો ફાયદો કરે છે. મધુ પ્રમેહમાં અફીણ કરતાં કોડીઆ વાપરવાથી સારો ફાયદો થાય છે.

છાતીના દરદોમાં આ દવાનો સંભાળથી ઉપયોગ કરવો જોઇએ, વારંવાર અફીણ કફ મટાડે છે પણ જ્યારે શ્વાચ્છોશ્વાસની ક્રિયા ઘટી

જાય છે, ત્યારે તેનો ઉપયોગ કરતાં, ઘણુંજ ધ્યાન આપવું પડે છે. જો કે અફીણ ઘણી સારી રીતે કફનો નાશ કરે છે, પણ વારંવાર તેનો ઉપયોગ કરવો. તે ફાયદાને બદલે નુકશાન કરતાજ છે.

અફીણની સોગઠીનો ઉપયોગ મળાશય અને કોરડી ( [illegible] ) ના દુઃખદાયક દરદોમાં વારંવાર થાય છે; વળી ગુરદાની પીચકારી રૂપે અફીણ વપરાય છે.

અફીણ અળશીની પોટીસપર લગાડવાથી માથાના મુળ તથા દુખાવા અને સોજાઓના દરદોમાં થતી પીડાને સમાવે છે. આ ઉપાય બચ્ચાંના કેસમાં ઘણીજ સંભાળથી કરવો જોઇએ.

અફીણનું સત્વ બીડી પીવાની નળીમાં પીવાથી દમના રોગમાં સારો ફાયદો થાય છે. કેટલીક સ્ત્રીઓ કે જેઓ પોતાની જીંદગી એકાંતમાં પવિત્ર રીતે ગાળે છે અને જેઓ સંયોગસુખ ભાગ્યેજ માણી શકે છે અગર માણી શકતી નથી, તેવી સ્ત્રીઓને થતા માથાના દુખાવામાં અફીણ વાપર્યાથી સારો ફાયદો થાય છે. ક્ષયના પૂર્વ સ્વરૂપમાં અતિશય પડતા કફના દરદમાં સીગારેટના રૂપમાં તે પીવામાં વપરાય છે.

અતિશય અતિસાર તથા સંગ્રહણીના જક્કી દરદમાં જ્યારે અતિશય પીડા થાય છે, ત્યારે ૧ ઔંસ સ્ટાર્ચના કવાથમાં અફીણના અર્કના ૧૫ ટીપાં નાંખીને મળાશયમાં પીચકારી મારવાથી ઘણો સારો ફાયદો થાય છે. અફીણ તથા ગેલનું મલમ એકવાર હરસ તથા મસાના દરદમાં ઘણું વપરાતું હતું પણ હાલમાં હેમેમેલીસ તથા હેઝેલાઇનની શોધ થવાથી તેનો વપરાશ હમણાં ઓછો થઇ ગયો છે, પણ મલમ વાપરવાથી સારા ફાયદા થાય છે.

૧૦ ગ્રેન ડોવર પાઉડરની ગોળીઓ કરીને ક્ષયના રાત્રે વળતા પરસેવાના દરદમાં વાપર્યાથી પરસેવો બંધ થાય છે.

## અફીણ વાપરવા અગાઉ ધ્યાનમાં લેવા જોગ સૂચના.

અફીણનો ઔષધી તરીકે ઉપયોગ કરતાં ઘણીજ સંભાળ રાખવાની છે, પુખ્ત ઉમ્મરનાં માણસો કરતાં બચ્ચાંપર આ દવા ઘણી જલદીથી અસર કરે છે, માટે અફીણની હરકોઇ બનાવટ બચ્ચાંને આપતાં ઘણીજ સંભાળ રાખવી.

કેટલાક દરદીઓની પ્રકૃતિ ઘણીજ વિલીક્ષણ હોય છે, કેટલાકને અફીણની વધારે માત્રા પણ સારી રીતે માફક આવે છે અને. કેટલાકને નાનામાં નાની અફીણની માત્રા પ્રતિકુળ આવે છે, માટે પ્રકૃતી. જોઇને અફીણનો ઉપયોગ કરવો.

કેટલાક દરદો પણ વિચિત્ર હોય છે અને તેઓ અફીણની માત્રાથી ભયંકર રૂપ પકડતાં જાય છે, જેવાં કે મુત્રપિંડના જુના દરદો, મગજના વ્યાધી જેવા કે ઉન્માદ વીગેરે, કંઠનળીના શોજાનાં દરદો, ફેફસાનાં તીક્ષ્ણ સોજાનાં દરદો વીગેરે. ઘણા લાંબા વખત સુધી આ દવા કોઈ દરદીને આપવી નહીં કારણ કે તેથી ફાયદાને બદલે નુકશાન થાય છે, અને છેવટ દરદી અફીણનો બંધાણી થઈ જાય છે, અને જ્યારે તેને આ દવા બંધ કરવામાં આવે છે ત્યારે તેને કાંઇ ચેન પડતું નથી.

જો કોઈ દરદીને અફીણની નાનામાં નાની માત્રા આપવામાં આવે અને તે દરદી જો કોઈ કારણસર દવા મુકી દે અને પછી થોડાક દીવસ ગેરહાજર રહ્યાં કેડે પાછો દવા કરાવવા આવે અને જો તે વખતે તેનું દરદ વધી ગએલું માલમ પડે અને પછી તે દરદપર અફીણની વધારે માત્રા આપવામાં આવે તો તેથી ઘણા ભયંકર ચિન્હો થવાનો સંભવ રહે છે, માટે અફીણની માત્રા હમેશાં ઘણાજ થોડા પ્રમાણમાં આપવી.

**મોરફીઆ હાઇડ્રોક્લોરાસના ગુણદોષ.**

**ગુણ**—આ દવાના ગુણદોષ અફીણને મળતા છે, મોરફીઆ અફીણનું ખાસ સત્વ છે અને તેનામાં અફીણના સર્વ ગુણ છે, આ દવા અફીણના કરતાં આઠ ગણી વધારે જોરાવર છે, માટે તેની માત્રા ધ્યાનમાં લઇ ઘણાજ નાના પ્રમાણમાં ઘણી સંભાળથી ઉપયોગ કરવો.

**ઉપયોગ**—મોરફીઆ અને તેની બીજી બનાવટો અતિશય દુખદાયક દરદોમાં નિંદ્રા લાવવા સારૂ તથા પીડા શામક તરીકે વપરાય છે. કેટલીક ગંભીર પ્રકારની શસ્ત્ર ક્રિયા કર્યા કેડે દરદીને થતાં અતિશય દુખમાં પીડા શામક તથા ઉંઘ લાવવા સારૂ આ દવા ઘણીજ વપરાય છે. વધારે માત્રામાં આ દવા તીક્ષ્ણ ઝેર છે. આ દવાથી શરીરની ગરમી એકદમ ઘટી જાય છે અને નાડી ઝટ નબળી થવા માંડે છે, કેટલીવાર દાંતના તથા દાઢોના સળાના તથા દુખાવાના દરદમાં જ્યારે અતિશય પીડા થાય

છે ત્યારે લાઈકર મોરફીઆ હાઈડ્રોક્લોરાસની અંદર પુમડું બોળીને દાંત તળે દાબવાથી દરદ કમી થઇ જાય છે.

ઉધરસ તથા કફના દરદોમાં મોરફીઆની રેવડીઓ વપરાય છે અને અતિશય આવતી ઉધરસમાં આ દવાની રેવડીઓ મોંમાં રાખવાથી રાત્રે ઉધરસ બંધ તથા કફ નરમ પડે છે અને ઉંઘ આવે છે. આખા દીવસમાં આ દવાની રેવડીઓ ૨ થી ૮ સુધી લઇ શકાય છે.

પગમાં, સાંધામાં તથા હરકોઇ ભાગમાં આવતા તીક્ષ્ણ સણકા અને થતા અતિશય દુખાવામાં, માથાના સુળમાં, નિંદ્રાનાશ, ઉન્માદ, ધનુર્વા, આંચકી, હીસ્ટીરીઆ, અસહ્ય વેદના અને ચસકાના દરદમાં ચામડી વાટે પીચકારી મારવાથી સારો ફાયદો થાય છે.

**પીચકારી મારવાનું પ્રવાહી બનાવવાની રીતઃ—**

| | |
|---|---|
| હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફીયા ... ... ... | ૨ ગ્રેન. |
| રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ... | ૧૮ ટીપાં. |
| ડીલ્યુટ હાઇડ્રોક્લોરીક એસીડ. ... ... ... | ૨ ટીપાં. |
| પાણી ... ... ... ... ... | ૪૦ ટીપાં. |

આ બધું મીશ્ર કરવું.

**માત્રા**—૫ થી ૨૦ ટીપાં દુખના પ્રમાણમાં પીચકારી વાટે વપરાય છે.

ઉપર લખેલા દરદો જ્યારે ઔષધોપચારથી મટતા નથી ત્યારે આ દવાનો પીચકારી મારવાનો ઉપચાર કરવો પડે છે અને તેથી ઘણી સારી અસર થાય છે. આ પીચકારીનો વારંવાર ઉપયોગ કરવો નહીં અને તેનો ઉપચાર કરતાં ઉપચારકોએ નિચેના નિયમો ખાસ ધ્યાનમાં રાખવા. આ નિયમો આ પીચકારીનો પ્રયોગ શરીરમાં શરૂ કરતાં પહેલાં તથા આ પીચકારીના વ્યસનથી બંધાણી થઈ ગએલા દરદીઓને ટેવ તજાવવા સારૂ ધ્યાનમાં રાખવા લાયક છે.

૧. ત્વચામાં મારવાની પીચકારી એકદમ બંધ કરવી નહીં.

૨. ત્વચામાં મારવાની પીચકારીનું પ્રમાણ ધીમે ધીમે દરદીને કાંઇ પણ કહ્યા વગર ગુપ્ત રીતે ઘટાડી નાંખવું.

૩. ત્વચામાં મારવાની પીચકારીમાં એકલું મોરફીઆ માત્ર કરવું નહીં પણ

તેની સાથે એટ્રોપાઇન મીશ્ર કરવું.

૪. મોરફીઆનું પ્રમાણ ઘટાડી નાંખવું અને એટ્રોપીઆનું પ્રમાણ જ્યાં સુધી મોરફીઆની આગલી અસર પ્રબળ હોય અને કમી થઇ જાય ત્યાં સુધી વધારવું.

જ્યારે એટ્રોપીઆની પુરેપુરી અસર થશે ત્યારે દરદી એની મેળે કહેશે કે આ પીચકારીથી કાંઇ ફાયદો થતો નથી માટે બંધ કરો.

કેટલાક અધુરીઆ વૈદ્યનો અભ્યાસ કરીને કંટાળી ગએલા માણસો વધારે સુધરેલા શ્રીમંતો વૈદકનાં પુસ્તક વાંચી વૈદ થનાર વિદ્વાનો તથા વૈદો જ્યારે કોઇ ઉપર લખેલા રોગથી પીડાતા હોય છે ત્યારે તેઓ પોતાની મેળે પીચકારીનો સ્વહસ્તે ઉપયોગ કરે છે, અને તેથી તેઓને પીચકારી એક વ્યસન રૂપ થઇ પડે છે અને પાછળથી તેનો ત્યાગ થઇ શકતો નથી અને દરદી દીવસે દીવસે નબળો પડતો જાય છે, માટે તેવા દરદીઓએ તથા દરદીઓને મદદ કરનારા ઉપચારકોએ ધ્યાનમાં રાખવા લાયક નિયમો.

૧. ઉપચારકોએ દરદીઓ પાસેથી મોરફીઆ સોલ્યુશન તથા પીચકારી લઇ લેવાં અને તેમને કહેવું કે અમે તમને સોલ્યુશન બનાવીને આપીશું.

૨. પીચકારી મારવાનું પ્રમાણ ધીમે ધીમે ઘટાડી નાંખવું.

૩. દરદીના આંતરડાં સાફ રાખવાં. અને તેને જતો બંધકોશ કોઇ સારી દસ્ત સાફ લાવનાર દવાથી દુર કરવો, અને આંતરડાં સાફ રાખવાં.

૪. દરદીને હમેશાં પૌષ્ટીક દવાઓ આપવી; જેવી કે—કવીનાઇન નકસવોમીકા, કેપશીસી તથા એસીડ હાઇડ્રોકલોરીકના સંયોગમાં મિશ્ર કરેલી નકસવોમીકા વીગેરે.

૫. જો દરદીને ઉંઘ ના આવતી હોય તો તેને સોડીઅમ બ્રોમાઇડ ત્રીશ ગ્રેનના પ્રમાણમાં રાત્રે સુતી વખતે પુષ્કળ પાણીમાં મેળવી આપવું. જો જરૂર પડે તો આ પ્રમાણ ફરીને થોડા પ્રમાણમાં આપવું.

૬. જો હોજરીમાં કાંઇ દરદ હોય અથવા અતિસાર જેવાં ચિન્હો થતાં હોય તો બીસમથ કારબોનેટ ૩૦ ગ્રેનના પ્રમાણમાં દુધમાં નાંખી દીવસમાં ત્રણ વખત પાવો. બીજો સરસ ઉપાય એ છે કે દરદીને કારબોલીક એસીડ અને ટીંચર આયોડીન સરખા પ્રમાણમાં મિશ્રકરી દીવસમાં ત્રણવાર ૧ ટીંપુ પાણીમાં મીશ્ર કરી ખાધા પહેલાં આપવું.

૭. જો નબળાઈ વધારે હોય તો ગરમ દવાઓ આપવી, પણ ઘણીજ સંભાળથી અને ઘણા નાના પ્રમાણમાં આપવી.

૮. દરદીને હમેશાં સારી સારી વાતો કહી આનંદમાં રાખવો. આનંદ આપવાનો સારો ઉપાય નાટકશાળા છે, માટે દરદીને દીવસે થતા નાટકમાં લઈ જવો અને ત્યાં તેને આનંદમાં રાખવો.

૯. છેલ્લો ઉપાય એ છે કે દરદીને સારો પોષણ વાળો ખોરાક આપવો. ઉત્તમ ખોરાક આવા દરદીનું અડધું દુઃખ મટાડે છે. અને તેની નાશ પામતી જીંદગીને ટકાવી રાખે છે.

## એપોમોરફાઇનના ગુણદોષ.

એપોમોરફાઇન એક જલદ વમનકારક દવા છે અને તેથી તે વમન ાવવા સારૂ અતિશય વપરાય છે. આ દવાનો $\frac{1}{10}$ ગ્રેન ત્વચા વાટે દરદીને વામાં આવ્યો હોય અગર ઇનજેકશીઓ એપોમોરફીનાં હાઇપોડરમી- ૫ ટીપાં આપવામાં આવ્યાં હોય તો તરતજ ઉલટી થાય છે અને ારમાં હોજરી નિર્મળ થાય છે. આ દવા વિષના કેશમાં અત્યંત ઉપયોગી છે.

આ દવા કોઈપણ રીતે મોરફાઇનને મળતી આવતી નથી, અને આથી ભયંકર ઘેન લાવનારા વિષના કેસમાં ઘણીજ ફાયદાકારક રીતે વપ- પરના તથા ઉમરના પ્રમાણમાં આપવાથી મૂર્છા ભાગ્યેજ આવે છે ા નિર્ભયતાથી વાપરી શકાય છે.

આ દવા એક જલદ વમનકારક છે તે ઉપરાંત એ એક કીમતી કફઘ્ન છે. આ દવાનો $\frac{1}{10}$ ગ્રેન દીવસમાં ત્રણ વખત આપ્યાથી ઉધરસના દરદમાં કફ સારી રીતે ક્ષીણ કરી નાંખે છે અને તેથી ઉલટી થતી નથી.

એપોમોરફાઇન ત્વચામાં મારવાની પીચકારીરૂપે આપતાં શામાટે વમનકારક અસર કરે છે અને મોં વાટે આપતાં શા માટે કફઘ્ન અસર કરે છે, આ વિશે વૈદક મંડળીઓમાં મોટો વાદવિવાદ થએલો છે અને તે વિષય ઘણીજ સારીરીતે ચર્ચાએલો છે.

ડાકટર મ્યુરેલ જણાવે છે કે આ દવા ઘણીજ જલદ રીતે લોહીમાં મળી જાય છે અને તેથી તેની અસર વમનકારક તથા કફઘ્ન થાય છે. આ વાતના અનુભવ સારૂ આ દવા મલમના રૂપમાં વાપરતો.

મલમના રૂપમાં આ દવાને ત્રણ પ્રકારે વાપરતો. ૧ ચરબીના મલમમાં, ૨ વેસેલીનના મલમમાં. ૩ લેનોલીનના મલમમાં. આ ત્રણે મલમમાં આ દવાનું પ્રમાણ $\frac{1}{10}$ ગ્રેનથી ૧ ડ્રામ સુધી વાપરતો. આ ત્રણે મલમો ત્રણ દરદીઓને રાતે સુતી વખતે દેવતા પાસે બેસારીને: છાતીપર સારી રીતે મસળાવતો.

આ ત્રણે દરદીઓમાંના કોઇને પણ વમનકારક અસર થઈ નહીં છેવટે આ દરદીઓના મલમમાં આ દવાનું પ્રમાણ વધારીને $\frac{1}{10}$ ગ્રેન સુધી કર્યું પણ વમનકારક અસર થઇ નહીં આખરે એક ઔંસ મલમમાં ૧ ગ્રેન સુધી પ્રમાણ વધાર્યું અને લાગલાગટ ૨ રાત સુધી દરદીઓને ચોળાવ્યુ તો પણ વમનકારક અસર થઇ નહીં આ દરદીઓને કફદન અસર થઇ અને કાંઇ પણ ચિન્હ ઉબકા તથા ઉલટીનાં થએલાં માલમ પડયં નહીં. આ અનુભવ અજમાવ્યા કેડે આ દાકતર ઉધરસમાં આ મલમ ૨ દરદીઓની છાતીપર ચોળાવતો, અને તેથી કરીને ઘણા દરદીઓને ફા થએલો જણાતો હતો. નાના બચ્ચાઓ કે જેને અતિશય ઉધરસ તથા વ થએલી હોય છે તેવા બચ્ચાઓને ઉપર પ્રમાણે મલમ ચોળાવાથી ફાયદો થાય છે.

## એપોમોરફાઇનનો ઉપયોગ કરતાં પહેલા ધ્યાનમાં રાખ લાયક સુચનાઓ.

૧. એપોમોરફાઇન મોરફાઇન સાથે મીશ્ર કરીને બનાવવામાં આવે તો તેનામાં ઘેન લાવવાની શક્તિ રહેતી નથી.

૨. આ દવા જો ત્વચા વાટે પીચકારીના રૂપમાં વાપરવામાં આવે તો એક જલદ વમનકારક અસર કરે છે.

૩. જો મોં વાટે આ દવા આપવામાં આવે તો સઘળા કફદન ઔષધ કરતાં સારી કફદન અસર કરે છે.

૪. આ દવાનું પ્રવાહી જો લીલા રંગનું થઇ જાય તો તેમાં એસીડ હાઈડ્રોક્લોરીકના થોડાં ટીપાં નાંખવાથી લીલુ થઇ જતુ અટકશે.

૫. એપોમોરફાઇન વાળા મીકશ્ચરો ને સુંગધીદાર દવા, સારા સીરપો, અથવા વરજીનીયન પ્રુન (Virginian Prune) વિગેરે મીશ્ર કરી સુગંધીદાર તથા મીઠાં કરવાં જોઇએ.

૬. જેન એમોન્યા કારએોનાસના ગુણુદોષમાં એ પ્રમાણુ કફ્દન તથા વમન-કારક રહેલા છે તેમ એપોમોરફ્રાઇનિમાં પણ રહેલા છે. ૧લું કફ્દન તથા ૨ જું વમનકારક.

૭. એપોમોરફ્રાઇન કોડીઆ તથા મોરફ્રાઇનમાંથી તૈયાર થઇ શકે છે.

**કોડીઆના ગુણદોષ.**

કોડીઆની દવા જ્યારે સસલાને આપવામાં આવે છે ત્યારે તેને ધનુર્વા પેઠે તાણ આવે છે અને ઘેનમાં પડે છે.

માણસમાં તેની ઉંઘ લાવવાની અસર અફીણ તથા મોરફીઆ કરતાં થોડી છે માણસમાં ઘેન લાવવા તરીકે આ દવા ૧ થી ૨ ગ્રેન ત્વચામાં મારવાની પીચકારીના રૂપમાં વપરાય છે.

આ દવા નાડીના ધબકારાને વધારે છે અને આંખની કીકીઓનો ાચ કરે છે. ઘેન લાવવા સારૂ આ દવા બરાબર અસર કરતી નથી.

ડાકટર ગેરોડ જણાવે છે કે તે એક ગાંઠવાળા દરદીને પીડા શામક વારંવાર કોડીઆના પાંચ ગ્રેન આપતો હતો તો પણ તેનાથી કાંઇ થતો નહોતો પણ મોરફીઆના $\frac{1}{4}$ ગ્રેનથી તેના દરદનું દુઃખ શમી જતું.

કોડીઆ માણસ પર વાપરવાથી ઘેનની અસર કરેછે પણ મોરફી-તાં ઘણીજ થોડી અસર કરે છે.

કોડીઆની મુખ્ય અસર હોજરીની વીસકેરા ( Viscera ) નામની નસોપર સારી રીતે થાય છે.

વધારે પ્રમાણુમાં આ દવા જ્ઞાન તંતુઓની નસોપર સોજો લાવે છે અને જ્ઞાનતંતુને નબળા કરે છે. આ દવા બરડાનારજ્જુ (Spinal Cord) નો સોજો અતિશય વધારે છે અને દેડકાને આપવાથી, શરીરનો પક્ષઘાત કરે છે તથા તાણ અને આંચકીના ચિન્હો કરે છે.

કોડીઆ એક વખત મધુ પ્રમેહના દરદમાં મોરફીઆ કરતાં વધારે પસંદ કરીને વપરાતું હતુ અને તેમાં સારો ફાયદો પણ કરતુ હતુ પણ હાલમાં તેનો ઝાઝો ઉપયોગ થતો નથી.

કોડીઆ ક્ષય રોગમાં, ઉધરસમાં, તેમાં મુખ્યત્વે કરીને તીક્ષ્ણ કફના રોગમાં વાપરવાથી સારો ફાયદો થાય છે. નીચે પ્રમાણેની ફોરમ્યુલા

વાપરવાથી ઉપરના દરદમાં સારો ફાયદો થએલો છે.

| | | |
|---|---|---|
| કોડીઆ | ... ... ... ... ... | ૪ ગ્રેન. |
| ડીલ્યુટ હાઇડ્રોકલોરીક એસીડ | ... ... ... | ૩૦ ટીપાં. |
| સ્પીરીટ ઓફ ક્લોરોફોર્મ | ... ... ... | ૯૦ ટીપાં. |
| સીરપ ઓફ લેમન્સ | ... ... ... ... | ૧ ઔંસ. |
| પાણી | ... ... ... ... ... | ૪ ઔંસ. |

( Dr. Murrel. )

આ દવા મીશ્ર કરીને જ્યારે કફનું અતિશય જોર તથા દરદ થાય છે અને મુશ્કેલીથી કફ બહાર નીકળે છે ત્યારે આ મીશ્રણનો ૧ ટીસ્પુન ફુલ ચમચો વાપરવાથી સારો ફાયદો થાય છે.

**મેકોનીક એસીડના ગુણદોષ.**

મેકોનીક એસીડની શારીરીક દવા તરીકે અસર ઘણીજ થોડી ! તે ઘેન લાવનાર છે પણ અફીણથી ઉતરતું છે.

**અફીણના વિષ તરીકે ઉપયોગમાં લેવા જોઇતા ઉપાય.**

અફીણ એ એક જાતનો રસ છે. તેમાં મુખ્ય સત્વ મોર્ફ અને મેકોનીક એસીડ છે. અફીણમાં ઘણો કૃત્રીમ ભેગ થાય છે, એ અને એવી બીજી ચીજો તેમાં ભેળવાય છે.

અફીણ ઘણું કરીને આપઘાત કરવા માટે વપરાય છે. દા સ્વાદને લીધે તે કોઈ માણસને કપટથી આપી શકાતું નથી.

**વિષદાયક ચિન્હો.**

અફીણના વિષનાં ચીન્હો ઉંઘના જેવા હોય છે. તે લીધાપછી ચકરી આવે છે, જીવ મુંઝાય છે, ઘેન આવે છે, અને હળવે હળવે તદન બેશુદ્ધિ આવે છે. અફીણ ખાનાર માણસને પ્રથમ તાણીને બોલાવવાથી કાંઇ ભાગ્યા તુટયા જવાબ આપે છે, પણ પાછળથી બીલકુલ જવાબ આપતો નથી. શ્વાસ ધીમો ચાલે છે. નાડી ભરેલી મંદ ચાલે છે, ઘડીમાં જલ્દી તથા ઘડીમા ધીમી ચાલે છે. શરીર જરા ગરમ અને સ્વેદલ હોય છે. ચક્ષુમીંચાએલા હોયછે. અને કીકીઓ સંકુચીત હોયછે. શ્વાસ ઘુટાય છે. ચહેરો ફીકકો લાગે છે હોઠ ને હાથ કાળા પડે છે, ઝાડો થતો નથી, પેટ ચઢી આવે છે અને મરણ પહેલા શરીર ઠંડુ બરફ સમાન થઇ જાય છે.

વિષ ખાનાર માણસ સારો થવાનો હોય છે તો તેને ધીમે ધીમે જાગૃતી આવવા માંડે છે, ઉલ્ટી થાય છે અને માથું દુઃખે છે.

અફીણ ખાનાર માણસનો મરવા પહેલાનો દેખાવ વિચિત્ર હોય છે, એટલે કે અફીણ ખાધાથી કાંઇ પણ ફેરફાર તેના શરીરમાં થતો નથી, એટલે અફીણ તેણે ખાધું છે કે નહીં તેવી સાબીતી રસાયણી તપાસ સિવાય મળવી મુશ્કેલ છે. રસાયણીક તપાસથી હોજરીમાં મેકોનીક એસીડ છે કે નહીં તેની સાબીતી થઇ શકે છે.

અફીણ ખાનાર માણસના મસ્તકની નસો રક્તથી ભરપુર હોય છે અને તેના મહોમાંથી તથા પેટમાંથી અફીણની વાસ આવે છે.

અફીણ ખાધા પછી સુમારે એક કલાકમાં તેના વિષનાં ચિન્હો જણાવા માંડે છે. ઘણું કરીને ૨૪ કલાકમાં મૃત્યુ થાય છે. ઓછામાં ઓછા ચાર ગ્રેનથી માણસ મૃત્યુવશ થાય છે. બચ્ચાંઓને તો અફીણના ઘણા થોડા પ્રમાણમાં પણ વિષનાં ચિન્હો ઉત્પન્ન થાય છે.

**ઉપાય.** અફીણ ખાધું હોય તેને વારંવાર ઉલ્ટી કરાવવી ગરમ પાણી પાઇને ગળામાં પીંછું ફેરવવું. ઝીંકસી સલફાસનો (Zinci Sulphas) ડ્રામ લેઇ પાણીમાં મેળવી દરદીને પાઇ દેવો. રાઇ વાટીને પાણીમાં ઉલ્ટી થાય છે. દરદી બેભાન હોય તો સ્ટમક પંપ ( Stomach ) નો ઉપયોગ કરવો.

પંપની લાકડાની નળી દાંતમાં રાખીને હોજરીની નળીને તેલ ...ડા તેનો આગલો ભાગ વાંકોવાળી ગળાંમાં ઉતારવો એટલે ઝટ સ્હેલાઇથી તે પેટમાં ઉતરી જશે. તેના બહારના છેડાને પીચકારી સાથે જોડીને ગરમ ગાણી અંદર નાંખવું, અને ફરી ખેંચી લેવું. બહાર નીકળતાં પાણીમાં અફીણનો વાસ ન આવે ત્યાં સુધી આ પ્રયોગ કરવો.

દરદીને ઉંઘવાતો દેવોજ નહીં મોંઢાપર તથા શરીરપર થંડા પાણીમાં ભીંજાવેલાં કપડાં રાખવાં, તથા મોંપર પાણી છાંટવું. દરદીને પકડીને આમ તેમ ફેરવવો અને તેની સાથે વાતો કરવી. નાક આગળ એમોન્યા ધરવો, ઉલટી કરાવ્યા પછી અથવા હોજરી નિરમળ કર્યા પછી તેને બુંદનો કવાથ તથા ચાહ પાવો.

દરદી અતિ બેભાન હોયતો વીજળી લગાડવી, અને છેવટે કત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો.

**મોરફીઆના ચિન્હો.**

મોરફીઆના ચિન્હો પણ અફીણના જેવાંજ હોય છે પણ તે ચિન્હો ઘણી જલ્દીથી થાય છે. જો વખતસર ઉપાય ન લેવામાં આવે તો દરદી તરત દેહ મુકત થઇ જાય છે.

**કોડીઆનાં ચિન્હો.**

આ દવાનાં ચિન્હો પણ:ઉપણ પ્રમાણે હોય છે માટે તેપર ઉપર વર્ણવેલા ઉપચારો કરવા.

**અફીણના વિષના વિષનાશક ઇલાજો.**

| | |
|---|---|
| **ઓપીઅમ.** | ૧. क. સ્ટમક પંપ અથવા ટ્યુબ ख. ઉલટી. |
| | ૨ ગરમ કોફી. |
| **મોરફાઇન** | ૩ જ્યારે અતિશય મોરફીઆ લીધેલું જાણવામાં આ ત્યારે પોટાશ પરમેગ્નેટની ટીકડીઓ(tabloid)આપવ જ્યારે દરદીએ કેટલો મોરફીઆ લીધો છે તે જા |
| **કોડીઆ** | વામાં ના આવે તો પોટાસ પરમેગ્નેટના ૮ ૧૦ ગ્રેન સુધીની ટેબલોઇડ વાપરવી જોઇએ. |
| **ડોવર પાઉડર** | લાડેનમના વિષમાં ૧ ઔંસ લાડેનમ જો લીધું હોય તો ૬ ગ્રેન પોટાસ પરમેગનેટની ટ |
| **ક્લોરોડાઇન** | આપવી. આ ટીકડીઓ ૪ થી ૮ ઔંસ ૫ ગળવા દેવી અને પછી તે પાણીથી હોજરી અડધ અડધા કલાકના આંતરે એમ ત્રણ વખત ધોવી. મોરફીઆની ત્વચામાં મારવાની પીચકારીથી વિષ ચઢયું હોય તો હોજરીને પોટાશ પરમેગ્નેટની ટેબ-લોઇડના સોલ્યુશનથી સાફ કરવી. |
| **લાડેનમ** | ૪ દરદીને જાગૃત કરવો, અને મોંપર ઠંડું પાણી છાંટવું |
| **બેટલીસ સોલ્યુશન** | ૫ એટ્રોપાઇન સલફેટની ટેબલોઇડની ૧/૧૦૦ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી અને જરૂર પડે તો ૧/૧૦૦ ગ્રેન પીચકારી મારવી. |
| | ૬ હાથપગ ઉપર ગરમ ઉપચાર કરવા. |

૭. કૃત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો. ઓક્સીજનનો વાસ લેવરાવવો.

પેરેગોરીક ૮ ₁⁄₁₆ ગ્રેનની સ્ટ્રીક્ન્યા સલફેટની ટેબલોઇડની ત્વચામાં પીચકારી મારવી (ખ) ½ ગ્રેન કેફાઇન સોડીઓ સેલીસીલેટની ટેબલોઇડની ત્વચામાં પીચકારી મારવી.

---

*SINAPIS ALBAE SEMINA.* લા૦ સીનાપીસ આલબી સેમીના અં૦ વ્હાઇટ મસ્ટર્ડ સીડ. ગુ૦ ધોળી રાઇના દાણા.

*SINAPIS NIGRAE SEMINA* લા૦ સીનાપીસ નાઇગ્રી સેમીના અં૦ બ્લેક મસ્ટર્ડસીડસ. ગુ૦ કાળી રાઈના દાણા.

*SINAPIS* લા૦ સીનાપીસ અં૦ મસ્ટર્ડ. ગુ૦ રાઇના દાણા.

**માત્રા**—વમનકારક તરીકે ૧ ટીસ્પુન ફુલથી ૨ ટીસ્પુનફૂલ.

*OLEAM, SINAPIS.* લા૦ ઓલીઅમ સીનાપીસ અં૦ ઓઇલ ઓફ મસ્ટર્ડ. ગુ૦ રાઈનું તેલ.

**ના દાણાની મુખ્ય બનાવટો.**

*plasma Sinapis.* લા૦ કેટેપ્લેસ્મા સીનાપીસ. અં૦ મસ્ટર્ડ પોલટીસ. ગુ૦ રાઇની પોટીસ.

**રીત**—લીનસીડ મીલ ... .... ૨½ ઔંસ.
રાઇનો ભુકો ... ... ... ૨½ ઔંસ.
ઉકળતું પાણી ... ... ... ૧૦ ઔંસ.

૨ *Charta Sinapis.* લા૦ ચાર્ટા સીનાપીસ અં૦ મસ્ટર્ડ પેપર ગુ૦ રાઇનો કાગળ.

**રીત**—રાઇનો ભુકો ... ... ... ૧ ઔંસ.
સોલ્યુશન ઓફ ગટાપર્ચા ... ... ૨ ઔંસ.

આ મીશ્ર કરી એક કાગળપર પાથરી દેવું એટલે તે ઠરી જશે, અને આ કાગળ ચામડીપર લગાડતાં પહેલાં ગરમ પાણીમાં થોડી સેકન્ડ ભીંજવીને લગાડવો.

**રાઇનાતેલની બનાવટ.**

૧ *Linimentum Sinapis Compositum.* લા૦ લીનીમેન્ટમ સીનાપીસ કમ્પોઝીટમ અ૦ કમ્પાઉન્ડ લીનીમેન્ટ ઓફ મસ્ટર્ડ ગુ૦ રાઇનું મીશ્રીત ચોપડવાનું તેલ.

**રીત**—રાઇનું તેલ ૧ ડ્રામ.

| | |
|---|---|
| ઇથરીઅલ એક્સ્ટ્રેક્ટ ઓફ મેઝેરીઓન | ૪૦ ગ્રેન. |
| કપુર ... ... ... ... | ૧૨૦ ગ્રેન. |
| કેસ્ટર ઓઇલ ... ... ... | ...૫ ડ્રામ. |
| રેકટીફાઇડ સ્પીરીટ ... ... | ...૪ ઔંસ. |

**ઉપયોગ**—રાઈ ઘણું કરીને પોટીસ લગાડવાના કામમાં વપરાય છે. ઘણી જાતના વરમ, કોલેરા, ચુંક, ખાંસી, દમ તથા ચસકા ઉપર રાઇનું પ્લાસ્તર ઘણો સારો ગુણ કરે છે.

રાઇના બીઆં તથા લોટ બંને ચોપડવાથી તથા લગાડવાથી અત્યંત ગરમીની અસર કરે છે. વધારે પ્રમાણમાં રાઇ પીવામાં લીધાથી જલદીથી ઉલટી કરાવવા સારૂ ઘણી ઉપયોગી થઇ પડે છે.

રાઇ થોડા પ્રમાણમાં લીધાથી પાચન કરનાર ઇંદ્રીઓને સતેજ છે. બાહ્યોપચારમાં રાઈ પોટીસના રૂપમાં લગાડવાથી ચામડીને ૨ લાલ તથા ગરમ કરે છે. અને આ પોટીસ ઉધરસમાં, ફેફસાના સ. ફેફસાના અંતર પડના સોજાના દરદમાં છાતી પર લગાડવાથી સારો ૨. યદો કરે છે.

શરીરમાં લોહીની ગાંઠ બાઝી ગઇ હોય તો તે ઉપર લગાડવાથી તે ગાંઠને વિખેરી નાંખે છે. અંદરની ચામડીના સોજા સંધીવાના દરદમાં દુખતા સાધારણ માથાના શુળ તથા દુખાવાપર અતિશય ચુંક તથા આંકડીના દરદપર લગાડવાથી સારો ફાયદો કરે છે.

અતિશય વધી ગએલા તાવના દરદમાં તથા મગજપર લોહી ચઢી ગયુ હોય તેવા દરદમાં, ઉનાપાણીમાં રાઇ નાંખીને ઉકાળીને તે પાણીમાં પગ બોળાવ્યાથી પણ ગરમી કમી થાય છે.

રાઇ છાતીપર લગાડવાથી ગરમીની અસર કરેછે અને તેના પાણીમાં

અંગ ઓગાળવાથી ગરમી કમી કરવાની અસર કરે છે.

અતિશય પિત્તના કેસમાં જ્યારે હૃદય ઘણું નબળુ પડી જાય છે. ત્યારે તેની પોટીસ મારવાથી હૃદયની ગતીમાં વધારો થાય છે. નાના બચ્ચાંઓને વરાધ તથા ઉધરસના કેસમાં રાઇનું તેલ છાતીપર ચોળવાથી કફ નરમ પડે છે અને છાતીમાં જે કફનું ચીકણું જાળુ બાઝી જાય છે, તેને પીગાળી નાંખી કફને ઝાડા વાટે તથા ઉલટીના રસ્તે બહાર કાઢે છે, અને છાતીમાં થએલા સોજા કમી કરે છે.

રાઇનો કાગળપણ પોટીસને બદલે કેટલીકવાર વપરાય છે.

બાહ્યોપચારના ઉપયોગને વાસ્તે રાઇનું તેલ ઘણુંજ ઉપયોગી છે.

**ડાકટર ગેરોડ** લાંબા વખત સુધી આ તેલનાં એક ઓંસમાં સ્પીરીટ કેમ્ફરના ૧૦ ટીપાં નાંખીને વાપરતો અને કેટલીવાર તેમાં લીનીમેન્ટ બેલાડોના મીશ્ર કરીને વાપરવાથી સારો ફાયદો માલમ પડતો હતો.

સંધીવા, ફેફસાના પડના તથા અંતરપડના સોજાના દરદમાં, ત્રીદોશના વ્યાધીમાં ઉધરસ તથા તાવના દરદમાં અળશીની પોટીસમાં થોડો રાઇનો લોટ ભભરાવ્યાથી (૧ થી ૧૬ ગણા લોટમાં) ઉપરના રોગના તીક્ષ્ણ દરદમાં પોટીસ લગાડવાથી ઘણો સારો ફાયદો થાય છે. ચુંક, માથાનો દુખાવો, કમરનો દુખાવો તથા પેટના દુખાવામાં (*Gastralgia*) તથા આંકડીના દરદમાં ચોખ્ખી રાઇનો લોટ પોટીસરૂપે મુકવાથી દરદ કમી કરી નાંખે છે.

રાઇનું પ્લાસ્તર જ્યારે પેડુપર (*Epigastrium*) તથા પેટની બખોલપર મુકવામાં આવે છે ત્યારે અતિશય થતી ઉલ્ટીનું દરદ મટાડે છે. અને જ્યારે પગની બખોલમાં (*To the calves of the legs*) (ફેફસાપર તથા છાતીપર) લગાડવામાં આવે છે ત્યારે હૃદયની મંદગતીના વ્યાધી એટલે હૃદય એકદમ બંધ પડી જાય તેવા (*Syncope*) તથા શ્વાસ ઘુંટાઈ જાય તેવા વ્યાધી, મુર્છા તથા હેડકીના રોગો પણ મટાડે છે.

નાના બચ્ચાંઓને થતી તાણ તથા આંચકીના દરદમાં, અતિશય વધી ગએલા તાવના દરદમાં, સખત મસ્તક શુળ તથા શ્લેષ્મના દર-

કમાં આ રાઇનો લોટ પાણીમાં ઉકાળી તેમાં દરદીના પગ બુકાવ્યાથી કરેલો ઠબાઈ જાય છે.

કેટલીક યુવાન યુવતીઓ કે જેમને અતિશય ઠંડી તથા શરદીથી ઋતુ અથવા રજસ્વલાપણું બંધ થઈ જાય છે તેવી સ્ત્રીઓને રાઇનો સીત બાથ ઋતુના નિયમ વખતે આપ્યાથી રજસ્વલાપણું વ્હેતું આવે છે. (ડાક્ટર રેખશદાસ ઘોશ) (A mustard sitz bath (i. e. hip-bath) may be taken at the time of the period to induce menstruation, when it has been suppressed by a chill).

સુચના—રાઇમાં કેટલીવાર સાધારણ લોટ, પીપર, ચીલીઝ તથા ટરમેરીક ભેળવવામાં આવે છે.

---

*ARMORACIAE RADIX.* લા૦ આરમોરેશી, રેડીક્સ. અં૦ હોર્સરેડીશ રૂટ. ગુ૦ હોર્સ રેડીશનાં મુળીઆં.

**મુખ્ય બનાવટો.**

૧ *Spiritus Armoraciae Compositus.* લા૦ સ્પીરીટસ આરમોરેસી કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ સ્પીરીટ ઓફ હોર્સરેડીશ. ગુ૦ હોર્સ રેડીશનો મીશ્રીત અર્ક.

| | | | |
|---|---|---|---|
| **રીત**—છોલેલું હોર્સરેડીશ | ... | ... | ૨૦ ઔંસ. |
| નારંગીની સુકી છાલ ... | ... | ... | ૨૦ ઔંસ. |
| નટમેગ (જાયફળ) | ... | ... | ॥ ઔંસ. |
| પ્રુફ સ્પીરીટ ... | ... | ... | ૧ ગ્યાલન. |
| પાણી | ... | ... | ૩ પાઈંટ. |

**માત્રા**— ... ... ... ૧ ડ્રામથી ૨ ડ્રામ.

**ઉપયોગ**—આ દવાના ગુણ દોષ રાઇના જેવા છે. આ દવાની મુખ્ય બનાવટ વધી ગએલા અજીર્ણના દરદમાં, ને વળી જૂના સંધીવાના દરદમાં સ્વેદલ તરીકે, તથા જલંદરમાં મુત્રલ તરીકે વપરાય છે.

આ દવાનો સીરપ ઘાંટો ખોખરો થઈ ગયો હોય ત્યારે વપરાય છે. આ દવાનો ઉકાળો પણ ગળુ બેસી ગયું હોય ત્યારે વપરાય છે અને

તેનાં મુળીઆં પણ તેજ દરદમાં ચાવવામાં આવે છે અને ધીમે ધીમે તેનું થુંક ગળામાં ઉતારવાથી ફાયદો થાય છે.

સીરપ આ દવાની મુખ્ય બનાવટ નથી પણ ઈગ્લાંડમાં વૈદો તેને સેર બનાવી વાપરે છે.

---

*SENEGAE RADIX.* લા૦ સેનીગી રેડીક્સ. અં૦ સેનેગારૂટ. ગુ૦ સેનેગાનાં મુળીઆં.

માત્રા—સેનેગાનાં મુળીઆનાં ભુકાની ... ૨૦ થી ૬૦ ગ્રેન.

**સેનેગાની મુખ્ય બનાવટો.**

૧ *Infusum Senegae.* લા૦ ઇન્ફ્યુઝમ સેનેગી. અં૦ ઇન્ફ્યુઝમ ઓફ સેનેગા. ગુ૦ સેનેગાનો ઉકાળો તથા ચાહ.

રીત—સેનેગા ... ... ... ૪ ડ્રામ.
ચોખ્ખુ ઉકળતુ પાણી ... ૧૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨. *Tinctura Senegae.* લા૦ ટીંચુરા સેનેગી. અં૦ ટીંચર ઓફ સેનેગા. ગુ૦ સેનેગાનો અર્ક.

રીત—સેનેગા ... ... ... ૨ ½ ઔંસ
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ½ થી ૨ ડ્રામ.

ગુણ—ગરમ, કફઘ્ન, મુત્રલ અને ઋતુસ્રાવક છે, વધારે પ્રમાણમાં વમન કારક અને રેચક છે.

ઉપયોગ—ફેફસાના જુના અને તીક્ષ્ણ સોજાના દરદમાં, જૂજ કારણથી હૃદય કામ ન કરી શકતું હોય તેવા હૃદયના અનિયમીત ગતીના દરદમાં, તાવ સાથે થએલા જલંદરના દરદમાં, અનિયમીત ઋતુસ્રાવના તથા વધારે વહેતા ઋતુસ્રાવના દરદમાં, સેનેગા ઘણી સારી અસર કરે છે.

વિશેષ હકીકત—સેનેગાના મુળ અંદરની ચામડીપર ગરમીની અસર કરે છે, અને મુખ્યત્વે કરીને કંઠ નળી ઉપર તો ખાસ ગરમીની અસર કરે છે, વળી ચામડીપર તે ગરમ સ્વેદલ તરીકે સારી અસર કરે

છે. અને કેટલીવાર તો મુત્રલ અસર પણ ઘણી સારી કરે છે. આ દવા આપવાથી ગર્ભસ્થાનપર પણ સારી અસર થાય છે અને તેથીં ઋતશ્રાવક તરીકે તે વપરાય છે.

આ દવા છાતીનાં દરદો જેવાં કે જૂના ફેફસાના સોજાના દરદમાં, તથા તીક્ષ્ણ સોજાના દરદમાં, દમના રોગમાં, અને ઘણી જૂની ઉધરસના દરદમાં, કુકડીઆ ખાંસીના દરદમાં (croup) ઉટાંટીઆમાં અને કંઠ નળીના સોજાના દરદમાં કે જેમાં શ્વાસ પણ મુશ્કેલીથી લઈ શકાય છે તેવા રોગોમાં આ દવા વાપરવાથી સારો ફાયદો થાય છે. અનિયમીત ઋતુશ્રાવના દરદમાં સેનેગા સારી અસર કરે છે એમ માલમ પડ્યું છે કારણ કે તે ગર્ભસ્થાનની અંદરની ચામડીપર દબાણની તરત અસર કરે છે. (mucous lining of the uters)

સેનેગા મૂત્રલ તરીકે પણ વપરાય છે અને આલબ્યુમીનીરીઆ યુક્ત મુત્રાશયના દરદથી થએલ જલંદરના રોગમાં ખાસ કરીને વપરાય છે.

સેનેગાનો ઉપયોગ કરતાં એમ માલમ પડ્યું છે કે સેનેગા વાપરવાથી હૃદયના ધબકારા ઘણા મંદ પડતા નથી અને તેથી કરીને રક્તાશયના દરદમાં કે જે દરદમાં લોહીની ગુફાઓ (cavities) અથવા બખોલો નરમ અને પહોળી થઇ ગઇ હોય તો આ દવા વાપરવાથી સારો ફાયદો થાય છે અને ઘણું કરીને તે ડીજીટેલીસની માફક અસર કરે છે.

(It is stated that under the influence of senega the pulsations of the heart are rendered less frequent and that it is useful in heart disease, attended with weak and dilated cavities; probably acting in the same way as digitalis.)

સેનેગા વારંવાર એમોન્યા કાર્બોનેટ તથા કફદન અને બીજી મૂત્રલ દવાના સંયોગમાં વાપરવાથી ઘણી સારી અસર કરેછે.

ચામડી (skin)—બાહ્યોપચાર કરતાં સેનેગા ચામડીપર સોજાની અસર કરેછે.

અન્નાશય (Alementary canal) ઔષધ તરીકે ખાધામાં વાપરતાં સેનેગા અન્નાશયના ભાગપર સોજાની અસર વધારે પ્રમાણમાં કરેછે. અને તેથી થુંક, ઉલટી અને અતિસાર થાય છે. નાના પ્રમાણ અજીર્ણ કરેછે

લોહીની ગતિ—(circulation) સેનેગા લોહીની અંદર ધીમે ધીમે મળી જાય છે અને સેનેગીન (senegin) લોહીમાં ફરી વળે છે.

તે હૃદયને નરમ કરનાર છે અને ડીજીટેલીસ જેવી અસર કરેછે. અને હૃદયને ડાએસ્ટોલમાં પકડે છે. (It arrests the heart in dia-stole) તે ચામડી વાટે, કંઠ નળીની અંદર ત્વચા વાટે અને મુત્રાશય વાટે બ્હાર નીકળે છે (Excreted)

શ્વાસોશ્વાસ—Respiration-સેનેગાના મુળીઆંનો ભુકો જો સુંઘવામાં આવ્યો હોય તો છીંકો અને કફ કરે છે. શ્વાસ નળીપર આ દવાની મુખ્યત્વે કરીને અસર થાય છે, અને શ્વાસ નળીની અંદર ચામડી બ્હાર આવે છે.

સેનેગીનની અસરથી કંઠ નળીની અંદરની ચામડીપર સોજાની અસર થાય છે, અને તેથી, તે નળીને પહોળી કરે છે અને ત્યાંથી કફને તથા ચીકણા પાણીને બહાર કાઢે છે, આથી કરીને સેનેગા ગરમ કફઘ્ન છે.

ચામડી અને મુત્રાશય (Skin and Kidney)—આ ભાગપર પણ સેનેગા ધીમે રહીને ગરમીની અસર કરે છે અને તે વાટે તે બહાર નીકળે છે. આથી કરીને તે ઠંડુ મુત્રલ તથા સ્વેદલ છે.

સેનેગાનો મુખ્ય ઉપયોગ ગરમ કફઘ્ન તરીકે થાય છે. કંઠ નળીની ચામડીપર સેનેગા સોજાની અસર કરે છે માટે તે તીક્ષ્ણ ઉધરસના દરદમાં તથા વધારે અજીર્ણ હોય અને અતિસાર હોય ને ઉધરસ થએલી હોય તેવા દરદમાં પણ વાપરવું નહીં. આ દવા ઉધરસના કફમાં વાપરવી પણ ક્ષય રોગના ગળફા પડતા હોય ત્યાં વાપરવી નહીં. (કલકત્તાના દાક્તર ઘોશ.)

સેનેગા અને એમાન્યા. કાર્બ બંને મેળવવાથી ઉધરસના દરદમાં ઘણો સારો ફાયદો થાય છે અને જલદીથી ફેફસામાંથી કફ તથા ગળફા નીકળી જાય છે. કેટલાક દાક્તરો સેનેગાને જૂના સંધીવાના દરદમાં ઉત્તમ સ્વેદલ તરીકે ગણી તેનો ઉપયોગ કરે છે.

***KRAMERIAE RADIX.*** લા૦ ક્રેમેરાઇ રેડીક્સ. અં૦ રેટ્નીરૂટ્.
ગુ૦ રેટનીનાં મુળીઆં.

માત્રા—ભુકાની ... ... ૨૦ થી ૬૦ ગ્રેન.

**રેટનીના મુળીઆંની બનાવટો.**

૧ *Extractum Krameriae* લા૦ એક્સ્ટ્રેક્ટમ ક્રેમેરાઇ. અં૦ એક્સ્ટ્રેક્ટ ઓફ્ રેટ્તી. ગુ૦ રેટનીનું સત્વ.

રીત—રેટનીનો જાડો ભુકો ... ... ... ૧ પૌંડ.
ચોખ્ખુ પાણી— ... ... ... જોઇએ તેટલું.

માત્રા— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

૨ *Infusum Krameriae.* લા૦ ઇન્ફ્યુઝમ ક્રેમેરાઇ. અં૦ ઇનફ્યુઝમ ઓફ્ રેટની. ગુ૦ રેટનીની ચા.

રીત—રેટની ... ... ... ... ०॥ ઔંસ.
ચોખ્ખુ ઉકળતું પાણી ... ... ૧૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૩ *Tinctura Krameriae* લા૦ ટીંચુરા ક્રેમેરાઇ. અં૦ ટીંચર ઓફ્ રેટની. ગુ૦ રેટનીનો અર્ક.

રીત—રેટની ... ... ... ... ૨॥ ઔંસ.
પ્રુફ્ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ... ½ થી ૨ ડ્રામ.

ક્રેમેરાઇ પલ્વીસ કેટેચ્યુ કમ્પોઝીટા બનાવવામાં વપરાય છે.

ઉપયોગ—એક જબ્બર ગ્રાહીક છે. જ્યારે ટેનીન વાપરવાની જરૂર પડે છે ત્યારે આ દવા વાપરી શકાય છે. જૂના મરડા અતિસારના દરદમાં તે ઉપયોગી છે, અને જુદી જુદી જાતના રક્તશ્રાવના દરદમાં વાપરવાથી તે સારો ફાયદો કરે છે, જ્યારે દાંતના અવાળાં ફુલી જાય છે અથવા તે-માંથી લોહી નીકળે છે ત્યારે આ દવાનો ભુકો વાપરવાથી સારો ફાયદો થાય છે અને દંતમંજન તરીકે આ દવા ઘણીજ વપરાય છે.

સુજી ગએલા ગળાના દરદમાં કોગળા કરવા તરીકે તથા પ્રદરમાં પી-ચકારી રૂપે અને ગર્ભપાત થઇ ગયા પછી ગર્ભાશય સાફ કરવા સારૂ પી-

ચકારી રૂપે ગર્ભાશયના અંશના દરદમાં ઉકાળા રૂપે તથા નરમ કરેલ અર્કના રૂપે (Diluted Tincture) વપરાય છે.

પારાની દવાથી મોં આવ્યું હોય અને ગળું સુજી ગયું હોય તથા ચોળીઆં આવ્યા હોય તો આ દવાના ટીંચરનો ૧ ટીસ્પુન ફુલ એક ઔંસ પાણીમાં નાંખી કોગળા કરવા રૂપે વાપરવાથી સારી અસર થાય છે. પરમીઆમાં તથા પ્રદરના રૂપમાં આ દવાનો ઉકાળો સારી અસર કરે છે.

સંગ્રહણી તથા જૂના મરડાના દરદમાં જ્યારે અતિશય લોહી આંતરડામાંથી પડે છે ત્યારે આ દવા વાપરવાથી લોહી પડતું બંધ થાય છે.



*LINI SEMINA.* લા૦ લીની સેમીના અં૦ ડ્રાઇડ રાઇપ સીડસ ઓફ લીનમ અસીટેસીમુમ. ગુ૦ સુકી પાકેલી અળશીના દાણા.

*LINI FARINA.* લા૦ લીનીફેરીના અં૦ લીનસીડમીલ ગુ૦ અળસીનો લોટ.

*OLEUM. LINI.* લા૦ ઓલીઅમ લીની. અં૦ લીન્સીડ ઓઇલ ગુ૦ અળશીનું તેલ.

**અળશીના લોટની મુખ્ય બનાવટો.**

૧ *Cataplasma Lini.* લા૦ કેટેપ્લેસ્મા લીની અં૦ લીન્સીડ પોલટીસ ગુ૦ અળશીની પોટીશ.

| | | |
|---|---|---|
| રીત—અળશીનો લોટ | ... ... ... | ૪ ઔંસ. |
| ઉકળતું પાણી | ... ... ... | ૧૦ ઔંસ. |

અળશીનો લોટ ચારકોલ, કોનીઅમ, મસ્ટર્ડ, અને કલોરાઇન (કેટેપ્લેસ્મા સોડી કલોરીનેટ) નીપોટીસ બનાવવામાં વપરાયું છે.

**અળશીના દાણાની મુખ્ય બનાવટ.**

૧ *Infusum Lini.* લા૦ ઇન્ફ્યુઝમ લીની. અં૦ ઇનફ્યુઝન ઓફ લીન્સીડ ગુ૦ અળશીનો ઉકાળો.

| | | |
|---|---|---|
| રીત—અળશીના દાણા | ... .... ... | ૧૫૦ ગ્રેન. |
| જેઠીમધનાં લાકડાં ... | ... ... | ૫૦ ગ્રેન. |
| ઉકળતું પાણી | ... ... .... | ૧૦ ઔંસ. |

**માત્રા**— . ... ... ... ...જોઈએ તેટલી.

**ગુણ**—સ્નીગ્ધ અને મૂત્રલ છે.

**ઉપયોગ**—અળશીનો ઉકાળો અથવા ચાહ પરમીઓ તથા પેશાબની બળતરા તથા તણખીઆ ઉપર વપરાય છે. અળશીનો પોટીસ જુદી જુદી જાતના સોજા ગુમડાં, વરમ, ચાંદા, પાકી ગએલા તથા સડી ગએલા ચાંદા પર મુકવાથી અંદરનો બગાડ બ્હાર નીકળી જઇ જલદી રૂઝ આવે છે. અળશીની પોટીસ ઘાને જલ્દી રૂઝાવવા તથા જલ્દી પકાવવા સારૂ વપરાય છે.

**વિશેષ વર્ણન**—અળશી પીવામાં ચાહના રૂપમાં વપરાય છે; અને તેનામાં થોડો તેલનો ભાગ તથા ગુંદર જેવો ભાગ (mucilage) હોવાથી તે ચીકાશ યુક્ત અસર કરે છે; ( Demulcent ) અને સળેખમ તથા મુત્રાશયના દરેક દરદોમાં તે વપરાય છે; વળી અતિસાર તથા મરડામાં પણ વપરાય છે.

બાહ્યોપચારમાં અળશી પોટીસના રૂપમાં સોજા આવેલા ભાગપર તથા પરૂવાળા ભાગ ઉપર બંધાય છે.

અળશીનું તેલ ચીકાશ યુક્ત ગુણને લીધે દાહ ચાઠાં તથા બળેલી ચામડીપર એકલું અગર ચુનાના પાણીના સંયોગમાં વપરાય છે. ઓલીવ ઓઈલના બદલામાં આ તેલ સાથે કેરોન ઓઇલ ( Carron oil ) મેળવીને વાપર્યાથી સારો ફાયદો થાય છે.

**સામાન્ય સુચના:—**

**બાહ્યોપચાર તરીકે અળશીનો ઉપયોગ:—**

અળશીના લોટની ગરમ પોટીસ વાપરવાથી નવા થતાં ગડ, ગુમડાંઓ, ચાઠાંઓ, તાપોડીઆં, પાઠાંઓ અને સોજાના દરદોને બહારની (અથવા મુખ્ય અને મોટી) રક્તાશયની નસોને પહોળી કરીને તથા બીજી રગોને પણ પહોળી કરી વીખેરી નાંખે છે. અને આથી તેમાં થતા લપકારા અને દુ:ખને સમાવી દે છે.

પોટીસ અતિશય વધારે ગરમ કરીને વાપરવાથી દુખ તથા લપકારા વધે છે.

જો ગુમડાં તથા પાઠાંઓ પાકવા માંડ્યાં હોય અને તેનું અંદરનું

લોહી બગડયું હોય અને પરૂ થયું હોય તો ગરમ પોટીસ વાપરવાથી પરૂ ઝટ ઉંચુ આવે છે.

તીક્ષ્ણ ત્રીદોષના રોગ, ફેફસાનાં સોજા, ફેફસાના અંતરપડના સોજાં, ઉધરસમાં, શ્વાસ નળીના સોજાથી થએલા ન્યુમોનીઆના દરદમાં, મુંઝારાની ગાંઠના દરદમાં, મુત્રાશયના દરદમાં, કાળજાના વધારાના દરદમાં અળશીની ગરમ પોટીસ મુકવાથી સારો ફાયદો થાયછે.

જો પોટીશની વધારે જલદ અને તીક્ષ્ણ અસર કરવી હોય તો પોટીસ ઉપર થોડો લોટ ભભરાવ્યાથી (૧ થી ૧૬ ભાગમાં) સારી અસર થાયછે.

મળાશય અને કોલન નામના નીચલા આંતરડાના બગાડના દરદમાં અળશીના તેલનો ઉપયોગ થાય છે.

---

*GOSSYPIUM.* **લા૦** ગોસીપીઅમ. **અં૦** કોટનવુલ.

**ઉપયોગ**—કોટનવુલ બળી ગએલા ભાગપર, ડામપર અને ઉંદરીપર સોજો મટાડવામાં અને રૂઝ લાવવામાં ચોપડવા તરીકે વપરાય છે. રતવામાં વારંવાર કોટનવુલ વપરાય છે.

ગાંઠીઆ વાના દરદમાં તથા સંધિવામાં સુજી આવેલા સાંધા તથા અંગુઠાના ભાગપર ઓઇલ સ્કીન તથા ગટાપર્ચા સાથે વાપરવાથી સારી અસર થાય છે, અને એક નાસરૂપે વરાળ કાઢીને સારી અસર કરે છે. ઉધરસ, ત્રીદોશ, ફેફસાના સોજા, અંતરપડના સોજા, ગળાના સોજાના દરદમાં પાથરવારૂપે વપરાય છે. બોરીક, કારબોલીક, સેલીસીલીક એસીડ, થાઇમોલ, આયુડોફૉર્મ, અને યુકીલીપ્ટલના સંયોગ જોડે મીશ્ર કરી દુર્ગંધ નાશક ડ્રેસીંગ તરીકે વપરાય છે.

---

*PYROXYLIN.* **લા૦** પાઇરોક્સીલીન. **અં૦** ગનકોટન.

**ઉપયોગ**—આ દવા બ્રિટીશફાર્માકોપીઆમાં કોલોડીઅન બનાવવાને વાસ્તે વપરાય છે

રીત—કાટન ... ... ... ૧ ઔંસ.
સલફ્યુરીક એસીડ ... ... ૫ ઔંસ.
નાઇટ્રીક એસીડ ... ... ૫ ઔંસ.

આ દવાને એસીડમાં ત્રણ મીનીટ સુધી રાખવી અને પછી તેને સારી રીતે ધોઇને સુકવવી.

---

*COLLODIUM.* લા૦ કોલોડીઅમ. અં૦ કોલોડીઅન.

રીત—પાઇરોક્સીલીન ... ... ... ૧ ઔંસ.
ઈથર ... ... ... ૩૬ ઔંસ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૧૨ ઔંસ.

*Collodium Flexile.* લા૦ કોલોડીઅમ ફ્લેક્સાઇલ, અં૦ ફ્લેક્સીબલ કોલોડીઅન.

રીત—કોલોડીઅન... ... ... ... ૧૨ ઔંસ.
કેનેડા બાલઝમ ... ... ... ૪ ડ્રામ.
કેસ્ટર ઓઇલ ... ... ... ૨ ડ્રામ.

આ સઘળી દવા મિશ્ર કરી કાચના બુચવાળી બાટલીમાં રાખવી.

ઉપયોગ—કોલોડીઅન શસ્ત્રથી થએલા ઘા, ગુમડા, ચાઠા, ચામડીના દરદો, હોઠના ચીરામાં, ફખંવા, શીલીના ચાઠાં, સ્તનની ડીંટડીના ચીરામાં, બળી ગએલા ભાગપર, રતવા અને એવા બીજા દરદોપર ચોપડવાના કામમાં વપરાય છે. આ પ્રવાહી લગાડયા પછી તરત ઠરી જાય છે અને તેના પર પોપડો બંધાય છે અને તેની તળે ઘા રૂઝાય છે. જ્યારે આ દવા ચોપડવામાં આવે છે ત્યારે ચામડીમાં ચીરા પડે છે.

વિશેષ વર્ણન—કોલોડીઅન જ્યારે ચામડીપર લગાડવામાં આવે છે ત્યારે તેપર એક પારદર્શક પડ બાઝી જાય છે અને આથી સુજી આવેલી ચામડી પર તથા કપાઈ ગએલી ચામડીપર જેવા કે શીતળા, એ પર ચોપડવામાં વપરાય છે. નાના ઘામાં તથા સ્હેજ દાહમાં કોલોડીઅન ચોપડવાથી તરત અસર થાય છે અને ઝટ રૂઝ આવે છે. રક્તસ્ત્રાવ અટકાવવામાં, તથા જળોના ડંખમાંથી વ્હેતા લોહીને અટકાવવામાં આ દવા ઉપયોગી છે.

સંજ્ઞ ક્રિયાના કામ કાજમાં ફ્લેક્સીબલ કોલોડીઅન પણ ઉપયોગી છે. અને તેમાં ચોપડતી વખતે ચીરા પડતા નથી.

**સુચના**—કોલોડીઅન જ્યારે લગાડવું હોય ત્યારે ચોપડવાનો ભાગ બરાબર લોશન અગર કારબોલીક સોપ અથવા ગરમ પાણીથી ધોઇને સાફ કરવો અને તેને પૂરેપૂરો સુકાવા દઇ લગાડવું. જ્યારે આ દવા ચોપડવાની હોય ત્યારે તેની પાસે બત્તી, અગર દીવાની જ્વાળ તથા દેવતા પાસે રાખવો નહી અને જ્યારે બરાબર ચોપડ્યા કેડે ઠરી જાય ત્યારે દીવો પાસે લાવવો.

---

*COLLODIUM VESICANS.* લા૦ કોલોડીઅમ વેસીકેન્સ. અં૦ બ્લીસ્ટરીંગ કોલોડીઅન.

**રીત**—લાઇકર એપીસપેસ્ટીકસ ... ... ૨૦ ઓંસ.
પાઇરોક્સીકલીન ... ... ... ૧ ઓંસ.

**ઉપયોગ**—કોલોડીઅનની આ બનાવટ લગાડવાથી બીજી બધી બ્લીસ્ટરીંગ દવાઓ કરતાં મુખ્ય બે ફાયદા થાય છે; ૧ આ દવા લગાડવાથી તરત વરાળ સમાન પથરાઇ જાય છે; ૨ આ દવા લગાડવાથી જ્યાં આંગળ આ દવા લાગે છે ત્યાંજ બ્લીસ્ટર ઉઠે છે.

---

*AURANTII FRUCTUS.* લા૦ ઓરેન્ટી ફ્રુકટસ. અં૦ ધ રાઇપ ફ્રૂટ ઓફ સાઇટ્રસ વલ્ગેરીસ. ગુ૦ પાકી નારંગીનું ફળ.

*AURANTII CORTEX.* લા૦ ઓરેન્ટી કોરટેક્સ. અં૦ બીટર ઓરેંજ પીલ. ગુ૦ નારંગીની કડવી છાલ.

*AQUA AURANTII FLORIS.* લા૦ એકુવા ઓરેન્ટી ફ્લોરીસ. અં૦ ઓરેન્જ ફ્લાઉવર વોટર. ગુ૦ નારંગીના પુષ્પનું પાણી.

**માત્રા**— ... ... ... ... ૧ થી ૨ ઓંસ.

**નારંગીની છાલની મુખ્ય બનાવટો.**

૧ *Infusum Aurantii.* લા૦ ઇન્ફ્યુઝમ ઓરેન્ટી. અ૦ ઇનફ્યુઝન ઓફ ઓરેન્જપીલ. ગુ૦ નારંગીની છાલનો ચાહ.(ઉકાળો.)

**રીત**—બીટર ઓરેન્જપીલ ... ... ... ૪ ડ્રામ.
ચોખ્ખુ ઉકળતું પાણી ... ૧૦ ઔંસ.
**માત્રા**— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Infusum Aurantii Compositum.* લા૦ ઇનિફ્યુઝમ ઓરેન્ટી કમ્પોઝીટમ. અ૦ કમ્પાઉન્ડ ઇનફ્યુઝન ઓફ ઓરેન્જ પીલ. ગુ૦ નારંગીની છાલનો મીશ્રીત ચાહ.

**રીત**—બીટર ઓરેન્જ પીલ ... ... ૨ ડ્રામ.
તાજા લીંબુની છાલ ... ... ૫૬ ગ્રેન.
લવીંગ ... ... ૨૮ ગ્રેન.
ખળખળતું પાણી ... ... ૧૦ ઔંસ.
પાણીમાં ૨ કલાક રાખી ગાળી લેવું.
**માત્રા**— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૩ *Syrupus Aurantii.* લા૦ સીરપસ ઓરેન્ટી. અં૦ સીરપસ ઓફ ઓરેન્જ પીલ. ગુ૦ નારંગીની છાલનું શરબત.

**રીત**—નારંગીની છાલનો અર્ક. ... ... ૧ ઔંસ.
ખાંડની એક તારી ચાસણી ... ... ૭ ઔંસ.
**માત્રા**— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

૪ *Tinctura Aurantii.* લા૦ ટીંચુરા ઓરેન્ટી. અં૦ ટીંચર ઓફ ઓરેન્જ પીલ.

**રીત**—નારંગીની છાલના અધકચરા કકડા ... ૨ ઔંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.
**માત્રા**— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

૫ *Tinctura Aurantii Recentis.* લા૦ ટીંચુરા ઓરેન્ટી રીસેં-ન્ટીસ. અં૦ ટીંચર ઓફ ફ્રેશ ઓરેંજ પીલ. ગુ૦ તાજી નારંગીની છાલનો અર્ક.

રીત—કડવી નારંગીની તાજી છાલ ... ૬ ઔંસ.
રેકટીફાઈડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

ટીંચર જેનશન કો, ઇનફ્યુઝમ જેનશન કો, કમ્પાઉન્ડ સ્પીરીટ ઑફ હોર્સરેડીશ અને ટીંચર સીંકોના કોની બનાવટો બનાવવામાં નારંગીની છાલ વપરાય છે.

ગુણ—પૌષ્ટીક અને અગ્નિવર્ધક.

ઉપયોગ—અજીર્ણ, ક્ષુધા ના લાગતી હોય તો, સાધારણ નબળાઇમાં આ દવા વપરાય છે. આ દવા એકલી ભાગ્યેજ વપરાય છે.

ઉપયોગી સુચના—આ દવા અગ્નિવર્ધક, ગરમ અને પાચક છે તથા તેનો ઉપયોગ અજીર્ણ વીગેરે દરદોમાં થાય છે. આ દવા બીજી કટુ ઔષધીઓની કડવાશને ઢાંકી દઇ ખુશકારક સ્વાદીષ્ટ બનાવે છે, અને ક્વીનાઇનની કડવાશને કેટલેક દરજ્જે ઘટાડે છે. ઓરેન્જ વાઇન, સાઇટ્રેટ ઑફ આયર્ન અને વાઇનમ ક્વીનાઇન બનાવવામાં આ દવા વપરાય છે.



*LIMONIS CORTEX.* લા૦ લીમોનીસ કોરટેક્સ. અં૦ લેમન-પીલ. ગુ૦ લીંબુની છાલ.

*OLEUM LIMONIS.* લા૦ ઓલીઅમ લીમોનીસ. અં૦ ઓઇલ ઑફ લેમન. ગુ૦ લીંબુનું તેલ.

માત્રા— ... ... ... ૧ થી ૪ ટીંપા.

*LIMONIS SUCCUS.* લા૦ લીમોનીસ સકસ. અં૦ લેમન જૂઇશ. ગુ૦ લીંબુનો તાજો સ્વરસ.

માત્રા— ... ... ... ૧ થી ૪ ડ્રામ.

**લીંબુની છાલની મુખ્ય બનાવટો.**

૧ *Syrupus Limonis.* લા૦ સીરપ્સ લીમોનીસ. અં૦ સીરપ ઑફ લેમન્સ. ગુ૦ લીંબુનું શરબત.

રીત—તાજા લીંબુની છાલ ... ... ૨° ઔંસ.

| | | | | |
|---|---|---|---|---|
| લીંબુનો રસ | ... | ... | ... | ૨૦ ઔંસ. |
| સાકર | ... | ... | ... | ૨ ¾ શેર. |
| **માત્રા—** | ... | ... | | ૧ થી ૨ દ્રામ. |

૨ *Tinctura Limonis.* લા૦ ટીંચુરા લીમોનીસ. અં૦ ટીંચર ઓફ લેમનપીલ. ગુ૦ લીંબુની છાલનો અર્ક.

| | | | |
|---|---|---|---|
| **રીત—**તાજાં લીંબુની છાલ | ... | ... | ૨ ½ ઔંસ. |
| પ્રુફ્સ્પીરીટ | .... | ... | ... ૨૦ ઔંસ. |
| **માત્રા—** | ... | ... | ... ૧ થી ૨ દ્રામ. |

**લીંબુની છાલ—**કમ્પાઉન્ડ ઇનફ્યુઝન ઓફ ઓરેન્જ પીલ, અં કમ્પાઉન્ડ ઇનફ્યુઝન ઓફ જેનશન બનાવવામાં વપરાય છે. લીંબુનું તે સ્પીરીટ એમોન્યા એરોમેટીક બનાવવામાં વપરાય છે. લીંબુનો રસ સીરપ રસ તરસ લેમન બનાવવામાં વપરાય છે.

**ઉપયોગ—**લીંબુની છાલ ગરમ અગ્નિવર્ધક છે. લીંબુનું તેલ જ્યારે પીવામાં વપરાય છે ત્યારે તે ગરમ અને વાતહર અસર કરે છે; જ્યારે ચોપડવામાં આવે છે ત્યારે ગરમ અને ચામડીને રાતી બનાવે છે. લીંબુનો છીપાવનાર અને સાઇટ્રીક એસીડના મિશ્રણને મળતી અસર કરનાર છે.

કેટલીક વખત ચામડીના દરદોમાં તથા ખરજવામાં, અને લુખસ મટા- ડવામાં સાઇટ્રીક એસીડ અસર કરતું નથી ત્યારે આ દવા વાપર્યાથી સારી અસર થાય છે, ડાકટર ગેરોડ જણાવે છે કે લીંબુના રસમાં પોટાશીયમ્ સોલ્ટના જેવી અસર રહેલી છે. સંધીવામાં ઔષધી તરીકે ઉપાય સમાન લીંબુનો રસ વાપરવાની ભલામણ કરવામાં આવે છે, તોપણ આ દરદમાં આ દવા સારી અસર કરતી હોય એમ સત્તાવાર પુરાવો તથા ખાત્રી મળી રસ શકતી નથી. કોઇ કોઇવાર તીક્ષ્ણ સંધીવાથી પીડાતા દરદીઓને લીંબુનો આપવાથી સારી અસર થાય છે.

ખરજવા, ઝાડા, મરડા, ઉલ્ટી, પીત્તમાં તથા પીત્તજ્વરમાં લીંબુનો રસ વપરાય છે.

**સૂચના—**કેટલીકવાર લીંબુના તેલમાં ટરપીન્ટાઇન તેલનો ભેળ- સેળ કરવામાં આવે છે ને તે તેલના વધારે પ્રમાણમાં હોવાથી પારખવું

મુશ્કેલ થઈ પડે છે.

લીંબુંના રસમાં વારંવાર લાઇમ જ્યુસનો ભેળસેળ કરવામાં આવેછે.



***BELAE FRUCTUS.*** લા૦ બેલી ફ્રુક્ટસ. અં૦ બેલફ્રુટ. ગુ૦ બીલીનું ફળ.

**મુખ્ય બનાવટો.**

૧. *Extractum Balae Liquidum.* લા૦ એક્સ્ટ્રેક્ટમ બેલી લીક્વીડમ. અં૦ લીક્વીડ એક્સ્ટ્રેક્ટ ઓફ બેલ. ગુ૦ બીલીનું પ્રવાહી સત્વ.

| | | |
|---|---|---|
| **રીત**—બીલીનો ગર્ભ | ... ... | ૧ રતલ. |
| પાણી | ... ... ... | ૧૨ પાઇંટ. |
| રેક્ટીફાઇડ સ્પીરીટ | ... ... | ૨ ઔંસ. |
| **માત્રા**— | ... ... ... | ૧ થી ૨ ડ્રામ. |

આ પ્રવાહીનો એક ઔંસ બીલીના એક ઔંસ જેવી અસર કરેછે.

**ગુણ**—શિતળ અને ગ્રાહી છે, આંતરડાપર ધીમી અને ગરમ અસર કરે છે અને એથી અતિસાર વીગેરે દરદો દબાય છે. આંતરડામાં જો બધકોષ હોય છે તો સ્હેજ રેચક અસર કરી બંધકોષ દુર કરે છે અને આંતરડાને સતેજ કરે છે.

**ઉપયોગ**—વુધી ગએલા મરડા, અતિસાર, સંગ્રહણી, આંતરડાના અનિયમિતપણાના દરદો, આંતરડાના ક્ષતો તથા ચાંદાના દરદોમાં, નિરંતરના બંધકોષમાં તે ઘણી ફાયદાકારક અસર કરે છે.

**સુચના**—હિંદુસ્તાનના બીલીફળે હિંદુસ્તાનમાં મરડા અને અતિસારના દરદોમાં સારી કીર્ત્તી સંપાદન કરેલી છે.

**ડાક્ટર ગેરોડના** અનુભવમાં આ દવા જુના મરડાના દરદોમાં ઘણીજ સારી અસર કરે છે એમ આવ્યું છે.



*OLEUM THEOBROMETIS.* લા૦ ઓલીઅમ. થીઓબ્રો-
મેટીસ અં૦ ઓઇલ ઓફ થીઓબ્રોમા. ગુ૦ કોકમનું તેલ.

**SYNONYMS—CACAO BUTTER.** ઉપનામ કેકો બટર.

**ઉપયોગ**—:હાથ પગ ફાટી ગયાં હોય તો આ તેલ લગાડવાથી સારો ફાયદો થાય છે; આ તેલ ગ્લીસરાઇન સિવાયની બીજી દવાઓની સોગઠીઓ બનાવવાના કામમાં વપરાય છે.

---

*COCA.* લા૦ કોકા. અં૦ કોકા.

**માત્રા**— ... ... ... ાા થી ૨ ડ્રામ.

*COCAINAE HYDROCHLORAS.* લા૦ કોકાઇની હાઇડ્રો-
ક્લોરાસ. અં૦ હાઇડ્રોકલોરેટ ઓફ કોકીન.

**માત્રા**— ... ... ... ૧/૫ થી ૧ ગ્રેન.

**મુખ્ય બનાવટો**—

૧ *Extractum Cocae Liquidum.* લા૦ એકસ્ટ્રેકટમ કોકી લીકવીડમ. અં૦ લીકવીડ એકસ્ટ્રેક્ટ ઓફ કોકા. ગુ૦ કોકાનું પ્રવાહી સત્વ.

**રીત**—કોકાનો ઝીણો ભુકો ... ... ૨૦ ઔંસ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ાા થી ૨ ડ્રામ.

૨ *Lamellae Cocainae.* લા૦ લેમેલી કોકાઇની: અં૦ ડીસ્કસ ઓફ કોકાઇન. ગુ૦ કોકીનનાં પાસા.

**રીત**—ડીસ્ક ઓફ જેલેટાઇન—(Gelatine.) ૧/૫૦ ગ્રેન.
ગ્લીસેરાઇન. ... ... ... ૧/૫૦ ગ્રેન.
કોકાઇન હાઇડ્રોકલોરેટ ... ... ૧/૨૦૦ ગ્રેન.

**ઉપયોગ**—કોકાઇનના પાંદડા જ્યારે ચાવવામાં આવે છે, ત્યારે તે જલદ અગ્નિવર્ધક, ગરમ અને કદાચ ઘેન લાવનારી અસર કરે છે. દક્ષિણ અમેરિકાના વતનીઓ કોકાથી બે ત્રણ દીવસ સુધી ખોરાક વગર રહી શકે છે.

આ દવાના ક્ષારો ( Alkaloid ) અને કોકાઇનનું લીધાથી શરીરની ગરમી અને નાડીના ધબકારા વધે છે અને ધાસોશ્વાસની ક્રીયા ઘણી ઝડપથી થાય છે. લોહીનો જોશ પ્રથમ વધે છે અને પછીથી મંદ પડે છે, આવો બનાવ જ્યારે કોકાઇન ખાવામાં આવે છે ત્યારે બને છે.

હમણા થોડા વરસોથી કોકાઇન તેની બાહ્યોપચારકરવાથી ઇંદ્રીય વિજ્ઞાન નષ્ટ કરવાની જલદ શક્તિથી વપરાવા માંડયું છે. કોકાઇન હાઇડ્રોક્લોરેટના મીશ્રણના ટીપા જીભપર મુકવાથી તમતમાટીની અસર થાય છે અને પછી જીભ બ્હેરી થાય છે.

આ દવાના આંખમાં ટીંપા નાખવાથી આંખની કીકી પહોળી થાય છે અને આંખનું જ્ઞાન તદન નષ્ટ થઇ જાય છે એટલે પહોળી ને પહોળી આંખ રહે છે મીંચાતી નથી અને શુન્ય થઇ જાય છે.

માંઇનર ( ઝીણા ) ઓપરેશન અને આંખના ઓપરેશન કરવામાં અને ઇંદ્રીઓનાં જ્ઞાનતંતુઓને નષ્ટ કરવામાં તથા પીડા ઓછી કરવામાં કોકાઇન સોલ્યુશન વારંવાર વપરાય છે. ( Its effects appear to be due to stimulation of the peripheral ends of the sympathetic nerves. )

કોકાઇનનું સખત સોલ્યુશન ( ૨૦ પરસંટ ) અંદરની ત્વચાપર તથા ચાંમડીમાં મારવાની પીચકારી રૂપે વાપરવાથી ( ૪ પરસંટ ) ચામડીની જ્ઞાનેન્દ્રી નષ્ટ થાય છે એટલે બહેરી થાય છે, અને આથી કરીને ઝીણી શસ્ત્ર ક્રિયા કરતી વખતે અને આંખની શસ્ત્ર ક્રિયામાં દુ:ખ મટાડવા સારૂ ખાસ વપરાય છે. આ દવાના પાસા ( Lamellae ) ખાસ કરીને આંખના દરદમાં વાપરવામાં આવે છે.

કોકા, વાઇનના રૂપમાં વારંવાર વપરાય છે, અને ઘરડા લોકોને આ વાઇન આપ્યાથી મગજની જ્ઞાનતંતુની શક્તિ વધારે છે અને પુષ્ટિ આપે છે.

**વિશેષ વર્ણન—બાહ્યોપચાર** તરીકે દરેક દવાઓ કરતા કોકાઇન હાઇડ્રોક્લોરાસ ઘણુંજ સખત અને જલદીથી પાણીમાં ગળી જાય તેવી દવા છે. આ દવા સાજી ચામડીપર ચોપડવાથી કાંઇ અસર કરતી નથી.

આ દવા અંદરની ચામડીપર તથા ફાટેલી ચામડીપર લગાડવાથી તે સફેત ડાઘ પાડે છે અને બહારની રકત વાહિની નસોનો સંકોચ કરે છે, અને જ્ઞાન તંતુને નષ્ટ કરી ચામડી બહેરી કરી નાંખે છે.

ચામડીમાં પીચકારી રૂપે મારવાથી તે ચામડીને તદન બહેરી કરી લાલ કરે છે. આ અસર (૫ થી ૧૦ પરસંટ) સોલ્યુશન વાપરવાથી થાય છે પણ આ અસર વધારે વખત સુધી રહેતી નથી.

**અંદરના ઉપચાર તરીકે—મુખ ઉપર**—બાહ્યોપચાર તરીકે આ દવા જીભપર લગાડવાથી જીભના સ્વાદ અને જ્ઞાનેન્દ્રીનો નાશ કરે છે, થુંકના પ્રવાહને ઘટાડી નાંખે છે. પચાશ ટકાનું મીશ્રણ દાંતના પારાની જ્ઞાનેન્દ્રીનો નાશ કરે છે.

**પેટ અને આંતરડા**—ઘણાજ સૂક્ષ્મ પ્રમાણમાં આ દવા અગ્નિવર્ધક પૌષ્ટીક તરીકે અસર કરે છે અને બરાબર પ્રમાણમાં વાપર્યાથી પાચન ક્રિયાના રસને ઓછો કરે છે, અને ક્ષુધાનો નાશ કરે છે તથા તેના શક્તિને નષ્ટ કરે છે, અને જો કાંઇ દરદ માલમ પડતું હોય તો તે પણ મટાડે છે. વધારે પ્રમાણમાં વાપર્યાથી આંતરડાનો પક્ષઘાત કરે છે અને તેથી અતિશય ઝાડા તથા બંધકોષ થાય છે.

**અંતઃકરણ અને લોહિની ગતિ** થોડા પ્રમાણમાં આ દવા નાડીના ધબકારા વધારે છે, અને રકતાશયમાં ગરમીની અસર કરી ગતિને વધારે છે પણ વધારે પ્રમાણમાં નાડી અને રકતાશયને મંદ કરે છે.

**શ્વાસોશ્વાસની ક્રિયા**—નાકની અંદરની ચામડીપર લગાડવાથી નાકની જ્ઞાનેંદ્રીનો નાશ કરે છે. અને અંદર પીવા આપ્યાથી પ્રથમ તે શ્વાસોશ્વાસની ક્રિયાને ઉતેજન આપી વધારે છે અને રેસ્પીરેટરી સેન્ટર પર ગરમીની અસર કરી શ્વાસોશ્વાસની ક્રિયાને વધારે છે અને પછી તરતજ ઘટાડી નાંખે છે. આ દવા લીધાથી મરણ મુર્છા આવીને નીપજે છે.

**જ્ઞાન તંતુઓપર—(સેરીબ્રમ) મગજની અંદરનો ભાગ**—આ દવા જ્ઞાન તંતુઓ પર કેફાઇનની માફક અસર કરે છે પણ જરા વધારે જલદ અસર કરે છે. અને માનસિક શક્તિનો શ્રમ ઉતારી નાંખી તેપર ચંચળતાની અસર કરે છે. આ દવા વારંવાર લીધાથી કેટલી વાર ઊંઘનો

નાશ કરે છે અને ચંચળતા જોઇએ તેથી જાદે લાગે છે જો કે તેથી ઘણું નુકશાન થતું નથી,

વધારે પ્રમાણુમાં સેરીબ્રમપર પ્રથમ અસર કરી જ્ઞાન તંતુઓને નબળાં કરી નાંખે છે. પ્રથમ સેરીબ્રમ પર અસર કરે છે, પછી બલ્બ (Bulb) પર અસર કરે છે અને છેવટે બરડાના રજ્જુ પર (Spinal cord) અસર કરે છે.

**આંખ**—૪ ટકાના પ્રમાણનું કોકીન મીશ્રણ (A. 4 *P. c.*) આંખમાં નાંખવામાં આવે તો તદન આંખમાં બેશુદ્ધીની અસર થાય છે અને ડોળો તદન બ્હેર મારી જઈ ખુલ્લો થઈ રહે છે. એટ્રોપીઆ નાંખવાથી જેવી રીતે કીકી પહોળી થાય છે તેવી રીતે કોકીન નાંખ્યાથી પહોળી થાય છે. શરીરની ગરમી કોકીનના વિષના કેસમાં વધી પડે છે.

**મુત્રાશય અને વિહારનીઇંદ્રિઓ**—કોકીન પેશાબ વાટે બહાર નીકળે છે. મુત્રાશયમાંથી પેશાબ વધારે થાય છે એમ કહેવાય છે. વિહારની ઇચ્છા ઘટવા માંડેછે.

**વિષનાશક દવાઓ**—વમનકારક દવાઓ, સ્ટમકપંપ, જો જરૂર હોય તો અમીલ નાઇટ્રાટ, નાઇટ્રોગ્લીસરાઇન, એમોનીઆ, જલદ કોફી મોં વાટે અથવા ગુદા વાટે, સ્ટ્રીકનીઆ અને ઇથરનો ત્વચામાં મારવાની પીચકારી વડે ઉપયોગ કરવો.

**કોકાઇન ખાધાથી થતી જૂની વિષની અસરોઅથવા કોકેનીઝમ**-દારૂ, મોરફીઆ અને ઘણા લાંબા વખત સુધી કોકીનનો ગરમ દવા તરીકે ઉપયોગ કરવાથી એક જાતનો ઉન્માદ થાય છે, જેને કોકીનોમેનીઆ (Cocainomania) એટલે કોકાઇનનો ઉન્માદ કહે છે.

**વિષારી ચિન્હો**—પાચન ક્રિયાનો નાશ, માંસનું ગળી જવું. ચક્કર, જલદ નાડી, ઉંઘનો નાશ, અને નપુશકપણું વીગેરે ચિન્હો ખાસ કરીને માલમ પડે છે.

કોકાઇનના દશ ગ્રેન ખાવાથી અને કેટલીકવાર ૨૦ થી ૩૦ ગ્રેન ખાવાથી કોકીનના બંધાણી થવાય છે અને તેથી શરીરનો અને માનસિક શક્તિનો નાશ થાય છે. બંગાળામાં કોકાઇનનો પાનમાં વધારે ઉપયોગ

થવા લાગ્યો છે અને તેથી ત્યાં કોકીનો મેનીઆ વધારે ફેલાયો છે, પાનમાં ખાધાથી દાંત કાળા પડી જાય છે એમ ડાક્તર બુચાનન કહે છે.

**અટકાવવાના ઉપાય**—કોકાઈનથી સદંતર દુર રહેવું, જલદ ફોરી નકસવામીકા અને બીજી પૌષ્ટીક દવાનો ઉપયોગ, હવાનો ફેરફાર, વીગેરે કરવો અને દરદીને પૌષ્ટીક ખોરાક આપવો.

**કોકાઇનનો બાહ્યોપચાર તરીકે ઉપયોગ—**

**આંખ**—આ દવાના ૪ ગ્રેનનું સોલ્યુશન આંખના માઇનર ઓપરેશન કરવામાં તથા મોતીઆ વીગેરે કાઢવામાં આંખની જ્ઞાનશક્તિનો નાશ કરવા સારૂ વપરાય છે.

ઈરીટીસ્ નામના ( Iritis ) દરદમાં અને બીજા દુખદાયક દરદોમાં, અને કોરનીઆમાં કોકાઇન લાઇકર એટોપીઆ સલફાસ સાથે વાપર્યાથી વધારે સારી અસર કરે છે.

પીલોકારપાઇન નાઇટ્રાસનો ½ ગ્રેન કોકાઇના ૪ ગ્રેનના સોલ્યુશનના ૧ ડ્રામમાં ઉમેર્યાથી આંખપર જ્ઞાનશક્તિનો નાશ કરવાની અસર ઘણી સ્હેલાઇથી કાંઇપણ નુકશાન વગર થાય છે.

**નાક, કાન, ગુદા. ગર્ભાશય** ( Anus-Vagina ) **વીગેરે**-કોકાઇનનું ૫ થી દશ ગ્રેનનું સોલ્યુશન, નાક,કાનની અંદરના ભાગ,ગર્ભાશય,મળાશય, મુત્રાશય, વીગેરે નાજુક ભાગોની અંદરની ચામડીપર જ્ઞાનશક્તિ નષ્ટ કરવાની અસર સારી રીતે કરે છે, અને તેથી તે ભાગપર વાઢ કાપની ક્રિયા સ્હેલાઇથી કાંઇપણ દુખ વગર થઈ શકે છે.

કેટલીક પ્રકારના તાવમાં આવતા નાકના સોજાના દરદમાં, હોઠના ખરજવાના દરદમાં, કાનના શુળમાં, ખાંદામાં અને એવા પીડાકારક દરદોમાં કોકીનના મીશ્રણનો ઉપયોગ કર્યાથી પીડા તરત દબાઈ જાયછે.

**ચામડી**—જો કે કોકીન ચામડીપર લગાડવાથી ઝટ મળી જાયછે એટલે ચામડીની અંદર દાખલ થાય છે તેમ જાણવામાં આવ્યું નથી તોપણ, કોકીન સોલ્યુશનનો બાહ્યોપચાર કરવાથી અગર ચરબી, અથવા તેલ સાથે મેળવીને ચોપડવાથી બળતરા, દુખ, ચસકા, ખરજવાની ચેળ, રતવા અને સ્તનની ડીંટીઓના સોજાની પીડાને દાબી દે છે.

બોરીસીક એસીડનું મલમ, પેરાફીન, અને કેરોસીન ઓઇલમાં કોકાઇન મીશ્ર કરીને લગાડવાથી સખત બળી ગએલી ચામડીપરનો દાહ, પીડા, સોજા, અને શુળને તરત દબાવી દે છે.

બદો, નાની ગાંઠો સોજા આવેલી ગડો નાના ગુમડાઓમાં થતી પીડા. અને શુળ વિગેરીની પાસેની ચામડીમાં કોકાઇનની પીચકારી મારવાથી મટી જાય છે અને બેસી જાય છે.

ધણા સ્હેજ થતા માથાના દુખાવાઓ પર કોકાઇનને લવીંગના તેલમાં મીશ્ર કરી લગાડવાથી મટી જાય છે અને સ્કીએટીકા (Sciatica) ના દરદમાં આ દવાનો પ્રવાહીરૂપે ઉંડી પીચકારી મારવાથી સારો ફાયદો થાય છે.

**દાંત તથા અવાળા**—દાંતના તથા અવાળાના દરદમાં કોકાઇન દુઃખ અને પીડા કમી કરવા સારૂ અતિશય વપરાય છે. નીચેનું મીશ્રણ લગાડવાથી એકદમ અજાયબ રીતે દુખ ઓછું કરી નાંખે છે. Cocain Hydrochloras gr. I Chloral Hydras grs 5 અને Camphor grs. 5. આ સઘળુ મીશ્ર કરી ગરમ કરવાથી તેલ જેવું નરમ પ્રવાહી થાયછે અને તેમાં રૂ બોળી મુકવાથી તરત અસર થાય છે.

દાંતના અવાળાપર કોકાઇન ઘસવાથી ગ્યાન તંતુનો નાશ થઈ પીડા ઓછી થાય છે અને હાલતો દાંત ચીપીઆથી કાંઇપણ દુઃખ સિવાય ખેંચી કઢાય છે.

---

*THEA.* લા૦ થી. અં૦ ટી. ગુ૦ ચાહ.

ઉપયોગ—ચાહ તથા કાફી એ બંનેની અસર માણુસ જાત ઉપર એક સરખી થતી નથી. ચાહ કાળી અને લીલી થાય છે તે એકજ જાતના ઝાડની પેદાશ છે. લીલી ચા કાળી ચાં કરતાં ઘણી જોરાવર છે.

ચા ઘણા થોડા પ્રમાણુમાં પીવાથી શરીરમાં સુસ્તી લાવે છે અને જરા ઉંઘ લાવે છે વધારે પ્રમાણુમાં લીધાથી અંગમાં ગરમી તથા હુશીઆરી લાવે છે અને ઉંઘનો નાશ કરે છે. ઘણી ચાહ પીવાથી મગજ અને મગજના ગ્યાનતંતુઓ નબળા પડી જાય છે.ચાહ લોહીનું પાણી કરેછે એમ કહે-

થાયછે. ચાહનો જમવા સાથે ઉપયેગ કરવાથી પાચન શકિતની ઇંદ્રીઓને ઘણું નુકશાન પહોંચે છે ચાહ કાંઇક પીતનો વધારો કરે છે, અને તેથી ખોરાકનો કંઇક ભાગ પાચન થવો બાકી રહ્યો હોય તો તે પચાવી નાંખે છે.

આમાં નીચે પ્રમાણે ગુણો પણ રહેલા છે. ચાહ હોજરીમાં ગરમા પેદા કરી પાચન શક્તિ તથા ખાધાની રૂચીને જાગૃત કરે છે. ચામડી તથા મુત્રાશય ઉપર અસર કરી પરસેવો તથા પેશાબને ખુલાસેથી લાવે છે અને આ ગુણોને લીધે તે તાવના દરદોમાં ઉપયોગી થઇ પડે છે.

**કાફી**—કાફી અંગમાં ગરમી તથા હુંશિઆરી લાવે છે. ઠંડી ઋતુમાં તેમજ ઠંડા દેશમાં મુસાફરી કરતા કાફીનો ઉપયોગ કરવાથી શરીરમાં તે સારી ગરમી ઉત્પન્ન કરે છે.

કાફીનો યુક્તિથી ઉપયોગ કરવાથી ફાયદો થાય છે. ચાહ તથા કાફીમાં અત્યંત ગળપણ નાંખ્યાથી તે નબળા કોઠાવાળા અને અજીર્ણવાળા દરદીઓ તથા ઝાડાવાળા દરદીઓને તે ઘણીજ નુકશાનકારક છે. ચાહ તથા કાફી ઘણીજ ગરમ પીવાથી પાચન શક્તિ પાચન શક્તિનો નાશ થાય છે અને વિર્યને પાતળું કરી નાંખે છે. કાફી તથા ચાહ રાતે પીવી નહીં કારણકે તે ઉંઘનો નાશ કરે છે અને આથી મગજને વધારે નુકશાન થવાનો સંભવ રહે છે. અફીણ વીગેરે વિશવાળા દરદીઓમાં તેનો બહોળો ઉપયોગ કરવાથી તે સારો ફાયદો કરે છે.

---

*CAFFEINA.* **લા૦** કેફાઇના. **અં૦** કેફાઇન.

Synonyms.=Caffeina, Theina, Guaranina.

**માત્રા**— ... ... ... ૧ થી ૫ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Caffeinae Citras.* **લા૦** કેફીની સાઇટ્રાસ **અં૦** સાઇટ્રેટ ઓફ કેફાઇન.

**રીત**—કેફાઇન ... ... ... ... ૧ ઔંસ.
સાઇટ્રીક એસીડ ... ... ... ૧ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૨ ઔંસ.

**માત્રા**— ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

**ઉપયોગ—ડાકટર બેનેટ અને ડાકટર કેનડ્રીકના** પ્રાણીઓ ઉપરના અનુભવથી સિદ્ધ થયું છે કે કેફાઇનિ, કોકાઇનિ અને થીઓબ્રોમાઇનથી નીચે પ્રમાણે અસરો થાય છે. થોડા પ્રમાણમાં ઉપરની દવાઓ મગજની ચીંતાને અને જ્ઞાન તંતુઓના જ્ઞાનની શક્તિમાં ચેતન આવે છે, પછી વધારે પ્રમાણમાં આપ્યાથી જ્ઞાન તંતુઓની શક્તિનો સમુળગો નાશ કરે છે, ધનુંવાના ચિન્હો અને તાણ થાય છે અને છેવટે મૃત્યુ નીપજે છે.

જ્ઞાન તંતુઓનો નસોનો અને બરડાના રજ્જુઓનો, અને જ્ઞાન તંતુવાળા ભાગનો પક્ષાઘાત થાય છે એટલે અકડાઇ જાય છે.

હૃદયની તથા શ્વાસોશ્વાસની ક્રિયાઓ શરૂઆતમાં વધે છે પણ પાછળથી નરમ પડી જાય છે.

કેફાઇનિ અને સાઇટ્રાસ હૃદયમાં બગાડથી થએલા જલંદરના દરદમાં મોં વાટે અથવા ચામડીમાં મારવાની પીચકારી રૂપે વાપરવાથી, મુત્રલ અસર ઘણીજ સારી કરે છે.

જ્યારે ડીજીટેલીસ અને બીજી મુત્રલ દવાઓનો ઉપયોગ નિષ્ફળ થાય છે, ત્યારે આ દવાનો ઉપયોગ કરવાથી ઘણો સારો ફાયદો થાય છે. ત્યારે આ દવાનો ઉપયોગ કરવાથી ઘણો સારો ફાયદો થાય છે. અને હૃદયની ક્રિયામાં તથા લોહીની ફરવાની ગતીમાં વધારો થાય છે.

જૂના બ્રાઇટિ ડીઝીઝથી થએલા જલંદરના દરદમાં આ દવા કેટલીકવાર નિષ્ફળ જાય છે.

જૂદી જૂદી જાતના માથાના દુખાવા મસ્તક શુળ આધાશીશી તથા લમણામા આવતા ચસકા અને શૂળના દરદમાં વા[illegible]થી સારો ફાયદો આપે છે. )

| | | | |
|---|---|---|---|
| કેફાઇન સાઇટ્રાસ. | ... | ... | ... ૫ ગ્રેન. |
| કવીનાઇનિ સલફાસ | .... | ... | ... ૫ ગ્રેન. |
| એન્ટીપાઇરીન | ... | ... | ... ૩ ગ્રેન. |
| સોડા બાયકાર્બ | ... | ... | ... ૬ ગ્રેન. |

૩ પડીકા કરી, દીવસમાં ત્રણવાર આપવા.

**અનુવાદક.**

આ દવામાં અકરી અને ઉલટી કરવાની અસર હોવાને લીધે તેનો ઉપયોગ થોડા પ્રમાણમાં અને જેમ જરૂર પડે તેમ સોડા બાયકાની સાથે કરવો જોઇએ.



**CAMBOGIA.** લા૦ કેમબોગીઆ અં૦ ગેમબોજ.

માત્રા .... ... ... ... ૧ થી ૪ ગ્રેન.

મુખ્ય બનાવટો—

૧ *Pilula Cambogiae Composita.* લા૦ પીલ્યુલા કેમબોગીઆઇ કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ ગેમબોગ પીલ. ગુ૦ ગેમબોગની મીશ્રીત ગોળી.

| | |
|---|---|
| રીત—ગેમબોગ ... ... ... | ૧ ઔંસ. |
| બારબેડોઝ એલોઝ. ... ... | ૧ ઔંસ. |
| કમ્પાઉન્ડ પાઉડર ઓફ સીનામોમ | ૧ ઔંસ. |
| કઠણ સાબુ. હાર્ડસોપ. ... ... | ૨ ઔંસ. |
| સીરપ ... ... ... ... | જોઇએ તેટલો. |

માત્રા— ... ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

ગુણ—પ્રવાહી રેચક,

ઉપયોગ—ગેમબોગ એક સખત અને પ્રવાહી રેચક દવા તરીકે અસર કરે છે, અને વારંવાર ઉલટી અને ચુંકને પેદા કરે છે, અને કેટલીકવાર મુત્રલ શકિતને વધારે છે.

આ દવા [illegible] ભાગ્યેજ વંપરાય છે. પણ ક્રીમ ઓફ ટારટાર, કેલોમલ, અને બીજી વનસ્પતીની રેચક દવાના સંયોગમાં વપરાય છે.

પ્રવાહી સખત રેચક તરીકે આ દવાનો જલંદરના દરદમાં ક્રીમ ઓફ ટારટારના સંયોગમાં ઉપયોગ કરવાથી પેટમાંથી પ્રવાહી મળ પુષ્કળ નીકળે છે, અને કેલોમલ સાથે કરવાથી મગજપર લોહી ચઢવાના દરદમાં સારી અસર કરે છે, કેટલીકવાર કૃમીનાશક તરીકે પણ આ દવા વપરાય છે. જે જે દરદોમાં આ દવા વાપરવી પડે ત્યાં ત્યાં આ દવા સાથે કેટલીક સુગંધીદાર ગરમ દવાઓ અને ગરમ તેલો વાપરવાથી ચુંક, આં-

કડી અમળાટ, અને ઉલ્ટીની અસરો થતી નથી. ગરમ દવાઓ જેવી કે, ટીંચર જીંજર, કારડંમ, લેવન્ડયુલા, સ્પીરીટ એમોનીઆ એરોમેટીક, સ્પીરીટકલોરોફોર્મ, ટીંચર કેપસીસી; ગરમ તેલો જેવા કે ઓઇલ સીનામોમી, મેન્થા પીપરેટાં, એનીથી, એનીસી વીગેરે.

વધારે પ્રમાણમાં આ દવા સખત જલદ રીતે દાહક અસર કરે છે; અને અન્નાશયની નળીમાં સોજો તથા પીડા કરે છે; અને એથી કોઇવાર મૃત્યુ પણ નીપજે છે.

રેચક દવા તરીકે આ દવાને **સ્કેમોની, ક્રોટનઓઈલ** અને **ઇલેટેરીઅમ** નામની દવાઓની વચમાં મુકવામાં આવે છે. આ દવા બચ્ચાંઓમાં,ઘરડા દરદીઓમાં અને પેટુના સોજાવાળા દરદીઓમાં વાપરવી ન જોઇએ.

---

*CANELLAE CORTEX.* **લા૦** કેનેલી કોરટેક્સ. **અં૦** કેનેલી આલબા બાર્ક. **ગુ૦** કેનેલા આલબાનો ભુકો.

**માત્રા**—ભુકાની ... ... ૧૫ થી ૩૦ ગ્રેન.

**ઉપયોગ**—આ દવા વાઇનમ રીહા બનાવવામાં વપરાય છે. આ દવા ગરમ સુગંધીદાર કડવી અગ્નિવર્ધક અને પૌષ્ટીક છે; વધી ગએલા અજીર્ણનાં દરદમાં વપરાય છે. હાલમાં આ દવા ફક્ત રીહાનો વાઇન બનાવવા સિવાય બીજા કામમાં વપરાતી નથી. મેઝેરીન, સેસાફ્રાસ અને બીજી લોહી સુધારનાર દવાની માફક આ દવા જૂના ગાંઠીઓ વા, સંધીવા, અને ફરી થએલી ચાંદીના દરદમાં વપરાય છે.

---

*GUAIACI LIGNUM.* **લા૦** ગોયાસી લીગનમ. **અં૦** ગોયાકમ-વુડ. **ગુ૦** ગોયાકમનું લાકડું.

*GUAIACI RESINA.* **લા૦** ગોયાસી રેઝીના. **અં૦** ગોયાંકમ રેઝીન.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**ગોયાકમ રેઝીનાની મુખ્ય બનાવટો**—

૧ *Mistura Guaiaci.* **લા૦** મીસ્ચુરા ગોયાસી. **અં૦** ગોયાકમ

મીકશ્ચર ગુ૦ ગોઆકમનું મીશ્રણ.

**રીત**—ગોઆકમ રેઝીનનો ભુકો ... ... ૦ાા ઔંસ.
સાકર ... ... ... ... ૦ાા ઔંસ.
બાવળના ગુંદરનો ભુકો ... ... ૦। ઔંસ.
તજના તેલનું પાણી ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— :... ... ... ...૦ાા થી ૨ ઔંસ.

૨. *Tinctura Guaiaci Ammoniata.* **લા૦** ટીંચુરા ગોયાસી એમોનીએટા. **અં૦** એમોનીએટેડ ટીંચર ઓફ ગોયાકમ. **ગુ૦** ગોયાકમનો એમોનિઆ મિશ્રિત અર્ક.

**રીત**—ગોયાકમ રેઝીનનો ઝીણો ભુકો .... ૪ ઔંસ.
સ્પીરીટ એમોનીઆ એરોમેટીક ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ...૩૦ થી ૬૦ ટીંપાં.

**ગોયાકમ રેઝીના** પીલ્યુલા હાઈડ્રાર્જીરી સબક્લોરીડ કમ્પોઝીટાની ગોળીઓ વાળવામાં વપરાય છે.

**ગોયાકમ વુડ** ડીકોકશન સારસા કમ્પોઝીટા બનાવવામાં વપરાય છે.

**ડાકટર ગેરોડ** પોતાના અઢાર વરસના અનુભવથી જણાવે છે કે ગોયાકમ અને લીથીઅમની બનાવટ ગોયાકેઇટ ઓફ લીથીઅમની ગોળીઓ મુખ્યત્વે કરીને જુના ગાંઠીઆ વાના દરદમાં ઘણી સારી અસર કરે છે. આ ગોળીઓ લાંબા વખત સુધી વાપરવી જોઇએ.

**માત્રા**— .... ... ... ... ... ૫ ગ્રેન.

**ઉપયોગ**—ગોયાકમ રેઝીન જ્યારે પીવામાં વાપરવામાં આવે છે ત્યારે તે વારંવાર ગળામાં ગરમીની અસર અને આંતરડાની નળીનો સોજો ઉત્પન્ન કરે છે; અને વધારે પ્રમાણમાં રેચક અસર કરે છે.

આ દવા જ્યારે લોહીમાં મળી જાય છે ત્યારે ગરમ, સ્વેદલ અને રક્તશોધક અસર કરે છે; અને કેટલાક ડાકટરો એમ પણ જણાવે છે કે તે ઋતુશ્રાવક અસર કરે છે.

સંધીવાના જુના દરદોમાં, ઋતુશ્રાવના દરદોમાં, ગાંઠીઆ વાના

દરદમાં, ઉપદંશના વ્યાધીમાં, અને ચામડીના ચેપી દરદોમાં આ દવા વાપરવાથી ફાયદો થાય છે.



*BUCHU FOLIA.* લા૦ બકુ ફોલીઆ. અં૦ બકુ લીવ્ઝ. ગુ૦ બકુના પાંદડાં.

**મુખ્ય બનાવટો—**

૧ *Infusum Buchu* **લા૦** ઇન્ફ્યુઝમ બકુ. **અં૦** ઇનફ્યુઝન ઓફ બકુ. **ગુ૦** બકુનો ઉકાળો.

**રીત**—બકુના પાંદડાં ... ... .... ૦।। ઔંસ.
ચોખ્ખું ઉકળતું પાણી ... ... ૧૦ ઔંસ.

**માત્રા** ... ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Tictura Buchu.* **લા૦** ટીંચુરા બકુ. **અં૦** ટીંચર ઓફ બકુ. **ગુ૦** બકુનો અર્ક.

**રીત**—બકુ ... .... ... ... ૨।। ઔંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ

**માત્રા—** ... ... ... ... ૧ થી ૨ ડ્રામ.

**ગુણ**—સુગંધીદાર ગરમ, પૈષ્ટિક અને મૂત્રલ છે.

**ઉપયોગ—**મૂત્રપિંડના દરદો, ગર્ભસ્થાનના દરદો, જુના પ્રમેહના દરદો, સંધીવા, પેશાબની બળત્રા અને અજીર્ણના દરદોમાં વાપરવાથી સારો ફાયદો થાય છે, આ દવા ધીમી પૌષ્ટીક છે; વળી મુત્રલ અને સ્વેદલ પણ છે. આ દવાનો મુખ્ય ઉપયોગ મુત્રાશયના દરદોમાં મુત્રાશયની અંદરની ત્વચાપર ગરમ અસર કરવાનો છે.

"જ્યારે પેશાબમાં લોહી જાય છે ત્યારે આ દવાની સાથે અરીણની બનાવટો વાપરવાથી સારી અસર થાય છે."—લેન્સેટ. ૧૮૯૧. વોલ્યુમ. ૧ પાનુ. ૯૩૬.

આ દવા વધારે પ્રમાણમાં લેવાથી ઉલ્ટી અને ઉબકા થાય છે. કેટલીકવાર આ દવા ઠંડી કફઘ્ન અસર કરે છે અને તેથી જુની ઉધરસના દરદમાં વાપરી શકાય છે.

**સૂચના**—આ દવા વધારે વખત સુધી વધારે પ્રમાણમાં વાપરવામાં આવે તો તે મુત્રાશયપર નુકશાન કરે છે.

ડાકટર **બ્રન્ટન** જણાવે છે કે દક્ષિણ આફ્રિકામાં મરડા અને અતિસારના દરદમાં બકુ ૨૦ ગ્રેનના પ્રમાણમાં વાપરવામાં આવ્યું હતું.

---

*CUSPARIAE CORTEX.* **લા૦** કસપેરીઆઈ કોરટેકસ. **અં૦** ધ બાર્ક ઓફ ગેલીપી કસપેરીઆ.

**મુખ્ય બનાવટો**—

*Infusum Cussupariae.* **લા૦** ઇનફ્યુઝમ કસપેરીઆઈ. **અં૦** ઇન્ફ્યુઝન ઓફ કસપેરીઆ. **ગુ૦** કસપેરીઆનો ઉકાળો.

**રીત**—કસપેરીઆનો જાડો ભુકો. ... ... ૦॥ ઔંસ.
ચોખ્ખું ઉકળતું પાણી. ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ...૧ થી ૨ ઔંસ.

**ગુણ**—સુગંધીદાર અગ્નિવર્ધક અને કેટલીક વાર તાવ રોકવાની અસર કરે છે.

**ઉપયોગ**—વધી ગએલા અજીર્ણના દરદમાં, અતિસાર અને મરડાના દરદમાં અને બીજા તીક્ષ્ણ આંકડીના દરદમાં વપરાય છે. દક્ષિણ અમેરિકામાં આ દવા ભેજવાળી જમીનમાં રહેવાથી આવતા તાવમાં તાવ રોકવા તરીકે વપરાય છે; ઇંગ્લાંડમાં આ દવા ઝાઝી વપરાતી નથી; અને તેની અસર વિષે ઝાઝી શોધ ખોળ પણ થઈ નથી.

---

*JABORANDI.* **લા૦** જેબોરેન્ડી. **અં૦** જેબોરેન્ડી.

**ઉપનામ**—Pilocarpi Foliola. પીલોકેરપી ફોલીઓલા.

**માત્રા**— ... ... ... ... ૫ થી ૬૦ ગ્રેન.

*PILOCARPINAE NITRAS.* **લા૦** પીલોકેરપીની નાઇટ્રાસ. **અં૦** નાઇટ્રેટ ઓફ પીલોકેરપાઇન.

**માત્રા**— ... ... ... ... $\frac{1}{20}$ થી $\frac{1}{2}$ ગ્રેન.

**મુખ્ય બનાવટો—**

૧. *Extractum Jaborandi.* **લા૦** એક્સ્ટ્રૅક્ટમ જેબોરેન્ડી. **અં૦** ઍક્સ્ટ્રૅક્ટ ઓફ જેબોરેન્ડી. **ગુ૦** જેબોરેન્ડીનું સત્વ.

**રીત—**જેબોરેન્ડીનો ઝીણો ભુકો ... ... ... ૧ પૌંડ.
પ્રુફ્સ્પીરીટ ... ... ... જોઇએ તેટલો.
ડીસ્ટીલ્ડ વૉટર ... ... ... જોઇએ તેટલું.

**માત્રા—** ... ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

૨. *Infusum Jaborandi.* **લા૦** ઇન્ફ્યુઝમ જેબોરેન્ડી. **અં૦** ઇન્ફ્યુઝન ઓફ જેબોરેન્ડી. **ગુ૦** જેબોરેન્ડીનો ઉકાળો.

**રીત—**જેબોરેન્ડીના નાના કકડા ... ... ... ૪ ડ્રામ.
ડીસ્ટીલ્ડ વોટર ... ... ... ૧૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ... ૧થી ૨ ઔંસ.

*Tinctura Jaborandi.* **લા૦** ટીંચુરા જેબોરેન્ડી. **અં૦** ટીંચર ઓફ જેબોરેન્ડી. **ગુ૦** જેબોરેન્ડીનો અર્ક.

**રીત—**જેબોરેન્ડીનો ઝીણો ભુકો ... ... ૫ ઔંસ.
પ્રુફ સ્પીરીટ— ... ... ... ૨૦ ઔંસ.

**ઉપયોગ—**ખરૂ જેબોરેન્ડી સખત સ્વેદલ અને થુંક લાવનાર છે. વધારે પ્રમાણમાં તે ઉલ્ટીઓ કરે છે. તે હૃદયની ગતિમાં વધારો કરે છે, અને લોહીની નસોમાંના પ્રવાહને ધીમો કરે છે; અને મોં કાંન અંને ગળાને રાતાચોળ કરે છે અને એકદમ અતિશય પરસેવો અને થુક વધારે છે; અને છેવટે સુસ્તી લાવી દરદીને શ્રમીત કરે છે. આંખની કીકી સંકોચાઇ જાય છે અને તેના તેજને જરા મંદ કરે છે. જેબોરેન્ડી લીધાથી વેસોમોટર નામની નસોપર (Vaso motor nerves) પક્ષાઘાતની અસર થાય છે. આ દવા જલદીથી પેશાબ અને ચામડી વાટે પરસેવાના રૂપમાં બ્હાર નીકળી જાય છે.

કેટલીકવાર આ દવા વધારે પ્રમાણમાં લીધાથી નીચે પ્રમાણે નુકશાન થાય છે. આંખે ઝાંખ વળે છે, ઉલ્ટીઓ થાય છે, ઓચિંતી તાણુ અને આંકડી આવે છે અને થુંકની ગાંઠોપર સોજા લાવે છે અને ગળામાં ચોળીઆ આવે છે.

જેબોરેન્ડી અને તેની બનાવટો આંખના દરદમાં વધારે વપરાય છે. અને મુખ્યત્વે કરીને ઇનટ્રૅઓક્યુલર હેમોરેઇજ (Intraocular Haemorrhage) નામના દરદમાં વધારે વપરાય છે.

આ દવા સ્વેદલ શક્તિને લીધે તીક્ષ્ણ ઉધરસ અને કોરીઝા (Coryza) ના દરદમાં ખાસ વપરાય છે; અને જલંદરમાં પણ વધારે વપરાય છે; જો જલંદર મુત્રાશયના વ્યાધીને લીધે થએલું હોય છે તો વાપરવાથી ઘણોજ સારો ફાયદો આપે છે. વાળ ઉગાડવાની શક્તિને લીધે **પીલોકારપાઇન** હેરલોશનના રૂપમાં અતિશય વપરાય છે.

ઉરૂસ્તંભ, ચોળીઆ, મધુપ્રમેહ, ઋતુશ્રાવના દરદો, ગર્ભસ્થાનના દરદો, હડકવા, ઉધરસ અને દમનાં રોગમાં આ દવા વપરાય છે.

**બેલાડોનાના** વિષનાં કેસમાં **પીલોકારપાઇન** વિષનાશક ઇલાજ તરીકે વપરાય છે. ઝ્હેરાશ ભોગવતા દરદીઓના દરદમાં કેટલીકવાર પીલોકારપાઇન વાપરવાથી ફાયદો થવાનો સંભવ રહે છે.

જેબોરેન્ડી કેટલીક વાતમાં **ફીઝોસ્ટીગમા** (Physostigma) ના ગુણ દોષને મળતું આવે છે.

બાહ્યોપચારમાં પીલોકારપાઇનિ આંખમાં વાપર્યાથી ત્રીજા જ્ઞાનતંતુના અંદરના છેડાઓપર ગરમીની અસર કરી કીકીને સંકુચીત કરે છે.

**સૂચના**—હૃદયના દરદો, રક્તાશયના દરદો અને નબળા બાંધાવાળા દરદીઓના કેસમાં આ દવાનો ઘણી સંભાળથી ઉપયોગ કરવો.

**એટ્રોપાઇન પીલોકારપાઇનની** વિષનાશક દવા છે,

---

*QUASSIAE LIGNUM.* **લા૦** કવેસીઆ લીગનમ. **અં૦** કવેસીઆ વુડ. **ગુ૦** કવેસીઆનું લાકડું.

**મુખ્ય બનાવટો—**

૧ *Extractum Quassiae.* **લા૦** એકસ્ટ્રેકટમ કવેસીઆઇ **અં૦** એકસ્ટ્રેકટ ઓફ કવેસીઆ. **ગુ૦** કવેસીઆનું સત્વ.

**માત્રા—** ... ... ... ... ૩ થી ૫ ગ્રેન.

૨ *Infusum Quasssiae.* લા૦ ઇન્ફયુઝમ કવોસીઆઇ. અં૦ ઇન્ફયુઝન ઓફ કવોસીઆ. ગુ૦ કવોસીઆનો ઉકાળો.

રીત—કવોસીઆના કકડા ... ... ... ૫૫ ગ્રેન.
ઠંડુ ચોખ્ખું પાણી ... ... ... ૧૦ આંસ.

આ દવા ગૈરમં હવામાં ઝટ લઇને બગડી જાય છે.

માત્રા— ... ... ... ... ૧ થી ૨ ઓંસ.

૩ *Tinctura Quassiae.* લા૦ ટીંચુરા કવોસીઆઇ. અં૦ ટીંચર ઓફ કવોસીઆ. ગુ૦ કવોસીઆનો અર્ક.

રીત—કવોસીઆની સળીઓ ... ... ... ૬ ડ્રામ.
પ્રુફસ્પીરીટ ... ... ... ... ૨૦ આંસ.

માત્રા— ... ... ... ... ૦॥ થી ૨ ડ્રામ.

ગુણ—સખત અગ્નિવર્ધક અને પૌષ્ટિક છે.

ઉપયોગ—સાધારણ નબળાઇમાં, તાવ આવી ગયા કેડે આવેલી અશક્તિના દરદમાં અને અજીર્ણના દરદમાં કવોસીઆ વપરાય છે. અતિશય ટાઢ વાઇને આવતા તાવના દરદમાં તે સારી અસર કરે છે. લોખંડની દવા સાથે વાપર્યાથી પૌષ્ટિક અસર સારી કરે છે. મળાશયમાં કૃમીનો નાશ કરવા સારૂ ઇન્ફયુંઝમ કવોસીઆની ગુદા વાટે પીચકારી મરાય છે.

વિશેષ વર્ણન—કવોસીઆ સખત અગ્નિવર્ધક છે. વધી ગએલા અજીર્ણના દરદમાં તથા ગાંડીઆ વાના દરદમાં તે સારી અસર કરે છે. કેટલાક તીક્ષણ દરદો પછી શક્તિ લાવવા સારૂ આ દવા ઘણી વપરાય છે; અને તાવ રોકવા સારૂ કવીનાઇન મીશ્રણમાં વાપર્યાથી તાવને રોકી દે છે. વધારે પ્રમાણમાં વાપર્યાથી તે મગજપર સારી અસર કરે છે.

---

*RHAMNI FRANGULAE CORTEX.* લા૦ રેહમની ફ્રેંગ્યુલી કોરટેક્સ. અં૦ ફ્રેંગ્યુલા બાર્ક. ગું૦ ફ્રેંગ્યુલાનો ભુકો.

મુખ્ય બનાવટો—

૧ *Extractum Rhamni Frangulae.* લા૦ એકસ્ટ્રેકટમ રેહમની ફ્રેં-

ગ્યુલી. અં૦ એકસ્ટ્રેક્ટ ઓફ રેહમનસ ફ્રેંગ્યુલા. ગુ૦ રેહમની ફ્રેંગ્યુલાનું સત્વ.

રીત—રહેમનસ ફ્રેંગ્યુલાનો ભુકો... ... ... ૧ પૌંડ.
પ્રુફ સ્પીરીટ ... ... જોઇએ તેટલો.
પાણી ... ... ... જોઇએ તેટલું.

માત્રા— ... ... ... ૧૫ થી ૬૦ ગ્રેન.

૨. *Extractum Rhamni Frangulae Liquidum.* લા૦ એકસ્ટ્રેક્ટમ રેહમની ફ્રેંગ્યુલી લીક્વીડમ. અં૦ લીકવીડ એકસ્ટ્રેક્ટ ઓફ રહેમનસ ફ્રેંગ્યુલા. ગુ૦ રહેમનસ ફ્રેંગ્યુલાનું પ્રવાહી સત્વ.

રીત—રહેમનસ ફ્રેંગ્યુલાનો ભુકો ... ... ૧ શેર.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૪ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ... જોઇએ તેટલું.

માત્રા— ... ... ... ... ૧ થી ૪ ડ્રામ.

ઉપયોગ—આ દવાનો તાજો ભુકો વાપરવાથી તે તીક્ષ્ણ ઝેરરૂપે અસર કરે છે અને સખત ઝાડા અને ઉલ્ટીઓ કરે છે. આ ભુકાને સુકવવાથી ઝેરની અસર ઘણી થોડી થાય છે અને જૂના બંધકોશના દરદમાં રેચક તરીકે વપરાય છે.

———:o:———

*RHAMNI PURSHIANI CORTEX.* લા૦ રહેમની પરશીઆની કોરટેકસ. અં૦ સેક્રેડબાર્ક. ( કેસકેરા સેગ્રેડા. )

મુખ્ય બનાવટો—

૧ *Extractum Cascarae Sagradae.* લા૦ એકસ્ટ્રેક્ટમ કેસકેરી સેગ્રેડી. અં૦ એકસ્ટ્રેક્ટ ઓફ કેસકેરા. સેગ્રેડા ગુ૦ કેસકેરા સેગ્રેડાનું સત્વ.

રીત—સેક્રેડ બાર્કનો ઝીણો ભુકો ... ... ૧ શેર.
પ્રુફ સ્પીરીટ ... ... ... જોઇએ તેટલું.

ચોખ્ખુ પાણી ... ... ... જોઇએ તેટલું.

**માત્રા—** ... ... ... ... ૨ થી ૮ ગ્રેન.

૨. *Extractum Cascarae Sagradae Liquidum.* **લા૦** એક્સ્ટ્રેકટમ કેસકેરી સેગ્રેડી લીક્વીડમ. **અં૦** લીક્વીડ એક્સ્ટ્રેક્ટ ઓફ્ કેસ્કેરા સેગ્રેડા. **ગુ૦** કેસકેરા સેગ્રેડાનું પ્રવાહી સત્વ.

**રીત—**સેક્રેડ બાર્ક ... ... ... ૧ શેર.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૪ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... જોઇએ તેટલું.

**માત્રા—** ... ... ... ... ાા થી ૨ ડ્રામ.

જમ્યા પહેલા આ દવા દીવસમાં ત્રણ વાર આપવી તે ઘણી ઉત્તમ છે; જ્યારે એકલી આપવી હોય ત્યારે થોડા પ્રમાણમાં આપવી.

**ઉપયોગ—**આ દવા રેચક સાથે પૌષ્ટિક છે, અને તેથી વારંવાર જૂના બંધકોષના દરદમાં અને મુખ્યત્વે કરીને લોહી દુઝતા મસાના દરદમાં વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. **ડાકટર ગેરોડ** પોતાના લાંબા અનુભવ ઉપરથી જણાવે છે કે કેસકેરા સેગ્રેડા ઘણી ઉત્તમ રેચક દવા છે, અને તે મળાશયમાં સોજો લાવ્યા શિવાય પેટના કોલન નામના મોટા આંતરડા સંપુર્ણ રીતે સાફ કરી સીરા દસ્ત લાવે છે.

આ દવાના સુકા સત્વને ગોળીના રૂપમાં એકલુ, અગર નકસ વોમીકા; અને એલોઝના સંયોગમાં વાપર્યાથી ઘણી ઉમદા રેચક અને પૌષ્ટિક અસર કરે છે.

આ દવાનું પ્રવાહી સત્વ ગ્લીસરાઇન; સ્પીરીટ ક્લોરોફોર્મ, સ્પીરીટ એમોનીઆ એરોમેટીક, ટીંચર જીંજર, ટીંચર કારડમ અને સીરપ ઓરેનશીઆના સંયોગમાં વાપર્યાથી તેનો ખરાબ સ્વાદ જતો રહે છે અને સ્વાદીષ્ટ થાય છે.

**વિશેષ વર્ણન—**કેસકેરા સેગ્રેડા નિરંતર અને જૂના બંધકોશના દરદમાં અત્યુત્તમ રેચક અને પૌષ્ટિક દવા છે. આ દવાનો લાંબો ઉપયોગ કરવાથી બંધકોશના દરદો અચ્છી રીતે નાબુદ થાય છે અને દસ્ત સ્હેલાઇથી ખાધીને તરત ઉતરે છે. આ દવા રેચક દવાની માફક આંકડી કે

ચુંકની અસર કરતી નથી; અને આ કારણને લીધે રેચક પૌષ્ટિક તરીકે હમણાં અતિશય વપરાય છે; અને મુખ્યત્વે કરીને બંધકોશના દરદવાળા દરદીઓને આપવાથી સારી અસર થાય છે.

સળેખમ, કમળો, અને બંધકોશથી થએલા અજીર્ણના દરદમાં આ દવા વપરાય છે. ગર્ભવંતી સ્ત્રીઓમાં દસ્ત સાફ લાવવા સારૂ આ દવા નિર્ભયપણે વાપરી શકાય છે.

પિત કમળીના દરદમાં નીચેની ફોરમ્યુલા વાપરવાથી સારી અસર થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| પોટાસ સાઇટ્રાસ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| એકસ્ટ્રેકટ કેસકરા સેગ્રેડા લીકવીડ... | | | ... | ૩૦ ટીંપા. |
| સકસ ટેરેકસી | ... | ... | ... | ૩૦ ટીંપા. |
| ટીંચર પોડોફીલી | ... | ... | ... | ૬ ટીંપા. |
| પાણી ... | ... | ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પાવી. (અનુવાદક.)

કાળજાના વધારાના દરદોમાં પણ આ દવા એમોનીઆં કલોરાઇડ, સકસ ટેરેકસી, અને ટીંચર પોડોફીલીના સંયોગમાં વધારે પ્રમાણમાં વાપરવાથી સારી અસર કરે છે.

અજીર્ણના દરદમાં પણ ટીંચર નકસવોમીકા, કેલંબા, જેનશન, કારડમ, સીંકોના અને એમોન્યા કલોરાઇડના સંયોગમાં થોડા પ્રમાણમાં વાપરવાથી સારી અસર કરે છે.

કેટલાક પીત પ્રકૃતિના બાંધાવાળા દરદીઓ દસ્ત સાફ લાવવા સારૂ ઘણા ઘણા પ્રયાસો અને ઔષધો કરે છે અને પીચકારીનો પણ ઉપયોગ કરે છે; તેમને વાસ્તે નીચેની ફોરમ્યુલા ઘણી ઉત્તમ છે અને તે થોડાક દીવસ વાપર્યાથી બંધકોશના દરદો મૂળથી મટી જાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| એમોન્યા કલોરાઇડ | ... | ... | ... | ૧૦ ગ્રેન. |
| એકસ્ટ્રેકટ કેસ કેરા સેગ્રેડા | | ... | ... | ૧૫ ટીંપાં. |
| સકસ ટેરેકસી | ... | ... | ... | ૧૫ ટીંપા. |
| ટીંચર પોડોફીલી | ... | ... | ... | ૬ ટીંપા. |
| સોડા બાય કાર્બોનાસ ... | | ... | ... | ૧૦ ગ્રેન. |

| | | | | |
|---|---|---|---|---|
| ટીંચર નકસવોમીકા | ... | ... | ... | ૧૫ ટીંપા. |
| પાણી | ... | ... | ... | ૩ આંસ. |

દીવસમાં ત્રણવખત પીવું. (અનુવાદક.)

---

*MYRRHA.* **લા૦** મરાહ. **અં૦** મરહ્. **ગુ૦** હીરાબોળ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો—**

૧ *Pilula Aloes et Myrrhae.* **લા૦** પીલ્યુલા એલોઝ એટ મરહી. **અં૦** પીલ ઓફ્ એલોઝ એન્ડ મરહ્. **ગુ૦** એળીઓ અને હીરાબોળની ગોળીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત—**સોકોટ્રાઇન એલોઝ | | ... | ... | ૨ ઔંસ. |
| મરહ્ | ... | ... | ... | ૧ ઔંસ. |
| સેફ્રોન ( કેશર ) | ... | ... | ... | ૪ ડ્રામ. |
| ટ્રીકલ ( ગોળ ) | ... | ... | ... | ૧ ઔંસ. |
| ગ્લીસરાઇન | ... | ... | ... | જોઈએ તેટલું. |
| **માત્રા—** | ... | .... | ... | ...૫ થી ૧૦ ગ્રેન. |

૨ *Tinctura Myrrhae.* **લા૦** ટીંચુરા મરહી. **અં૦** ટીંચર ઓફ્ મરહ્. **ગુ૦** હીરાબોળનો અર્ક.

| | | | |
|---|---|---|---|
| **રીત—**હીરાબોળનો ભુકો | ... | ... | ૨½ ઔંસ. |
| રેકટીફાઇડ સ્પીરીટ | ... | ... | ૨૦ ઔંસ. |
| **માત્રા—** | ... ... | ... | ૦॥ થી ૧ ડ્રામ. |

**હીરાબોળ** મીસ્ચુરા ફેરી કમ્પાઉન્ડ, પીલ એસાફીટીડા કો, પીલ રીહા કો અને ડીકોકશન એલોઝ કમ્પાઉંડ બનાવવામાં વપરાય છે.

**ગુણ—**ગરમ, કફ્દન, અને ઋતુશ્રાવક છે.

**ઉપયોગ—**નષ્ટાર્તવ, ઉધરસ, અને દમ ઉપર અપાય છે. મોઢું તથા ગળું આવ્યું હોય તો ટીંચર મરહ્ના ૨ ડ્રામ ૪ ઔંસ પાણીમાં મેળવીને કોગળા કરવા સારૂ વપરાય છે. ઋતુશ્રાવ, પાંડુરોગ, ગર્ભસ્થાનના દરદો, ફેફસાના દરદો, મુખ્યત્વે કરીને ઘરડા માણસોની શ્વાસ નળીના દરદો, દમના હાંફણના દરદો, પાચન ક્રિયાના અનિયમીતપણાના દરદોમાં આ દવા

વપરાય છે. ગળાના, મોઢાના તથા ચાંદાના દરદોમાં આ દવા લોશન તરીકે અને કોગળા કરવાના રૂપમાં વપરાય છે.

**વિશેષ વર્ણન**—બીજા રેઝીનસ પદાર્થોની માફક મરહૂ ગરમીની ખાસ અસર કરતું નથી પણ સાધારણ ગરમીની અસર કરે છે. અંદરની ત્વચાના પ્રવાહને આ દવા વધારે છે; મુખ્યત્વે કરીને ગળાની નળીઓના પ્રવાહને વધારે છે; અને ઋતુશ્રાવક, ચુંક તથા આંકડી મટાડવાના એક કીમતી ઉપાય તરીકે બીજી તેના જેવી દવાના સંયોગમાં વપરાય છે.

ઋતુશ્રાવ લાવવા સારૂ હીરાબોળ વારંવાર લોહ અને એળીઆની દવાઓના સંયોગમાં વપરાય છે; વળી પ્રદર અને એવા બીજા નબળાઇથી થએલા પ્રવાહના દરદમાં વપરાય છે; કેટલીકવાર કફઘ્ન તરીકે જૂની ઉધરસમાં અને ક્ષયમાં પણ વપરાય છે. ગડ ગુમડના દરદોમાં રક્તશોધક તરીકે હીરાબોળ બાહ્યોપચાર તરીકે વપરાય છે.

ઉરૂસ્તંભના દરદોમાં હીરાબોળ સારી અસર કરે છે. મ્યુનિચના **ડાકટર સ્ટ્રોલે** હીરાબોળના અર્કનો ઉપયોગ ઉરૂસ્તંભના દરદોમાં ઘણી અજાયબી ભરેલી ફતેહમંદી સાથે કર્યો હતો; તેણે ૮૦ દરદીઓમાંથી ૭૯ દરદીઓને ઉરૂસ્તંભનું દરદ નાબુદ કર્યું હતું; તેની દવાની મેળવણી નીચે મુજબ છે.

| | | | | |
|---|---|---|---|---|
| ટીંચર મરહૂ | ... | ... | ... | ૧ ભાગ. |
| ગ્લીસરાઇન | .... | ... | ... | ૨ ભાગ. |
| પાણી ... | ... | ... | ... | ૪૭ ભાગ. |

---

*ELEMI.* લા૦ એલેમી. અં૦ મેનીલા એલેમી.

**મુખ્ય બનાવટો.**

૧ *Unguentum Elemi.* લા૦ અંગ્વેન્ટમ્ એલેમી. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ એલેમી. ગુ૦ એલેમીનું મલમ.

**રીત**—એલેમી ... ... ... ૨ ડ્રામ.

સીમ્પલ ઓઇન્ટમેન્ટ.( સાદુ મલમ.) ... ૧ ઔંસ.

ઉપયોગ—આ દવાની અસર ઘણી ખરી ટરપેનટાઇન જેવી છે; મુખ્યત્વે કરીને બાહ્યોપચારમાં મલમનારૂપમાં ઉપરથી ગરમીની અસર કરવા સારૂ વધારે વપરાય છે. અંદરના ઉપચાર તરીકે આ દવા બીલકુલ વપરાતી નથી.

---

*GLYCYRRHIZA.* લા૦ ગ્લીસરાઇઝા. અં. લાઇકિરાઇસિરૂટ. ગુ૦ જેઠીમધનાં મૂળીઆં.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Glycyrrhizae.* લા૦ એકસ્ટ્રેકટમ ગ્લીસરાઇઝી. અં૦ એકસ્ટ્રેકટ ઓફ લાઇકોરાઇસ. ગુ. જેઠીમધનું સત્વ.

**માત્રા**— ... ... ... ૫ ગ્રેનથી ૧ડ્રામ.

૨ *Extractum Glycyrrhizae Liquidum.* લા૦ એકસ્ટ્રેકટમ ગ્લીસરાઇઝી લીકવીડમ. અં૦ લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ લાઇકિરીશ. ગુ૦ જેઠીમધનું પ્રવાહી સત્વ.

**માત્રા** ... ... ... ... ના થી ૧ ડ્રામ.

૩.. *Pulvis Glycyrrhizae Compositus.* લા૦ પલવીસ ગ્લીસરાઇઝી કમ્પોઝીટસ. અં. કમ્પાઉન્ડ પાઉડર ઓફ લાઇકરીશ. ગુ૦ જેઠીમધનું મિશ્રીત ચુર્ણ. **ઉપનામ**—પલવીસ ગ્લીસરાઇઝી કમ્પોઝીટસ કમસલફર.

| | | | |
|---|---|---|---|
| **રીત**—સોનામુખીના મુળીઆ | ... | ... | ૨ ઔંસ. |
| જેઠામધના મુળીઆં | ... | ... | ૨ ઔંસ. |
| ફેનલફુટનો ઝીણો ભુકો | ... | ... | ૧ ઔંસ |
| સબલાઇમ્ડ સલફર. | ... | ... | ૧ ઔંસ. |
| સાકર ... .... | ... | ... | ૬ ઔંસ. |

**માત્રા**— ... ... ... ૩૦ થી ૬૦ ગ્રેન.

**જેઠીમધનાં મુળીઆં** કેટલીક જાતની ગોળીઓ અને બીજી મુખ્ય

બનાવટો જેવી કે ડીકોક્શન એલોઝ કમ્પોઝીટસ અને કનફેકશીઓ સેના બનાવવામાં વપરાય છે.

**ઉપયોગ**—આ દવા મધુર અને ચીકાશ યુકત છે; કફ મટાડવાના કામમાં વારંવાર વપરાય છે; કેટલીકવાર ઘાંટો બેસી ગયો હોય તો સાકર સાથે તેના મુળીઆં ચાવવાથી ઘાંટો ઉઘડે છે, અને સાદ મધુર થાય છે. આ દવા તેના મધુર સ્વાદને લીધે વારંવાર બીજી કડવી દવાઓની કડવાશ દુર કરવા સારૂ વપરાય છે.

**સેના અને સલફરની** જગ્યાએ આ દવાનો કમ્પાઉન્ડ પાઉડર વાપરી શકાય છે; અને તે વારંવાર **જરમન લીકરીશ પાઉડરના** નામથી ઓળખાય છે.

**વિશેષ વર્ણન**—આ દવા મધુર હોવાને લીધે થુંકનો જથો વધારે છે; અને ચીકાશયુક્ત ગુણ હોવાને લીધે વારંવાર ગળાના દરદમાં સોજા મટાડવાના કામમાં વપરાય છે. આ દવાના સુકા મુળીઆંથી રેચક અસર થતી નથી પણ આ દવાના મીશ્રીત ભુકાથી રેચક અસર થાય છે. ખાંસી, મળાવરોધ અને અજીર્ણના દરદમાં આ દવા વાપરવાથી સારી અસર થાય છે

---

*TRAGACANTHA.* **લા૦** ટ્રેગેકેન્થા. **અં૦** ટ્રેગેકેન્થ.

**માત્રા**-- ... ... ... ૨૦ થી ૬૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો**—

૧ *Glycerinum Tragacanthae.* **લા૦** ગ્લીસરાઇનમ ટ્રેગેકેન્થી. ગ્લીસરાઇન ઓફ ટ્રેગેકેન્થ.

**રીત**--ટ્રેગેકેન્થ ... ... .... ૧૧૦ ગ્રેન.
ગ્લીસરાઇન ... ... ... ૧ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ... ૭૪ ફલુઇડ ગ્રેન.

૨ *Mucilago Tragacanthae.* **લા૦** મ્યુસીલેગો ટ્રેગેકેન્થી. **અં૦** મ્યુસીલેજ ઓફ ટ્રેગેકેન્થ.

**રીત**—ટ્રેગેકેન્થ ... ... ... ૬૦ ગ્રેન.

રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૨ ડ્રામ.
ચોખ્ખુ પાણી ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧ ઔંસ સુધી.

**ઉપયોગ**—આરેબીક ગુંદરની માફક આ દવા ચીકાશયુક્ત ગુણ વાળી છે.

આ દવાનો મ્યુસીલેજ વારંવાર ગળાના સોજાના દરદમાં ચોપડવામાં વપરાય છે અને બીસમેથ સબનાઇટ્રાસ જેવા ભારે પદાર્થોને ગાળી નાંખવામાં વપરાય છે.

---

*SCOPARII CACUMINA.* **લા૦** સ્કોપેરાઇ કેક્યુમીના. **અં૦** બ્રુમ ટોપસ.

**મુખ્ય બનાવટો**—

૧ *Decoctum Scoparii.* **લા૦** ડીકોકટમ સ્કોપેરાઇ. **અં૦** ડીકોકશન ઓફ બ્રુમ. **ગુ૦** બ્રુમનો કવાથ.

**રીત**—બ્રુમના સુકવેલા કડકા ... ... ૧ ઔંસ
ચોખ્ખુ પાણી ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૨ થી ૪ ઔંસ.

૨ *Succus Scoparaii.* **લા૦** સકસ સ્કોપેરાઇ. **અં૦** જ્યુઇસ ઓફ બ્રુમ. **ગુ૦** બ્રુમનો તાજો સ્વરસ.

**રીત**—તાજા બ્રુમ ટોપનો રસ ... ... ૩ ભાગ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૧ ભાગ.

**માત્રા**— ... ... .... ૧ થી ૨ ડ્રામ.

**ઉપયોગ**—આ દવાની બનાવટો મુત્રલ અસર કરવી સારૂ વારંવાર વપરાય છે. હૃદયના બગાડથી થએલા જલંદરના દરદમાં આ દવાની બનાવટો મુખ્યત્વે કરીને ખાસ વપરાય છે. વધારે પ્રમાણુમાં વાપરવાથી રેચક અને વમન કારિક અસરો કરે છે.

**વિશેષ વર્ણન**—આ દવામાં **સ્કોપેરાઇમ** અને **સ્પેરટાઇન** નામના

બે તત્વો સમાએલાં છે **સ્પેરટાઇન** હૃદયની ગતીને **ડીજીટેલીસની** માફક વધારે છે અને આથી આ દવા જ્યાં **ડીજીટેલીસનો** ઉપયોગ થાય છે,ત્યાં વપરાય છે; પણ આ દવા **ડીજીટેલીસના** જેવી ખાત્રી ભરેલી અસરો કરતી નથી.

"પોટાસ ટારટરેટા ૨૦ ગ્રેન; સ્પીરીટ જ્યુનીપરીસ ૩૦ ટીંપા અને સ્કોપેરાઇનો કવાથ ૧ ઔંસથી બનેલી **હૅાસટસ સ્કોપેરાઇ કમ્પોઝીટસ** નામની દવા મુત્રલ તરીકે જલંદરના દરદમાં ઘણી કીમતી છે;પણ મુત્રાશયના તીક્ષ્ણ દરદોમાં (Acute Bright's disease. આ) દવાનો કદીપણ ઉપયોગ કરવો નહીં. બચ્ચાંઓના ઉરૂસ્તંભના દરદમાં હૃદયની મંદ પડેલી ગતીના દરદમાં **સ્પેરટાઇન** વાપરવાથી સારી અસર થાય છે એમ કહેવાય છે.

---

*KINO* **લા૦** કાઇનો. **અં૦** કાઇનો. **ગુ૦** હીરાદખણ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Pulvis Kino Compositus.* **લા૦** પલવીસ કાઇનો કમ્પોઝીટસ. **અં૦** કમ્પાઉન્ડ પાઉડર ઓફ કાઇનો. **ગુ૦** હીરાદખણનો મિશ્રિત ભુકો.

**રીત**—હીરાદખણનો ભુકો ... ... ૩$\frac{3}{4}$ ઔંસ.
અફીણ ... ... .... ૨ ડ્રામ.
તજનો ભુકો .... ... ... ૧ ઔંસ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન

આ ભુકાના ૨૦ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાએલું છે.

૨. *Tinctura Kino.* **લા૦** ટીંચુરા કાઇનો. **અં૦** ટીંચર ઓફ કાઇનો. **ગુ૦** હીરાદખણનો અર્ક.

**રીત**—હીરાદખણનો ભુકો ... ... ૨ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૩ ઔંસ.
ચોખ્ખું પાણી... ... ... ૫ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૧૨ ઔંસ.

**માત્રા**— ... ... ... $\frac{1}{2}$ થી ૨ ડ્રામ.

આ અર્ક બીજા રક્ત બંધ કરનાર ઔષધો સાથે વપરાય છે.

**હીરાદખણુ** પલ્વીસ કેટેચ્યુ કમ્પોઝીટસ બનાવવામાં વપરાય છે. કેટેચ્યુના ૫ ગ્રેનમાં હીરાદખણુનો ૧ ગ્રેન સમાએલો છે.

**ગુણ**—રક્તસ્તંભક, ગ્રાહીક અને ઠંડો છે.

**ઉપયોગ**—કાઇનાના ગુણદોષ કેટેચ્યુ (કાથા) ને મળતા છે, પણ તે વધારે ઠંડો હોવાને લીધે તે બચ્ચાંઓને, નાજુક સ્ત્રીઓને, તથા નબળા બાંધાવાળા દરદીઓને વાસ્તે વધારે પસંદ કરવા લાયક છે. ઝાડા ઉપર, રક્તસ્રાવ ઉપર અને ઉલ્ટી માટે અપાય છે.

**વિશેષ વર્ણન**—કાઇનો એકદમ લોહી બંધ કરનાર છે, અને જ્યાં ટેનીન આપવાની જરૂર પડે છે ત્યાં વાપરવામાં આવે છે. કાથા કરતાં કાઇનો થોડો દ્રવ્ય છે અને તે વારંવાર અતિસાર, સંગ્રહણી, હોજરીના રક્તસ્રાવના દરદોમાં અને આંતરડાના ક્ષતમાં વપરાય છે. ગળાના દરદોમાં કાઇનો ચાવવામાં વપરાય છે. અતિસાર, મરડા અને સંગ્રહણીના દરદમાં થતાં રક્તસ્રાવમાં કાઇનો નીચેની દવાઓના સંયોગમાં વાપરવાથી સારો ફાયદો આપે છે.

| | |
|---|---|
| ટીંચર કાઇનો ... ... ... ... | ૧ ડ્રામ. |
| એકસ્ટ્રેકટ એલા લીકવીડ ... ... ... | ૧½ ડ્રામ. |
| ટીંચર કેટેચ્યુ ... ... ... ... | ૧ ડ્રામ. |
| ટીંચર હેમેમેલીસ ... ... ... | ૧ ડ્રામ. |
| સકસ ટેરેકસસી ... ... ... ... | ૩૦ ટીપાં |
| એકસ્ટ્રેકટ કેસકેરા સેગ્રેડા ... ... ... | ૧૦ ટીપાં. |
| એમોન્યા કલોરાઇડ ... ... ... | ૧૦ ગ્રેન. |
| તાજું પાણી ... ... ... ... | ૩ ઔંસ. |

(અનુવાદ)

દીવસમાં ૩ વાર આપવું. હરસ, પેશાબ અને ખાંસામાં પડતા લોહીને બંધ કરવામાં ઉપયોગમાં પણ વપરાય છે.

---

***BALSAMUM PERUVIANUM.*** લા૦ બાલ્સેમમ પેરૂવીએનમ

અં૦ પેરૂ બાલ્સમ.

માત્રા— ... ... ... ૧૦ થી ૧૫ ટીપાં.

ગુણ—ગરમ, રોપણ, દુર્ગંધનાશક અને કફઘ્ન છે.

ઉપયોગ—બાલઝમ ઓફ પેરૂનો ગુણ રોપણ છે. તે ચાંદા ભાઠાં ક્ષત અને જખમ ઉપર લગાડાય છે. આ દવા ગરમ અને કફઘ્ન છે, મુખ્યત્વે કરીને જૂની ઉધરસ અને સંધીવાના દરદમાં વપરાય છે; વળી આ દવા અંદરની ત્વચાપર પણ અસર કરે છે અને આથી પ્રદર અને જૂના પ્રમેહના દરદમાંથી વહેતા અતિશય પ્રવાહને ઘટાડી નાંખવામાં વપરાય છે.

ડાકટર એરોડ બાલઝમ ઓફ પેરૂનો લાંબા વખત સુધી અનુભવ કરીને જણાવે છે કે બાલઝમ ઓફ પેરૂ મુત્રાશયના ફુક્કાના જુદી જુદી જાતના દરદો પર અને ઘરડા માણસોની ઉધરસમાં સારો ફાયદો આપે છે.

બાહ્યોપચારમાં આ દવા ગરમીની અસર કરે છે અને ઈંડાની સફેદી સાથે મીશ્ર કરીને ગડ ગુમડ અને અને ચાંદાઓપર ચોપડવાથી રોપણની સારી અસર કરે છે.

---

*BALSAMUM TOLUTANUM*. લા૦ બાલઝેમમ ટોલુટેનમ. અં૦ ટોલુ બાલઝમ.

માત્રા— ... ... ... ... ૧૦ થી ૨૦ ગ્રેન.

મુખ્ય બનાવટો—

૧ *Syrupus Tolutanus*. લા૦ સીરપ્સ ટોલુટેનસ. અં૦ સીરપ ઓફ ટોલુ. ગુ૦ ટોલુનુ શરબત.

રીત—બાલઝમ ઓફ ટોલુ .. .... ... ૧¼ ઔંસ.
સાકર ... ... ... ... ૨ પૌંડ.
ચોખ્ખુ પાણી ... ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ...૧ થી ૨ ડ્રામ.

૨ *Tinctura Tolutana*. લા૦ સીરપસ ટોલુટેના અં૦ ટીંચર ઓફ ટોલુ ગુ૦ ટોલુનો અર્ક.

રીત—બાલઝમ ઓફ ટોલુ ... ... ... ૨½ ઔંસ.

રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ૨૦ થી ૪૦ ટીપાં.

બાલઝમ ઓફ ટોલુ ટીંચર બેનઝોઇની કમ્પાઉન્ડ બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—ઠંડો ગરમ અને કફઘ્ન છે.

ઉપયોગ—આ દવાનો અર્ક બીજા કફઘ્ન ઔષધો સાથે વાપરવાથી સારો ફાયદો આપે છે જેવા કે વાઇનમ ઇપીકાક, સીરપ સીલા. ટીંચર હાયોસીઆમી, ટીંચર કેમ્ફરકો, ટીંચર સેનેગા, સ્પીરીટ એમોન્યા એરોમેટીક, સ્પીરીટ ક્લોરોફોર્મ વીગેરે. ખાંસી, સંસણી, અને દમના દરદોમાં આ દવા વપરાય છે. ચાંદા, ભાઠાં, સ્તન તથા હોઠના ચીરોટા પર લગાડવીના કામમાં વપરાય છે. જૂની ઉધરસના દરદમાં આ દવાનો નાક વાટે શ્વાસ લેવાથી પણ ફાયદો થાય છે.

---

*PHYSOSTIGMATIS SEMEN.* લા૦ ફીઝોસ્ટીગમેટીસ સીમેન. અં૦ કયાલાબારબીન.

માત્રા— ... ... ... ... ૧ થી ૪ ગ્રેન.

*PHYSOSTIGMINA.* લા૦ ફીઝોસ્ટીગમીના. અં૦ ફીઝોસ્ટગમીન, ઇસરીન.

મુખ્ય બનાવટો—

૧ *Extractum Physostigmatis.* લા૦ એકસ્ટ્રેક્ટમ ફીઝોસ્ટીગમેટીસ અં૦ એકસ્ટ્રેકટ ઓફ કયાલાબારબીન. ગુ૦ કયાલાબારબીનનું સત્વ.

રીત—કયાલાબારબીનનો ભુકો ... ... ૧ પૌંડ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૪ પાંઇટ.

માત્રા— ... ... ... $\frac{1}{16}$ થી $\frac{1}{4}$ ગ્રેન.

૨ *Lamellae Physostigminae.* લા૦ લામીલી ફીઝોસ્ટીગ્મીની. અં૦ ડીસ્કસ ઓફ ફીઝોસ્ટીગ્મીન, ડીસ્કસ ઓફ ઇસરીન.

આ દવાની દરેક ટીકડીમાં $\frac{1}{1000}$ ગ્રેન ફીઝોસ્ટીગમીન હોય છે

**ઉપયોગ**—આં દવા આંખની કીકીને સંકુચિત કરે છે. આ પ્રમાંણે ક્યાલાબારબીનનો. ગુણ કીકી ઉપર બેલાડોનાથી ઉલટો છે; ધનૂર્વા ઉપર વપરાય છે. સૂક્ષ્મ ટીકડી આંખની કીકી સંકુચિત કરવાના કામમાં વપરાય છે. ઇસરીન ૧ થી ૪ ગ્રેન સુધી ૧ ઔંસ પાણીમાં નાખી પ્રવાહી બનાવીને આંખના દરદ જેવાં કે ફુલું, ઝામરવા વગેરે, પર ટીપાં નાંખવાના કામમાં વપરાય છે.

ધનુર્વામાં આ દવાના સત્વનો ½ ગ્રેન લઇને તેને થોડા સોડા કારબોનેટ સાથે મેળવીને પાણીના ૧૦ થી ૧૫ ટીપાંમાં મેળવીને બબે અથવા ત્રણ ત્રણ કલાકે ત્વચામાં પીચકારી મારવાથી ઘણોજ સારો ફાયદો થાયછે.

જો આ દવા ખાવા આપવી હોય તો આ દવાનો ૧ ગ્રેન લઇને તેને સ્પીરીટ સાથે મેળવીને આપવાથી સારી અસર થાય છે.

**વિશેષ વર્ણન**—ગરમ લોહીવાળા પ્રાણીઓને આ દવાનું વિષકારક પ્રમાણ આપવામાં આવે તો મરણ હૃદયના પક્ષઘાત અને મૂર્છાથી નીપજે છે.

જ્યારે વધારે પ્રમાણ લેવામાં આવ્યું હોય ત્યારે વિષ તરત લોહીમાં મળી જઇ હૃદયનો પક્ષઘાત કરી મરણ નીપજાવે છે. આ દવા હૃદયપર નબળાઇની અસર કરે છે અને વારંવાર તેના ધબકારા તથા નાડીઓની ગતીને મંદ કરી નાંખે છે.

જ્યારે વધારે પ્રમાણ મૂર્છાથી મરણ નીપજાવે છે ત્યારે હૃદયમાં લોહી ભરાઇ ગએલું માલમ પડે છે અને તેનો રંગ સ્યામ થઇ જાય છે.

આ દવા આંખને લગાડતાં આંખની કીકીને સંકોચીત કરે છે, અને હરકોઇ સ્તનવાળા પ્રાણીને આ દવાનું નાશકારક પ્રમાણ આપવામાં આવે છે ત્યારે તેમની આંખની કીકીઓ ઘણીજ સંકોચ પામી જાય છે.

આ દવા **સ્ટ્રીકનીઆ** અને **ઝેરકોચલાના** વિષની વિષનાશક દવા છે.

**એટ્રોપીઆ** અને **લોરલ હાઇડ્રાસ** આ દવાની વિશનાશક દવાઓ છે.

**ઇસરીનના વિષનાશક ઉપાયો.**

**હીઓસ્ટીગમીન.** ૧ એપોમોરફાઇનની ૧ ટેબ્લોઇડ.
૨ દરેક પંદર મીનીટે એટ્રોપાઇનની ૧ ટેબ્લોઇડ.

**ક્યાલાબારબીન.** ૩ ક્લોરલ હાઇડ્રાસ દરેક ળ કલાકે આ દવાની ૧. ટેબ્લોઇડ પાણીમાં મેળવી આપવી.

**ધ્યુરીન.** ૪ ત્વચાની પીચકારી વાટે સ્ટ્રીકનાઇનની ટેબ્લોઇડનો ઉપયોગ કરવો.

૫ કૃત્રીમ શ્વાચ્છોશ્વાસ, અને ગરમ ઉપચારો કરવા.

---

*CHRYSAROBINUM.* **લા૦** ક્રાઇસોરોબાઇનિમ. **અં૦** ક્રાઇસોરોબીન. **ઉપનામ**—આરારોબા પાઉડર, ગોઆ પાઉડર.

**માત્રા**— ... ... ... $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Unguentum Chrysarobini.* **લા૦** અંગવેન્ટમ ક્રાઇસોરોબાઇની. **અં૦** ઓઇન્ટમેંટ ઓફ ક્રાઇસોરોબાઇનિ.

**રીત**—ક્રાઇસોરોબાઇન ... ... .... ૨૦ ગ્રેન.
લોબાન મેળવેલી ચરબી ... ૪૮૦ ગ્રેન.

**ઉપયોગ**—વિસર્ચિકા, ગજકરણુ, અને દદ્રુના દરદોમાં આ દવાનો મલમ તરીકે સારો ઉપયોગ થાય છે.

આ મલમ ચોપડવાથી ચામડી વધારે લાલ થાય છે તેથી તે વધારે ચામડીપર ચોપડવું નહીં; અને માથાપર પણુ તે ચોપડવું નહીં કારણુ કે તે ચોપડવાથી સોજો ચઢી જાય છે માટે સાવચેતી રાખવી. આંખથી આ દવા તેમજ દવાવાળા હાથ દુર રાખવા. આ દવા ચોપડવાથી ચામડીપર જાંબુડા રંગના ડાઘ પડે છે અને તે ડાઘ લાંબા વખત સુધી જતા નથી. જ્યારે ચામડીનો વધારે ભાગ ખવાઇ ગયો હોય અને વધારે ઇજા પહોંચી હોય ત્યારે આ દવા ખાવાના કામમાં વપરાય છે.

**વિશેષ વર્ણન**—આ દવા ઘણાજ નાના પ્રમાણમાં એટલે $\frac{1}{2}$ ગ્રેનમાં પણુ ઘણી જલદ સોજો લાવવાની અસર પાંચન ક્રિયાના આંતરડા પરની ચાંમડીપર કરે છે અને તેથી અન્નરૂચીનો નાશ, ઉલટી, ચુંક તથા આંકડી અને ઝાડાઓ થાય છે; આથી કરીને આ દવા એક જલદ પાચન ક્રીયાના આંતરડાપર સોજો લાવનાર દવા છે. આ દવા મુખ્યત્વે કરીને

પેશાબ વાટે બ્હાર નીકળી જાય છે અને કેટલીક ચામડી વાટે નીકળી જાય છે. પેશાબ જાંબુડા રંગનો ઉતરે છે.

**સુચના**—આ દવા ખાવાના ઉપયોગ તરીકે વાપરવી ઘણી ભયંકર છે, માટે ઓછા જ્ઞાનવાળા ઉપચારકોએ, હકીમોએ, વૈદોએ અને દાક્તરોએ તેનો ઉપયોગ કરવો નહીં; અને કરવો પડે તો કોઈ વિદ્વાન ડાક્તરની સલાહથી કરવો.

આ દવા દાદરના દરદમાં મલમ તરીકે ઘણી વપરાય છે; માટે દાદરપર તેનો ઉપયોગ કરવો પણ તે દવા ચોપડયા કેડે હાથને સારી પેઠે સાબુથી ધોઈ નાંખવા અને આંખોને સારી રીતે સંભાળવી.

---

***HAEMATOXYLI LIGNUM.*** **લા૦** હીમાટોક્ષીલી લીગનમ.
**અં૦** લોગવુડ.

**મુખ્ય બનાવટો**—

૧ *Decoctum Haematoxyli.* **લા૦** ડીકોકટમ હીમાટોક્ષીલી. **અં૦** ડીકોકશન ઓફ લોગવુડ. **ગુ૦** લોગવુડનો કવાથ.

| | | |
|---|---|---|
| **રીત**— | લોગવુડ ... ... ... | ૧ ઔંસ. |
| | તજનો ભુકો ... ... | ૫૫ ગ્રેન. |
| | ચોખ્ખુ પાણી ... ... | ૨૦ ઔંસ. |
| **માત્રા**— | ... ... ... | ૧ થી ૨ ઔંસ. |

૨ *Extractum Haematoxyli.* **લા૦** એકસ્ટ્રેકટમ હીમાટોક્ષીલી. **અં૦** એકસ્ટ્રેકટ ઓફ લોગવુડ. **ગુ૦** લોગવુડનું સત્વ.

| | | |
|---|---|---|
| **રીત**— | લોગવુડ ... ... ... | ૧ પૌંડ. |
| | ચોખ્ખુ ઉકળતું પાણી... ... | ૧ ગ્યાલન. |
| **માત્રા**— | ... ... ... | ૧૦ થી ૩૦ ગ્રેન. |

**ઉપયોગ**—લોગવુડ મુખ્યત્વે કરીને ગ્રાહીક તરીકે વપરાય છે; અને અન્નાશયની નળીના દરદોમાં જેવા કે અતિસાર, જૂનો મરડો અને કેટલીક જાતના અજીર્ણના દરદોમાં વપરાય છે. બચ્ચાંઓના ઝાડાના દરદમાં આ દવા વાપરવાથી ઝાડો તરત બંધ થાય છે; અને મુખ્યત્વે

કરીને બચ્ચાંઓનાં ઝાડાના દરદમાં વારંવાર વાપરવામાં આવે છે. લોગવુડ ખાધેલા દરદીઓને પેશાબ રાતો કીરમજી રંગનો થાય છે; અને બચ્ચાંઓને પણ તેવો થાય છે, અને કદાચ તેથી પેશાબે લોહી પડતું હોય તેવો શક ઉત્પન્ન થાય છે; આ શક પેશાબમાં એમોનીઆ નાંખવાથી તરત દુર થાય છે.

આ દવાનો કવાથ પ્રદરમાં પીચકારી રૂપે વપરાય છે. આ દવામાં ટેનીક એસીડનો કેટલોક ભાગ સમાએલો હોવાથી તે ગ્રાહીક તરીકે ઉત્તમ અસર કરે છે અને ટેનીન વાપરવાની જગ્યાએ આ દવા વાપરવાથી ટેનીન જેવી અસર થાય છે. આ દવા એકલી ભાગ્યેજ વપરાય છે. આ દવાનો કવાથ કરવાને સારૂ લોઢાનું વાસણ બીલકુલ ઉકાળવા સારૂ વાપરવું નહીં.

---

*SENNA ALEXANDRINA.* લા૦ સેના અલેકઝેન્ડ્રીના. અં૦ અલેકઝેન્ડ્રીઅન સેના. ગુ૦ અલેકઝેન્ડ્રીઆની સોનામુખી.

*SENNA INDICA.* લા૦ સેના ઇન્ડીકા. અં૦ ઇસ્ટ ઇન્ડીઅન સેના ગુ૦ પૂર્વ હિંદુસ્તાનની સોનામુખી.

**મુખ્ય બનાવટો—**

૧ *Confectio Sennae.* લા૦ કનફેકશીઓ સેની. અં૦ કનફેકશન ઓફ સેના. ગુ૦ સોનામુખીનો મુરબ્બો.

**રીત**—સોના મુખીનો ઝીણો ભુકો ... ... ૭ ઔંસ.
કોરીઆન્ડર (ધાણા) નો ભુકો ... ૩ ઔંસ.
ફીગ્સ (અંજીર) ... .. ... ૧૨ ઔંસ.
ટેમેરીન્ડ (આંબલી) .... ... ૯ ઔંસ.
કેશીઆ પલ્પ (ગરમાળાનો ગોળ) ... ૯ ઔંસ.
પ્રુન્સ. (આલુ બુખાર.) ... ... ૬ ઔંસ.
જેઠીમધનું સત્વ ... ... ... ૧ ઔંસ.
ધોએલી સાકર ... ... ... ૩૦ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ... ૭૫ ઔંસ.

**માત્રા—** ... ... ... ૬૦ થી ૧૨૦ ગ્રેન

૨ *Infusum Sennae.* લા૦ ઇન્ફ્યુઝમ સેની. અં૦ ઇન્ફ્યુઝન ઓફ સેના. ગુંઠ સોનામુખીનો ઉકાળો.

શીત—સેનામુખી ... ... ... ૧ ઔંસ.
સુંઠ ... ... ... ... ૨૮ ગ્રેન.
ચોખ્ખુ ઉકળતું પાણી ... ... ૧૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૩ *Mistura Sennae Composita.* લા૦ મીસ્ચુરા સેની કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ મીકશ્ચર ઓફ સેના. ગુ૦ સોનામુખીનું મિશ્રીત મીશ્રણ.

રીત—મેગ્નેસીઆ સલફાસ ... ... ૪ ઔંસ.
લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ લાઇકરીસ ૧ ઔંસ.
સોનામુખીનો અર્ક ... ... ૨½ ઔંસ.
ટીંચર કારડમ કો ... ... ૧½ ઔંસ.
સોનામુખાનો ઉકાળો ... ... ૧૫ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૧½ ઔંસ.

૪ *Pulvis Glycyrrhizae Compositus.* લા૦ પલવીસ ગ્લીસરાઇઝી કમ્પોઝીટસ. (ગ્લીસરાઇઝાની દવા જુઓ.)

૫ *Syrupus Sennae.* લા૦ સીરપ્સ સેની અં૦ સીરપ ઓફ સેના. ગુ૦ સોનામુખીનું શરબત.

રીત—સોના મુખ' ... ... ... ૧૬ ઔંસ.
ધાણાનું તેલ ... ... ... ૩ ટીપા
ધોએલી સાકર ... ... ૨૪ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ૫ પાઇંટ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૩ ઔંસ.

માત્રા— ... ... ... ... ૧ થી ૪ ડ્રામ.

૬ *Tinctura Sennae.* લા૦ ટીંચુરા સેની. અં૦ ટીંચર ઓફ સેના ગુ૦ સોનામુખીનો અર્ક.

રીત—સોનામુખી ... ... ... ૨½ ઔંસ.

| | | | | |
|---|---|---|---|---|
| બીઆં વગરની રાઇઝીન્સ (દ્રાક્ષ) | ... | | | ૨ ઔંસ. |
| કેરાવે (સવા) | ... | ... | ... | ૪ ડ્રામ. |
| કોરીઆન્ડર (ધાણા) | | ... | ... | ૪ ડ્રામ. |
| પ્રુફ સ્પીરીટ | ... | ... | ... | ૨૦ ઔંસ. |

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ડ્રામ.

**ગુણ**--નિર્ભય અને ગુણકારી રેચક છે. બચ્ચાં, ધરડા અને નાજુક બાંધાની સ્ત્રીઓને સોનામુખી રેચક તરીકે સારી રીતે પસંદ કરીને આપી શકાય છે.

**ઉપયોગ**—અજીર્ણ, મળાવરોધ, ત્વચારોગ ઉપર ઝાડો લાવવા સારૂ વપરાય છે. બંધકોશ તથા પેટ સાફ લાવવા સારૂ આ દવા નિર્ભય કીમતી અને ઘણી ગુણકારી રેચક દવા છે.

**વિશેષ વર્ણન**—સેના જરા તેજક રેચક છે; અને તે લીધાથી આંતરડાની ભમરીઆ કુવા સમાન પેચ પેચવાળી અસર ( Peristaltic action ) સારી રીતે થાય છે; અને કેટલેક દરજ્જે આંતરડાના પ્રવાહી પદાર્થને સારી રીતે બહાર કાઢે છે; મુખ્યત્વે કરીને તે એલોઝની માફક; કોલન નામના આંતરડાપર અને મળાશયપર ઝાઝી અસર કર્યા શિવાય નાના આંતરડાઓપર સારી અસર કરે છે. આ દવા જો એકલી આપવામાં આવે છે, તો કોઇ કોઇ વાર બકારી, ઉબકો, ચુંક અને આંકડી લાવે છે; આથી આં દવા એપસમ સોલ્ટ (વિલાયતી મીઠું) ટારટરેટ ઓફ પોટાસીઅમ, અને બીજી ગરમ દવાઓના સંયોગમાં વાપરવામાં આવે છે; અને આવા મીશ્રણ રૂપ સેના કમ્પાઉન્ડ મીક્શ્ચર આપવાથી અને બ્લેકડ્રાફ્ટ આપવાથી ઉપલા ચીન્હો થયા સિવાય રેચક અસર સારી રીતે થાય છે. બંધકોશવાળા અજીર્ણના દરદોમાં, સોજાવાળા દરદોમાં, અને સઘળી જાતના તાવના દરદોમાં સેના વપરાય છે.

સેના કેટલીક રીતે જલદ જુલાબ છે માટે અન્નાશયની નળીના સોજાના દરદમાં વાપરવું નહીં.

---

*CASSIAE PULPA.* લા૦ ક્યાસ્યા પલ્પા. અં૦ ક્યાસ્યા પલ્પ. ગુ૦ ગરમાળાનો ગોળ.

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ડ્રામ.

સોનામુખીનો મુરબ્બો બનાવવામાં ગરમાળાનો ગોળ વપરાય છે.

**ગુણ**—ગરમાળાનો ગોળ નાના પ્રમાણમાં પેટ સાફ લાવવા સારૂ વપરાય છે. વધારે પ્રમાણમાં રેચક અસર કરે છે. આ દવા એકલી આપ્યાથી પેટમાં ચુંક તથા આંકડી ઉપજાવે છે; માટે આ દવાને કોઇ વાતહર દવાના સંયોગમાં આપ્યાથી સારો ફાયદો કરે છે. આ દવા ખાનાર દરદીનો પેશાબ વારંવાર કાળા–ભુરા રંગનો થાય છે.

**ઉપયોગ**—આ દવા સ્વાદે ગળચટી છે; અને તે મળાવરોધ, ગુલ્મ, ત્વચારોગ, પ્લીહા (બરોલ), યકૃત (કાળજા) અને ઉદરના રોગમાં જુલાબ તરીકે વપરાય છે.



*TAMARINDUS.* **લા૦** ટામારીંડસ. **અં૦** ટેમેરીન્ડ. **ગુ૦** આંબલી.

**માત્રા—** ... ... ... ૧ થી ૨ ડ્રામ.

આંબલી સોનામુખીનો મુરબ્બો બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—શીતળ, રેચક, અમ્લ, રૂચીકર, તથા સારક છે. આ દવાનું શરબત થાય છે.

**ઉપયોગ**—શરબતથી પિત્ત, કબજીઅત, તૃષા તથા ઉલટી મટે છે, આંબલીના પાન આંખના તથા બીજા સોજા ઉપર બંધાય છે. આંબલીની રાખ બીજા ક્ષાર સાથે પાચન માટે વપરાય છે. આંબલીનો ગર આંખના ક્ષોભમાં અંજાય છે. આંબલી શરબત, દાળ, મશાલા અને દવા બનાવવામાં વપરાય છે. આંબલી ઘણા ઠંડા જુલાબ તરીકે અસર કરે છે; આ ઉપરાંત તે ગ્રાહીક અસર પણ કરી શકે છે.



*COPAIBA.* **લા૦** કોપેબા. **અં૦** કોપેવા.

**માત્રા—** ... ... ... $\frac{1}{2}$ થી ૧ ડ્રામ.

*OLEUM COPAIBAE.* **લા૦** ઓલ્યમ કોપેબી. **અં૦** ઓઇલ ઓફ કોપેવા. **ગુ૦** કોપેવાનું તેલ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ટીંપા.

**ગુણ**—મુત્રલ, મુત્રમાર્ગ શોધક અને ટરપેનટાઇનના જેવી ગરમ અસર કરનાર છે. મુખ્યત્વે કરીને મુત્રાશયની ઇંદ્રીઓપર સારી અસર કરેછે.

**ઉપયોગ**—પરમીઆમાં આ દવા ઘણીજ ઉપયોગી છે. પરમીઆની બળતરા શરૂ થાય. એટલે કોપાયબા આપવું શરૂ કરવું. પ્રમેહ સાથે જો સાંધા દુખતા હોય ત્યારે, પ્રદર, હરશ, જૂના ધાતુ પ્રવાહના દરદમાં, જુની ઉધરસમાં, અને બીજા ફેફસાના જૂના દરદોમાં; મૂત્રાશયના ઘણા વખતથી થએલા વરમમાં, કમળામાં, મૂત્ર પિંડના વ્યાધીમાં તથા જલંદરમાં આ દવા વાપરવાથી સારી અસર થાય છે. આ દવાનો બાલઝમ કોપેવા ચીકણો, તેલ જેવો ઘાટો અને સ્વચ્છ પ્રવાહી છે. અને તે પણ ઉપરના દરદમાં વાપરી શકાય છે. કોપેવા પીવામાં ઘણું અઘરૂં હોય છે તેથી ઘણીવાર તે ગોળીઓના રૂપમાં વપરાય છે; **જીલેટીનના** અસ્તરવાળી તેની ગોળીઓ તૈયાર આવે છે.

**વિશેષ વર્ણન**—ટરપેનટાઇન જેવી બીજી દવાઓની માફક કોપાયબા ઘણી ગરમીની અસર કરે છે. જ્યારે આ દવા પેટમાં જાય છે ત્યારે તે લોહીમાં મળી જાય છે અને શ્વાસ તથા પેશાબમાં તેની વાસ આવે છે. પેશાબમાં આ દવા ઇથિરથી જુદી પાડી શકાય છે, પેશાબમાં આ દવાનું રેઝીનસ એસીડ દેખાય છે. કોપાયબા મુખ વાટે પીવા આપવાથી જેટલી અસર કરે છે તેટલી ત્વચામાં મારવાની પીચકારીથી અસર કરતું નથી; અને ઘણીવાર તેનો ત્વચા વાટે પીચકારીરૂપે ઉપયોગ કરવાથી નિષ્ફળ જાય છે. જે દરદી કોપાયબા પીતો હોય તેના પેશાબમાં ઠંડુ નાઈટ્રીક એસીડ નાંખવાથી પેશાબ ધોળો દુધ જેવો થઈ જાય છે; પણ પેશાબ ગરમ કરવાથી ધોળાશ જતી રહે છે. વધારે પ્રમાણમાં કોપાયબા આપ્યાથી ચામડી સુજી આવી લાલ થઇ જાય છે. અને કેટલીકવાર મોટાં સોજા ચડે છે.

ગર્ભસ્થાન, મુત્રાશય, પ્રમેહ અને જુના વિર્ય પ્રવાહના દરદોમાં. આ દવા ઘણી ઉત્તમ અસર કરે છે. નીચેની દવાઓના સંયોગમાં આ દવા પ્રમેહના દરદોમાં વાપરવાથી ઉત્તમ અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| પોટાસ સાઇટ્રાસ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર બકુ | ... | ... | .... | ૧ ડ્રામ. |

| | | |
|---|---|---|
| ટીંચર ક્યુબેબ | ... ... ... | ૦ાા ડ્રામ. |
| બાલ્ઝમ કોપાયબા | ... ... ... | ૨૦ ટીપાં. |
| ટીંચર હાયોસીઆમસ | ... ... ... | ૧૫ ટીપાં. |
| સેન્ડલ ઓઇલ. (સુખડનું તેલ) | ... ... | ૧૫ ટીપાં. |
| મેગ્નેસીઆ સલફાસ | ... ... | ૧ ડ્રામ. |
| કપુરનું પાણી | ... ... ... | ૩ ઔંસ. |

દીવસમાં ૩ વાર પીવું. (અનુવાદક.)

અથવા લાઇકર સેન્ટલ ફ્લીવા વીથ બકુ ક્રમ ક્યુબેબના ૧ ડ્રામમાં આ દવાના ૧૫ ટીપાં નાંખી ત્રણ ઔંસ પાણી મિશ્ર કરી દીવસમાં ત્રણવાર પીવાથી પણ સારી અસર થાય છે. જુની ઉધરસના દરદમાં જ્યારે ઘણો કફ પડતો હોય ત્યારે આ દવા બીજી કફધ્ન દવા સાથે વાપરવાથી સારી અસર કરે છે. ઉપરના દરદમાં જ્યારે દરદી તાવથી પીડાતો હોય ત્યારે આ દવા વાપરવી નહીં.

મૂત્રાશયના બગાડથી થએલા જલંદરના દરદમાં તથા મુત્ર પીંડના ગાંઠના દરદમાં આ દવા બીલકુલ વાપરવી નહીં.

આ દવા વધારે પ્રમાણમાં લેવાથી ચામડીપર ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે અને કેટલીકવાર સોજા પણ આવી જાય છે. (It is most efficacious in simple ascites from cirrhosis of the liver without attendant albuminuria.

**સુચના**—કોપાયબામાં કેટલીકવાર ટરપેનટાઇન અને બીજા તેલોનો ભેગ કરવામાં આવે છે માટે આ દવાની ચોખ્ખાઇ વિષે પૂરી ખાત્રી કરીને વાપરવી. જો આ દવામાં જરા શક માલમ પડે તો તેને કાગળપર લઇ જરા ઉની કરવાથી ટરપેનટાઇન તેલ ઉડી જાય છે અને તેની વાસ આવે છે; અને બીજા તેલ હોય છે તો તે ખદબદી જઇ કાગળપર ડાઘા પાડે છે.

આ દવા મેગનેસીઆ કારબોનાસને પીગાળવાની શક્તિ ધરાવે છે તેથી મેગનેસીઆ કારબોનાસ પણ આ દવામાંથી ભેગ જુદો કરવાને સારૂ વપરાય છે.

*ACACIAE. GUMMI.* **લા૦** એકેસ્યા ગમાઈ. **અં૦** ગમ ઓફ્ એકેશીઆ. **ગુ૦** બાવળનો ગુંદર.

**માત્રા**— ... ... ... જોઇએ તેટલી.

**મુખ્ય બનાવટો.**

૧ *Mucilago Acaciae.* **લા૦** મ્યુસીલેગો એકેશી. **અં૦** મ્યુસીલેઇજ ઓફ્ ગમ એકેસ્યા. **ગુ૦** બાવળના ગુંદરનું પ્રવાહી સત્વ.

**રીત**—ગુંદરનો ભુકો ... ... ... ૪ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ... ૬ ઔંસ.

**બાવળનો ગુંદર,** મીસ્ચુરા ક્રીટા, મીસ્ચુરા ગ્યેઆકી, પલવીસ અમીગડલા કમ્પોઝીટસ, પલવીસ ટ્રેગેકન્થી કમ્પોઝીટસ અને બીજી સઘળી જાતની રેવડીઓ તથા ગોળીઓ બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—ઠંડો, ગ્રાહીક અને પૈષ્ટિક છે. ઘણું કરીને આ દવા યોગવાઈ તરીકે વપરાય છે.

**ઉપયોગ**—ખાંસી, મરડો, ઉનવા, ધાતુક્ષય, વગેરે દરદોમાં વપરાય છે. ગુંદરનું પ્રવાહી બીજી દવાઓ બનાવવાના કામમાં વપરાય છે.

**વિશેષ વર્ણન**—ગુંદર ફક્ત શરીરમાં ચીકાશ ઉત્પન્ન કરવાની અસર કરે છે; અને તે અંદરની ત્વચાના સોજા જેવા કે પેટ, કંઠનળી અને આંતરડા વીગેરેના મટાડવાના કામમાં વપરાય છે. બીસ્મથ સબનાઇટ્રાસ અને ઓકસાઈડ ઓફ્ ઝીંક જેવા ભારે પદાર્થો દરદીને લાંબા વખત સુધી આપવામાં આવ્યા હોય ત્યારે આ દવા વાપરવાથી તે પદાર્થો ગળી જઇને ઝટ ઠેકાણે પડી જાય છે; પણ આ ઉપયોગને વાસ્તે ટ્રેગેકેન્થ વધારે પસંદ કરવા જોગ છે.

પ્રમેહ અને મધુપ્રમેહના દરદમાં કાંજી જેવા ખોરાકને વાસ્તે ગુંદર આપી શકાય છે; પાછળથી ગુંદર, સાકર તથા ખાંડ જેવા પદાર્થોમાં ફરી જતો નથી ( એટલે મીઠાશનો ગુણ આપતો નથી ) તોપણ આ દવા વાપરવાથી બરાબર જેવો જોઇએ તેવો ગુણ ખાત્રીબંધ મળી શકતો નથી.

ડાકટર ગેરોડ પોતાના એક દરદીને દરરોજનો ॥ શેર ગુંદર ખવરાવતો હતો તોપણ તેના પેશાબમાંથી તે રસાયણીક સંજોગથી જુદો પાડી શકતો નહોતો.

મૂત્રાશય તથાં ગર્ભાશયના સોજામાં વારંવાર ગુદર. ચીકાશ કરવાંની અસરથી અંદરની ત્વચાના રોજા મટાડી શકે એવા હેતુથી વપરાય છે; પણ તે એવા દરદોમાં મુત્રની ખટાશને ઘટાડી નાંખે છે.



*INDIGO.* લા૦ ઈન્ડીગો. અં૦ ઈન્ડીગો. ગુ૦ ગળી.

*Solution of Sulphate of Indigo.* અં૦ સોલ્યુશન ઓફ સલફેઈટ ઓફ ઇન્ડીગો. ગુ૦ ગળીના ભુકાનું પ્રવાહી.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષની વધારે શોધ થવી ઘટે છે. વાઇના દરદમાં આ દવા વપરાય છે. આ દવા લેવાથી પેશાબ લીલો અથવા વાદળી લીલો થાય છે. આ દવા ગુમડા અને ચાંદાપર લગાડાય છે. કેશ સફેદ થયા હોય તેને કાળા કરવા સારૂ પ્રથમ મેદીના પાન લગાડવા તેથી કેશ કાળા થશે; પછી તે ઉપર ગળીના પાન વાટીને ચોપડવાં એટલે કેશ સ્વભાવિક કાળા રંગ જેવાજ થશે.

---

*ROSAE CENTIFOLIAE PETALA.* લા૦ રોઝી સેન્ટી ફોલીઆઇ પેટેલા. અં૦ કેબેજ રોઝ પેટલસ.

**મુખ્ય બનાવટ.**

૧ *Aqua Rosae.* લા૦ એકવા રોઝી. અં૦ રોઝ વૉટર. ગુ૦ ગુલાબ જળ.

**રીત**—તાજા ગુલાબના ફુલ .... .. ૧૦ પૌંડ.
પાણી ... ... .... ૫ ગ્યાલન.

**માત્રા**— ... ... .. ...જોઇએ તેટલી.

**ઉપયોગ**—ગુલાબજળ કેટલીક દવાઓના મીશ્રણને સુગંધીદાર કરવા સારૂજ વપરાય છે; અને લોશન બનાવવામાં વધારે વપરાય છે. મીસ્ચુરા ફેરી કમ્પોઝીટા, અને ટ્રોકઝાઇ બીસમથી બનાવવામાં ગુલાબજળ વપરાય છે.



*ROSAE GALLICAE PETALA.* લા૦ રોઝી ગ્યાલીસી પેટેલા.
અ૦ રેડરોઝ પેટલ્સ. ગુ૦ રાતા ગુલાબનાં ફૂલ.

માત્રા— .... ... ... ૧ થી ૪ ડ્રામ.

ગુણ—રેચક અને શિતળ છે.

ઉપયોગ—ભેગવાહ તરીકે વપરાય છે; તેનું શરબત, પાક, અને ગુલાબજળ બને છે. જુલાબ તરીકે ત્વચા અને ગરમીના રોગ ઉપર અપાય છે.

**મુખ્ય બનાવટો.**

૧ *Confectio R sae Gallicae.* લા૦ કનફેક્સ્યો રોઝી ગ્યાલીસી.
અ૦ કન્ફેકશન ઓફ રોઝીઝ. ગુ૦ ગુલાબનો મુરબ્બો, ગુલકંદ.

રીત—તાજા ગુલાબનાં ફૂલ ... ... ૧ શેર.
ઘોએલી સાકર ... ... ૩ શેર.

માત્રા— ... ... ... ૬૦ ગ્રેન સુધી.

૨ *Infusum Rosae Acidum.* લા૦ ઇનફ્યુઝમ રોઝી એસીડમ.
અ૦ એસીડ ઇનિફ્યુઝન ઓફ રોઝીઝ. ગુ૦ રાતા ગુલાબના ફૂલનો તેજાબવાળો ઉકાળો.

રીત—સૂકા રાતા ગુલાબનાં ફૂલ ... ... ૨ ડ્રામ.
એસીડ સલફ્યુરીક ડીલ્યુટ ... ... ૧ ડ્રામ.
ચોખ્ખુ ઉકળતું પાણી ... ૧૦ ઓંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઓંસ.

૩ *Syrupus R sae Gallicae.* લા૦ સીરપ્સ રોઝી ગ્યાલીસી.
અ૦ સીરપ ઓફ રોઝીઝ. ગુ૦ ગુલાબનું શરબત.

રીત—સૂકા રાતા ગુલાબનાં ફૂલ... ... ૨ ઓંસ.
ઘોએલી સાકર ... ... ૩૦ ઓંસ.
ચોખ્ખુ ઉકળતું પાણી ... ... ૨૦ ઓંસ.

માત્રા— ... ... ... ૧ ડ્રામ સુધી.

ઉપયોગ—રાતા ગુલાબના ફૂલની પાંખડીઓમાં ટેનીક અને ગેલીક એસીડના જેવી અસર હોવાથી તે ગ્રાહીક તરીકે વપરાય છે; અને

ઘણી દવાઓમાં રંગ લાવવા સારૂ વપરાય છે. આ દવાનો મુરબ્બો ઘણી પ્રકારની ગોળીઓ બનાવવાના કામમાં વપરાય છે અને સ્હેજ ગ્રાહીક હોવાથી મોંઢાના દરદમાં દવા તરીકે વાપરવાથી સારી અસર કરે છે. ગુલાબની ચા કોગળા કરવા સારૂ ઉત્તમ દવા છે; અને તે ગ્રાહીક તરીકે પીવામાં, કોગળા કરવામાં અને બીજી ખરાબ સ્વાદવાળી દવાઓ (જેવી કે એપસમ સોલ્ટ અને કીનાઇન સલફાસ) સાથે વપરાય છે.

---

*ROSAE CANINAE FRUCTUS.* લા૦ રોઝી કેનીની ફ્રુક્ટસ. અં૦ ફ્રુટ ઓફ ધ ડોગ-રોઝ હીપ્સ.

**મુખ્ય બનાવટો.**

૧ *Confectio Rosae Caninae.* લા૦ કન્ફેક્શ્યો રોઝી કેનીની. અં૦ કનફેકશન ઓફ હીપ્સ. ગુ૦ હીપ્સનો મુરબ્બો.

**રીત**—બીઆં વગરની હીપ્સ ... ... ૧ પૌંડ.
ધોએલી સાકર ... ... ૨ પૌંડ.

**માત્રા**— ... ... ... ૬૦ ગ્રેન સુધી.

**ઉપયોગ**—આ દવા સ્હેજ તરસ છીપાવનાર અને કેટલોક રીતે ગ્રાહીક છે. મુરબ્બાના રૂપમાં આ દવા મોંઢાના દરદોમાં વપરાય છે.

---

*AMYGDALA AMARA.* લા૦ અમીગડલા અમારા, અં૦ બીટર આલ્મોન્ડ. ગુ૦ કડવી બદામ.

*AMYGDALA DULCIS.* લા૦ અમીગડલા ડલસીસ. અં૦ સ્વીટ આલમોન્ડ. ગુ૦ મીઠી બદામ.

*OLEUM AMYGDALAE.* લા૦ ઓલ્યમ અમીગડલા. અં૦ આલમોન્ડ ઓઇલ. ગુ૦ બદામનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ડ્રામ.

**મુખ્ય બનાવટો.** (બદામની.)

૧ *Mistura Amygdalae.* લા૦ મીસ્ચુરા અમીગડલી. અં૦ આલ-

મેન્ડ મીક્શ્ચર. ગુ૦ બદામનું મીક્ષ્ચર.

રીત—બદામનું મિશ્રિત ચૂરણ ... ૨½ ઔંસ.
ચોખ્ખું પાણી ... ૨૦ ઔંસ.
માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Pulvis Amygdalae Compositus.* લા૦ પલ્વીસ અમીગડલી કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ આલમૅન્ડ પાઉડર. ગુ૦ બદામનું મિશ્ર ચૂરણ.

રીત—મીઠી બદામ ... ... ... ૬ ઔંસ.
ધોળી સાકર ... ... ... ૪ ઔંસ.
બાવળનો ગુંદર ... ... ... ૧ ઔંસ.
માત્રા— ... ... ... ૬૦ થી ૧૨૦ ગ્રેન.

બદામનું તેલ ઓલીયમ ફોસફરેટમ, અંગવેન્ટમ કેટેસી, અંગવેન્ટમ રેઝીના, અંગવેન્ટમ સીમપ્લેક્સ, અને અંગવેન્ટમ હાઇડ્રારજીરી ઓક્સાઇડ રૂબ્રમ બનાવવાનાં કામમાં વપરાય છે.

ઉપયોગ—મીઠી બદામ નબળાઇને વાસ્તે ઘણી ઉપયોગી છે. મગજની નબળાઇ સારૂ યાદદાસ્તી ખીલવવા સારૂ અને ધાતુપૌષ્ટિક માટે તે ખોરાક તરીકે વપરાય છે. શિયાળામાં તેનો પાક, અને શીરો બનાવવામાં આવે છે; સવાર સાંજ દુધમાં ઉકાળીને પીવાય છે. તે ખાલી પડી ગએલા મગજને ઘણીજ ઉત્તમ રીતે શક્તિ આપે છે. બીજી દવાઓ સાથે તેનું ચૂરણ તથા મિશ્રણ ઓગવાઇ તરીકે વપરાય છે. બન્ને જાતની બદામમાંથી તેલ નીકળે છે. કડવી બદામમાં પ્રસીક એસીડ નામનું ઝેરી તત્વ રહેલું છે માટે બદામને ખોરાક તરીકે વાપરતાં તેને ચાખીને વાપરવી તે ઉત્તમ છે. ભૂલથી કડવી બદામ વધારે ખાવામાં આવે છે તો એસીડ હાઇડ્રોસ્યાનીક નામના ઝેરની અસર થાય છે માટે સાવચેતી રાખવી.

બદામ વગેરે વધારે પ્રમાણમાં સેવાથી રેચક અસર કરે છે. બદામનું તેલ ત્વચાના રોગપર લગાડવાના કામમાં વપરાય છે; તેમજ કેટલાક મલમ બનાવવાના કામમાં વપરાય છે; ખરજવાં, ચીરોટા, બળતરા, ચામડીનું સુકપણું અને બીજા ચામડીના રોગોપર તે લગાડવાના કામમાં વપરાય છે.

ડાક્ટર પેવી મધુ પ્રમેહમાં ખોરાક તરીકે બદામના રોટલા ખાવાની ભલામણ કરે છે.



*PRUNUM.* લા૦ પ્રુનમ. અં૦ ધ પ્રુન. ગુ૦ આલુબુખાર.

**માત્રા—** ... ... ... ૨ ઔંસ સુધી.

સોનામુખીનો મુરબ્બો બનાવવાના કામમાં આલુબુખાર ( પ્રુન ) વપરાય છે.

**ઉપયોગ—**આ દવાનો વૈદો તથા દાક્તરો ભાગ્યેજ ઉપયોગ કરે છે. પણ આ દવા ઘરગતુ રેચક દવાઓ બનાવવાના કામમાં વધારે વપરાયછે.

આ દવામાં આંકડી તથા ચુંક ઉપજાવવાની સ્હેજ શક્તિ રહેલી છે. સોનામુખીનો ચા બનાવવામાં આ દવા સેનાની રેચક અસર વધારવા સારૂ અને સેનાને સ્વાદીષ્ટ કરવા સારૂ વારંવાર વપરાય છે.



*CUSSO.* લા૦ કુસો. અં૦ કુસો. ગુ૦ કુસો. એક વૃક્ષનાં સુકાએલાં ફુલ છે.

**માત્રા—**¼ થી ½ ઔંસ પુખ્ત ઉમરના દરદીઓ વાસ્તે.
⅛ થી ¼ ઔંસ નાના બચ્ચાંઓને વાસ્તે.

**મુખ્ય બનાવટ.**

૧ *Infusum Cusso.* લા૦ ઇન્ફ્યુઝમ કુસો. અં૦ ઇન્ફ્યુઝન ઓફ કુસો. ગુ૦ કુસાનો ઉકાળો.

**રીત—**કુસાનો ભુકો ... ... ... ૦।। ઔંસ.
ચોખ્ખુ ઉકળતુ પાણી ... ... ૮ ઔંસ.

**માત્રા—** ... ... ...૪ થી ૮ ઔંસ.

**ઉપયોગ—**કુસો પેટના કરમીઆનો નાશ કરવા સારૂ કૃમીઘ્ન તરીકે વપરાય છે. આ દવામાં સ્હેજ રેચક શક્તિ છે અથવા નથી તોપણ તે આપ્યા કેડે એક જુલાબ આપવાની ખાસ જરૂર રહે છે. આ દવા એન્ટોઝા ( Entozoa ) નામના કરમનો નાશ કરવાની શક્તિ ધરાવે છે

તેથી એન્ટોઝા બહાર લાવવામાં વપરાય છે; વળી પેટમાં દોરા જેવા કરમીઆ (.Tape-worm) હોય એમ શક આવતો હોય તો તેનો પણ નાશ કરવાં સારૂ વપરાય છે. આ દવા વાપરવાથી વારંવાર બકારી અને ઉબકાઓ આવે છે. આ દવા સઘળા કૃમીઘ્ન ઓષધોમાં શ્રેષ્ઠ છે કે કનિષ્ઠ છે તે હજુ શકમંદ છે.



*CARYOPHYLLUM.* લા૦ ક્યારોફાઇલિમં. અં૦ ક્લવ્ઝ. ગુ૦ લવીંગ.

માત્રા— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

ગુણ—ઉષ્ણ, પાચક, વાતહર અને પૌષ્ટિક છે.

*OLEUM CARYOPHYLLI.* લા૦ ઓલીયમં ક્યારોફાઇલી. ગુ૦ લવીંગનું તેલ.

માત્રા— ... ... ... ૨ થી ૪ ટીપા.

મુખ્ય બનાવટ.

૧ *Infusum Caryophylli.* લા૦ ઇન્ફ્યુઝમ ક્યારોફાઇલી. અં૦ ઇન્ફ્યુઝન ઓફ્ ક્લવ્ઝ. ગુ૦ લવીંગની ચા.

રીત—અધકચરાં લવીંગ ... ... ¼ ઔંસ.
ચોખ્ખું ઉકળતું પાણી ... ... ૧૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૪ ઔંસ.

લવીંગ અને તેનું તેલ મીસ્ચુરા ફેરી એરોમેટીકા, વાઇનમ ઓપાઇ, ઇન્ફ્યુઝમ ઓરેન્ટી, પીલ્યુલા કોલોસીન્થ કો, પીલ્યુલા કોલોસીન્થ એટ હાયોસાઇમિસ. અને પલવીસ ક્રીટા એરોમેટીક બનાવવાના કામમાં વપરાય છે.

ઉપયોગ—લવીંગ મશાલામાં તથા પાનમાં વપરાય છે; સુંઠ, અજમો, અને લવીંગની ગોળીઓ કરી અજીર્ણના દરદમાં ખાવાથી સારો ફાયદો થાય છે. અતિસારના દરદમાં લવીંગને શેકીને ખાધાથી ફાયદો થાય છે. લવીંગ અને તેનું તેલ ગરમ સુગંધીદાર અને વાતહર છે.

વધી ગએલા અજીર્ણના દરદપર, ગર્ભાવસ્થાની ઉલ્ટીના દરદમાં અને

ચુંક તથા આંકડી અટકાવવાના કામમાં વપરાય છે. આ તેલ બીજા રેચક મિશ્રણો સાથે વાયુનો નાશ કરવા સારૂ વપરાય છે. સડી ગએલા દાંતના દરદમાં દુઃખ ઓછું કરવા સારૂ આ તેલનું પૂમડું મુકાય છે.

વિશેષ વર્ણન—લવીંગનું તેલ વધારે મોઘું હોવાથી વધારે છુટથી વપરાતું નથી; તોપણ તે વારંવાર મસ્તક શુળમાં અને ઉપર મોટીઆ માથાના દુખાવાપર કપાળે ચોપડવાથી સારો ફાયદો થાય છે. આ તેલને સાકરના પાણીમાં અથવા પતાશામાં આપવાથી ખાવું રહેલું થઇ પડે છે.

**લવીંગના તેલની શરીરની ઇંદ્રીઓપર અસર—**

**બાહ્યોપચાર તરીકે—ચામડી**—ચામડીપર લવીંગનું તેલ બાહ્યોપચાર તરીકે ચોપડવાથી તે તમતમાટી, દાહ અને લાલાશ ઉત્પન્ન કરે છે; અને આમંત્રીત જ્ઞાનતંતુઓ નાશ કરી તેને બહેરી કરે છે; આથી કરી તે ગરમીની તીક્ષ્ણ લાલાશ લાવવાની અને જ્ઞાનતંતુને નષ્ટ કરવાની અસર કરે છે; વળી તે દુર્ગંધ નાશક અસર પણ કરે છે.

**અંદરના ઉપચાર તરીકે—મુખ**—લવીંગના તેલની મુખમાંની અસર ચામડીપરની અસર જેવી અસર કરે છે. મોંમાં લેવાથી થુંકના પ્રવાહને વધારે છે; અને થુંકની ગાંઠોપર ગરમીની અસર કરે છે; અને સ્વાદ ઇંદ્રીને વધારે ચંચળ કરે છે અને સુગંધીદાર અસર કરી મોંમાંથી સુગંધ કાઢે છે. જો વધારે પ્રમાણમાં લેવામાં આવે તો મોં આવી જાય છે.

**પેટ**—આ દવા હોજરીમાં દાખલ થઇને હોજરીના રકતાશય તથા નસોપર ગરમીની અસર કરે છે અને પાચન ક્રિયાના રસના પ્રવાહને સારી રીતે વધારે છે એટલે પીતને ઉત્પન્ન કરે છે; અને આંતરડાની અજરીઆ કુવા જેવી પેચ પેચવાળી ( Peristaltic movements ) ચીલ ચાલપર ગરમીની અસર કરે છે; આથી આ દવા અગ્નિ વર્ધક, વાત હર, અને પૌષ્ટિક છે. વળી કપુર અથવા દારૂની માફક આ દવા હૃદયના રકતાશય પર ગરમીની અસર કરે છે અને નાડીમાંના લોહીના પ્રવાહને તથા હૃદયની ગતીમાં ધીમે ધીમે વધારો કરે છે.

**આંતરડા**—આ દવા આંતરડામાં હોજરીની માફક અસર કરે છે. આંતરડાની ગતિને સારી રીતે વધારે છે અને તેમાંથી વાયુનો, ચુંકનો તથા આંકડીનો નાશ કરે છે; આથી આ દવા આંતરડાની ચુંક તથા આંકડી

અને વાયુને મટાડવાની ખાસ અસર કરે છે.

**હૃદય**—રક્ત અને લોહીની ફરવાની ગતી-આ દવા રકતમાં કાંઇ પણ ફેરફાર થયા સિવાય મળી જાય છે અને લોહીના રાતા રજકણો મળવાથી તેમાં ફેરફાર થાય છે. આં દવા રક્તના ધોળા રજકણોને અતિશય વધારે છે. હૃદયમાં આ દવાની પાંશરી અસરથી સ્હેજ ગરમીની અસર ઉત્પન્ન થાય પણ હોજરીમાંની આ દવાની અસરને લીધે ગરમીની સારી અસર થાય છે. આ દવા સેરીબ્રલ (Cerebral) મેડયુલરી (Medullary) અને સ્પીનલ સેન્ટરસ (Spinal centres) નામના ભાગ પર કામ ચલાઉ આંશરી ગરમીની અસર કરે છે પણ રકતની ગતીમાં મળવાથી સારી અસર કરે છે માટે આ દવા ધીમી સાધારણ ગરમીની અને ચુંક તથા આંકડી મટાડવાની અસર કરે છે.

**મુત્રાશય**—લવીંગનું તેલ તેના જેવા બીજા તેલની માફક મુત્રાશય વાટે, ચામડી વાટે, કંઠનળી વાટે, અને આંતરડા વાટે બહાર નીકળે છે; ઉપરના ભાગો વાટે તેલ બહાર નીકળતાં રસ્તામાંના પ્રવાહમાં ગરમીની અને દુર્ગંધ નાશ કરવાની અસર કરે છે. પણ ટરપેનટાઇન અને એવા બીજા તેલની માફક જલદ અસર આ દવા કરતી નથી.

આ પ્રમાણે લવીંગના તેલની માફક બીજા ઉડી જતા (Volatile) તેલની અસરો શરીરમાં થાય છે.

---

*PIMENTA.* લા० પીમીન્ટા. અં० પીમેન્ટો.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

*OLEUM PIMENTAE.* લા० ઓલ્યમ પીમેન્ટી. અં० ઓઇલ ઓફ પીમેન્ટો. ગુ० પીમેન્ટાનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીપાં.

**ગુણ**—ઉષ્ણ, દીપન અને વાતહર છે.

**મુખ્ય બનાવટ.**

૧ *Aqua Pimentae.* લા० એકવા પીમેન્ટી. અં० પીમેન્ટો વોટર. ગુ० પીમેન્ટાનું પાણી.

**રીત**—પીમેન્ટાનો ભુકો ... ... ૧૪ ઔંસ.
પાણી ... .... ... ૨ ગ્યાલન.

**માત્રા**— ... ... ... ૧ થીં ૨ ઔંસ.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ લવીંગને મળતા છે.

---

*OLEUM CAJUPUTI.* **લા॰** ઓલ્યમ ક્યાજ્યુપુટી. **અં॰** ઓઇલ ઓફ ક્યાજ્યુપુટ. **ગુ॰** કાજીપુટીનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીંપા.

**મુખ્ય બનાવટ.**

૧ *Spiritus Cajuputi.* **લા॰** સ્પીરીટસ ક્યાજ્યુપુટી. **અં॰** સ્પીરીટ ઓફ ક્યાજ્યુપુટ. **ગુ॰** ક્યાજ્યુપુટીનું તેલ.

**રીત**—ઓઇલ ઓફ ક્યાજ્યુપુટ ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૪૯ ઔંસ.

**માત્રા**— ... ... ... $\frac{1}{2}$ થી ૧ ડ્રામ.

**ઉપયોગ**—આ તેલ ચોપડવાથી ઘણીજ ગરમીની અસર ઉત્પન્ન કરે છે, અને તેનો ગુણ ગરમ મુંક, આંકડી અને પેટના વાયુનો ગોળો મટાડનાર છે. તે વાયુના દરદમાં, પેટના ગોળામાં, હીસ્ટીરીઆમાં, કોલેરામાં, અજીર્ણમાં, અને જુના સંધીવાના દરદમાં તે પીવાથી સારો ફાયદો થાય છે. આ તેલ ઓલીવ ઓઇલ સાથે મીશ્ર કરીને ચોપડવાથી ગાંઠીઆ વા તથા બીજા રહી ગએલા ભાગો, અને દુખાવો થતા ભાગપર સારી અસર થાય છે. આ તેલ લીનીમેન્ટમ ક્રોટોનાઇટિસ બનાવવાના કામમાં વપરાય છે.

આ તેલ ગરમ અસરને લીધે ફેફસાંના સોજાના દરદમાં, ફેફસાના અંતરપટના સોજામાં, જુની ઉધરસના દરદમાં, અને ન્યુમોનિઆમાં (ત્રિદોશમાં) છાતીપર ચોળવાથી ઘણી ઉત્તમ અસર થાય છે. ખરજવા તથા ચામડીના દરદમાં પણ આ તેલ લગાડાય છે. **ડાક્તર વીટલો** જણાવે છે કે આ તેલ ઘણી ખરી રીતે કસ્તુરીના તેલ સમાન ગરમીની અસર કરે છે.

---

*EUCALYPTI FOLIA.* **લા॰** યુકેલીપ્ટી ફોલીઆ. **અં॰** ધ લીવ્ઝ ઓફ યુકેલીપ્ટસ ગ્લોબ્યુલસ **ગુ॰** યુકેલીપ્ટસના પાંદડા.

**બનાવટ.**

૧ *Tinctura Eucalypti.* **લા॰** ટીંચુરા યુકેલીપ્ટી. **અં॰** ટીંચર ઓફ યુકેલીપ્ટસ. **ગુ॰** યુકેલીપ્ટસનો અર્ક.

**રીત**—યુકેલીપ્ટસના પાંદડા ... ... ૧૦ ઔંસ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ૦ાા થી ૨ ડ્રામ.

**સુચના**—આ અર્ક આ દવાની મુખ્ય બનાવટ નથી. રોજીંદા તથા એકાંતરીઆ આવતા તાવમાં તાવ આવ્યા પહેલા આ દવાના અર્કના ૨ ડ્રામ આપ્યાથી તાવને સારી રીતે રોકી દે છે.

૨ *Oleum Eucalypti.* **લા॰** ઓલ્યમ યુકેલીપ્ટી. **અં॰** ઓઇલ ઓફ યુકેલીપ્ટસ. **ગુ॰** યુકેલીપ્ટસનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીંપા.

**ગુણ**—મૂત્રલ, સ્વેદલ, કફઘ્ન, તાવ રોકનાર, જંતુ નાશક, અગ્નિવર્ધક, અને જલદ દુર્ગંધનાશક છે.

**ઉપયોગ**—મેલેરીઆ તાવવાળા પ્રદેશમાં આ ઝાડના વાવેતર થવાથી તે પ્રદેશ તનદુરસ્ત અને ચોખ્ખી હવાવાળા થાય છે એમ સંપુર્ણ ખાત્રી મળી છે.

આ ઝાડના મુળીઆ ભેજવાળા પ્રદેશમાંથી તદન ભેજને તથા દુર્ગંધને ચૂસી લે છે અને હવાને નિર્મળ કરે છે.

દાક્તર **બીન્ઝ** અને **સીજન** જણાવે છે કે યુકેલીપ્ટલની કવીનાઇન કરતાં પણ ઘણી જલદ દુર્ગંધનાશક શકિત છે. આ દવા શરીરની ગરમીને તનદુરસ્ત હાલતમાં જેટલી રહેવી જોઇએ તેના કરતાં પણ વધારે ગરમી ઘટાડી નાખે છે અને આથી કુતરામાં કૃત્રીમ ઉત્પન્ન કરેલા સેપ્ટીક તાવમાં તો છેતરી નાંખે તેવી ગરમી ઘટાડી નાંખવાની અસર કરે છે.

આ દવા ફેફસા, મુત્રાશય અને શ્વાસોશ્વાસ મારફતે બહાર નીકળે

છે અને તેની ગંધ દવા ખાધા પછી કેટલાક કલાક સુધી આવ્યા કરે છે. ટરપીનટાઇન તેલની માફક આ દવા પેશાબમાં વાયોલેટની ગંધ માફક ગંધ કાઢયા કરે છે.

રોજીંદા અને એકાંતરીઆ તાવના દરદમાં તાવ રોકવા તરીકે આ દવાનો અર્ક વાપરવાની ડાકટર ગેરોડ મજબૂત ભલામણ કરે છે; વળી આ દાક્તરે આ દવાનો આંકડી તથા ચુંક મટાડવા અને ગરમીની અસર કરવા સાર તરીકે પણ ઉપયોગ કર્યો હતો.

આ દવાના પાંદડાનો ધુમાડો લેવાથી દમ, હાંફણુ, ઉધરસ અને ઉંટાટીઆના દરદમાં સારો ફાયદો થાય છે.

યુકેલીપ્ટલ તેની જલદ દુર્ગંધનાશક શક્તિને લીધે શસ્ત્રક્રિયામાં વપરાય છે પણ તે વાપરવાથી ચામડીપર સોજો આવે છે. આ દવાનો મોંવાટે નાશ લેવાથી ઓઝીના ( Ozoena ) ઉધરસ, ક્ષય અને ઉરસ્તંભના દરદમાં સારો ફાયદો થાય છે; વળી ગડગુમડના તાવમાં (Pyaemia) એટલે પાએમીઆ નામના દરદમાં આ દવાની ત્વચાવાટે પીચકારી મારવાથી સારો ફાયદો થાય છે એમ ઘણાખરા દાક્તરો જણાવે છે.

યુકેલાપ્ટસ રેઝીની ફેરા અને તેની બીજી જાતોનાં ભુકામાંથી નીકળતો ગુંદર તેની ગ્રાહીક શક્તિને લીધે ગ્રાહીક તરીકે બોટની બે કાઇનો ( Botany Bay Kino ) ના નામથી વપરાય છે; તે કાંઇના અને કેટેચ્યુના ગુણદોષને તેની અસરમાં મળતો આવે છે.

યુકેલીપ્ટસનું તેલ ક્ષયમાં અને અતિસાર તથા મરડાના દરદમાં જંતુનાશક તરીકે ઘણોજ સારો ફાયદો કરે છે એમ ઘણાંક યુરોપનાં વૈદીક વર્તમાન પત્રો જણાવે છે મરકીના વખતમાં રૂમાલપર છાંટી સુગંધી લેવાથી જંતુનાશક અને દુર્ગંધનાશક અસર સારી થાય છે; અને તેથી મરકીનો રોગ લાગુ પડતો નથી તથા મરકીવાળા લતામાં જવાના પ્રસંગે રૂમાલ સુંઘતા સુંઘતા નિર્ભયતાથી જઈ શકાય છે. એમ ઘણાખરા દાક્તરોનો મત છે. યુકલીપ્ટી તેલની નીચેની દવા સાથે મેળવણી કરીને ગોળીઓ વાપર્યાથી ક્ષયમાં સારો ફાયદો થાય છે.

| | | | |
|---|---|---|---|
| ઓલીયમ યુકેપ્ટી | ... | ... | ૨૪ ટીંપા. |
| આયડોફાર્મ | ... ... | ... | ૬ ગ્રેન. |

| | | |
|---|---|---|
| ક્રીયોસોટ | ... ... ... | ૬ ટીંપા. |
| ગમ એકેસીઆ | ... ... ... | જોઇએ તેટલો. |

આ દવાની ૨૪ ગોળીઓ કરવી અને આખા દીવસમાં થઇને સાંજ સવાર ૪ ખાવી. (અનુવાદક.)

**મુખ્ય બનાવટ—.**

૧ *Unguentum Eucalypti* **લા૦** અંગવેન્ટમ યુકેલીપ્ટી **અં૦** ઓઇન્ટમેટ ઓફ યુકેલીપ્ટસ. **ગુ૦** યુકેલીપ્ટસનું મલમ.

| | | |
|---|---|---|
| **રીત**—સોફ્ટ પેરાફીન | ... ... ... | ૨ ઔંસ. |
| હાર્ડ પેરાફીન | ... ... ... | ૨ ઔંસ. |
| યુકેલીપ્ટસનું તેલ | ... ... | ૧ ઔંસ. |

**સુચના**—આ તેલ દરદીને પીવા આપતાં સાકર સાથે, પતાસા સાથે, ગ્લીસરાઇન અથવા મધ સાથે મેળવીને આપવું. આ દવા ચોખ્ખા અંગ્રેજી મધ સાથે મિશ્ર થએલી કલકત્તાના બજારમાં **"યુકેલીપ્ટસ હની"** ( Eucaylyptus Honey ) ના નામથી તૈયાર મળે છે, તે બચ્ચાંઓના કફ અને સળેખમમાં વાપરવાથી સારો ફાયદો આપે છે.

---

*GRANATI RADICIS CORTEX.* **લા૦** ગ્રાનેટી રેડીસીસ કોરટેકસ. **અં૦** પોમેગ્રાનેટ રૂટબાર્ક. **ગુ૦** દાડમનાં મુળની છાલ.

**મુખ્ય બનાવટ—**

૧ *Decoctum Granati Radicis.* **લા૦** ડીકોકટમ ગ્રેનેટી રેડીસીસ. **અં૦** ડીકોકશન ઓફ પોમેગ્રાનેટરૂટ. **ગુ૦** દાડમનાં મુળની છાલનો કવાથ.

| | | |
|---|---|---|
| **રીત**—દાડમનાં મુળીઆંનો ભુકો | ... ... | ૨ ઔંસ. |
| ચોખ્ખું પાણી | ... ... ... | ૪૦ ઔંસ. |
| **માત્રા**— | ... ... ... | ૧ થી ૨ ઔંસ. |

**ગુણ**—કૃમીઘ્ન.

**ઉપયોગ**—દાડમનાં મુળીઆંનો ભુકો જે સ્હેજ ગ્રાહીક અસરવાળો છે તે ટેપ વર્મસ ( Tape-worms ) નામના કૃમીનો નાશ કરવા સારૂ

વપરાય છે. આ દવાની કેટલીક માત્રાઓ વારંવાર આપવાની જરૂર રહે છે અને તે આપ્યા કેડે ખાસ રેચક દવા આપવાની જરૂર પડે છે. દાડમના બીજ પીત શામક છે. તેનું શરબત ઉનાળામાં ઠંડક સારૂ પીવામાં આવે છે. તેની છાલ ઉધરસ ઉપર મોઢામાં રખાય છે; તથા અતિસાર, મરડા હરસ અને કફના વ્યાધીમાં ઓષધી તરીકે વપરાય છે. આ દવાની છાલ ૧૦ થી ૩૦ ગ્રેનનાં પ્રમાણમાં અપાય છે.

*COLOCYNTHIDIS PULPA.* લા૦ કોલોસીંથીડીસ પલ્પા.
અં૦ કોલોસીંથ પલ્પ ગુ૦ ઇંદ્રવરણાનો ગર્ભ.

**માત્રા—** ... ... ... ૨ થી ૮ ગ્રેન.

**મુખ્ય બનાવટો**

૧ *Extractum Colocynthidis Compositum.* લા૦ એકસ્ટ્રેકટમ કોલોસીંથીડીસ કમ્પોઝીટમ. અં૦ કમ્પાઉન્ડ એકસ્ટ્રેકટ ઓફ કોલોસીંથ ગુ૦ ઇંદ્રવરણાનું મીશ્રીત સત્વ.

**રીત—**કોલોસીંથ પલ્પ ... ... ... ૬ ઔંસ.
એકસ્ટ્રેકટઓફસોકોટ્રીનએલોઝ (એળીઆનું સત્વ) ૧૨ ઔંસ.
રેઝીન ઓફ સ્કેમોની ... ... ૪ ઔંસ.
કઠણ સાબુનો ભુકો ... ... ... ૩ ઔંસ.
એલચી દાણાનો ભુકો ... ... ૧ ઔંસ.
પ્રુફસ્પીરીટ ... ... ... ... ૧ ગ્યાલન.

**માત્રા—** ... ... ... ... ૩ થી ૧૦ ગ્રેન.

૨ *Pilula Colocynthidis Composita.* લા૦ પીલ્યુલા કોલોસીંથીડીસ કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ પીલ ઓફ કોલોસીન્થ ગુ૦ ઇંદ્રવરણાની મિશ્રીત ગોળીઓ.

**રીત—**કોલોસીન્થ પલ્પ ... ... ... ૧ ઔંસ.
બારબેડોઝ એલોઝ ... ... ... ૨ ઔંસ.
રેઝીન ઓફ સ્કેમોની ... ... ૨ ઔંસ.
સલફેટ ઓફ પોટાશીઆમ ... ... ¼ ઔંસ.

એઇલ ઓફ કલ્વઝ (લવીંગનું તેલ) ... ૨ ડ્રામ.
ચોખ્ખુ પાણી ... ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

* *Pilula Colocynthidis et Hyoscyami.* **લા૦** પીલ્યુલા કોલોસીંથીડીસ એટ હાયોસાઇમાઇ. **અં૦** પીલ ઓફ કોલોસીંથ એન્ડ હેનબેઇન. **ગુ૦** ઇંદ્રવરણાં અને ખોરાસાની અજમાની ગોળીઓ.

**રીત**—કમ્પાઉન્ડ કોલોસીન્થ પીલ ... ... ૨ ઔંસ.
એકસ્ટ્રેકટ ઓફ હેનબેઇન ... ... ૧ ઔંસ.

**માત્રા**— ... .... ... ૫ થી ૧૦ ગ્રેન.

**ગુણ**—અતિશય પ્રવાહી રેચક મળ લાવનાર છે.

**ઉપયોગ**—મળાવરોધ, જલંદર, અજીર્ણ, કાળજાની ગાંઠના દરદમાં, જાના ભરાવાના દરદમાં અને કમળામાં રેચક તરીકે તે વપરાય છે. આ દવા એકલી ભાગ્યેજ વપરાય છે. આ દવા જોડે હાયોસીઆમી અને હાઇડ્રારજીરીની દવા મેળવવાથી કાળજાના દરેક દરદોમાં સારો ફાયદો કરે છે અને ચુંક તથા અમળાટને અટકાવે છે.

**વિશેષ વર્ણન**—કોલોસીન્થ એક જલદ જુલાબ છે; અને તે લીધાથી પુષ્કળ પાણી જેવો પ્રવાહી મળ બ્હાર નીકળે છે અને બસ્તીના ભાગ પર ગરમીની સખત અસર કરે છે. આ દવા જ્યારે એકલી આપવામાં આવે છે ત્યારે તે અતિશય ચુંક તથા અમળાટને કરે છે અને આંતરડાની પેરીસ્ટોલીક ક્રીયાને (પેચ પેચવાળી ક્રિયા) અનિયમીત કરે છે;

આ કારણોને લીધે આ દવાને બીજી રેચક અને વાતહર દવાના સંયોગમાં વાપરવામાં આવે છે; અને આથી સારો જુલાબ થાય છે.

નિરંતરના તથા ઘણા સખત બંધ કોષમાં, તાવના દરદમાં, જલંદરના વ્યાધીમાં, ઋતુશ્રાવ અને ગર્ભસ્થાનના દરદમાં અને માથાના જુદા જુદા વ્યાધીમાં આ દવા વાપરવાથી ઘણી સારી અસર થાય છે. કોલોસીન્થ ઘણા વધારે પ્રમાણમાં આંતરડાનો સોજો કરે છે. એકસ્ટ્રેકટ કોલોસીન્થ કો, પીલ્યુલા કોલોસીન્થ કો, પીલ્યુલા કોલોસીન્થ એટ હાયોસાઇમી અને

પીલ્યુલા કોલોસીન્થ એટ હાઇડ્રારજીરી ( પીલ કોલોસીંથ કો. ૧ ઔંસ અને પીલ હાઇડ્રારજીરી. ૧ ઔંસ. માત્રા ૫ થી ૧૦ ગ્રેન. અનુવાદક. ) ઘણી ઉત્તમ દવાઓ છે અને કાળજાના કમળાના અને પેટના વ્યાધીઓમાં તે વાપરવાથી ઘણીજ સારી અસર કરે છે.

**સૂચના**—આ દવા ગર્ભવંતી સ્ત્રીઓને, અતિસાર, હરસ, મરડા અને આંતરડાના ક્ષતવાળા દરદીઓને કદીપણ આપવી નહીં.



*ELATERIUM.* **લા૦** ઇલાટીરિયમ. **અં૦** ઇલેટીરીઅમ. **ગુ૦** કડવી-નઇનું સત્વ.

**માત્રા**— ... ... ... ૧/૧૨ થી ૧/૨ ગ્રેન.

*ELATERINUM.* **લા૦** ઇલાટીરિનમ. **અં૦** ઇલાટીરીન.

**માત્રા**— ... ... ... ૧/૪૦ થી ૧/૧૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Pulvis Elaterini Compositus.* **લા૦** પલ્વીસ ઇલાટીરીની કમ્પોઝીટસ. **અં૦** કમ્પાઉંડ પાઉડર ઓફ ઇલાટીરીન. **ગુ૦** કડવી નઇનો મીશ્રીત ભુકો.

**રીત**—ઇલાટીરીન ... ... ... ... ૫ ગ્રેન.
દૂધની સાકર ... ... ... ...૧૯૫ ગ્રેન.

**માત્રા**— ... ... ... ... ૧/૨ થી ૫ ગ્રેન

આ ભુકાના ૪૦ ગ્રેનમાં ૧ ગ્રેન ઇલાટીરીન સમાએલું છે.

**ગુણ**—એક સખત પ્રવાહી રેચક દવા છે.

**ઉપયોગ**—ઇલાટીરીન મુખ્યત્વે કરીને કાળજા, હૃદય અને મૂત્રાશયના બગાડથી થએલા જલંદરના વ્યાધીમાં, એક સખત પ્રવાહી રેચક તરીકે વપરાય છે; તેમાં મુખ્યત્વે કરીને હૃદયના બગાડથી થએલા જલંદરમાં ખાસ વપરાય છે. કેટલીક વાર આ દવા બકારી, ઉબકા અને બેચેની ઉત્પન્ન કરે છે અને હૃદયની ગતીને મંદ કરે છે, માટે તેનો ઘણી સંભાળથી ઉપયોગ કરવો. આ દવા આંતરડાં અને કાળજાની ચામડીપર સખત ગરમીની અસર કરે છે; વધારે પ્રમાણમાં આ દવા પાચનક્રિયાના આંતરડાપર તીક્ષ્ણ સોજાની અસર કરે છે; અને વારંવાર **પેરીટોનીસ**

ઉપર પણ સોજાની અસર કરે છે. આ દવા અતિશય જલદ પ્રવાહી રેચક છે અને તે ક્રોટન ઓઈલ (જમાલગોટા) ના જેવી રેચક શક્તિ ધરાવે છે. આ દવા થુંકના પ્રવાહને વધારે છે; અને ત્વચામાં મારવાની પીચકારીના રૂપમાં જ્યારે વાપરવામાં આવે છે ત્યારે રેચક અસર કરે છે અને ધનુર્વાના ચિન્હો ઉત્પન્ન કરે છે.

મગજ પર લોહી ચઢી ગયું હોય તેવા દરદમાં ફેફસાં જ્યારે કફ અને જલંદરના બગાડના પ્રવાહથી ભરપુર થઇ સુજી ગયા હોય તેવા દરદમાં મુત્રાશયના દરદમાં; કાળજાના વધારાના દરદમાં, અને બીજા તીક્ષ્ણ સોજાવાળા પેટના દરદોમાં આ દવા વપરાય છે. આ દવા બંધ કોષમાં ભાગ્યેજ વપરાય છે.

**સુચના**—આ દવા નબળા બાંધાવાળા અને ઘરડાં માણસોને, નાના બચ્ચાંઓને, ગર્ભવંતી સ્ત્રીઓને; વારંવાર અતિસાર થતો હોય તેમને, મસાવાળા દરદીઓને, મરડાવાળા દરદીઓને અને હૃદયની મંદગતીવાળા દરદીઓને આપવી નહીં.

**વાપરવાની સુચના**—ઇલાટીરીઅમની યોગ્ય માત્રા ½ ગ્રેન સુધીની છે; અને ઇલાટીરીનની 1/20 ગ્રેન સુધીની છે; માટે ઉપરના પ્રમાણની બહાર આ દવાનો ઉપયોગ કરવો તે ઘણું જોખમ ભરેલું છે. આ દવાનો હેન બેઇન (ખોરાસાની અજમો) સાથે, અને બીજા ગરમ વાતહર સુગંધીદાર તેલો અને ટીંચર સાથે ઉપયોગ કરવાથી આંકડી ઉબકા અને ઉલટીની અસરો થતી નથી.

આ દવાના ઉપચારકોએ ઇલાટીરીઅમ અને ઇલાટીરીનની યોગ્ય માત્રા વિશે ખાસ ધ્યાન આપવું અને તેનો ઘણીજ સંભાળથી ઉપયોગ કરવો; અને ભુલથી ઇલાટીરીનને ઇલાટીરીઅમ જાણી ઇલાટીરીઅમના પ્રમાણમાં વાપરવું નહીં.

ઇલેટેરીનનો મીશ્રીત ભુકો રેચક દવા તરીકે વાપરવાની સારી દવા છે અને તે ભુકા અને ગોળીના રૂપમાં વાપરી શકાય છે. જો આ દવા ભુકાના રૂપમાં વાપરવાની હોય તો માંખણ સાથે મીશ્ર કરી વાપરવી એમ કલકત્તાના દાક્તર **રૂખલદાસ ઘોશ** જણાવે છે.

## મલાટીરીઅમના વિષનાશક ઇલાજો.

**પ્રીવેન્ટેટીવ.** ૧. સ્ટમક ટયુબ. (પેટમાંથી વિષ કાઢવાની રબરની નળી)

૨. વમન કારક દવાઓ.

**કયુરેટીવ.** ૩. જો સ્ટમક ટયુબ લગાડવામાં આવી હોય તો હોજરીને દુધથી અથવા ઓલીવ ઓઇલના ૪ ઔંસને પાણીના ૨૦ ઔંસમાં મેળવીને સાફ કરવી.

૪. ચીકાશ યુકત દવાના પાન કરાવવાં; મુખ્યત્વે કરીને ઇંડાંની સફેદી દુધમાં મેળવીને પાઇ દેવી.

૫. મોરફાઇન સલ્ફેટની ટેબ્લોઇડ વાપરવી.

૬. ટીંચર ઓપીઅમ (અફીણના અર્ક) ના ૨૦ ટીંપાં પાણીમાં મીશ્ર કરી પાઇ દેવા.

૭. ગરમ દવાઓ પાવી:



*CONII FOLIA.* **લા૦** કોન્યાઈ ફોલીઆ. **અં૦** હેમલોકલીવ્ઝ. **ગુ૦** હેમલોકના પાંદડાં.

**માત્રા—** ... ૨ થી ૮ ગ્રેન. (પાંદડાના ભુકાની.)

*CONII FRUCTUS.* **લા૦** કોન્યાઇફ્રૂકટસ. **અં૦** હેમલોક ફ્રૂટ. **ગુ૦** હેમલોકનું ફળ.

**કોન્યાઇનાં પાંદડાંની મુખ્ય બનાવટો.**

૧ *Cataplasma Conii.* **લા૦** કયાટાપ્લાઝમા કોન્યાઇ. **અં૦** હેમલોકપોલ્ટીસ. **ગુ૦** હેમલોકની પોટીસ.

| | | | |
|---|---|---|---|
| **રીત**—હેમલોકનો રસ | ... | ... | ૧ ઔંસ. |
| અળશીનો લોટ | ... | ... | ૪ ઔંસ. |
| ઉકળતું પાણી | ... | .... | ...૧૦ ઔંસ. |

૨. *Extratum Conii.* **લા૦** એકસ્ટ્રેકટમ કોન્યાઇ **અં૦** એકસ્ટ્રેકટ ઓફ હેમલોક. **ગુ૦** હેમલોકનું સત્વ.

**માત્રા** ... ... ... ... ૨ થી ૬ ગ્રેન.

૩. *Pilula Conii C mposita.* લા૦ પીલ્યુલા કોન્યાઇ કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ પીલ ઓફ હેમલોક. ગુ૦ હેમલોકની મિશ્રીત ગોળીઓ.

રીત—એકસ્ટ્રેક્ટ ઓફ હેમલોક ... ...૨½ ઓંસ.
ઇપીકાકયુઆનાનો ભુકો. ... ... ૪ ડ્રામ.
ગોળ ... ... ... જોઇએ તેટલો.
માત્રા ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૪. *Succus Conii.* લા૦ સકસ કોન્યાઇ. અં૦ જ્યુસઓફ હેમલોક. ગુ૦ હેમલોકનો સ્વરસ (તાજો રસ.)

રીત—હેમલોકનાં તાજાં પાંદડાંનો રસ. ... ૩ ઓંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૧ ઓંસ.
માત્રા ... ... ... ૩૦ થી ૬૦ ટીપાં.

૫ *Vapor Conii.* લા૦ વેપર કોન્યાઇ. અં. ઇનહેલેશન ઓફ કોન્યા. ગુ૦ કોન્યાનો નાસ.

રીત—હેમલોકનો રસ ... ... ... ૪ ડ્રામ.
સોલ્યુશન ઓફ પોટાસ. ... ... ૧ ઓંસ.
ચોખ્ખું પાણી ... ... ૧ ઓંસ.

**કોન્યાંઇના ફળની બનાવટ.**

૧ *Tinctura Conii.* લા૦ ટીંચુરા કોન્યાઇ. અં૦ ટીંચર ઓફ હેમલોક. ગુ૦ હેમલોકનો અર્ક.

રીત—હેમલોકનું અધકચરૂં ફળ ... ... ૨½ ઓંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ...૨૦ ઓંસ.
માત્રા— ... ... ... ૨૦ થી ૬૦ ટીપાં.

ગુણ—ઘેન લાવનાર, પીડા શામક, અને ચુંક તથા આંકડી મટાડનાર છે. વધારે પ્રમાણમાં આ દવા ઝેરી છે.

ઉપયોગ—ઉધરસ શ્વાસ નળીને લગતા બીજા દરદો, સધીવા, મસ્તકના દુખાવા, અને હોજરીના ચાંદાના દરદોમાં આ દવા ઉપયોગી છે. ઉન્માદ આંચકી, અપસ્માર, ધનુર્વા, ચસકા, ખાંસી, દમ અને સસણી વીગેરે દરદો પર આ દવા વપરાય છે. દમ ઉપર આ દવાનો નાસ લેવામાં

આવે છે. નાસુર, બાફમાં અને બીજા બાહ્યોપચારના દરદમાં આ દવા વપરાય છે. અગાઉ આ દવા કંઠમાળના દરદ ઉપર ઘણી વપરાતી હતી પણ હાલમાં તે ઝાઝી વપરાતી નથી.

ચાંદી, કંઠમાળ અને બીજા ગડગુમડનાં દરદોમાં આ દવાની પોટીસ વાપરવાથી સારો ફાયદો થાય છે.

**વિશેષ વર્ણન.**—કોન્યાઇની મુખ્ય અસર વોલન્ટરી સ્નાયુઓનો પક્ષઘાત કરવાની છે. આ દવા પ્રથમ મોટર નસોનો, અને પાછળથી મગજમાં મોટર સેન્ટરનો, બરડાના રજ્જુનો ( Spinal Cord ) અને બરડાના રજ્જુઓના જ્ઞાનતંતુઓનો, મગજનો અને સ્નાયુઓની નસોનો પક્ષાઘાત કરે છે. શ્વાસોશ્વાસની ક્રિયાના સ્નાયુઓ ધીમે ધીમે નબળા પડે છે અને સ્નાયુઓનો પક્ષાઘાત થયા પછી મુર્છાથી મરણ નીપજે છે. હૃદયની ગતી એકદમ બંધ પડતી નથી; પણ જ્યારે સઘળી શ્વાસોશ્વાસની હીલચાલ ઘટવા માંડે છે ત્યારે તે ધીમે ધીમે બંધ પડે છે.

કોન્યાઇની બરાબર બનાવટોમાંની કોઈ પણ એક બનાવટની સખત માત્રા જો કોઇ તનદુરસ્ત માણસને આપવામાં આવી હોય; તો તે પગમાં અશક્તિ લાવે છે અને લથડીઆં તથા ધ્રુજારો ઉપજાવે છે; ત્રીજી નસ એકદમ ગુંચાઇ જાય છે; અને આંખની કીકીઓ પહોળી થાય છે; સ્નાયુઓની નબળાઇ વધી પડે છે; સુસ્તી આવે છે અને વખતે સુસ્તી આવી નિંદ્રાપણ આવી જાય છે.

આ દવા કેટલાક માસ સુધી પાચન ક્રિયામાં કાંઇ પણ હરકત થયા સિવાય લઈ શકાય છે.

કોન્યાઇ કોરીઆ નામના દરદમાં સ્નાયુની આવતી તાણ લકવા, પારાની દવાથી થએલા ધ્રુજારા ઉરૂસ્તંભ ( કે જેમાં કેટલીકવાર પગ એની મેળે ઉછળે છે ) અને અર્ધાંગ વાયુના દરદમાં ( કે જેમાં સ્ત્રીઓની કેડ ) નીચેનો ભાગ તદન રહી જાય છે અને ટાંટીઆ અતિશય તણાઈ જાય છે,) વાપરવાથી ઘણો સારો ફાયદો આપે છે.

ધનુર્વા અને સ્ટ્રીકનીઆના વિષમાં આવતી તાણ મટાડવામાં કોન્યાઇ નિરૂપયોગી છે.

ઉધરસમાં અને ક્ષયમાં કફ મટાડવા સારૂ આ દવા અતિશય વપ-

રાય છે; પણ આવા દરદમાં આ દવાના નાસ ( વેપર કોન્યાઈ ) નો ઉપ- યોગ કરવાથી ઘણીજ સારી અસર થાય છે.

તીક્ષ્ણ ઉન્માદના દરદમાં આ દવા શાંતીદાયક અસર કરવા સારૂ વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

**વિષ તરીકે ઉપયોગ**—કોન્યાઇ વિશેષ લીધાથી વિકારી થઇ પડે છે. ગ્રીક દેશમાં સોક્રેટીસ જેવા ડાહ્યા માણસનું મરણ આ વિષથી થયું હતું. આ દવાથી ગળુ સુકાઇ જાય છે અને ખેંચાય છે. મસ્તક દુખે છે, ગળામાં કાંઇ પણ પદાર્થ ઉતરતો નથી; કીકીઓ પહોળી થાય છે, ઘેન આવે છે, બેશુદ્ધી થઈ શરીર શીતળ અને શુન્ય થઇ જાય છે; શ્વાસ ઘું- ટાય છે; નાડી મંદ અને અનિયમીત ચાલે છે અને છેવટે આંચકી તથા મુર્છા આવી મરણ નીપજે છે.

## કોન્યાઇના વિષનાં વિષનાશક ઇલાજો.

**કોન્યાઇ.**
૧. સ્ટમકટયુબ, અથવા વમનકારક દવાઓ.
૨. સ્ટ્રીકન્યા સાલ્ફેટના $\frac{1}{20}$ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પી- ચકારી મારવી.
૩. ઉષ્ણ ઉપચાર કરવા અને ગરમ દવાઓ આપવી.
૪. કૃત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો.
૫. સૂક્ષ્મ જુલાબ આપવો.
૬. ગરમ દવાઓ ગળે ઉતરે નહીં તો બસ્તી પ્રયોગથી ગુદા વાટે આપવી.
૭. વીજળી લગાડી ઉત્તેજીક અસર કરવી.

---

*ASAFOETIDA.* લા૦ આસાફીટીડા. અં૦આસાફીટીડા. ગુ૦ હીંગ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો**—

૧ *Enema Asafoetidae.* લા૦ એનીમા આસાફીટીડી. અં૦ એનીમા ઓફ આસાફીટીડા. ગુ૦ હીંગની ગુદામાં મારવાની પીચકારી.

**રીત**—હીંગ ... ... ... ... ૩૦ ગ્રેન.

પાણી .... ... ... ... ૪ ઔંસ.

૨ *Pilula Aloes et Asafoetidae.* **લા૦** પીલ્યુલા એલોઝ એટ આસાફીટીડી. **અં૦** પીલ ઑફ્ એલોઝ એન્ડ આસાફીટીડા, ગુ૦ હીંગ અને એળીઆની ગોળીઓ.

**રીત**—સોકોટ્રાઇન એલોઝ ... ... ૧ ઔંસ.
આસાફીટીડા ... ... ... ૧ ઔંસ.
કઠણ સાબુ ... ... ... ૧ ઔંસ.
ગુલાબનો મુરબ્બો ... ... ૧ ઔંસ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૩ *Pilula Asafoetidae Composita.* **લા૦** પીલ્યુલા આસાફીટીડી કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ પીલ ઑફ્ આસાફીટીડા. ગુ૦ હીંગની મિશ્રીત ગોળીઓ.

**ઉપનામ—પીલ્યુલા ગેલબેની કમ્પોઝીટા.**

**રીત**—આસાફીટીડા ... ... ... ૨ ઔંસ.
ગેલબેનમ ... ... .... ૨ ઔંસ.
હીરાબોળ ... ... ... ૨ ઔંસ.
ગોળ ... ... ... ૧ ઔંસ.

**માત્રા**— ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૪ *Spiritus Ammoniae Foetidus.* **લા૦** સ્પીરીટસ એમોન્યાઇ ફીટીડસ. **અં૦** ફેટીડ સ્પીરીટ ઑફ્ એમોન્યા. **ગુ૦** એમોન્યાનો હીંગ મિશ્રીત સ્પીરીટ.

**રીત**—આસાફીટીડા ... ... ... ૧½ ઔંસ.
સ્ટ્રોંગ સોલ્યુશન ઑફ્ એમોન્યા ... ૨ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ½ થી ૧ ડ્રામ.

૫ *Tinctura Asafoetidae.* **લા૦** ટીંચુરા આસાફીટીડી. **અં૦** ટીંચર ઑફ્ આસાફીટીડા. ગુ૦ હીંગનો અર્ક.

**રીત**—હીંગનો ભુકો ... ... ૨½ ઔંસ.

| | | |
|---|---|---|
| રેકટીફાઇડ સ્પીરીટ | ... ... | ૨૦ ઔંસ. |
| **માત્રા—** | ... ... ... | ૩૦ થી ૬૦ ટીંપાં. |

**ગુણ**—ઉષ્ણ, કૃમીઘ્ન, વાતહર, એકદમ ચુંક તથા ગોળો મટાડનાર, કફઘ્ન, અને રેચક છે.

**ઉપયોગ**—હીસ્ટીરીઆમાં આવતી તાણમાં, વાયુના ઉન્માદમાં, ચુંક તથા આંકડીના દરદમાં, દમમાં, ઉટાંટીઆમાં, હૃદય શુળમાં, સાધારણ વાયુના દરદમાં, અને પેઢુની ચુંકના તમામ દરદોમાં હીંગ વાપરવાથી સારો ફાયદો થાય છે. શૂળ તથા સણકા આવતા હોય ત્યારે હીંગ ચોપડવાથી ફાયદો થાય છે. ફેફસાના સોજામાં, અને બચ્ચાંની ઉધરસમાં અને જૂની ઉધરસમાં હીંગ વપરાય છે. આંતરડાના દરદોમાં કૃમીનાશક તરીકે હીંગ સારી અસર કરે છે. હીંગ મગજના સ્નાયુઓપર ગરમીની સારી અસર કરે છે; અને પેટના વાયુનો ગોળો, આંકડી તથા ચુંકપર એકદમ હીંગ સઘળી વાતહર અને ચુંક તથા આંકડી મટાડનાર દવાઓ કરતાં જલ્દીથી ઉત્તમ અસર કરે છે.

**ડાકટર વરમ્સ** જનાવરોને થતા પ્લેગના રોગમાં (Cattle Plague) હીંગ વાપરવાની ભલામણ કરે છે. **સ્કવાયર'સ કમ્પેનીયન ટૂ ધ બ્રીટીશ ફારમા કોપીઆ. પાનું ૧૧૦.**

સાધારણ અજીર્ણ અને વાયુના દરદમાં હીંગ નીચેની દવાઓ સાથે વાપરવાથી સારી અસર કરે છે.

| | | |
|---|---|---|
| સોડા બાય કાર્બોનાસ | ... ... ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર કારડમ કો. | ... ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર જીંજીર | ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર લેવેન્ડયુલા | ... ... ... | ૧૦ ટીંપાં. |
| ટીંચર એસાફીટીડા | ... ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર કેલંબા | ... ... ... | ૧૫ ટીંપાં. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | ... .... | ૧૫ ટીંપાં. |
| સ્પીરીટ કલોરોફોર્મ | ... ... | ૧૫ ટીંપાં. |
| તાજવું પાણી | ... ... ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પાવું. (અનુવાદક.)

હીસ્ટીરીઆના તમામ દરદોમાં, શળમાં અને વાંયુના ઉન્માદમાં નીચેની દવાઓ સાથે વાપર્યાથી સારી અસર કરે છે.

| | | | |
|---|---|---|---|
| ટીંચર વેલેરીન એમોન્યા | ... | ... | ૪૫ ટીપાં. |
| ટીંચર આસાફીટીડા | ... | ... | ૩૦ ટીપાં. |
| ટીંચર હાયેસાઇમિસ | ... | ... | ૩૦ ટીપાં. |
| ટીંચર. કારડમ કો. | ... | ... | ૧ ડ્રામ. |
| ટીંચર જીંજર. | ... .... | ... | ૧ ડ્રામ. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | | ... | ૩૦ ટીપાં. |
| પોટાસ બ્રોમાઇડ | ... | ... | ૩૦ ગ્રેન. |
| ક્લોરલ હાઇડ્રાસ | ... ... | ... | ૧૦ ગ્રેન. |
| ટીંચર નકસ વોમીકા. | ... | ... | ૧૫ ટીપાં. |
| પીપરમીટના તેલનું પાણી | ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પાવું. ( અનુવાદક. )

અતિશય ચુંકના દરદમાં હીંગ પાણી સાથે વાટીને ડુંટીમાં ભર્યાથી તરત ચુંક બેસી જાય છે. સડેલા દાંતમાં હીંગ મુકવાથી દરદ કમી થાય છે.

---

*GALBANUM.* લા૦ ગાલબાનમ. અં૦ ગાલબાનમ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Emplastrum Galbani.* લા૦ એમ્પ્લાસ્ટ્રમ ગાલબેની. અં૦ ગાલબાનમપ્લાસ્ટર. ગુ૦ ગાલબાનમનો લેપ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—ગાલબાનમ | ... | ... | ... | ૧ ઔંસ. |
| એમોન્યાકમ | ... | ... | ... | ૧ ઔંસ. |
| પીળું મીણ. | ... | ... | ... | ૧ ઔંસ. |
| લેડપ્લાસ્ટર | ... | ... | ... | ૮ ઔંસ. |

૨. *Pilula Galbani Composita.* લા૦ પીલ્યુલા ગાલબાની કમ્પોટા. ( હીંગની મીશ્રીત ગોળીઓ જુઓ. )

**માત્રા** ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

**ગાલબાનમની મરગતુ બનાવટ.**

૧ *Unguentum Galbani Compositum.* લા૦ અંગવેન્ટમ ગાલબાની કમ્પોઝીટમ. અં૦ કમ્પાઉન્ડ ઓઇન્ટિમેન્ટ ઓફ્-ગાલબાનમ. ગુ૦ ગાલબાનમનું મીશ્રીત મલમ.

| | | | |
|---|---|---|---|
| **રીત**—ગાલબાનમપ્લાસ્ટર | ... | ... | ૪ ઔંસ. |
| લેડપ્લાસ્ટર | ... ... | .... | ૪ ઔંસ. |
| સફેદ મીણ | ... .... | ... | ૪ ઔંસ. |
| અફીણનું નરમ સત્વ. | ... | ... | ૧ દ્રામ. |
| ઓલીવ ઓઇલ | ... | .... | ૨૦ ઔંસ. |

આ સઘળી દવાઓ ગરમ કરી મીશ્રકરો.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ હીંગને મળતા છે; પણ તેની ચુંક તથા ગોળો મટાડવાની શક્તિ હીંગ કરતાં ઘણી થોડી છે. ગાલબાનમ એમોન્યાકમને ઘણી ખરી રીતે ગુણદોષમાં મળતું આવે છે; અને તેથી ગરમ કફ્દન અસર કરવા સારૂ વપરાય છે. તેના વિશે એમ માનવામાં આવે છે કે તે ગર્ભાશય પર ગરમીની અસર કહે છે અને તેથી ઋતુશ્રાવના દરદોમાં વાપરવામાં આવે છે. બાહ્યોપચારમાં તે સ્હેજ ગરમીની અસર કરે છે. આ દવાનું મલમ ખરસ, ચાઠાં, પાંઠા, સુજી ગએલી સ્તનની ડીંટડી અને પાકના દરદોમાં ચોપડવાથી ઘણી ઉત્તમ અસર કરે છે.

(**પીટર સ્કવાયર.**)

---

*AMMONIACUM.* લા૦ એમોન્યાકમ. અં૦ એમોન્યાકમ.

**માત્રા**— ... ... .... ૧૦ થી ૨૦ ગ્રેન,

**મુખ્ય બનાવટો**—

૧. *Emplastrum Ammoniaci cum Hydrargyro.* લા૦ એમપ્લાસ્ટ્રમ એમોન્યાસી કમ હાઇડારજીરો. અં૦ એમોન્યાકમ એન્ડ મરકયુરી પ્લાસ્ટર. ગુ૦ એમોન્યાકમ અને પારાનું પ્લાસ્ટર.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—એમોન્યાકમ | ... | ... | ... | ૧૨ ઔંસ. |
| મરકયુરી | ... | ... | ... | ૩ ઔંસ. |

| | | |
|---|---|---|
| અજશીનું તેલ | ... ... ... | ૧ ડ્રામ. |
| ગંધક | ... ... ... ... | ૮ ગ્રેન. |

૨. *Mistura Ammoniaci.* **લા૦** મીસ્ચુરા એમોન્યાસાઇ. **અં૦** એમોન્યાકમ મીકશ્ચર. **ગુ૦** એમોન્યાકમનું મીશ્રણ.

| | | |
|---|---|---|
| **રીત**—એમોન્યાકમ | ... ... ... | ૨ ડ્રામ. |
| ચોખ્ખું પાણી | ... ... ... | ૮ ઔંસ. |
| **માત્રા**— | ... ... .... | ½ થી ૧ ઔંસ. |

**એમોન્યાકમની ઘરગતુ બનાવટ.**

૩ *Mistura Ammoniaci Composita.* **લા૦** મીસ્ચુરા એમોન્યાસાઇ કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ મીકશ્ચર ઓફ એમોન્યાકમ. **ગુ૦** એમોન્યાકમનું મિશ્રિત મિશ્રણ.

| | | |
|---|---|---|
| **રીત**—ટીંચર કેમ્ફર કો | ... ... ... | ૩૦ ટીંપાં. |
| ઓકઝીમલ સીલા | ... ... ... | ૩૦ ટીંપાં. |
| એમોન્યાકમ મીકશ્ચર | ... ... | ૧ ઔંસ. |
| **માત્રા**— | ... ... ... | ...જોઇએ તેટલી. |

( કનઝમ્પશન હોસ્પીતાલ. )

**એમોન્યાકમ પીલ્યુલા કમ્પોઝીટા, પીલ્યુલા ઇપીકાકયુઆની કમસીલા અને એમપ્લાસ્ટ્રમ ગાલબાની** બનાવવામાં વપરાય છે.

ગુણ—ચુંક તથા આંકડી મટાડનાર, ગરમ અને કફઘ્ન છે.

ઉપયોગ——**એમોન્યાકમ** જૂના સળેખમના દરદમાં, ઉધરસના દરદમાં, અને દમના દરદમાં એકલું અગર મીકશ્ચર અથવા ગોળીના રૂપમાં વપરાય છે. મીસ્ચુરા એમોન્યાસાઇના ાા ઔંસમાં ટીંચર સીલાના ૧૫ ટીંપાં અથવા સ્પીરીટ એમોન્યા ફીટીડાના ૧૫ ટીંપાં મીશ્ર કરીને વાપરવાથી કફઘ્ન અસર ઘણી સારી થાય છે.

વધારે પ્રમાણમાં આ દવા બકારી અને ઉબકા લાવે છે; જ્યારે લોહીમાં મળી જાય છે ત્યારે તેની અસર મુખ્યત્વે કરીને અંદરની ત્વચા પર વધારે થાય છે અને ખાસ કરીને વધારે અસર તે કંઠ નળી ઉપર કરે છે. આ દવા જલદ ગરમ કફઘ્ન છે અને તેથી તે જુની ઉધરસના દરદમાં

ઘણી ઉપયોગી છે. આ દવા મગજના સ્નાયુઓ પર ઘણી થોડી અસર કરે છે; તેથી તે હીંગની જગ્યાએ વાપરી શકાતી નથી. આ દવાનું પ્લાસ્ટર ગાંઠો તથા બદોપર લગાડવામાં આવે છે; કારણકે તેનામાં બદને તથા ગાંઠને ઓસારી નાંખવાની ઘણી સારી શક્તિ છે; જુના વધી ગએલા સાંધાના સોજાને પણ ચોપડવાથી કમી કરી નાંખે છે.

---

*ANISI FRUCTUS.* લા૦ એનીસી ફ્રુક્ટસ. **અં૦** એનીસી ફ્રુટ. ગુ૦ અનીસુનનું ફળ.

*OLEUM ANISI.* લા૦ ઓલ્યમ એનીશી. **અં૦** ઓઇલ ઓફ એનીસી. ગુ૦ અનીસુનનું તેલ.

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટો.**

૧ *Aqua Anisi.* લા૦ એકવા એનીસી. **અં૦** એનીસી વોટર. ગુ૦ અનીસુનનું પાણી.

**રીત—**એનીસી ફ્રુટ ... ... ... ૧ પૌંડ.
પાણી ... ... ... ૨ ગ્યાલન.

**માત્રા—** ... ... ... ૪ દ્રામથી ૧ ઔંસ.

૨ *Essentia Anisi.* લા૦ એસેન્શીઆ એનીસી. **અં૦** એસેન્સ ઓફ એનીસી. ગુ૦ અનીસુનનો એસેન્સ.

**રીત—**એનીસીનું તેલ ... ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૪ ઔંસ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૨૦ ટીપાં.

**એનીસીનું તેલ, ટીંચર કેમ્ફુર કો,** અને **ટીંચર ઓપાઇ એમોનીએટા** બનાવવામાં વપરાય છે.

**ગુણ—**ગરમ, સુગંધીદાર, વાતહર અને સ્હેજ કફઘ્ન છે.

**ઉપયોગ—**એનીસીની બનાવટો સુંક મટાડવામાં તથા રેચક દવાઓમાં આવતી આંકડી અને અમળાટ ઘટાડવા સારૂ વપરાય છે.

---

*FOENICULI FRUCTUS.* **લા૦** ફીનીક્યુલી ફ્રુકટસ. **અં૦** સ્વીટ ફેનલ ફ્રુટ. ગુ૦ વરીઆળી.

**મુખ્ય બનાવટ.**

૧ *Aqua Foeniculi.* લા૦ એક્વા ફીનીક્યુલાય. **અં૦** ફેનલ વોટર ગુ૦ વરીઆળીનું પાણી.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—વરીઆળી | ... | ... | ... | ૧ પોંડ. |
| પાણી | ... | ... | ... | ૨ ગ્યાલન. |
| **માત્રા**— | ... | ... | | ૧ થી ૨ ઔંસ. |

**ફેનલ ફ્રુટ** કમ્પાઉન્ડ પાઉડર ઓફ લીકરીશ બનાવવામાં વપરાયછે

**ગુણ**—દીપન, પાચન, રૂચીકર અને શિતલ છે.

**ઉપયોગ**—વરીઆળી, ઉલ્ટી, તાવ, દાહ, તૃષા અને અરૂચી ઉપર વપરાય છે. આ દવાના ગુણદોષ એનીસી ફ્રુટને મળતા છે. જ્યારે ધાંટો બેસી ગયો હોય ત્યારે આ દવા સાકર સાથે ખાવાથી ધાંટો ઉઘડે છે **ડાક્તર રખલદાસ ઘોશ** જણાવે છે કે આ દવામાં ધાવણના પ્રવાહને વધારવાની શકિત રહેલી છે.

---

*CORIANDRI FRUCTUS.* **લા૦** કોરીયાંડ્રી ફ્રુકટસ. **અં૦** કોરીયાંડર ફ્રુટ. ગુ૦ ધાણા.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

*OLEUM CORIANDRI.* **લા૦** ઓલ્યમ કોરીયાંડ્રી. **અં૦** ઓઇલ ઓફ કોરીયાંડર. ગુ૦ ધાણાનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીંપા.

**કોરીયાંડર કનફેકશન ઓફ સેના, સીરપ ઓફ રૂહબાર્બ, ટીંચર ઓફ રૂહબાર્બ,** અને **ટીંચર ઓફ સેના** બનાવવામાં વપરાય છે.

**ઓલ્યમ કોરીયાંડ્રી, સીરપ સેના** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—પિતશામક, દીપન અને પાચક છે.

**ઉપયોગ**—ધાણા, સાકર તથા દ્રાક્ષનું પાણી તાવ, ઉલટી, દાહ અને તૃષા ઉપર અપાય છે. મુખ શુદ્ધિ માટે ધાણા સોપારીની પેઠે ખવાય

છે. ધાણા ગરમ મશાલામાં રસોઇના કામમાં વપરાય છે. ધાણાનું હીમ છાતીમાં થતી બળતરા મટાડવા તરીકે પીવામાં વપરાય છે. ધાણાનું તેલ-વાતહર તરીકે બીજા રેચક ઔષધોના સંયોગમાં વપરાય છે. ધાણાને પલાળીને થોડા સૂકવી; ખાંડીને ફોતરા કાઢી નાંખવાં, પછી તેમાં લીંબુનો રસ, હીંગ અને સિંધાલુણ લગાડી તે દાળને શેકવાથી ઘણીજ સ્વાદીષ્ટ થાય છે; અને તે સોપારીની જગ્યાએ ખાઈ શકાય છે; ઉદરસથી પીડાતા દરદીઓને વાસ્તે આ દાળ ઘણી સારી છે; અને તે ખાધાથી મોં સારૂ થાય છે અને સોપારીની ગરજ પૂરી પડે છે.

---

*CARUI FRUCTUS.* **લા૦** કેરૂઆઇ ફ્રુક્ટસ. **અં૦** ક્યારાવે ફ્રુટ. ગુ૦ ક્યારાવેનું ફળ.

*OLEUM CARUI.* **લા૦** ઓલ્યમ કેરૂઆઇ. **અં૦** ઓઇલ ઓફ ક્યારાવે. ગુ૦ ક્યારાવેનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટ.**

૧ *Aqua Carui.* **લા૦** એક્વા કેરૂઆઈ. **અં૦** ક્યારાવે વોટર. **ગુ૦** ક્યારાવેનું પાણી.

**રીત**—ક્યારાવે ... ... ... ૧ પોંડ.
પાણી ... ... ... ૨ ગ્યાલન.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ઔંસ.

**ક્યારાવે** ઘણી ખરી મુખ્ય બનાવટો બનાવવામાં વપરાય છે.

ગુણ—અગ્નિવર્ધક, સુગંધીદાર અને વાતહર છે.

ઉપયોગ—આ દવા વાયુના અજીર્ણના તથા પેટના દરદોમાં ચુંક તથા વાયુ મટાડવા સારૂ વપરાય છે; અને બીજી રેચક દવાઓ સાથે સુવાના તેલની માફક અમળાટ મટાડવા સારૂ વપરાય છે.

---

*ANETHI FRUCTUS.* **લા૦** એનેથી ફ્રુક્ટસ. **અં૦** ડીલફ્રુટ. ગુ૦ સવા.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

**OLEUM ANETHI.** લા૦ ઓલ્યમ એનેથી. અં૦ ઓઇલ ઓફ-
ડીલ. ગુ૦ સુવાનું તેલ.

માત્રા— ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટ—**

૧ *Aqua Anethi.* લા૦ એક્વા એનેથી અં૦ ડીલવોટર. ગુ૦ સુવાનું
પાણી.

રીત—કચરેલા સુવા ... ... ... ૧ રતલ.
ચોખ્ખુ પાણી ... ... ... ૨ ગ્યાલન.

માત્રા—૧ થી ૨ ઔંસ. બચ્ચાંઓ વાસ્તે, ૧ થી ૨ ડ્રામ.

ગુણ—વાતહર, દુર્ગંધનાશક, ગરમ અને દીપન-પાચન છે.

ઉપયોગ—ચુંક તથા વાયુ ઉપર બચ્ચાંઓ માટે સુવા બહુજ સાધારણ વપરાય છે. નાના છોકરાંઓની ચુંક માટે સવાનું તેલ અને સવાનું પાણી ઘણુંજ અસરકારક છે; સવાનું તેલ આંતરડાની ચુંકને એકદમ ઠામી દે છે.



**SUMBUL RADIX.** લા૦ સમ્બલ રેડીકસ. અં૦ સમ્બલરૂટ. ગુ૦
સમ્બલનાં મુળીઆં.

**મુખ્ય બનાવટ—**

૧ *Tinctura Sumbul.* લા૦ ટીંચુરા સમ્બલ. અં૦ ટીંચર ઓફ
સમ્બલ ગુ૦ સમ્બલનો અર્ક.

રીત—સમ્બલનાં મુળીઆં ... ... ૨½ ઔંસ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ...૧૦ થી ૩૦ ટીપાં.

ગુણ—ઉષ્ણા અને વાતહર છે.

ઉપયોગ—આ દવા મગજના સ્નાયુઓ પર ગરમી કરવાની શકિત ધરાવે છે અને કેટલીક રીતે તે વેલેરીનની અસરને મળતી આવે છે. રૂશિયામાં તે કોલેરા, તાવ અને ટાઇફોઇડ નામના તાવના દરદોમાં વપરાય છે.

વાઇ, હીસ્ટીરીઆ, કોરીઆ, મગજના વ્યાધી, અને સનેપાતના ભયંકર ભ્રમના રોગમાં આ દવા વાપરવાની ભલામણ કરવામાં આવે છે. આ દવા સંબધીં હજુ પણ વધારે શોધ થવી ઘટે છે.



*SAMBUCI FLORES.* લા૦ સેંબ્યુસી ફ્લોરસ. અં૦ એલ્ડરં ફ્લાવર્સ. ગુ૦ સેંબસનાઇગ્રાનાં તાજાં પુષ્પો.

મુખ્ય બનાવટ—

૧ *Aqua Sambuci.* લા૦ એકવા સેંબ્યુસી. અં૦ એલ્ડર—ફ્લાવર વોટર. ગુ૦ એલ્ડરનાં ફુલનું પાણી.

રીત—તાજા એલ્ડરના ફુલ ... ૧૦ પૌંડ.
પાણી ... ... ... ૨ ગ્યાલન.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

ઉપયોગ—આ દવાનાં ફુલો ધીમી ગરમીની અસર કરે છે, અને આથી તે બાહ્યોપચારના ઉપચાર તરીકે ચોપડવામાં અગર મલમના રૂપમાં વપરાય છે; આ દવાનું પાણી યોગવાઇ તરીકે બીજી દવાઓના સંયોગમાં અને લોશનના રૂપમાં વપરાય છે. આ દવાનાં વૃક્ષની અંદરની છાલ સખત રેચક છે; અને તેથી તે અંદરના દરદમાં પ્રવાહી જલદ રેચક તરીકે વપરાય છે; આ છાલ કવાથના રૂપમાં વપરાય છે; છાલ ચાર ભાગ અને પાણી ૨૦ ઔંસ; આ કવાથ ૨ થી ૪ ઔંસ સુધીના પ્રમાણમાં વપરાય છે.



*CINCHONAE CORTEX.* લા૦ સીંકોની કોરટેક્સ. અં૦ સીંકોના બાર્ક. ગુ૦ સીંકોનાની છાલ.

માત્રા— ... ... ... ૧૦ થી ૬૦ ગ્રેન.

*CINCHONAE RUBRAE CORTEX.* લા૦ સીંકોની રૂબરી કોરટેક્સ. અં૦ રેડ સીંકોના બાર્ક. ગુ૦ સીંકોનાની લાલ છાલ.

માત્રા— .... ... ... ૧૦ થી ૬૦ ગ્રેન.

*QUININAE SULPHAS.* લા૦ કવીનીની સલ્ફાસ. અં૦ સલ્ફેટ

ઓફ્ કવીનાઇન. ગુ૦ કોઇનનો ભુકો.

માત્રા— . ૧ થી ૧૦ ગ્રેન, અથવા ૨૦ ગ્રેન.

*QUININAE HYDROCHLORAS.* લા૦ કવીનીની હાઇડ્રો-કલોરાસ. અં૦ હાઇડ્રોકલોરેટ ઓફ્ કવીનાઇન.

માત્રા— ... ... ... ૧ થી ૧૦ ગ્રેન.

*CINCHONIDINAE SULPHAS.* લા૦ સીંકોનીડાઇની સલ્ફાસ. અં૦ સલ્ફેટ ઓફ્ સીંકોનીડાઇન. ગુ૦ સીંકોનીડાઇનનો ભુકો.

માત્રા— ... ... ... ૧ થી ૧૦ ગ્રેન.

*CINCHONINAE SULPHAS.* લા૦ સીંકોનાઇની સલ્ફાસ. અં૦ સલ્ફેટ ઓફ્ સીંકોનાઇન. ગુ૦ સીંકોનાઇનનો ભુકો.

માત્રા— ... ... .... ૧ થી ૧૦ ગ્રેન.

**સીંકોના બાર્કની મુખ્ય બનાવટો.**

૧ *Decoctum Cinchonae.* લા૦ ડીકોટકમ સીંકોની. અં૦ ડીકોકશન ઓફ્ સીંકોના. ગુ૦ સીંકોનાનો કવાથ.

**રીત**—રાતા સીંકોનાની છાલનો ભૂકો ... ૧½ ઔંસ.
ચોખ્ખુ પાણી. ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Extractum Cinchonae Liquidum.* લા૦ એકસ્ટ્રેકટમ સીંકોની લીકવીડમ. અં૦ લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ્ સીંકોના. ગુ૦ સીંકોનાનું પ્રવાહી સત્વ.

**રીત**—રાતા સીંકોનાની છાલનો ભુકો ૨૦ ઔંસ.
હાઇડ્રોક્લોરીક એસીડ ... ... ૫ ડ્રામ.
ગ્લીસરાઇન ... ... ... ૨½ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ } ... જોઇએ તેટલું.
ચોખ્ખુ પાણી }

**માત્રા** ... ... ... ૫ થી ૧૦ ટીપાં.

૩ *Infusum Cinchonae Acidum.* લા૦ ઇનફ્યુઝમ સીંકોની આ-

સિડમ. અ० એસિડ ઇન્ફ્યુઝન ઓફ્ સીંકોના. ગુ० સા-કોનાની તેજાબ મિશ્રિત ચાહ.

**ઉપનામ—ઇન્ફ્યુઝમ સીંકોની.**

| | | |
|---|---|---|
| **રીત**—રાતા સીંકોનાની છાલનો ભુકો. | | ½ ઔંસ. |
| એસીડ સલ્ફ્યુરીક એરોમેટીક. | ... | ૧ ડ્રામ. |
| ચોખ્ખુ ઉકળતું પાણી ... | ... | ૧૦ ઔંસ. |
| **માત્રા**— ... ... ... | | ૧ થી ૨ ઔંસ. |

૪ *Tinctura Cinchonae.* **લા०** ટીંચુરા સીંકોની. **અં०** ટીંચર ઓફ્ સીંકોના **ગુ०** સીંકોનાનો અર્ક.

| | | |
|---|---|---|
| **રીત**—રાતા સીંકોનાની છાલનો ભુકો | ... | ૪ ઔંસ. |
| પ્રુફ સ્પીરીટ ... ... | ... | ૧ પાઈંટ. |
| **માત્રા**— ... ... ... | | ાા થી ૨ ડ્રામ. |

૫ *Tinctura Cinchonae Composita.* **લા०** ટીંચુરા સીંકોની ક-મ્પોઝીટા **અં०** કમ્પાઉન્ડ ટીંચર ઓફ્ સીંકોના. **ગુ०** સીં-કોનાનો મિશ્રીત અર્ક.

| | | |
|---|---|---|
| **રીત**—રાતા સીંકોનાની છાલનો ભુકો | ... | ૨ ઔંસ. |
| કડવી નારંગીની છાલના કડકા | ... | ૧ ઔંસ. |
| સરપન્ટરી રાઇઝોમ. ... | ... | ૪ ડ્રામ. |
| કેસર ... ... | ... | ૫૫ ગ્રેન. |
| કોચીનીઅલ ... ... | ... | ૨૮ ગ્રેન. |
| પ્રુફસ્પીરીટ ... ... | ... | ૨૦ ઔંસ. |
| **માત્રા**— ... ... ... | | ½ થી ૨ ડ્રામ. |

**રેડ સીંકોના બાર્ક મીસ્ચુરા ફેરી એરોમેટીકા** બનાવવામાં વપરાય છે.

**કવીનાઇન સલફાસની મુખ્ય બનાવટો.**

૧. *Tinctura Quininae Ammoniata.* **લા०** ટીંચુરા કવીનીની એમોનીએટા. **અં०** એમોનીએટેડ ટીંચર ઓફ્ કવીનાઇન. **ગુ०** કવીનાઇનનો એમોન્યા મિશ્રીત અર્ક.

**રીત**—કવીનાઇન સલ્ફાસ ... ... ૧૬૦ ગ્રેન.

સોલ્યુશન ઓફ્ એમોન્યા ... ... ૨$\frac{1}{2}$ ઔંસ.
પ્રુફ્ સ્પીરીટ ... ... ... ૧૭$\frac{1}{2}$ ઔંસ.
**માત્રા—** ... ... ... ...૦॥ થી ૨ ડ્રામ.

૨ *Vinum Quininae.* લા૦ વાઇનમ ક્વીનીની. અ૦ વાઇન ઓફ્ ક્વીનાઇન. ગુ૦ ક્વીનાઇનનો આસવ.

**રીત—**ક્વીનાઇન સલ્ફાસ ... ... ૨૦ ગ્રેન.
સાઇટ્રીક એસીડ ... ... ૩૦ ગ્રેન.
નારંગીનો આસવ ... ... ૨૦ ઔંસ.
**મા—** ... ... ૦॥ થી ૧ ઔંસ.

**ક્વીનાઇન હાઇડ્રોક્લોરેટની મુખ્ય બનાવટ.**

૧ *Tinctura Quininae.* લા૦ ટીંચુરા ક્વીનીની. અં૦ ટીંચર ઓફ્ ક્વીનાઇન. ગુ૦ ક્વીનાઇનનો અર્ક.

**રીત—**હાઇડ્રોક્લોરેટ ઓફ્ ક્વીનાઇન ... ૧૬૦ ગ્રેન.
નારંગીની છાલનો અર્ક ... ૨૦ ઔંસ.
**માત્રા—** ... ... ...૦॥ થી ૨ ડ્રામ.

**ક્વીનાઇન સલફાસ ફેરી એટ ક્વીનાઇન સાઇટ્રાસ** બનાવવામાં વપરાય છે.

**સીંકોનાઇનની બનાવટના ગુણદોષ.**

**ગુણ—**કટુ પૌષ્ટિક, તાવ રોકનાર, ગ્રાહીક અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ—**સીંકોનાની છાલમાંથી ક્વીનાઇન, સીંકોનાઇન તથા સીંકોના આલ્કાલૉઇડ વીગેરે તાવની દવા નીકળે છે. પીળી છાલમાંથી વિશેષ ક્વીનાઇન મળી આવે છે.

તાવ, નબળાઇ, મંદાગ્નિ, અજીર્ણ, અને રક્તવિકારના જુદી જુદી પ્રકારનાં દરદોપર અપાય છે. સીંકોનાની ગ્રાહીક શક્તિને લીધે તે અતિસાર અને મરડાના દરદમાં વધારે પ્રમાણમાં સારી અસર કરે છે. દાંત સાફ થવા માટે સીંકોના દાંતના મંજનમાં વપરાય છે. સડેલા ગંધાતાં ચાંદાં ઉપર સીંકોનાનો ભુકો છાંટવાથી ચાંદાં સાફ થાય છે અને રૂઝાઈ જાય છે.

**સીંકોના આલ્કાલૉઇડની અસરો.**

૧ બે હલકી જાતના પ્રાણીઓને અને વનસ્પતિપર જીંદગી ગુજ-

સારા પ્રાણીઓને નાશકારક છે; તેની ઝેરી અસર બેકટેરીઆ નામના જંતુઓપર થાય છે; અને તે જંતુઓનો નાશ કરે છે; તથા તેથી બગડેલા ભાગને ઝટ સુધારી દે છે.

૨ જુદી જુદી જાતના રાડામાંથી તે પરૂને જલ્દીથી બહાર કાઢે છે; અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરી તનદુરસ્તી સુધારે છે.

૩ રંગ વિનાના લોહીના રજકણોની સ્વભાવિક શક્તિને તે બંધ પાડે છે અથવા મંદ કરે છે; અને તેના રહેઠાણમાંથી તેમને દુર જતા અટકાવે છે.

૪ વધારે પ્રમાણમાં તે હૃદયનો પક્ષઘાત કરે છે, અને લોહીની ગતીને એકદમ અટકાવી નાંખે છે; અને છેવટે આંચકી લાવી મૃત્યુ નીપજાવે છે.

૫ ખરડાના રજ્જુપર અને મગજના સ્નાયુપર તે એકદમ શાંતીદાયક અસર કરે છે, અને છેવટે તેમની થતી હીલચાલને તે ઘટાડી નાંખે છે.

૬ તનદુરસ્ત પ્રાણીઓની શરીરની ગરમીને તે ઘટાડી નાંખે છે; પણ આ અસર ઘણું કરીને પાયરેક્સીઆમાં લોહીના પ્રવાહમાં પ્યુટ્રીલેજની ત્વચાવાટે પીચકારી મારવાથી થાય છે. ડાકટર બીન્ઝ એમ માને છે કે અવયવોપર ચઢતા કાટને આ દવા અટકાવવાની અસર ઉત્પન્ન કરે છે.

**ક્વીનીડાઇન, સીંકોનાઇન** અને **સીંકોનીડાઇનની** અસરો ઉપરની ત્રણ કલમો પ્રમાણે થાય છે; તેઓની દુર્ગંધનાશક શક્તિની અસરમાં **ચાર સીંકોના આલ્કાલોઇડની** બનાવટો ઘણું કરીને સરખી ઉતરે છે; ક્વીનાઇન અને ક્વીનીડાઇન પણ તેજ પ્રમાણે ઉતરે છે; અને સીંકોનીડાઇન આ દવાઓ પછી ઉતરે છે; અને છેવટે સીંકોના ઉતરે છે.

**વિશેષ વર્ણન**—જો કે સીંકોનાની છાલના ગુણ સીંકોના આલ્કાલોઇડને મળતા આવે છે; તોપણ તે પોતાના ગુણ તો કાંઈ ઓરજ ધરાવે છે.

**સીંકો-ટેનીક એસીડ** અને **સીંકોના રેડ** ઘણી સખત

ગ્રાહીક અસર કરનાર. દવાઓ છે; અને તેઓ **ટેનીક એસીડ** અને **ગેલીક એસીડની**.સમાન ગ્રાહીક અસરો કરે છે. જે જે દરદોમાં **કવીનાઇન** વાપરવામાં આવે છે ત્યાં ત્યાં **સીંકોના બાર્ક** વાપરી શકાય છે, પણ કેટલાક દરદોમાં **સીંકોના બાર્ક** વધારે પ્રમાણમાં આપવાની જરૂર પડે છે. નબળા હ્રદયવાળા દરદીઓના અતિશય નબળાઇના દરદોમાં પૌષ્ટિક તરીકે **કવીનાઇન** કરતાં સીંકોના બાર્ક ઘણીજ ગુણકારી અને પસંદ પડતી એક કીમતી નિર્ભય દવા છે. વધારે પ્રમાણમાં આ દવા સઘળા **કવીનીઝમના** વિષારી ચિન્હો ઉત્પન્ન કરે છે.

**સીંકોનીઝમ વિષનાં ચિન્હો**—સીંકોના બાર્કના એકદમ વધારે પ્રમાણ લેવાથી કાનમાં ગણગણાટ અવાજ થાય છે; માથુ દુખે છે; બ્હેરાશ આવે છે અને આંખની જોવાની શક્તિ સ્હેજ મંદ પડે છે; આથી વધારે પ્રમાણ લેવાથી ( એટલે ૨૦ ગ્રેનની ઉપર લેવાથી અને વારંવાર વીશ ગ્રેન લેવાથી ) ઉપરના ચિન્હો વધી પડે છે; અને હ્રદયની તથા સ્નાયુઓની હીલચાલમાં અતિશય નબળાઈ આવે છે. દરદી બ્હેરો, આંધળો અને મદોન્મત થાય છે; અને છેવટે હ્રદયની તથા શ્વાસોશ્વાસની ક્રિયામાં અતિશય નબળાઇ આવી આંચકીથી મરણ પામે છે.

અજીર્ણ અને નબળાઇના દરદોમાં ટીંચર સીંકોના કો નીચેની દવાઓ સાથે લેવાથી પૌષ્ટિક અને અગ્નિવર્ધક અસર ઘણી સારી કરે છે.

| | |
|---|---|
| સોડા બાય કાર્બોનાસ ... ... ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર સીંકોના કો ... ... ... | ૧૫ ટીંપાં. |
| એમોન્યા ક્લોરાઇડ ... ... ... | ૧૦ ગ્રેન. |
| ટીંચર જેનશન કો ... ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર નક્સવોમીકા ... ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર જીંજર ... ... ... | ૧૦ ટીંપાં. |
| તજનું પાણી ... ... ... | ૩ ઔંસ. |

દીવસમાં ૩ વાર પાવું. **( અનુવાદક. )**

" લોહી સુધારવા તરીકે ચામડીના દરદોમાં, ચાંદીના દરદમાં અને વીસ્ફોટકના દરદમાં ટીંચર સીંકોના કો નીચેની દવા સાથે વાપરવાથી સારો ફાયદો આપે છે. "

| | | | | |
|---|---|---|---|---|
| એમોન્યા ક્લોરાઇડ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| પોટાસ બ્રોમાઇડ | ... | ... | ... | ૧૦ ગ્રેન. |
| ટીંચર સીંકોના કો | ... | ... | ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર જેનશન કો | ... | ... | ... | ૧½ ડ્રામ. |
| પોટાસ આયોડાઇડ | ... | ... | ... | ૬ ગ્રેન. |
| પાણી | ... | ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ૩ વાર પીવું. (અનુવાદક.)

મરડા અને અતિસારના દરદોમાં ટીંચર સીંકોના કો નીચેની દવાઓ સાથે વાપરવાથી સારો ફાયદો આપે છે.

| | | | | |
|---|---|---|---|---|
| સોડા બાય કાર્બોનાસ | | ... | ... | ૧૦ ગ્રેન. |
| ટીંચર સીંકોના કો... | | ... | ... | ૧ ડ્રામ. |
| ટીંચર કેલંબા | ... | ... | ... | ૩૦ ટીંપાં. |
| એકસ્ટ્રેક્ટ બેલા લીક્વીડ | | ... | ... | ૧ ડ્રામ. |
| ટીંચર કેટેચ્યુ | ... | ... | ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર જીંજર | ... | ... | ... | ૩૦ ટીંપાં. |
| પાણી ... | ... | ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણ વાર પીવું. (અનુવાદક.)

**ક્વીનાઇન સલ્ફાસની બનાવટના ગુણદોષ.**

ગુણ—કટુ પૌષ્ટિક, જંતુ નાશક, તાવ રોકનાર, અગ્નિવર્ધક, તાવ ઉતારનાર અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ**—ક્વીનાઇન અતિ કડવું છે, તે સાધારણ એસીડ સલ્ફ્યુરીક ડીલ્યુટ અથવા એસીડ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક ડીલ્યુટનાં સંયોગમાં પાણી સાથે તાવ રોકવા તરીકે વપરાય છે. સર્વ પ્રકારના તાઢીઆ તાવ ઉપર ક્વીનાઇન અકસીર ઉપાય છે. શરીરમાં તાવ ન હોય ત્યારે ક્વીનાઇન આપવું. ક્વીનાઇનના ૧ થી ૨ ગ્રેનની ત્વચા વાટે પીચકારી મારી હોય તો ક્વીનાઇનના દશ ગ્રેન જેટલી અસર થાય છે; અને તાવ જલ્દીથી રોકાય છે. કેટલીક વખતે તાવ નથી જતો ત્યારે તેની સાથે **લાઇકર આરસેની કેલીસના** ૨ થી ૩ ટીંપાં મેળવવાથી તાવ જલ્દીથી રોકાઇ જાય

છે. પીત્તજ્વર ઉપર ક્વીનાઇન બહુ ફાયદો કરે છે. મેલેરીઆ નામના તાવમાં ક્વીનાઇન ઘણી અકસીર દવા છે. આદાશીશી, ચસકા, ક્ષય, નબળાઇ, અજીર્ણ, મંદાગ્નિ અને ત્વચાના રોગમાં ક્વીનાઇન વપરાય છે. પ્લીહોદર એટલે બરોળની ગાંઠના દરદ ઉપર કાળજાના વધારાના દરદમાં અને પાંડુરોગમાં લોહની સાથે ક્વીનાઇન વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે. ત્વચામાં મારવાનું ક્વીનાઇનનું પ્રવાહી નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ક્વીનાઇનિ સલ્ફાસ | .... | ... | ... | ૬ ગ્રેન. |
| એસીડ સલ્ફ્યુરીક ડીલ્યુટ | | ... | ... | ૫ ટીપાં. |
| પાણી | ... .. | ... | ... | ૧ ડ્રામ. |

હલાવીને હળવે હળવે મિશ્ર કરવું, અને તેમાંથી ૫ થી ૨૦ ટીપાં સુધી પીચકારી મારવી. ચોખા લોહીમાં ક્વીનાઇનને મળતો કોઈ પદાર્થ જોવામાં આવેલો છે, એવું રસાયન શાસ્ત્રીઓ કહે છે અને તેથી ક્વીનાઇનિ લોહીમાંના એ પદાર્થને પોષણ આપે છે.

## ક્વીનાઇન સલ્ફાસની દવા તરીકે અસરો.

૧ **પૌષ્ટિક તરીકે**—ક્વીનાઇન નાના પ્રમાણમાં ભુખને ઉઘાડે છે; અને મુખ્યત્વે કરીને નબળાઇવાળા દરદીઓને અન્નપર રૂચી કરાવે છે; અને તેમની સ્નાયુઓની શક્તિમાં સુધારો કરી તનદુરસ્તીને સુધારે છે. અતિશય નબળાઇવાળા દરદીઓને વળતા અતિશય પરસેવાને તે અટકાવે છે. ક્વીનાઇન ખોરાક સાથે આપવું નહીં.

૨ **તાવ રોકવા તરીકે**—ક્વીનાઇન ચોથીઆ, તરીઆ, એકાંતરીઆ, પીતજ્વર, સતત જ્વર, ટાઢીઆ તાવ, મલેરીઆ તાવ, કાળજાના અને બરોળના વધારાના દરદમાં ઘણી ઉત્તમ અસર કરે છે.

૩ ક્વીનાઇન કેટલીક જાતના માથાના દુખાવાને મટાડી શકે છે. જ્યારે તાવ ભરાઇને માથામાં અતિશય દરદ થાય છે ત્યારે ક્વીનાઇનનો ઉપયોગ કરવાથી એકદમ દરદ દબાઇ જાય છે. ક્વીનાઇનની સાથે બીજા આલ્કાલાઇઝ અને પોટાસ આયોડાઇડ મીશ્ર કરીને વાપરવાથી સારો ફાયદો થાય છે.

૪ **જ્વરઘ્ન તરીકે**—(ગરમી કમી કરવા તરીકે) ગમે તે પ્રકારના સખત તાવમાં ક્વીનાઇન ૫ થી ૨૦ ગ્રેનના પ્રમાણમાં આપવાથી એકદમ

તાવનો હુમલો નાબુદ થઇ જાય છે. ક્વીનાઇન ગરમી કમી કરવાની કાયમ શક્તિ ધરાવતું નથી તોપણ તેની અસર ૧ થી ૪૮ કલાક સુધી જણાય છે.

ક્વીનાઇનની જ્વરઘ્ન તરીકે અજમાયશ ક્ષયના તાવમાં, ત્રિદોષના તાવમાં, સ્કારલેટીના તાવમાં, સંધીવાના તાવમાં અને ટાઇફસ તાવમાં કરવામાં આવી હતી અને તેની જ્વરઘ્ન અસર ૧ થી ૪૮ કલાક સુધી રહેલી માલુમ પડી હતી ( **કમીટી ઓફ કલીનીકલ સોસાઇટી.** )

૫ શરીરની કેટલીક ઇંદ્રીઓ અને નસોનાં તીક્ષ્ણ સોજાના દરદમાં ક્વીનાઇન પરુના પ્રવાહને દાબી દે છે; અને સોજા મટાડે છે અને શરીરની ગરમીપર પણ અસર કરે છે.

૬ લોહીના જુદી જુદી જાતના બગાડના દરદોમાં ક્વીનાઇન વધારે પ્રમાણમાં ઘણોજ સારો ફાયદો આપે છે.

૭ ક્વીનાઇનનો નિરંતર આવતા તાવમાં સારો ઉપયોગ થાય છે; વારંવાર ઉથલો ખાતા તાવના દરદમાં તાવના હુમલાને ક્વીનાઇન એકદમ રોકી શકતું નથી.

૮ કેટલાક સડેલા ચાંદાઓ તથા ગડગુમડમાં ક્વીનાઇન દુર્ગંધનાશક ગરમ અસર કરવા સારૂ લગાડાય છે. સુજી આવેલા ગળાના દરદમાં કોગળા કરવા સારૂ પણ વપરાય છે અને સડેલા દાંતોમાં દંત મંજન તરીકે પણ વપરાય છે:

**વિશેષ વર્ણન—ક્વીનીડાઇન સીંકોનાઇન અને સીંકોનીડાઇનની** અસરો કેટલીક રીતે **ક્વીનાઇનને** મળતી આવે છે. **ડાકટર ગેરોડે** આ ત્રણ દવાઓની તાવ રોકવાની અદ્‌ભુત શક્તિ વિશે વારંવાર સાબીતી આપેલી છે.

સીંકોના અને તેની બીજી બનાવટોથી નીપજતી કેટલીક ખાસ અસરો દેખાડવાને **ડાકટર ગેરોડ** પાસે પુષ્કળ સાબીતી છે; અને તે અસરો **ક્વીનાઇન** અને તેની બનાવટો વાપરવાથી થતી નથી. સીંકોનાઇનથી મોઢું અતિશય સુકાઇ જાય છે; જીભપર અમી રહેતી નથી અને કાનમાં થતો ગણગણાટ મટી જાય છે.

આ ચાર દવાઓની તાવ રોકવાની શક્તિને વાસ્તે ૧૮૬૮ નું **મદ્રાસ સીંકોના કમીશન** નીચે પ્રમાણે રીપોર્ટ કરે છે.

તાવની સ્થિતીમાં **ક્વીનીડાઇન** ક્વીનાઇનની બરાબર ગુણ આપે છે; અને **સીંકોનીડાઇન** આ ત્રણે કરતાં ઓછો ગુણ આપે છે.

**સીંકોનીડાઇન અને સીંકોનાઇનના સલ્ફેટો ક્વીનાઇન** કરતાં કીંમતમાં વધારે સસ્તા હોવાથી ગરીબ લોકો તેનો બ્હોળો ઉપયોગ કરી શકે છે; તે પણ વધારે લાભદાયક છે.

ઘણી જાતના તાવના રોકવા તરીકે ક્વીનાઇન નીચેની દવાઓના સંયોગમાં આપ્યાથી સારી અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ક્વીનાઇન સલ્ફાસ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| એસીડ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ | | | ... | ૨૦ ટીંપાં |
| ટીંચર નક્સવોમીકા | ... | ... | ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર સીંકોના કો | ... | ... | ... | ૧૫ ટીંપાં. |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ... | ... | ... | ૧૫ ટીંપાં. |
| સીરપ ઓરેન્શીઆ | ... | ... | ... | ૧½ ડ્રામ. |
| પાણી | ... | ... | ... ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પીવું. **( અનુવાદક. )**

મરડા અને અતિસારના દરદમાં ગ્રાહીક તરીકે તાવ રોકવાની શક્તિ સારૂ ક્વીનાઇન નીચેની દવા સાથે વાપર્યાથી સારી અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ક્વીનાઇન સલ્ફાસ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| એસીડ સલ્ફ્યુરીડ ડીલ્યુટ | | ... | ... | ૩૦ ટીંપાં. |
| ટીંચર સીંકોના કો | ... | ... | ... | ૩૦ ટીંપાં. |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ... | ... | ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર જીંજર | ... | ... | ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર કેલંબા | ... | ... | ... | ૧૦ ટીંપાં. |
| પાણી | ... | ... | ... ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પીવું. **( અનુવાદક. )**

બરોલના તાવમાં ક્વીનાઇન નીચેની દવાઓ સાથે આપવાથી બરોલના દરદમાં ઘણી ઉત્તમ અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ક્વીનાઇન સલ્ફાસ | ... | ... | ... | ૨૦ ગ્રેન. |

| | | |
|---|---|---|
| એસીડ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ | ... | ૨૦ ટીપાં |
| ટીંચર ડીજીટેલીસ | ... ... ... | ૧૫ ટીપાં. |
| ટીંચર નક્સવોમીકા | ... ... ... | ૧૫ ટીપાં. |
| સકસ ટેરેકસી | ... .... ... | ૧ ડ્રામ. |
| પાણી | ... ... ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પીવું. **( અનુવાદક. )**

જુદી જુદી જાતના મસ્તક શુળમાં તથા માથાના દુઃખાવાના દરમાં ક્વીનાઇન નીચેની દવાઓ સાથે આપવાથી ઘણીજ ઉત્તમ અસર કરે છે.

| | | |
|---|---|---|
| ક્વીનાઇન સલફ્રાસ | ... ... .... | ૧૨ ગ્રેન. |
| એન્ટીપાઇરીન | ... ... ... | .૯ ગ્રેન. |

ત્રણ પડીકાં કરવાં ને દીવસમાં ત્રણવાર આપવાં.

**( અનુવાદક. )**

| | | |
|---|---|---|
| ક્વીનાઇન સલ્ફ્રાસ | ... ... ... | ૧૦ ગ્રેન. |
| કેફ્રાઇન સાઇટ્રાસ | ... ... ... | ૧૦ ગ્રેન. |

૩ પડીકાં કરી દીવસમાં ત્રણ વાર પાણી સાથે આપવાં.

**( અનુવાદક. )**

**ક્વીનીઝમના વિષારી ચિન્હો**:—ક્વીનાઇન અતિશય વધારે પ્રમાણમાં લેવાથી નીચેના વિષારી ચિન્હો થાય છે. કાનમાં અતિશય વાજાં વાગતાં હોય, તમરાં બોલતાં હોય અને ગણગણાટ અવાજ થતો હોય તેવા વિચીત્ર અવાજો સંભળાય છે, બ્હેરાશ આવી જાય છે, ચક્કર આવે છે, નિંદ્રાનો નાશ થાય છે, અન્નપર અરૂચી થાય છે અને બકારી તથા ઉબકા આવે છે; અને દરદી ગાંડા સમાન બની જાય છે.

**ક્વીનીઝમની વિષનાશક દવાઓ**—**ક્વીનાઇન મીશ્રણ** સાથે **એસીડ હાઇડ્રો બ્રોમીક ડીલ્યુટ** અને **ટીંચર ડીજીટેલીસ** વાપરવાંથી ઉપરના વિષારી ચિન્હો જણાતાં નથી. ક્વીનીઝમના ચિન્હો દુર થવા સારૂ સાંજસવાર પોટાસ બ્રોમાઇડના પાંચ પાંચ ગ્રેન થોડાક દીવસ સુધી સાકરના પાણીમાં આપવા અને દરદીને સાંજસવાર સાકર નાંખેલું દુધ સારી રીતે પીવરાવવું.

### ક્વીનાઇન વાપરવા અગાઉ સૂચના—

હમેશાં તાવવાળા દરદીઓનાં દરદમાં દરદીઓના આંતરડા બરાબર સાફ રાખી ક્વીનાઇન ધીમે ધીમે વધારે પ્રમાણમાં આપવું, અને દરદીને સાંજ સવાર ખોરાક કરતાં દુધ વધારે લેવા ભલામણ કરવી. કેટલીક વખતે દેશી વૈદો, અધુરીયા ઉપચારકો અને સાધારણ સ્થિતીના માણસો તાવના દરદમાં દરદીને એકદમ ક્વીનાઇનના ફાકડા મરાવે છે; અને તેઓ એમજ સમજે છે કે ક્વીનાઇન વધારે પ્રમાણમાં આપવાથી તાવ એકદમ રોકાઇ જશે અને ડાક્તરના ઘરના ચાર આનાના પૈસા બચશે, આવા આવા ઉંટ વૈદાના કેસોથી હજારો દરદીઓ બ્હેરાશ ભોગવતા અને માથાના દરદ ભોગવતા માલમ પડે છે; વળી આ ઉપચારકો તેમના દરદીઓને આવતા તાવમાં દુધ પણ આપતા નથી અને તે વખતે દેશી વૈદાની મનાઇ બતાવે છે; આવા આવા અજ્ઞાનથી હજારો દરદીઓ ક્વીનીઝમના વિચારી ચિન્હો ભોગવતા માલમ પડે છે; માટે આવા ઉપચારકોએ શરૂઆતમાં તાવવાળા દરદીઓના પેટ બરાબર સાફ લાવીને ક્વીનાઇન થોડા થોડા પ્રમાણમાં આપવું અને દરદીને સાંજ સવાર દુધ પીવરાવવું.

નીચે લખેલાં પડીકાં આપવાથી તાવ રોકાઈ જાય છે.

| | | | |
|---|---|---|---|
| ક્વીનાઇન સલ્ફાસ. | ... | ... | ગ્રેન. ૧૨ |
| સોડા બાયકાર્બોનાસ | ... | ... | ગ્રેન. ૬૦ |

ચાર પડીકાં કરવાં અને દીવસમાં ચાર વાર તાવના હોય ત્યારે આપવાં. (અનુવાદક.)

### ક્વીનાઇનની શરીરની જુદી જુદી ઇંદ્રીઓપર અસર.

**બાહ્યોપચાર તરીકે**—ક્વીનાઇન સલ્ફાસ જે સાધારણ રીતે ક્વીનાઇન કહેવાય છે તે હલકી જાતના પ્રાણીઓને એક તીક્ષ્ણ વિષરૂપ છે; વળી ક્વીનાઇનનું ઘણું નરમ મીશ્રણ (૧ ગ્રેન ક્વીનાઇન અને ૧ ઔંસ પાણી) **બેકટેરીઆ પ્રોટોઝોઆ** અને **ઇનફ્યુસોરીઆ** નામના સબળ જંતુઓને મારી નાંખે છે. **ડાકટર બીન્ઝના** ક્વીનાઇનના મીશ્રણ પ્રમાણે (I in 20,000, i. e., 1 gr. in 46 ozs. of water.) ક્વીનાઇન મીશ્રણ **પેરેમેશીઆ** નામના જંતુઓને બે કલાકમાં મારી નાંખે છે.

કારણોને લીધે ક્વીનાઇન એક જલદ દુર્ગંધનાશક અને સડો અટકાવનાર જંતુનાશક દવા છે, તે તનદુરસ્ત ચામડી પર કાંઇ અસર કરતું નથી પણ સ્હેજ છોલાએલી ચામડી પર સોજો લાવવાની અસર કરે છે.

**અંદરના ઉપચાર તરીકે—મોઢું—ક્વીનાઇન ચોખ્ખી વનસ્પતિની** કડવી દવા છે. અને જો તે પાણી સાથે મીશ્ર કરીને અગર એસીડ સોલ્યુશનમાં મીશ્ર કરીને લેવામાં આવે તો મુખને અતિશય કડવું બનાવી દે છે. બીજાં કડવાં ઔષધોની માફક ક્વીનાઇન થુંકના પ્રવાહપર ગરમીની અસર કરે છે, જો તેની ત્વચા વાટે સબમેક્સીલરી ગ્લાન્ડની શિરમાં પીચકારી મારવામાં આવે તો તે કોરડા ટીમ્પેનીના છેડાઓનો પક્ષઘાત કરી પ્રવાહને અટકાવી દે છે. સાધારણ રીતે ક્વીનાઇનના યોગ્ય પ્રમાણમાં જ્ઞાન તંતુઓના રેસાપર આવી અસર થતી નથી; પણ ઘણા વધારે પ્રમાણમાં ઉપરની અસર થાય છે.

**હોજરી અને આંતરડાં**—સઘળા ક્વીનાઇન સોલ્ટસ હોજરીની અંદર હાઇડ્રોક્લોરીક એસીડના રૂપમાં બદલાઇ જાય છે અને જે હાઇડ્રોક્લોરીકમાં ગળી જાય તેવું છે તે ગળી જઇને લોહીમાં મળી જાય છે. સૂક્ષ્મ પ્રમાણમાં ક્વીનાઇન (૧ થી ૨ ગ્રેન) કડવી અગ્નિ વર્ધક પૌષ્ટિક અસર કેલંબાની માફક કરે છે: અને પછી તરત હૃદય પૌષ્ટિક તરીકે અસર કરે છે. વધારે પ્રમાણમાં ક્વીનાઇન (૧૫ થી ૪૦ ગ્રેન.) આથી વિરૂધ્ધ અસર કરે છે; જેવીકે હૃદયની મંદગતિ અને પાચન ક્રિયાના આંતરડા પર સોજાની અસર.

**લોહી**—ક્વીનાઇન લોહીમાં મળી જઇને નીચે પ્રમાણે અસરો કરે છે

૧ **સફેદ રજકણો**—ક્વીનાઇન લોહીના સફેદ રજકણોની હીલચાલનો પક્ષઘાત કરે છે આ ક્રિયા તાજા લોહીના ટીંપામાં ક્વીનાઇન મીશ્ર કરી સૂક્ષ્મદર્શક યંત્રથી જોવાથી બરાબર જણાશે.

૨ **રાતા રજકણો**—ક્વીનાઇન લોહીના રાતા રજકણોનો વધારો કરે છે અને તેની હીલચાલને વધારે છે. વધારે પ્રમાણમાં ક્વીનાઇન આથી વિરૂદ્ધ અસર કરે છે.

**લોહીની ખટાશ**—સાધારણ રીતે શરીરમાંથી કાઢેલું તાજું લોહી જે થોડીવાર પછી ખાટું થાય છે, તે ક્વીનાઇન મીશ્ર કરવાથી ખટાશની

અસર દુર થાય છે.

**હૃદય અને લોહીનો પ્રવાહ**—કવીનાઇનના નાના પ્રમાણો હાજરીમાં અગ્નિવર્ધક અસર કરી હૃદય પર ગરમીની પૌષ્ટિક અસર કરે છે; પણ વધારે પ્રમાણો હૃદયને અકડાવી નાંખે છે; નાડી ધીમી અને નબળી થાય છે અને છેવટે હૃદય પહોળું થઇ અટકી પડે છે. નાના પ્રમાણોથી લોહીની ફરવાની ગતીમાં વધારો થાય છે; અને વધારે પ્રમાણમાં હૃદયને મંદ કરી લોહીની ગતીને મંદ કરે છે.

**શ્વાસોશ્વાસની ક્રિયા**—કવીનાઇનના નાના પ્રમાણોથી શ્વાસોશ્વાસની ક્રિયા પર કાંઈ અસર થતી નથી, પણ બરાબર પ્રમાણોથી તેની ક્રિયામાં વધારો થાય છે; અને વિષારી પ્રમાણોમાં તે પ્રથમ મંદ પડે છે. અને છેવટે બંધ પડી જાય છે.

**કાળજુ અને બરોલ—કવીનાઇનની** કાળજા પર કાંઇ અસર થતી નથી પણ વધી ગએલી બરોલપર તેની અસર સારી થાય છે; એટલે બરોલને એકદમ નાની કરે છે. **કલકત્તાના ડાકટર રખલદાસ ધોશ** જણાવે છે કે કવીનાઇન બરોલના વધારાના તાવના દરદમાં ઘણી ઉત્તમ અસર કરે છે; કેટલીક વાર જો કે તાવ રોકાતો નથી પણ બરોલને તો તે નાની કરે છે.

**શરીરની ગરમી**—કવીનાઇન શરીરની તનદુરસ્ત હાલતમાં ગરમીને કમી કરતું નથી અગરસ્હેજ કરે છે; કાંતો તદન કમી કરતું નથી પણ તાવની હાલતમાં શરીરની ગરમીને ખાસ ઘટાડે છે અને તેમાં મલેરીઆ તાવની ગરમીને તો ચોકસ ઘટાડે છે; આથી કરીને કવીનાઇન તાવ ઉતારવાની અસર એટલે જવરધ્ન અસર કરે છે.

**મગજના સ્નાયુઓપર**—કવીનાઇનના સૂક્ષ્મ પ્રમાણો મગજના સ્નાયુઓપર પૌષ્ટિક ગરમ અસર કરે છે; પણ વધારે પ્રમાણો વિરૂદ્ધ અસર કરે છે, જે **કવીનીઝીમ** અને **સીંકોનાઇઝમના** ચિન્હોમાં બતાવ્યા છે. સેરીબ્રમમાં કવીનાઇનના નાના પ્રમાણો ગરમીની પૌષ્ટિક અસર કરી મગજને ચંચળ બનાવે છે; પણ વધારે પ્રમાણો મગજને તદન બ્હેરૂ ખોખ બનાવી દે છે.

**ગર્ભસ્થાન**—કવીનાઇનના નાના પ્રમાણો ગર્ભસ્થાન પર સ્હેજ

ગરમીની અસર કરે છે અને બરાબર પ્રમાણે ઘણા જુજ કેસમાં ઋતુ આ-વક અસર કરે છે, અને ગર્ભવંતી સ્ત્રીઓના કેસમાં ગર્ભપાતક તરીકે ક્વચિત કોઇ ખાસ કારણથી અસર કરે છે. ક્વીનાઇનના વધારે પ્રમાણો વારંવાર લેવાથી ગર્ભવંતી સ્ત્રીઓના કેસમાં ગર્ભપાતની અસર થાય છે. ડાક્ટર રખલદાસ ઘોશ જણાવે છે કે એક ગર્ભવંતી સ્ત્રી આખા અ-ઠવાડીઆમાં થઇને એક ઔંસ ક્વીનાઇન ખાતી હતી; અને તેને ૭ મહીને ગર્ભપાતની અસર થઇ હતી.

**મુત્રાશય—ક્વીનાઇન** મુત્રાશય વાટે ઘણી ધીમી રીતે બ્હાર ની-કળે છે અને કેટલાક દીવશ સુધી તેનો વધારે પ્રમાણમાં ઉપયોગ કરવાથી તે વધારે બહાર નીકળે છે અને તેમાં પ્રથમના ૪૮ કલાકની અંદર તે જલદીથી બ્હાર ની-કળે છે. કેટલાક કેસોમાં તે મુત્રાશય પર સોજાની અસર કરે છે.

. **ચામડી**—ક્વીનાઇનની અસર ચામડી પર થતી નથી; એટલે તે સ્વેદલ અસર કરતું નથી પણ મલેરીઆ તાવના હુમલામાં ક્વીનાઇન વધારે પ્રમાણમાં સ્વેદલ અસર કરે છે. ક્વીનાઇન લાંબા વખત સુધી વધારે પ્ર-માણમાં લેવાથી ચામડી પર ગુલાબી રંગની ઝીણી ઝીણી ફોડકીઓ ઉતપન્ન કરે છે.

**ક્વીનાઇન વાપરવાની રીત-ડાક્ટર ગેરોડને ક્વીનાઇન પો-ટાસ સાઇટ્રાસ, સોડા બાયકાર્બોનાસ** અને **કમ્પાઉન્ડ ટ્રેગેકેન્થ પા-ઉડર** સાથે મિશ્ર કરીને આપવાની ટેવ હતી; અને આ રીતે તેણે ૨૫ વ-રસ સુધી દરદીઓને કાંઇ પણ વિપારી ચિન્હ સિવાય આપ્યાં કર્યું હતું; ક્વીનાઇન એસીડના સંયોગમાં અને પાણીના સંયોગમાં લેવાથી વધારે ક-ડવું લાગે છે, ઉપરની દવા સાથે મીશ્ર કરી મોંમાં મુકી પાણી પીવાથી થોડું કડવું લાગે છે. ઉપરની રીતમાં અપાએલું ક્વીનાઇન ક્વીનાઇન જેટલીજ તાવ રોકવાની શકિત ધરાવે છે અને તે મુત્રાશય પર સોજા લાવવાની અસર બીલકુલ કરતું નથી.

તાવના દરદમાં ક્વીનાઇન બે રીતે આપવામાં આવે છે. એક તો ઘણા વધારે પ્રમાણમાં અને બીજું થોડા થોડા વખતના આંતરે નાના પ્ર-માણમાં, જ્યાં સુધી તાવ રોકાય ત્યાં સુધી આપવામાં આવે છે; અથવા વા-રંવાર ફરી ફરીને નાના પ્રમાણમાં વાપરવામાં આવે છે.

કેટલીક વાર પ્રથમની રીત પ્રમાણે એકદમ ગુણકારી અસર થાય છે પણ તેથી **કવીનીઝમના** વિકારી ચિન્હો થવાનો સંભવ રહે છે. બીજી રીત પ્રમાણે કવીનાઇન આપવું તે ઘણું ગુણકારી છે; અને તેથી ઘણીજ સારી અસર થાય છે અને તાવ **કવીનીઝમના** ચિન્હો થયા સિવાય રોકાઇ જાય છે.

**કવીનાઇનની પરીક્ષા**—એક ચપ્પાના પાનાપર થોડુ કવીનાઇન મુકીને તેને સ્પીરીટ લેમ્પ પર ધરવું; પાનું લાલ થતાં કવીનાઇન અદ્દશ્ય થાય અને તેના પર ફક્ત કાળો ડાઘ રહે તો જાણવું કે કવીનાઇન ચોખ્ખુ છે; અને જો કોઇ પદાર્થ પડયો રહે તો જાણવું કે તેમાં ભેગ છે.



*IPECACUANHA.* **લા૦** ઇપીકાકયુઆના. **અં૦** ઇપીકાકયુઆના. **ગુ૦** ઇપીકાકયુઆના

**માત્રા.** } વમનકારક તરીકે. ... ૧૫ થી ૩૦ ગ્રેન.
કફ્દ્ન તરીકે. ... ½ થી ૨ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Pilula Ipecacuanhae Cum Scilla.* **લા૦** પીલ્યુલા ઇપીકાકયુઆની કમ સીલા. **અં૦** પીલ ઓફ ઇપીકાકયુઆના વીથ-સ્કીવ્લ. **ગુ૦** ઇપીકાકયુઆનાની સીલા મિશ્રીત ગોળીઓ.

| | |
|---|---|
| **રીત**—ડોવર પાઉડર ... ... ... | ૩ ઔંસ. |
| સ્કીવ્લ ... ... ... ... | ૧ ઔંસ. |
| એમોન્યાકમ ... ... ... | ૧ ઔંસ. |
| ગોળ ... ... ... | જોઇએ તેટલો. |

આ ગોળીઓના ૨૩ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાએલું છે.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૨ *Pulvis Ipecacuanhae Compositus.* **લા૦** પલ્વીસ ઇપીકાકયુઆની કમ્પોઝીટસ. **અં૦** કમ્પાઉન્ડ ઇપીકાકયુઆના પાઉડર. **ગુ૦** ઇપીકાકયુઆનાનો મિશ્રિત ભુકો.

**ઉપનામ—ડોવર્સ પાઉડર.**

**રીત**—ઇપીકાકયુઆનાનો ભુકો ... ... ½ ઔંસ.

અફીણનો ભુકો ... ... ... ૦।। ઔંસ.

સલ્ફેટ ઓફ પોટાસ ... ... ૪ ઔંસ.

**માત્રા**— } તીક્ષ્ણ મરડામાં. ... ૨૦ થી ૩૦ ગ્રેન.
સાધારણ રીતે. ... ૫ થી ૧૫ ગ્રેન.

આ ભુકાના દશ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ અને ૧ ગ્રેન ઇપીકાકયુઆના સમાયેલાં છે.

૩ *Trochisci Ipecacuanhae.* **લા૦** ટ્રોકઝી ઇપીકાકયુઆની. **અં૦** ઇપીકાકયુઆના લોઝેન્જીસ. **ગુ૦** ઇપીકાકયુઆનાની રેવડીઓ.

**રીત**—ઇપીકાકયુઆના ... ... ૧૮૦ ગ્રેન.

ધોએલી સાકર ... ... ૨૫ ઔંસ.

બાવળનો ગુંદર ... ... ૧ ઔંસ.

બાવળના ગુંદરનું પ્રવાહી ... ૨ ઔંસ.

ચોખ્ખું પાણી ... ... જોઇએ તેટલું.

આ બધી દવા મિશ્ર કરી ૭૨૦ રેવડીઓ બનાવવી.

આ દવાની દરેક રેવડીમાં ¼ ગ્રેન ઇપીકાકયુઆના સમાએલું છે.

**માત્રા**— ... ... ... ૧ થી ૩ રેવડી.

૪ *Vinum Ipecacuanhae.* **લા૦** વાઇનમ ઇપીકાકયુઆની. **અં૦** ઇપીકાકયુઆના વાઇનિ. **ગુ૦** ઇપીકાકયુઆનાનો આસવ.

**રીત**—ઇપીકાકયુઆનાનો ભુકો ... ... ૧ ઔંસ.

એસેટીક એસીડ ... ... ૧ ઔંસ.

શેરી વાઇન ... ... ...૨૦ ઔંસ.

ચોખ્ખુ પાણી ... ... જોઇએ તેટલું.

**માત્રા**— } કફઘ્ન તરીકે ... ૫ થી ૪૦ ટીપાં.
વમનકારક રીતે ... ૩ થી ૬ ડ્રામ.

**ઇપીકાકયુઆના પીલ્યુલા કોન્યાઇ કમ્પોઝીટા અને મોરફીઆ એટ ઇપીકાકયુઆના લોઝેન્જીસ** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—સ્વેદલ, કફઘ્ન, વમનકારક, બાહ્યોપચાર તરીકે સોજો લાવ-

નાર, અને નાના પ્રમાણમાં લોહી સુધારનાર છે.

**ઉપયોગ**—ઇપીકાક્યુઆના ખાંસી અને દમમાં ઘણું ઉપયોગી છે. કફ પડવા સારૂ વમનકારક તરીકે બચ્ચાંઓને વારંવાર તે અપાય છે. મરડા અને અતિસારના દરદમાં આ દવા ઘણી સારી અસર કરે છે અને તેમાં તે અફીણ સાથે અગર ડોવર્સ પાઉડરના રૂપમાં વપરાય છે. ઇપીકાક્યુઆના ૧ ગ્રેનથી વધારે પ્રમાણમાં આપતાં ઉલ્ટી થાય છે; માટે મરડામાં પ્રથમ તેના ૨૦ થી ૩૦ ગ્રેન આપતી વખતે તેની સાથે અફીણ મીશ્ર કરીને આપવું જોઇએ. ઉલ્ટી અટકાવવા સારૂ પેટભર રાઇનું પ્લાસ્તર મારવું અને થોડાક વખત સુધી દરદીને પાણી બીલકુલ આપવું નહીં.

ઝાડા, અજીર્ણ અને કાળજાના દરદોમાં ઇપીકાક્યુઆનાનો ઉપયોગ થાય છે. ડોવર્સ પાઉડર તાવમાં, ઝાડા ઉપર અને ખાંસી વીગેરે દરદની શાંતી માટે અને ઉંઘ લાવવા સારૂ ઘણોજ વપરાય છે. તાવના દરદમાં ઇપીકાક્યુઆની સાથે ક્વીનાઇન મીશ્ર કરીને વાપરવાથી સારી અસર થાય છે, અને પેઢુના દરદમાં તથા તીક્ષ્ણ આંકડી અને ચુંકના દરદમાં તેની સાથે કેલોમલ અને સોડા બાયકાર્બના ૨ ગ્રેન મીશ્ર કરવાથી સારો ફાયદો થાય છે. ઉપરની દવા લીધા પછી એક કલાક સુધી કોઇ પણ પ્રવાહી પદાર્થ અને પાણી પીવું નહીં.

બચ્ચાંઓને કફઘ્ન તરીકે વમન કરાવવા સારૂ વાઇનમ ઇપીકાક ઘણુંજ ઉપયોગી છે.

વધી ગએલા અજીર્ણના દરદમાં અને કાળજાના દરદથી થએલા અજીર્ણના દરદમાં, ઇપીકાક્યુઆના ઘણુંજ ગુણકારી છે; અને તે હોજરીમાંના વિદગ્ધ પદાર્થો તથા નહીં પચેલા પદાર્થોને પચાવવામાં તથા ઝાડા વાટે બહાર કાઢવામાં તે ઘણુંજ ગુણકારી ઔષધ છે.

સળેખમ, જૂની ઉધરસ, દમ, ક્ષય, ઉટાંટીઆ અને ગર્ભાસ્થાનના મસાના દરદમાં ઇપીકાક્યુઆનાનો ઉપયોગ થાય છે.

તીક્ષ્ણ મરડા અને અતિસારના દરદમાં ડોવર્સ પાઉડર નીચેની દવાઓ સાથે આપ્યાથી ઘણી ઉત્તમ અસર કરે છે.

ડોવર્સ પાઉડર ... ... ... ૨૦ ગ્રેન

| | | | | |
|---|---|---|---|---|
| ક્વીનાઇન સલ્ફાસ | ... | ... | ... | ૬ ગ્રેન. |
| બીસ્મથ સબ નાઇટ્રાસ ... | ... | ... | | ૧૨ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ ... | ... | ... | | ૧૮ ગ્રેન. |

૩ પડીકાં કરવાં અને દીવસમાં ત્રણવાર આપવાં.

( અનુવાદક. )

બચ્ચાંઓની વરાધ તથા ઉધરસના દરદમાં કફઘ્ન વમનકારક તરીકે વાઇનિમ ઇપીકાક નીચેની દવા સાથે આપવાથી સારી અસર કરે છે.

| | | | |
|---|---|---|---|
| એમોન્યા કાર્બોનાસ | ... | ... | ૪ ગ્રેન. |
| વાઇનમ ઇપીકાક | ... | ... | ૨૦ ટીપાં. |
| ટીંચર સીલા .... | ... | ... | ૬ ટીપાં. |
| પોટાસ બાયકાર્બોનાસ | ... | ... | ૬ ગ્રેન. |
| પોટાસ આયોડીડ | ... | ... | ૧ ગ્રેન. |
| કપુરનું પાણી ... | ... | ... | ૬ ડ્રામ. |

। દવા મિશ્ર કરીને એક એક નાનો ચમચો દીવસમાં ચાર વખત આપવા એટલે કફના ચીકણા જાળાં અને લાળ ઉલટીના રૂપમાં બ્હાર નીકળશે, આ પ્રમાણે દીવસમાં એકાદ બે વખત ઉલટી થયા કેડે ઉપરની દવા પાવી બંધ કરવી.

પુખ્ત ઉમરના દરદીઓની સાધારણ ઉધરસ અને કફના દરદમાં વાઇનમ ઇપીકાક નીચેની દવા સાથે વાપર્યાથી સારી અસર કરે છે.

| | | | |
|---|---|---|---|
| પોટાસ બાયકાર્બોનાસ | ... | ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર સીલા ... | ... | ... | ૧૦ ટીપાં. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક... | | ... | ૧૫ ટીપાં. |
| વાઇનમ ઇપીકાક ... | ... | ... | ૧૫ ટીપાં. |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ... | ... | ૧૫ ટીપાં. |
| એમોન્યા કાર્બોનાસ | ... | ... | ૫ ગ્રેન. |
| પોટાસ બ્રોમાઇડ | ... | ... | ૮ ગ્રેન. |
| કપુરનું પાણી | ... | ... | ૩ ઔંસ. |

મીશ્ર કરી દીવસમાં ૩ વાર પીવું. ( અનુવાદક. )

પેઢાના દુખાવા અને આંતરડાની તીક્ષ્ણ આંકડીના દરદમાં ડોવર્સ

પાઉડર નીચેની દવા સાથે આપ્યાથી ઉત્તમ અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ડોવર્સ પાઉડર | ... | ... | ... | ૧૦ ગ્રેન. |
| કેલોમલ ... | .... | ... | ... | ૪ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | | ... | ... | ૪ ગ્રેન. |

૨ પડીકાં કરવાં અને પાણી સાથે ૧ પડીકું ખાવું. ઉપરનું દરદ દબાઈ જાય તો બીજું પડીકું ખાવું નહીં; નહીં તો ચાર કલાક પછી ખાવું.

(અનુવાદક.)

**વિશેષ વર્ણન—ઇપીકાકયુઆના** અને **ઇમેટીન** જો બાહ્યાપચાર તરીકે અંદરની ચામડીપર તથા કાચી ચામડીપર લગાડવામાં આવે તો તે ચામડીપર સોજાની અસર કરે છે. પ્રાણીઓપર કરેલા અખતરાના આધારે દર્શાવવામાં આવે છે કે ઇમેટીનની ત્વચામાં મારવાની પીચકારીરૂપે ઉપયોગ કરવાથી તે વમનકારક અસર કરે છે; ઉપરની રીત પ્રમાણે આપવાથી તે વમનકારક અસર ઘણી જલ્દીથી કરે છે એમ કહેવાય છે; અને નાના પ્રમાણમાં ખાવામાં આપવાથી પણ વમનકારક અસર કરે છે.

**ઇપીકાકયુઆના, સ્ટ્રીકનીઆ** અને **ઝેર કોચલાના** વિષના દરદમાં આવતી સ્નાયુઓની તાણને અટકાવે છે અને નાડીને ધીમી કરે છે. ઇમેટીનના વિષદાયક પ્રમાણમાં મરણ પામેલા દરદીનાં જો ફેફસાં તપાસવામાં આવે તો તે ભરાઈ ગએલાં માલમ પડશે.

ઇપીકાકયુઆના વધારે વમનકારક પ્રમાણમાં વાપરવામાં આવે તો તે મસ્ટર્ડ અને સલ્ફેટ ઓફ ઝીંકના કરતાં વધારે જલદ વમનકારક અસર કરતું નથી; જો કે તે વમનકારક અસર કરે છે તોપણ તે ટારટર ઇમેટીકના કરતાં ધીમી અસર કરે છે. તે નાના પ્રમાણમાં આપ્યાથી એકદમ ઉલ્ટીની અસર ઘણી થોડી કરે છે; પણ તે લોહીમાં મળી જાય છે અને જુદી જુદી અંદરની ત્વચાપર અસર કરે છે; અને મુખ્યત્વે કરીને તે શ્વાસોશ્વાસની ઇંદ્રીઓપર તથા અન્નાશયની નળીપર અસર કરે છે; અને તેથી તે કફઘ્ન અસર કરે છે અને કેટલીક વખત રેચક અસર કરે છે; વળી તે ચામડીપર સ્વેદલ અસર પણ કરે છે.

*CATECHU.* લા૦ કેટેચ્યુ. અં૦ કેટેચ્યુ. ગુ૦ કાથો.

ઉપનામ—કેટેચ્યુ પેલીડમ.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**કાથાની મુખ્ય બનાવટો.**

૧ *Infusum Catechu.* લા૦ ઇન્ફ્યુઝમ કેટેચ્યુ. અં૦ ઇનફ્યુઝન ઓફ કેટેચ્યુ. ગુ૦ કાથાનો ઉકાળો.

| | | |
|---|---|---|
| રીત— | કાથાનો ભુકો ... ... | ૧૫૦ ગ્રેન. |
| | તજનો ભુકો ... ... | ૩૦ ગ્રેન. |
| | ચોખ્ખું ઉકળતું પાણી ... | ૧૦ ઔંસ. |
| માત્રા— | ... ... ... | ૧ થી ૨ ઔંસ. |

૨ *Pulvis Catechu Compositus.* લા૦ પલ્વીસ કેટેચ્યુ કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ પાઉડર ઓફ કેટેચ્યુ. ગુ૦ કાથાનો મિશ્રીત ભુકો.

| | | |
|---|---|---|
| રીત— | કાથાનો ભુકો ... ... ... | ૪ ઔંસ. |
| | હીરા દખણ ... ... ... | ૨ ઔંસ. |
| | રેહટની ... ... ... | ૨ ઔંસ. |
| | તજનો ભુકો ... ... ... | ૧ ઔંસ. |
| | જાયફળનો ભુકો ... ... ... | ૧ ઔંસ. |
| માત્રા— | ... ... ... | ૨૦ થી ૪૦ ગ્રેન. |

૩ *Tinctura Catechu.* લા૦ ટીંચુરા કેટેચ્યુ. અં૦ ટીંચર ઓફ કેટેચ્યુ. ગુ૦ કાથાનો અર્ક.

| | | |
|---|---|---|
| રીત— | કાથાનો ભુકો ... ... ... | ૨½ ઔંસ. |
| | તજનો ભુકો ... ... ... | 1 ઔંસ. |
| | પ્રુફ સ્પીરીટ ... ... ... | ૨૦ ઔંસ. |
| માત્રા— | ... ... ... | ૦॥ થી ૨ ડ્રામ. |

૪ *Trochisci Catechu.* લા૦ ટ્રોકીસ્કાઈ કેટેચ્યુ. અં૦ કેટેચ્યુ લોઝેન્જીસ. ગુ૦ કાથાની રેવડીઓ.

| | | |
|---|---|---|
| રીત— | કાથાનો ભુકો ... ... ... | ૭૨૦ ગ્રેન. |

| | | |
|---|---|---|
| ધોએલી સાકર | ... ... ... | ૨૫ ઔંસ. |
| બાવળનો ગુંદર | ... ... ... | ૧ ઔંસ. |
| બાવળના ગુંદરનું પ્રવાહી | ... ... | ૨ ઔંસ. |
| પાણી | ... .... ... | જોઇએ તેટલું. |

આ બધાની ૭૨૦ રેવડીઓ બનાવવી.

દરેક રેવડીમાં કાથાનો એક ગ્રેન સમાએલો હોય છે.

**માત્રા**— ... ... ... ... ૧ થી ૫ રેવડી

**ગુણ**—શીતળ અને ગ્રાહીક છે.

**ઉપયોગ**—કાથો આંતરડાના સોજાથી થએલા મરડાના દરદમા ઘણો ઉપયોગી છે. રહી રહીને આવતા તાવમાં, લુખસમાં, ખરજવામાં અને સ્કર્વી નામના દરદમાં વપરાય છે. મોઢું આવ્યું હોય તો તેના કોગળા કરવામાં આવે છે. ઋતુસ્રાવના અને પ્રદરના દરદમાં તેની પીચકારી મરાય છે. ટીંચર કેટેચ્યુ મીસ્ચુરા ક્રીટા અથવા બીજા ગ્રાહીક અસર કરનારા મીશ્રણોના સંયોગમાં વાપર્યાથી સારી અસર કરે છે.

ફીક્કા અને કાળા કાથામાં **ટેનીક એસીડના** નીચે પ્રમાણે સત્વો સમાએલા છે એમ **ડાકટર. સર. એચ. ડેવી** દર્શાવે છે.

| | Tannin ?. | Txtractive. | Mucilage. | Insoluble matters. |
|---|---|---|---|---|
| **Pale Catechu** | 48·5 | 36·5 | 8·0 | 7·0 |
| **Dark Catechu** | 54·5 | 34·0 | 6·5 | 5·0 |

The pale or official variety is entirely soluble in boiling water.

કાથાનો ક્વાથ જ્યારે ઠંડો થાય છે ત્યારે તે આયોડીનની મેળવણીથી વાદળી રંગનો થતો નથી.

**વિશેષ વર્ણન—કેટેચ્યુમાં કેટેચ્યુ-ટેનીક એસીડ** અને **કેટેચીન સમાએલાં હોવાથી**, તે ગ્રાહીક અસર ઘણી જલદ રીતે કરે છે. કાથો મુખ્યત્વે કરીને અન્નાશયની નળીના દરદમાં જેવાં કે અતિસાર, વધી ગએલા અજીર્ણ અને રક્તાતિસારના દરદોમાં વપરાય છે. બાહ્યોપચારમાં

તે મલમના રૂપમાં વપરાય છે, અને ચોળીઆના દરદો તથા પારાની દ-વાથી આવેલા મોંના અને ઘાંટો બેસી ગયો હોય તેવા દરદમાં ચાવવાથી સારી અસર થાય છે. કાથો કોલેરાના પ્રાથમીક હુમલામાં હીરા દખણ અફીણ અને ચાક સાથે વાપરવાથી સારો ફાયદો આપે છે.

---

*VALERIANAE RHIZOMA.* લા૦ વેલેરયાની રાઇઝોમા. અં૦ વેલેરયન રાઇઝોમ. ગુ૦ વેલેરયનનાં મુળ.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Infusum Valerianae.* લા૦ ઇન્ફ્યુઝમ વેલેરયાની. અં૦ ઇનફ્યુઝન ઓફ વેલેરયન. ગુ૦ વેલેરયનનો ઉકાળો.

રીત—વેલેરયન ... ... ... ૨ ડ્રામ.
ઉકળતું પાણી ... ... ... ૧૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Tinctura Valerianae.* લા૦ ટીંચુરા વેલેરયાની. અં૦ ટીંચર ઓફ વેલેરયન. ગુ૦ વેલેરયનનો અર્ક.

રીત—વેલેરયનનો ભુકો ... ... ૨½ ઔંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ... ૧ થી ૨ ડ્રામ.

૩ *Tinctura Valerianae Ammoniata.* લા૦ ટીંચુરા વેલેરયાની એમોન્યાએટા. ગુ૦ એમોન્યા મિશ્રીત વેલેરયનનો અર્ક.

રીત—વેલેરયનનો ઝીણો ભુકો ... ... ૨½ ઔંસ.
સ્પીરીટ એમોન્યા એરોમેટીક ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ૦॥ થી ૧ ડ્રામ.

ગુણ—ગરમ, વાતહર, ચુંક તથા આંકડી મટાડનાર અને મગજ પર પૌષ્ટિક ગરમ અસર કરનાર છે.

ઉપયોગ—હીસ્ટરીઆ અને વાયુના ઉન્માદના દરદોમાં વેલેરયનની

બનાવેલી ઘણીજ ઉપયોગી છે. મુખ્યત્વે કરીને તેના જેવા ગુણ ધરાવનાર અન્ય ઓષધીના સંયોગમાં વપરાય છે, જેવા કે, ટીંચર એસાફીટીડા, કાફુરમ કો, જીંજીર, લેવેન્ડયુલા કો, સ્પીરીટ એમોન્યા એરોમેટીક, પોટાસ બ્રોમાઇડ વીગેરે. વાઇ, કોરીઆ, અને બીજા વાયુના તમામ દરદોમાં આ દવા વાતહર તરીકે વપરાય છે. ગરમ અસર તરીકે આ દવા તાવના દરદમાં, સોજાના દરદમાં અને દમના દરદમાં વાપર્યાથી સારી અસર કરે છે.

**વિશેષ વર્ણન**—વેલેરયન જલદ, ગરમ અને હીસ્ટીરીઆ મટાડનાર તરીકે વાયુના દરેક પ્રકારનાં દરદો જેવાં કે તાણ, આંચકી, ઉન્માદ, રકતાશયના ધબકારા વીગેરેમાં ઘણુંજ વપરાય છે. વેલેરયન જો કે વાયુ મટાડવાની જલદ શક્તિ ધરાવે છે તો પણ તે હીંગથી ઉતરતી અસર કરે છે.

**વેલેરયનનાં** નાનાં પ્રમાણો ટરપેનટાઇન અને બીજા વોલેટાઇલ તેલની માફક હોજરીમાં ગરમીની અસર કરે છે; નાડીના ધબકારા વધારે છે; ચામડીના પ્રવાહને વધારે છે; અને માનસિક શક્તિના શ્રમને ઉતારી નાંખે છે. વધારે પ્રમાણો નાડીને નબળી કરે છે, બકારી અને ઉબકા લાવે છે અને ઉન્માદના ચિન્હો ઉત્પન્ન કરે છે.

**ડાકટર નેલીગન** દર્શાવે છે કે **વેલેરયન** કૃમીનાશક અસર સારી કરે છે અને મુખ્યત્વે કરીને પેટના ચરમમાં કે જે ચરમથી તાણ અને આંકડી આવે છે તેવા દરદમાં વાપરવાથી કૃમીનાશક અસર ઘણી ઉત્તમ થાય છે.

---

*SODII VALERIANAS.*: લા૦ સોડી વેલેરીયનસ. અં૦ વેલેરીયેનેટ ઓફ સોડીઅમ.

આ દવા અમીલીક આલ્કોહોલ, સલફ્યુરીક એસીડ, બાયક્રોમેટ ઓફ પોટાશીયમ અને સોડાના મિશ્રણથી તૈયાર કરવામાં આવે છે.

**માત્રા**— ... ... ... ½ થી ૫ ગ્રેન.

**ઉપયોગ**—વેલેરીયેનેટ ઓફ સોડીયમના ગુણ દોષ વેલેરયનને મળતા છે અને જ્યાં વેલેરયન વાપરવાની જરૂર જણાય ત્યાં આ દવા વાપરવાથી વેલેરયનના જેવી અસર થાય છે. આ દવાને બ્રિટીશ ફાર્મા કોપીઆમાં **વેલેરીયેનેટ ઓફ ઝીંક** બનાવવા સારૂ દાખલ કરવામાં આવીછે.

---

*ZINCI VALERIANAS.* લા० ઝીન્સી વેલેરયાનાસ. અં० વેલે-
રીયેનેટ ઓફ ઝીંક.

આ દવા સલ્ફેટ ઓફ ઝીંક અને વેલેરીયેનેટ ઓફ સોડીયમના યોગથી બને છે.

માત્રા— . ... ... ... ૧ થી ૩ ગ્રેન.

ગુણ--કૃમીનાશક, મગજના સ્નાયુઓ પર પૌષ્ટિક ગરમ અસર કરનાર અને વાયુ ચુંક તથા ગોળો મટાડનાર છે.

ઉપયોગ—જે જે દરદોમાં વેલેરીયન અને ધાતુની મિશ્રીત અસર કરવાની જરૂર પડે છે તેવા દરદોમાં ઝીન્સી વેલેરયાનાસ વાપરવાથી સારી અસર થાય છે; દરદો જેવાંકે અપસ્માર (વાઈ) કોરીઆ, હીસ્ટીરીઆ, અને માથાના જુદી જુદી પ્રકારના દુખાવાના દરદો વીગેરે.

કેટલીકવાર આ દવા કૃમીનાશક અસર પણ કરે છે એમ કહેવાય છે.

---

*VALERIANATE OF QUININE.* ( Not official ) લા०
વેલેરીયેનેટ ઓફ કવીનાઇન.

માત્રા— ... ... ... ૧ થી ૫ ગ્રેન.

ઉપયોગ—આ દવા પણ ઔષધી તરીકે કેટલીકવાર વપરાય છે; મુખ્યત્વે કરીને કેટલીક જાતના રહી રહીને આવતા વાતજ્વરના દરદોમાં અને માથાના દુખાવાના દરદોમાં ઉપયોગી થઇ પડે છે એમ કહેવાય છે.

---

*VALERIANATE OF IRON AND VALERIANATE OF AMMONIUM.* અં० વેલેરીયેનેટ ઓફ આયર્ન એન્ડ વેલેરીયેનેટ ઓફ એમોન્યમ.

ઉપયોગ—આ દવાઓ પણ **ઝીન્સી વેલેરીયનના** પ્રમાણુમાં અને જે જે દરદોમાં ઝીન્સી વેલેરયન વપરાય છે ત્યાં ત્યાં વાપરવામાં આવે છે.

---

*PYRETHRI RADIX.* **લા૦** પાયરેથ્રી રેડીક્સ. **અં૦** પેલીટરી રૂટ. **ગુ૦** અક્કલગરાનાં મુળીઆં.

**મુખ્ય બનાવટો.**

*Tinctura Pyrethri.* **લા૦** ટીંચુરા પાયરેથ્રી. **અં૦** ટીંચર ઓફ પેલીટરી **ગુ૦** અક્કલગરાનો અર્ક.

**ગુણ**—જલદ થુંક લાવનાર છે.

**ઉપયોગ—પેલીટરીરૂટ** જ્યારે ચાવવામાં આવે છે ત્યારે તે તરત બળતરાની ગરમીની અસર કરે છે, અને થુંકની ગાંઠો પર ગરમીની અસર કરી થુંકના પ્રવાહને અતિશય વધારે છે; તથા જીભ પર તમ તમાટીની અસર કરી તેની જ્ઞાનેન્દ્રીને નષ્ટ કરે છે; થોડીવાર પછી થુંકનો પ્રવાહ ઘટી જાય છે; આ કારણથી આ દવા એક જલદ થુંક લાવનાર અને જ્ઞાનેન્દ્રીને નષ્ટ કરનાર છે. આ દવા તેની જ્ઞાનેન્દ્રીને નષ્ટ કરવાની અસરને લીધે તે દુખના દાંતના દરદમાં, ગળાના સોજામાં અને બીજા એવા દરદમાં પીડાશામક તરીકે વપરાય છે. જીભના પક્ષઘાતના દરદમાં ( એટલે બોલતાં બોલતાં જીભ અટકતી હોય તેવા દરદમાં ) આ દવા જલદ થુંક લાવનાર અને થુંકની ગાંઠો પર ગરમ અસર કરનાર હોવાથી મુખ્યત્વે કરીને વપરાય છે આ દવાના અર્કમાં રૂનું પુમડું બોળી સડીગએલા દાંતની બખોલમાં મૂકવામાં આવે છે; અને ગળાના દરદમાં અર્કના ( ૧ ડ્રામ અર્ક અને ૨ ઔંસ પાણી ) કોગળા કરવામાં આવે છે.

**ડાકટર રેથ** આ દવા હીસ્ટીરીઆમાં બંધ થઇ જતા દાંતના દરદમાં વાપરવાથી સારી અસર કરે છે એમ જણાવે છે.

---

*SANTONICA.* **લા૦** સેન્ટોનીકા. **અં૦** સેન્ટોનીકા.

**માત્રા**— ... ... ... ... ૧૦ થી ૬૦ ગ્રેન.

*SANTONINUM.* **લા૦** સેન્ટોનીનમ. **અં૦** સેન્ટોનીન.

**માત્રા** } બચ્ચાં વાસ્તે. ૧ થી ૩ ગ્રેન.
પુખ્ત ઉમરના માણસો વાસ્તે. ૨ થી ૬ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Trochisci Santonini.* **લા૦** ટ્રોકીસ્કાઇ સેન્ટોનીની. **અં૦** સેન્ટોનીન લોઝેન્જીસ. **ગુ૦** સેન્ટોનીનની રેવડીઓ.

**રીત**—સેન્ટોનીન... ... ... ... ૭૨૦ ગ્રેન.
ધોએલી સાકર... ... ... ૨૫ ઔંસ.
બાવળનો ગુંદર... ... ... ૧ ઔંસ.
ગુંદરનું પ્રવાહી... ... ... ૨ ઔંસ.
ચોખ્ખુ પાણી... ... ... જોઇએ તેટલુ.

આ બધી દવાઓ મિશ્ર કરીને ૭૨૦ રેવડીઓ બનાવો.

**માત્રા**—૧ થી ૬ ગ્રેન.

**ગુણ**—જલદ કૃમીનાશક છે.

**ઉપયોગ—સેન્ટોનીન એસ્કેરીડસ** અને **લંબ્રીકોઇડસ** નામના કૃમીને વાસ્તે જલદ અને અકસીર કૃમીનાશક દવા છે. કોરીઆ, હાસ્ટીરીઆ અને આંતરડામાં **એન્ટોઝા** નામના કૃમીથી આવતી આંકડીના દરદમાં વાપરવાથી સારો ફાયદો થાય છે. તે ઘણું કરીને રહી રહીને આવતા તાવના દરદમાં **ક્વીનાઈનને** બદલે વપરાય છે; પણ જરા શકમંદ ભરેલા કારણુંથી વપરાય છે. સેન્ટોનાઇનથી પેટના કરમીઆ નાશ પામે છે પણ તેને પેટ બંહાર કાઢવા સારૂ બીજે દીવસે એક જુલાબ આપવાની ખાસ જરૂર રહે છે. સેન્ટોનીન **ટેપવર્મ** અને **થ્રેડવર્મને** માટે નીરૂપયોગી છે તોપણ તે કૃમીઘ્ન તરીકે વારંવાર વપરાય છે.

**વિશેષ વર્ણન—સેન્ટોનીન** પીવામાં આવ્યાથી તે શરીરમાં પીળા રંગની અસર કરે છે, અને કેટલીકવાર તો ભુત પીશાચની છાયાવાલા સ્વપ્નાની અસર બતાવે છે; આ અસર વધારે પ્રમાણ લેવાથી થાય છે. આ દવાનું ત્રણ ગ્રેનનું પ્રમાણ પેશાબને પીળા રંગનો ઉતારે છે; અને આ અસર બે ત્રણ દીવસ સુધી રહે છે; કેટલીકવાર વધારે પ્રમાણથી મુત્રાશયપર સોજો આવી જાય છે. આ દવા રાત્રે સુતી વખતે ઘણો હલકો ખોરાક ખાઇને આપવી જોઇએ અને સવારમાં તરતજ રેચક દવા ખાવી જોઇએ. **થ્રેડવર્મ** નામના કરમીઆના નાશને સારૂ આ દવ

કેસ્ટર ઓઇલ (એરંડીઆ) ની ગુદામાં મારવાની પીચકારીના સંયોગમાં વાપર્યાથી વધારે સારી અસર કરે છે.

ઋતુશ્રાવના દરદોમાં સેન્ટોનાઇન વાપર્યાથી સારી અસર થાય છે અને ઋતુશ્રાવ તરીકે સેન્ટોનીન ઋતુના અનિયમીતપણાના દરદોમાં સારો ફાયદો કરે છે.

( L. 85, ii, 430, 86, i. 61, 132, 280. )

ઋતુશ્રાવ તરીકે સેન્ટોનાઇન વાપરવું કે ન વાપરવું તે અમે વિદ્વાન ડાક્તરોના મગજની નવીન તર્ક શક્તિને સોંપીએ છીએ.

સેન્ટોનાઇન નીચેની દવાના સંયોગમાં વાપર્યાથી કૃમીઘ્ન અસર સારી કરે છે અને પાછળથી તે ઉપર જુલાબ આપવાની કાંઇ જરૂર રહેતી નથી.

| | | | |
|---|---|---|---|
| સેન્ટોનાઇન | ... | ... | ... ૨ ગ્રેન |
| કેલોમલ | ... | ... | ... ૨ ગ્રેન. |
| સાકર | ... | ... | ... ૨ ગ્રેન. |
| સોડા બાયકાર્બોનાસ | | ... | ... ૨ ગ્રેન. |

૧ પડીકું કરવું અને રાતે સુતી વખત પાણી સાથે ફાકી જવું.

( અનુવાદક. )

**વિષદાયક અસરો**—સેન્ટોનાઇન વધારે પ્રમાણમાં લેવાથી સખત માથાનો દુખાવો, ઉલ્ટીઓ, ઝાડાઓ, શરીરની ચંચળતાનો નાશ અને વાચાનો નાશ, ઠંડો પરસેવો, હૃદયની મંદગતિ, શ્વાસોશ્વાસની ક્રિયામાં ઘટાડો; કેસર જેવા રંગનો પેશાબ, ધ્રુજારો, અને આંચકીઓ નીપજાવી દરદીને મર્ણને શરણ કરે છે. કેટલીક વખતે ચામડીપર રાતા ચાઠાંઓ થાય છે.

---

***ANTHEMIDIS FLORES.*** **લા૰ એન્થીમીડીસ ફ્લોરીસ. અં૰ કયામોમાઇલિ ફ્લાવર્સ. ગુ૰ કયામોમાઇલનાં ફુલ.**

***OLEUM ANTHEMIDIS.*** **લા૰ ઓલ્યમ એન્થીમીડીસ. અં૰ ઓઇલ ઓફ કેમોમાઇલ. ગુ૰ કેમોમાઇલનું તેલ.**

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીપાં

**ફુલની મુખ્ય બનાવટો.**

૧ *Infusum Anthemidis.* લા૦ ઇન્ફ્યુઝમ એન્થીમીડીસ. અં૦ ઇન્ફ્યુઝન ઓફ કેમોમાઇલ ગુ૦ કેમોમાઇલની ચા.

**રીત**—કેમોમાઇલનાં ફુલ... ... ... ½ ઔંસ.
ઉકળતું ચોખ્ખું પાણી ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ઔંસ.

**ફુલ અને તેલની બનાવટ.**

૨. *Extractum Anthemidis.* લા૦ એક્સ્ટ્રેક્ટમ એન્થીમીડીસ. અં૦ એક્સ્ટ્રેક્ટ ઓફ કેમોમાઇલ. ગુ૦ કેમોમાઇલનું સત્વ.

**માત્રા**— ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

**ગુણ**—દીપન, પાચન, અને પૌષ્ટિક છે.

ઉપયોગ—કેમોમાઇલ થોડા પ્રમાણમાં અગ્નિવર્ધક અને પૌષ્ટિક અસર કરે છે; અને વધારે પ્રમાણમાં મુખ્યત્વે કરીને તેની ચાના પ્રમાણમાં વમનકારક અસર કરે છે. વધી ગએલા અજીર્ણના દરદમાં આ દવાનું તેલ સારો ફાયદો કરે છે. આ દવામાં તાવ રોકવાની શક્તિ રહેલી છે એમ માનવામાં આવે છે. આ દવાનું તેલ ગરમ અને વાતહર છે; તેથી તે બીજી રેચક દવાઓના સંયોગમાં વાતહર તરીકે વાપરી શકાય છે.

**ડાક્ટર રીંગર** જણાવે છે કે જર્મન કેમોમાઇલનો અર્ક બચ્ચાંઓને થતા ઉનાળામાં અતિસારના દરદમાં ( Summer Diarrhoea ) ઘણી સારી અસર કરે છે.

બાહ્યોપચાર તરીકે આ દવાના ફુલનો પાણીમાં ઉકાળીને લચક અને સોજાના દરદમાં ઉપયોગ કરવાથી સારી અસર થાય છે.

*TARAXACI RADIX.* લા૦ ટારાક્ષસી રેડીક્સ. અં૦ ડાંડીલીયન રૂટ. ગુ૦ ટારાક્ષીકમનાં મૂળીઆં.

**સુકાં મુળીઆંની મુખ્ય બનાવટો.**

૧ *Decoctum Taraxaci.* લા૦ ડીકોકટમ ટારાક્ષસી. અં૦ ડીકોક્શન ઓફ ટારાક્ષીકમ. ગુ૦ ટારાક્ષીકમનો ક્વાથ.

**રીત**—ડાંડીલીયન રૂટ ... ... ... ૧ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— .... ... ... ૨ થી ૪ ઔંસ.

૨ *Extractum Taraxaci Liquidum.* **લા૦** એક્સ્ટ્રેક્ટમ ટારાખ્સસી લીક્વીડમ્. **અં૦** લીકવીડ એકસ્ટ્રેક્ટ ઓફ ડાંડીલીયન. **ગુ૦** ડાંડીલીયનનું પ્રવાહી સત્વ.

**રીત**—ડાંડીલીયન રૂટ ... ... ... ૪૦ ઔંસ.
પુફ્સ્પીરીટ ... ... ... ૪ પાઇન્ટ.
ચોખ્ખુ પાણી ... ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ... ½ થી ૨ ડ્રામ.

**તાજાં મુળીઆંની બનાવટો.**

૩ *Extractum Taraxaci.* **લા૦** એકસ્ટ્રેકટમ ટારાખ્સસી. **અં૦** એક્સ્ટ્રેક્ટ ઓફ ટારાખ્સીકમ. **ગુ૦** ટારાખ્સીકમનું સત્વ.

**માત્રા**— .... ... ... ૫ થી ૩૦ ગ્રેન.

૪ *Succus Taraxaci.* **લા૦** સકસ ટારાખ્સી. **અં૦** જ્યુસ ઓફ ટારાખ્સીકમ. **ગુ૦** ટારાખ્સીકમનો રસ.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

**ગુણ**—મુત્રલ, રેચક, પૌષ્ટિક, પિતશામક અને લોહી સુધારનાર છે.

**ઉપયોગ**—અજીર્ણ, કાળજાના જુના દરદોમાં, મુખ્યત્વે કરીને કાળજાના વધારાના તથા લોહીની ગાંઠોના દરદોમાં, કમળામાં અને ચામડીના જુના દરદોમાં આ દવા અત્યંત ઉપયોગી છે.

**વિશેષ વર્ણન**—ટારાખ્સીકમના ગુણ દોષ એક દવાના ઉપયોગ તરીકે શંકા ઉતપન્ન કરે તેવી અસરો કરે છે.

કાળજાના અનિયમીતપણાના તમામ દરદોમાં, ટારાખ્સી પીતને વધારવામાં તથા વધારો હોય તો ઘટાડવામાં ઘણી સરસ નવાઇ ભરેલી અસર કરે છે. અને આથી કરીને કાળજાના જુદી જુદી જાતના દરદોમાં તેનો વ્હોળો ઉપયોગ થાય છે. લાંબા વખત સુધી આ દવાનો ઉપયોગ કરવાથી રક્તશોધક અસર ઘણી સારી થાય છે એમ ધારવામાં આવે છે.

કાળજાના બગાડથી થએલા જલંદરના દરદમાં આ દવા વધારે પ્રમાણમાં બીજી રેચક અને પીતશામક દવાઓના સંયોગમાં વાપરવાથી સારી અસર કરે છે. ટારાક્ષ્સીકમ લેવાથી પાચન સક્તિ ઘણીજ સારી રીતે સુધરે છે એમ ઘણા દરદીઓ ખાત્રીપૂર્વક જણાવે છે. કેટલાક દરદીઓમાં આ દવા મુત્રલ અસર ઘણી સારી કરે છે.

કાળજાના બગાડથી થએલા જલંદરના દરદમાં નીચેની ફોર્મ્યુલા વાપરવાથી સારી અસર થાય છે.

| | | |
|---|---|---|
| પોટાસ સાઇટ્રાસ | ... ... ... | ૩૦ ગ્રેન. |
| એમોન્યા કલોરાઇડ | ... ... ... | ૩૦ ગ્રેન. |
| મેગ્નેસીઆ સલ્ફાસ | ... ... | ૩ ડ્રામ. |
| સોડા સલ્ફાસ | ... ... ... | ૩ ડ્રામ. |
| એકસ્ટ્રેકટ કેસેકેરાસેગ્રેડા લીકવીડ | ... | ૩૦ ટીંપાં. |
| સકસ ટારાક્ષ્સી | ... ... ... | ૧½ ડ્રામ. |
| ટીંચર પોડોફીલી | ... ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર સ્ટ્રોફેન્થાઇસીસ | ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર નકસવોમીકા | ... ... | ૧૫ ટીંપાં. |
| પાણી | ... ... ... | ૩ ઔંસ |

દીવસમાં ૩ વાર આપવી. ( અનુવાદક. )

કાળજાના ધધારાના દરદમાં તથા અજીર્ણના દરદમાં આ દવા નીચેની દવાઓના સંયોગમાં આપ્યાથી સારી અસર કરે છે.

| | | |
|---|---|---|
| એમોન્યાકલોરાઇડ | ... ... | ૩૦ ગ્રેન. |
| સકસ ટારાક્ષ્સી | ... ... | ૧ ડ્રામ. |
| એકસ્ટ્રેકટ કેસેકરાસેગ્રેડા | ... ... | ૦ાા ડ્રામ. |
| ટીંચર પોડોફીલી | ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર જીંજીર | ... ... ... | ૧૫ ટીંપાં. |
| પીપરમીંટનું પાણી | ... ... | ૩ ઔંસ. |

દીવસમાં ૩ વાર પીવું. ( અનુવાદક. )

*LACTUCA*. **લા૦** લેકટયુકા. **અં૦** લેકટયુકા.

**મુખ્ય બનાવટ.**

૧ *Extractum Lactucae*. **લા૦** એકસ્ટ્રેકટમ લેકટયુકી. **અં૦** એકસ્ટ્રેકટ ઓફ લેકટયુકા. **ગુ૦** લેકટયુકાનું સત્વ.

**માત્રા—** ... ... ... ૫ થી ૧૫ ગ્રેન.

**ઉપયોગ**—આ દવામાં કેટલેક દરજ્જે ઘેન લાવવાની શક્તિ રહેલી છે, અને આથી વારંવાર સૂતી વખતે ઘેન લાવવા સારૂ આ દવા ખાવામાં આવે છે. જે જે દરદોમાં અફીણ ઉંઘ લાવવાની અને કફ મટાડવાની અસર કરતું નથી તે તે દરદોમાં આ દવા વાપરવામાં આવે છે. હાલમાં આ દવા ઓછી વપરાતી નથી.

---

*ARNICAE RHIZOMA*. **લા૦** આરનીશી રાઇઝોમા. **અં૦** આરનીકા રાઇઝોમ. **ગુ૦** આરનીકાના મુળીઆં.

**મુખ્ય બનાવટ.**

૧ *Tinctura Arnicae*. **લા૦** ટીંચુરા આરનીસી. **અં૦** ટીંચર ઓફ આરનીકા. **ગુ૦** આરનીકાનો અર્ક.

**રીત**—આરનીકાનાં મુળીઆં ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ૩૦ ટીપાંથી ૧ ડ્રામ.

**ગુણ**—ગરમ, વધારે પ્રમાણમાં તીક્ષ્ણ ઘેન લાવનાર વિષ છે; બાહ્યોપચારમાં પીડાશામક અને ગુમડાને તથા સોજાને વીખેરી નાંખનાર છે.

**ઉપયોગ—આરનીકા** હલકી જાતના તાવ, પક્ષઘાત અને મરડાના દરદોમાં વપરાય છે; પણ બ્રિટીશ ફાર્માકોપીઆમાં આ દવાના અર્કનો ઉપયોગ લચક, ઢીમણાં અને ગડગુમડના દરદોમાં બાહ્યોપચાર તરીકે ચોપડવા સારૂજ જણાવ્યો છે.

**વિશેષ વર્ણન**—આરનીકા જ્યારે પીવામાં વપરાય છે, ત્યારે તે સોજાની અને ગરમીની અસર કરે છે; અને તેના વિશે એમ ધારવામાં

આવે છે કે તે બરડાના રજ્જુપર ઉપરની અસરો કરે છે. શરીરની બીજી ઈંદ્રીઓપર આ દવાની અસરનો બરાબર સંતોષકારક અખ્તરો કરવામાં આવ્યો નથી; તો પણ તેના વિશે એમ કહેવાય છે કે તે મગજના સ્નાયુઓના દરદથી થતા દુખાવામાં અને જુના સંધીવાના દરદોમાં કેટલેક દરજ્જે અસર કરે છે. મુખ્યત્વે કરીને આ દવા બદો, ગાંઠો, ઢીમણાં અને લચકના દરદોને દાબી દેવામાં બાહ્યોપચાર તરીકે આ દવાનો અર્ક પાણી સાથે મેળવીને ચોપડવામાં વાપરવાથી ઘણીજ સારી અસર કરે છે.

આ દવા આંતરડાપર અને હોજરીપર સોજાની અસર કરે છે.

**વિષદાયક ચિન્હો**—આરનીકા વધારે પ્રમાણમાં ખાવામાં લેવાથી સખત ઉલટીઓ, અતિશય સખત માથાનો દુખાવો, ઝાડા, ચુંક અને નાડીની મંદ ગતી થઇ મરણ નીપજે છે.

**વિષનાશક દવા—ઓપીયમ અને મોરફાઇન આરનીકાની** વિષનાશક દવાઓ છે.

---

*LOBELIA.* **લા૦** લોબીલીયા; **અં૦** લોબીલીઆ.

**મુખ્ય બનાવટો.**

૧ *Tinctura Lobeliae.* **લા૦** ટીંચુરા લોબીલી. **અં૦** ટીંચર ઓફ લોબીલીઆ. **ગુ૦** લોબીલીયાનો અર્ક.

**રીત**—લોબીલીઆનો ભુકો... ... ૨½ ઔંસ.
પ્રુફસ્પિરીટ... ... ... ૨૦ ઔંસ.
**માત્રા**— ... ... ...૧૦ થી ૩૦ ટીંપાં.

૨. *Tinctura Lobeliae Aetherea.* **લા૦** ટીંચુરા લોબીલી ઇથીરીઆ. **અં૦** ઇથરીઅલ ટીંચર ઓફ. લોબીલીઆ. લોબીલીઆનો ઇથર મિશ્રીત અર્ક.

**રીત**—લોબીલીઆ... ... ... ... ૨½ ઔંસ.
સ્પીરીટ ઓફ ઇથર... ... ... ૨૦ ઔંસ.
**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ટીંપાં.

**ગુણ**—નાના પ્રમાણમાં કફઘ્ન, શ્વાસઘ્ન, સ્વેદલ, પીડાશામક અને ચુંક તથા, વાયુનો ગોળો મટાડનાર છે; અને વધારે પ્રમાણમાં વમનકારક, રેચક, તીક્ષ્ણ ઘેન લાવનાર અને રકતાશયને મંદ કરનાર છે.

**ઉપયોગ**—લોબીલીઆ કફથી થએલા દમ, હૃદયશુળ, ઉટાંટીઆના જુના દરદ, ઉધરસ અને ફેફસાના સોજાના ( ત્રિદોષ ) ના દરદમાં કફઘ્ન તરીકે વાપરવાથી સારી અસર કરે છે.

**વિશેષ વર્ણન**—લોબીલીઆની અસરો ઘણી ખરી તમાકુ અને સ્ટ્રેમોનીયમને મળતી આવે છે. આ દવા દમના રોગમાં ઘણીજ સારી અસર કરે છે.

શ્વાસ નળીના દરદથી થએલા દમના રોગમાં **ડાક્ટર રખલદાસ ઘોશ** નીચેની ફોર્મ્યુલા વાપરવાની ખાસ ભલામણ કરે છે અને તેણે આ મિશ્રણથી ઘણાક દમના દરદીઓપર ફતેહ મેળવી હતી.

| | |
|---|---|
| ટીંચર લોબીલીઆ ઇથીરીઆ... ... ... | ૩ ડ્રામ. |
| પોટાસ આયોડીડ... ... ... ... | ૨ ડ્રામ. |
| પોટાસ બ્રોમાઇડ... ... ... ... | ૩ ડ્રામ. |
| એકવા કલોરોફોર્મી .. ... ... ... | ૮ ઔંસ. |

આ દવાઓ મિશ્ર કરી તેનો $\frac{1}{16}$ ભાગ દરેક એક અથવા બે કલાકે દરદ મટે ત્યાં સુધી આપવો.

( **ડાકટર રખલદાસ ઘોશ.** )

## લોબીલીઆની શરીરની જુદી જુદી ઇંદ્રીઓપર અસરો.

**લોબીલીઆ** ઘણી ખરી રીતે તમાકુને મળતી અસરો કરે છે.

**પાચન ક્રિયાના આંતરડાની નળીપર**—લોબીલીઆ વધારે પ્રમાણમાં ચામડી વાટે અગર હોજરીમાં લોહીમાં મળી ગયા પછી એકદમ આ નળીપર સોજો લાવે છે; અને ઉલટીઓ, તથા ઝાડાઓ કરી શરીરની શક્તિનો નાશ કરે છે.

**હૃદય અને લોહીની ગતી—લોબીલીઆ** લોહીના પ્રવાહમાં મળી જાય છે. દેડકાં પરના અખ્તરાથી સિદ્ધ થયું છે કે આ દવા પ્રથમ હૃદયપર ગરમીની અસર કરે છે પણ પાછળથી મંદ અસર કરે છે, અને

હૃદયને **ડાએસ્ટોલ** ( પહોળું કરે છે ) માં પકડે છે. લોહીની ગતી ધીમે ધીમે મંદ પડી જાય છે અને **વેસોમોટર સેન્ટરનો** પક્ષઘાત થાય છે.

**શ્વાસોશ્વાસની ગતી**—આ દવા શ્વાસોશ્વાસની ગતીપર જલદ શાંતીદાયક અસર કરે છે. નાના પ્રમાણમાં તે શ્વાસોશ્વાસને ધીમો પાડે છે; અને વધારે પ્રમાણમાં શ્વાસોશ્વાસની ગતીને એટલી બધી મંદ કરી દે છે કે હૃદય બંધ પડયા પહેલાં શ્વાસોશ્વાસ બંધ થઇ દરદી મરણ પામે છે.

**સ્નાયુપર**—આ દવા વિષદાયક પ્રમાણમાં મૂર્છા અને આંચકી લાવે છે. તે શ્વાસોશ્વાસ અને હૃદયની ગતિને મંદ કરી સ્નાયુઓની શક્તિનો નાશ કરે છે.

**મુત્રાશય—લોબીલીઆ** ઘણી ખરી રીતે ચામડી વાટે અને મુત્રેન્દ્રિં વાટે પરસેવા અને પેશાબના રૂપમાં બહાર નીકળે છે.

**વિષદાયક ચિન્હો**—લોબીલીઆ ઘણા વધારે પ્રમાણમાં લેવાથી પ્રથમ જરા નાડી જલદી ચાલે છે અને પછી ફેર તથા ચક્કર આવે છે. ઉલટીઓ થાય છે, નાડી મંદ પડતી જાય છે; શરીરની તોડ થાય છે, અતિશય અશક્તિ લાગે છે, ઠંડો પરસેવો વળે છે અને શરીર શિથિલ થઈ રક્તાશય અને શ્વાસ બંધ પડે છે અને કેટલીક વખતે આંકડી આવીને મરણ નીપજે છે.

## લોબીલીઆના વિષનાં વિષનાશક ઇલાજો.

**લોબીલીઆ.**
૧. સ્ટમક પંપનો ઉપયોગ કરવો.
૨. વમનકારક દવાઓ પાવી.
૩. ઉષ્ણ ઉપચાર કરવા. હાથેપગે સૂંઠ ચોળવી.
૪. એરંડીઆનો જુલાબ આપવો.
૫. મોરફાઇન અને અફીણ સૂક્ષ્મ પ્રમાણમાં આપવાં.
૬. બ્રાન્ડી, એમોન્યા અને ઇથર વાપરવો.
૭. સ્ટ્રીકન્યાના $\frac{1}{60}$ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.
૮. ટાનીક એસીડ અને ગેલીક એસીડ વાપરવું.
૯. ચાહ તથા કાફી વારંવાર આપવી.

***GUTTA PERCHA*. લા૦ ગટાપર્ચા. અં૦ ગટાપર્ચા.**

**મુખ્ય બનાવટ.**

૧. *Liquor Gutta Percha.* **લા૦** લીકર ગટાપર્ચા. **અં૦** સોલ્યુશન ઓફ ગટાપર્ચા. **ગુ૦** ગટાપર્ચાનું પ્રવાહી.

**રીત**—ગટાપર્ચાના ઝીણા કકડા... ... ... ૧ ઔંસ.
ક્લોરોફોર્મ... ... ... ... ૮ ઔંસ.
કાર્બોનેટ ઓફ લેડ... ... ... ... ૧ ઔંસ.

**ઉપયોગ**—ગટાપર્ચા દવાઓ બનાવવાના ઉપયોગમાં આવે છે. દાતની પોલ બંધ કરવામાં, સ્પ્લીન્ટ બનાવવામાં અને ગટાપર્ચા ટીસ્યુ બનાવવામાં વપરાય છે.

---

***BENZOINUM*. લા૦** બેનઝોઇનમ્. **અં૦** બેનઝોઇન. **ગુ૦** લોબાન.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

***ACIDUM BENZOICUM*. લા૦** આસીડમ્ બેનઝોઇકમ. **અં૦** બેનઝોઇક એસીડ **ગુ૦** લોબાનનાં ફૂલ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૧૫ ગ્રેન.

**મુખ્ય બનાવટો—**

૧ *Tinctura Benzoini Composita.* **લા૦** ટીંચુરા બેનઝોઇની કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ ટીંચર ઓફ બેનઝોઇન. **ગુ૦** લોબાનના ફુલનો મિશ્રીત અર્ક. **ઉપનામ—ફ્રાયર્સ બાલઝમ.**

**રીત**—બેનઝોઇનનો ભુકો... ... .... ૨ ઔંસ.
પ્રીપેર્ડ સ્ટોરેક્સ... ... ... ૧ ½ ઔંસ.
બાલઝમ ઓફ ટોલુ... ... ... ০॥ ઔંસ.
સોકોટ્રાન એલોઝ... ... ... ૧૬૦ ગ્રેન.
રેકટીફાઇડ સ્પીરીટ... ... ... ૨૦ ઔંસ

**માત્રા**— ... ... ... ০॥ થી ૧ ડ્રામ.

**બેનઝોઇન** બેન્ઝોએટેડ લાડં અને **સ્પરમેસેટી મલમ** બનાવવામાં વપરાય છે.

**બેનઝોઇક એસીડ—બેનઝોઇનને** લોઢાના વાસણુમાં તપાવીને તૈયાર કરે છે.

૨ *Trochisci Acidi Benzoici.* **લા૦** ટ્રોકીસ્કાઇ એસીડી બેન્ઝોઇસી. **અં૦** બેનઝોઇક એસીડ લોઝેન્જીસ. **ગુ૦** લોબાનના ફુલની રેવડીઓ.

**રીત**—બેનઝોઇક એસીડ.... ... ... ૩૬૦ ગ્રેન.
ધોએલી સાકર... ... ... ૨૫ ગ્રેન.
બાવળનો ગુંદર... ... ... ૧ ઔંસ.
બાવળના ગુંદરનું પ્રેવાહી... ... ૨ ઔંસ.
ચોખ્ખું પાણી.... ... ... જોઇએ તેટલું.
આ બધાની ૭૨૦ રેવડીઓ બનાવો.

**માત્રા**— ... ... ... ... ૧ થી ૫ રેવડી.

**બેન્ઝોઇક એસીડ ટીંચર કેમ્ફર કો, બેન્ઝોએટ ઓફ એમોનીયમ** અને **એમોનીએટેડ ટીંચર ઓફ ઓપીઅમ** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—ગરમ, કફધ્ન, દુર્ગંધનાશક, લોહી બંધ કરનાર, જંતુ નાશક, અને મુત્રલ છે.

**ઉપયોગ—બેનઝોઇન** અને **બેનઝોએટસની** બનાવટો જુની ઉધરસ, ક્ષય, સળેખમ, ઇન્ફ્લ્યુએન્ઝા, તીક્ષ્ણ સંધીવા, ગાંઠીઓ વા, મૂત્રાશયના સોજા અને ફેફસાના સોજના દરદોમાં વાપરવાથી સારી અસર કરે છે. લોબાનનાં ફળ ઉલ્ટી, ખાંસી અને ઉનવાપર અપાય છે; તેના ફુલને બેનઝોઇક એસિડ કહે છે. લોબાનનાં ફૂલ દમ અને જુની ખાંસી ઉપર તેમજ પેશાબમાં "કાઇલ" જાય છે તે ઉપર અપાય છે. લોબાનના ફૂલના પાણીથી ઉલ્ટી બંધ થાય છે. કેટલીક વખતે બેનઝોઇક એસીડ અને **બેનઝોએટસ** તાવ ઉતારવાની અસર કરે છે અને કોઇ કોઇવાર **સેલીસીલીક એસીડ** કરતાં પણ વધારે સખત તાવ ઉતારવાની અસર કરે છે, પણ આ અસર કેવી રીતે કરે છે તે બરાબર જાણવામાં આવ્યું નથી.

**ફ્રાયર્સ બાલઝમમાં** લીન્ટનો કકડો બોળીને શસ્ત્રથી થએલા તાજા ઘા પર મુકવાથી જલ્દી રૂઝ આવે છે અને તેમાંથી વહેતું લોહી ઝટ બંધ થઇ જાય છે. ગાંડીઆ વાના દરદમાં આ દવા વાપરવાથી **યુરીક એસીડ** ને **હીપ્યુરીક** એસીડના રૂપમાં ફેરવી નાંખે છે અને આથી આ દરદમાં તે સારો ફાયદો આપે છે.

---

*AMMONII BENZOAS.* **લા૦** આમોની બેંઝોઆસ. **અં૦** બેંઝોએટ ઓફ આમોન્યમ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—સોલ્યુશન ઓફ એમોન્યા | ... | ... | | ૩ ઔંસ. |
| બેનઝોઇક એસીડ | ... | ... | ... | ૨ ઔંસ. |
| ચોખ્ખું પાણી | ... | ... | ... | ૪ ઔંસ. |
| **માત્રા**— | ... | ... | ... | ૧૦ થી ૨૦ ગ્રેન. |

**ગુણ**—જલદ હૃદયપર ગરમ અસર કરનાર અને મૂત્રલ છે.

**ઉપયોગ**—એમોન્યા બેંઝોએટ મુત્રલ તરીકે મૂત્રાશયના સોજાના દરદમાં વપરાય છે. તેની ગળી જવાની શકિતને લીધે તે બેંઝોઈક એસીડ કરતાં વધારે વાપરવાને સુગમ થઇ પડે છે; અને તેના જેવી અસરો કરે છે. પેશાબમાં તે **હીપ્યુરીક એસીડના** રૂપમાં જણાય છે.

---

*BENZOSOL.* **લા૦** બેંઝોસોલ. **અં૦** બેંઝોએટ ઓફ ગોયાકોલ.

| | | | | |
|---|---|---|---|---|
| **માત્રા**— | ... | ... | ... | ૪ થી ૧૨ ગ્રેન. |

**ગુણ**—કફઘ્ન અને જંતુનાશક છે.

**ઉપયોગ**—**ડાકટર વોલઝર** આ દવાને ફેફસાના **ટયુબરકયુલોસીસ** નામના દરદની સારવારમાં ૪ ગ્રેનના પ્રમાણમાં વાપરતો હતો અને આથી તેને સારો ફાયદો માલમ પડતો હતો. આ દવા જુની ઉધરસ અને ક્ષયના દરદમાં વાપરવાથી જંતુનાશક અસર ઘણી સારી કરે છે. મધુ પ્રમેહ અને ક્ષયના અતિસારના દરદમાં આ દવા આંતરડામાં દુર્ગંધનાશક અસર કરે છે. આ દવા પાણીમાં ઓગળતી નથી તેથી તેને **બેન્ઝોસોલ**

ટેબ્લોઇડનાં રૂપમાં વાપરવાથી સારો ફાયદો આપે છે. ક્ષયની સારવારમાં આ દવા ગોયાકોલને બદલે વપરાય છે.

આ દવાને ભુકાના રૂપમાં સાકર સાથે ખાવી તે વધારે સારી છે.

---

*BETOL.* **લા૦** બેટોલ. **અં૦** બેટોલ.

**માત્રા**— ... ... ... ૩ થી ૮ ગ્રેન.

**ઉપયોગ**—આ દવા સંધીવા, માથાના દુખાવા, પ્રમેહ અને મુત્રાશયના દરદોમાં વપરાય છે. આ દવાના ગુણ દોષ સેલોલને મળતા છે.

---

*CONVALLARIA.* **લા૦** કોનવેલેરીઆ. **અં૦** કોનવેલેરીઆ મેજેલીસ.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Convallariae.* **લા૦** એક્સ્ટ્રેક્ટમ કોનવેલેરીઆઇ. **અં૦** એક્સ્ટ્રેક્ટ ઓફ કોનવેલેરીઆ. **ગુ૦** કોનવેલેરીઆનું સત્વ.

**માત્રા**— ... ... ... $\frac{1}{2}$ થી ૨ ગ્રેન.

૨ *Extractum Convallariae Fluidum.* **લા૦** એક્સ્ટ્રેક્ટમ કોનવેલેરીઆઇ ફ્લુઇડમ. **અં૦** ફ્લુઇડ એક્સ્ટ્રેક્ટ ઓફ કોનવેલેરીઆ. **ગુ૦** કોનવેલેરીઆનું પ્રવાહી સત્વ.

**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ટીંપાં.

૩ *Tinctura Convallariae.* **લા૦** ટીંચુરા કોનવેલેરીઆઇ. **અં૦** ટીંચર ઓફ કોનવેલેરીઆ. **ગુ૦** કોનવેલેરીઆનો અર્ક.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ટીંપા.

**ઉપયોગ**—આ દવા ઝાઝી વપરાતી નથી. **કોનવેલેરીઆની** બનાવટો **રૂશીઆના ખેડુતો** જલંદરના રોગમાં મૂત્રલ દવા તરીકે વધારે વાપરે છે.

**પ્રોફેસર સી** જણાવે છે કે **કોનવેલેરીઆની** બનાવટો હ્રદયની મંદ ગતીના તમામ દરદોમાં વાપરવી જોઇએ; કારણકે તે ડીજીટેલીસની માફક બકારી અને ઉબકાની અસરો કરતી નથી, અને તેની નસોની સં-

કોચીત ગતિને થકવી નાંખતી નથી.

**ડાકટર સેનસમે** આ દવાનો **ડીજીટેલીસની** જગ્યાએ ઉપયોગ કર્યો હતો અને તેની વેન્ટ્રીક્યુલર કોનટ્રેકશનને વધારવાની અસરની ખાત્રી મેળવી હતી; તોપણ હજુ સુધી આ દવા ડીજીટેલીસથી વધારે સારી અસર કરે છે એવી ખાત્રી મળી નથી. ( B. M. J. 83, i. 148.) કેટલીક વખતે આ દવા હૃદય પૌષ્ટિક તરીકે વાપરવામાં આવે છે.

---

*PULSATILLA.* **લા૦** પલસેટીલા. **અં૦** પલસેટીલા.

**મુખ્ય બનાવટો.**

૧ *Tinctura Pulsatillae.* **લા૦** ટીંચુરા પલસેટીલી. **અં૦** ટીંચર ઓફ પલસેટીલા. ગુ૦ પલસેટીલાનો અર્ક.

**માત્રા—** ... ... ... ૫ થી ૩૦ ટીંપાં.

**ઉપયોગ—**આ દવા ઓછી વપરાતી નથી. **પલસેટીલા** લોહીની ફરવાની ગતીને, શ્વાસોશ્વાસની ગતિને અને બરડાના રજ્જુને મંદ કરે છે. દમ, કફ અને જૂની ખાંસીના દરદમાં આ દવા સારી અસર કરે છે એવું કહેવામાં આવે છે. અંદરની ત્વચાના જુદી જુદી જાતના પ્રવાહના દરદમાં આ દવા વપરાય છે. પ્રદરના દરદમાં આ દવાને લોશન તરીકે અને ઋતુશ્રાવના અનિયમીત દરદોમાં ઋતુશ્રાવ તરીકે ખાવા તરીકે વાપરવાની ભલામણ કરવામાં આવે છે. ( **બ્રન્ટન.** )

---

*HYDRASTIS RHIZOMA.* **લા૦** હાઇડ્રાસ્ટીસ રાઇઝોમા. **અં૦** હાઇડ્રાસ્ટીસ રાઇઝોમ.

**ઉપનામ—ગોલ્ડન સીલ.**

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Hydrastis Liquidum.* **લા૦** એકસ્ટ્રેકટમ હાઇડ્રાસ્ટીસ લીકવીડમ. **અં૦** લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ હાઇડ્રાસ્ટીસ. **ગુ૦** હાઇડ્રાસ્ટીસનું પ્રવાહી સત્વ.

**માત્રા—** ... ... ... ૫ થી ૩૦ ટીંપાં.

૨ *Tinctura Hydrastis.* **લા૦** ટીંચુરા હાઇડ્રાસ્ટીસ. **અં૦** ટીંચર ઓફ હાઇડ્રાસ્ટીસ. **ગુ૦** હાઇડ્રાસ્ટીસનો અર્ક.

**માત્રા—** ... ... .... ૨૦ થી ૬૦ ટીંપાં.

**હાઇડ્રાસ્ટીસની ઘરગતુ બનાવટો—**

૧ *EXTRACTUM HYDRASTIS.* **લા૦** એકસ્ટ્રેકટમ હાઇડ્રાસ્ટીસ.

**માત્રા—** .... ... ... ૨ થી ૫ ગ્રેન.

૨ *HYDRASTIN.* **લા૦** હાઇડ્રાસ્ટીન.

**માત્રા—** .... ... ... ૨ થી ૬ ગ્રેન.

૩ *HYDRASTINA.* **લા૦** હાઇડ્રાસ્ટીના.

**માત્રા—** ... ... ... $\frac{1}{4}$ થી ૧ ગ્રેન.

૪ *HYDRASTINAE HYDROCHLORAS.* **લા૦** હાઇડ્રાસ્ટીની હાઇડ્રોકલોરાસ.

**માત્રા—** ... ... ... $\frac{1}{2}$ થી ૧ ગ્રેન.

૫ *HYDRASTININE.* **લા૦** હાઇડ્રાસ્ટીનાઇન.

૬ *HYDRASTININAE HYDROCHLORAS.* **લા૦** હાઇડ્રાસ્ટીનાઇની હાઇડ્રોકલોરાસ.

**માત્રા—** ... ... ... $\frac{3}{4}$ થી ૧$\frac{1}{2}$ ગ્રેન.

ગુણ—પૌષ્ટિક, ગ્રાહીક, અગ્નિવર્ધક, પીતશામક ઠંડો રેચક, દુર્ગંધનાશક અને ગરમ છે.

**ઉપયોગ—હાઇડ્રાસ્ટીસની બનાવટો** જૂના મુત્રાશયના દરદોમાં પરમીઆમાં પ્રદરમાં તથા બીજા એવા પ્રવાહના દરદોમાં વારંવાર વપરાય છે. અનિયમીત ઋતુશ્રાવના દરદમાં આ દવા વાપરવાથી સારો ફાયદો થાય છે. વધી ગએલા અજીર્ણના દરદમાં પૌષ્ટિક અને અગ્નિ વર્ધક અસર કરવા સારૂ આ દવા વપરાય છે. પારાની દવાથી આવેલા મોંના દરદમાં, ચાંદીના દરદમાં અને ગળાના જુદી જુદી જાતનાં દરદોમાં આ દવાના પ્રવાહી સત્વનો ચોપડવા તરીકે ઉપયોગ કરવાથી સારી અસર કરે છે. જ્યારે આ દવા ચોપડવાથી તમતમાટીની અસર વધારે થાય ત્યારે તેને પાણી સાથે મીશ્ર

કરીને ચોપડવાથી તમતમાટીની અસર ઘણી ઓછી થાય છે.

આ દવાની ગ્રાહીક અસર કરવા સારૂ જે જે દરદોમાં અરગટની બનાવટો વપરાય છે તે તે દરદોમાં આ દવા વાપરવાથી અરગટના જેવી અસર થાય છે.

કેટલાક ગ્રંથકારો જણાવે છે કે તે હૃદયના દરદોમાં ડીજીટેલીસના જેવી અસર કરે છે. આ દવામાં તાવ રોકવાની શક્તિ રહેલી છે; તોપણ તે કવીનાઇન કરતાં ઘણી ઓછી તાવ રોકવાની શક્તિ ધરાવે છે. કેટલાક પ્રસંગે આ દવા ક્ષય રોગમાં વળતા રાતના પરસેવાને દાબી દેવામાં ઘણી ઉપયોગી માલમ પડી છે.

હાઇડ્રાસ્ટીસ કડવું હોવાને લીધે તે ક્ષુધાને અને પાચન ક્રિયાને, વધારે છે; અને જઠર રસ તથા આંતરડાના પ્રવાહ અને તેની પેચ પેચ વાળી ગતી પર ગરમીની અસર કરે છે; આ કારણોને લીધે તે અગ્નિ વર્ધક, પૌષ્ટિક અને ઠંડુ રેચક છે.

શરીરની અંદરની ચામડીપર રક્તશોધક અને પૌષ્ટિક અસર કરવાની હાઇડ્રીસ્ટીસમાં શક્તિ રહેલી છે એવું કહેવાય છે.

તે પીત્તના અને મૂત્રના પ્રવાહને ધીમે ધીમે વધારે છે; વળી તેનામાં ગર્ભાશયને સંકોચીત કરવાની શક્તિ રહેલી છે જો કે અરગટના જેવી સખત સંકોચીત કરવાની શક્તિ તેનામાં રહેલી નથી. વધારે પ્રમાણમાં તે હૃદયની ગતિને મંદ કરનાર છે. બરોલના વધારાના દરદમાં તે બરોલને નાની કરે છે.

હાઇડ્રાસ્ટીસના વિશે એવું કહેવાય છે કે તેનામાં ગર્ભપાત કરવાની શક્તિ રહેલી છે; પણ આ શક્તિ તે કરે છે કે નહીં તે ઘણું શકમંદ છે.

ડાકટર શુમેકરે આ દવાના પ્રવાહી સત્વને ચામડીના દરદોમાં ગરમ અને ગ્રાહીક ચોપડવાની દવા તરીકે વાપર્યું હતું. (L '85, ii. 87.)



***HAMAMELIDIS CORTEX.*** **લા૦ હેમેમેલીડીસ કોરટેક્સ.**

**અં૦ હેમેમેલીસ બાર્ક. ગુ૦ હેમેમેલીસની છાલ.**

**ઉપનામ—વીચ-હેઝલ બાર્ક.**

**મુખ્ય બનાવટો.**

૧ *Tinctura Hamamelidis.* લા૦ ટીંચુરા હેમેમેલીડીસ. અં૦ ટીંચર ઓફ્ હેમેમેલીડીસ. ગુ૦ હેમેમેલીડીસનો અર્ક.

**માત્રા**— ... ... ... ½ થી ૧ ડ્રામ્.

૨ *Hamamelin.* લા૦ હેમેમેલીન. અં૦ હેમેમેલીન.

**ઉપનામ**—હેમેમેલીડીન.

**માત્રા**— ... ... ... ૧ થી ૫ ગ્રેન.

૩ *Extractum Hamamelidis.* લા૦ એકસ્ટ્રેકટમ હેમેમેલીડીસ. અં૦ એકસ્ટ્રેકટ ઓફ્ હેમેમેલીસ. ગુ૦ હેમેમેલીસનું સત્વ.

**માત્રા**— ... ... ... ½ થી ૨ ગ્રેન.

*HAMAMELIDIS FOLIA.* લા૦ હેમેમેલીડીસ ફોલીઆ. અં૦ હેમેમેલીસ લીવ્ઝ. ગુ૦ હેમેમેલીસનાં પાંદડાં.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Hamamelidis Liquidum.* લા૦ એકસ્ટ્રેકટમ હેમેમેલીડીસ લીકવીડમ્. અં૦ લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ્ હેમેમેલીડીસ. ગુ૦ હેમેમેલીડીસનું પ્રવાહી સત્વ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૫ ટીપાં.

૨ *Liquor Hamamelidis.* લા૦ લાઇકર હેમેમેલીડીસ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૫ ટીપાં.

૩ *Unguentum Hamamelidis.* લા૦ અંગવેન્ટમ હેમેમેલીડીસ. અં૦ ઓઇન્ટમેંટ ઓફ્ હેમેમેલીડીસ. ગુ૦ હેમેમેલીડીસનું મલમ.

**રીત**—લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ્ હેમેમેલીસ ૧ ઔંસ.
સાદુ મલમ ... ... ... ૯ ઔંસ.

૪ *Hazeline.* લા૦ હેઝેલાઇન. અં૦ હેઝેલાઇન.

**માત્રા**— ... ... ... ૦॥ થી ૩ ડ્રામ.

૫ *Distilled Extract of Witch Hazl.* અં૦ ડીસ્ટીલ્ડ એ-
ક્સ્ટ્રેક્ટ ઓફ્ વીચ હેઝલ.

**ઉપનામ**—પોન્ડસ એકસ્ટ્રેકટ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ટીંપાં.

**ગુણ**—રક્તસ્તંભક અને ગ્રાહીક છે.

**ઉપયોગ—હેમેમેલીસની** બનાવટો મરડા, અને અતિસારમાંથી પડતા લોહીવાળા ઝાડાના દરદમાં, ક્ષયમાં પડતા લોહીના ગળફાવાળા દરદમાં, પેશાબવાટે લોહી નીકળતા પેશાબના દરદમાં, રક્તદુઝતા મસાના દરદમાં અને અતિશય આવતા ઋતુશ્રાવના દરદમાં વાપરવાથી સારો ફાયદો થાય છે.

**ડાકટર રખલદાસ ઘોસ** જણાવે છે કે હેમેમેલીસની બનાવટો મરડામાં થતા રક્તશ્રાવપર ઘણી સારી અસર કરે છે.

**હેઝેલાઈનના ગુણદોષ.**

**ગુણ**—જલદ રક્તસ્તંભક અને ગ્રાહીક છે.

**ઉપયોગ—હેઝેલાઇન** નાક, ફેફસાં, હોજરી, આંતરડા, મુત્રાશય અને ગર્ભાશયમાંથી થતા રક્તશ્રાવના દરદોમાં ૧ થી ૩ ડ્રામ સુધીના પ્રમાણમાં દરેક કલાકે જ્યાંસુધી લોહી બંધ થાય ત્યાંસુધી લેવામાં આવ્યાથી રક્તશ્રાવના દરદો નાબુદ કરે છે.

નાકમાંથી થતા રક્તશ્રાવના દરદમાં આ દવા નાકવાટે સુંઘવામાં આવે છે.

સુજી ગએલા ગળાના દરદોમાં, આવી ગએલા મોંના દરદમાં, દાંતના અવાળાના દરદમાં, અને દાંતના દુખાવાના દરદમાં હેઝેલાઇન પાણી સાથે મિશ્રકરીને કોગળા કરવાથી સારી અસર કરે છે.

જુના સંધીવાના દરદમાં, લંગડા પડી ગએલા સાંધાના દરદમાં, સુજી ગએલા ભાગપર, લચક, કરમોડ અને બીજા એવા દરદોમાં હેઝેલાઇન ચોપડવાથી સારી અસર થાય છે.

મસાના દુખાવામાં, દાહમાં, રતવામાં અને ખરજવાના દરદમાં

હેઝેલાઇનની અંદર લોટનસ એબસોરબન્ટ કોટન બોળીને લગાડવાથી સારી અસર થાય છે.

મળાશયની અંદરના રક્ત ઝુઝતા મસાના દરદમાં હેઝેલાઇનના ૪ ડ્રામ ગરમ પાણીના ૪ ડ્રામમાં મેળવીને ગુદાવાટે પીચકારી માર્યાથી દુખાવો અને લોહી બંધ થાય છે, અને સવાર બપોર અને સાંજે હેઝેલાઇનનો એક એક ડ્રામ પીવાથી લોહી પડતું બંધ થાય છે.

અતિસાર, મરડા અને આંતરડાના સોજાનાં દરદમાં ફલાલીનના કકડાને ગરમ પાણીમાં ભીંજાવીને તે પર થોડું હેઝેલાઇન છાંટીને પેડુપર વીંટાળવાથી ઘણી સારી અસર થાય છે; અને આવા દરદોમાં તેના ૩૦ ટીપાં દરેક ત્રણ ત્રણ કલાકે લેવાથી સંપુર્ણ રીતે આરામ થાય છે. આંતરડામાંથી થતા રક્તશ્રાવના દરદમાં હેઝેલાઇનના એક ઔંસને પાણીના ૧ ઔંસમાં મેળવીને તેની ગુદાવાટે પીચકારી મારવાથી રક્તશ્રાવ બંધ થઇ જાય છે. ( Brit. Med. Journ. Vol. I. 1885. )

અતિશય વહેતા ઋતુશ્રાવના દરદમાં હેઝેલાઇનનો ૧ ડ્રામ દીવસમાં ત્રણવાર દરરોજ લેવાથી ઘણો સારો ફાયદો થાય છે. ( Practitioner. Vol. 33 ).

ઘામાંથી વહેતા અતિશય લોહીનાં દરદમાં જ્યારે બહારના ગ્રાહીક ઉપચારો નિષ્ફળ જાય છે ત્યારે હેઝેલાઇન પીવામાં આવ્યાથી રક્તસ્તંભક અસર સારી કરે છે. ( Indian Med. Record, March I. 1891.)

મરડામાં થતા રક્તશ્રાવના દરદોમાં હેઝેલાઇન વાપર્યાથી રક્તશ્રાવ બંધ થાય છે. (Indian Med. Gazotte. Sept. 1891.)

**ડાકટર. જે. ડબલ્યુ. આર. ફીલપોટસ** જણાવે છે કે **"રક્તશ્રાવ અને તેની સારવારમાં હેઝેલાઇનની. રક્તસ્તંભક અસર ઘણીજ ઉમદા છે;"** અને તેથી હેઝેલાઇન જેવી દવા બીજી એકે નથી.

---

*STROPHANTHI SEMINA.* **લા૦** સ્ટ્રોફેન્થી સેમીના. **અં૦** સ્ટ્રોફેન્થસ સીડસ.

મુખ્ય બનાવટો.

૧. *Extractum Strophanthi.* લા૦ એકસ્ટ્રેકટમ સ્ટ્રોફ્રિન્થી. અં૦ એકસ્ટ્રેકટ ઓફ્ સ્ટ્રોફ્રિન્થસ. ગુ૦ સ્ટ્રોફ્રિન્થસનું સત્વ.

માત્રા— ... ... ... $\frac{1}{4}$ થી ૧ ગ્રેન.

૨. *Tinctura Strophanthi.* લા૦ ટીંચુરા સ્ટ્રોફ્રિન્થી. અં૦ ટીંચર ઓફ્ સ્ટ્રોફ્રિન્થસ. ગુ૦ સ્ટ્રોફ્રિન્થસનો અર્ક.

માત્રા— ... ... ... ૫ થી ૧૫ ટીપાં.

૩. *Strophanthin.* લા૦ સ્ટ્રોફ્રિન્થીન.

માત્રા— ... ... ... $\frac{1}{600}$ થી $\frac{1}{100}$ ગ્રેન.

આ દવા ત્વચા વાટે પીચકારી મારવાના કામમાં વપરાય છે.

ગુણ—હૃદયપૌષ્ટિક અને મુત્રલ છે. નાના પ્રમાણમાં પૌષ્ટિક અને અગ્નિવર્ધક છે.

ઉપયોગ—જવર, રક્તાશયના વ્યાધિ, જળંદર અને મૂત્રનષ્ટતાના રોગ ઉપર વપરાય છે. આ દવા ડીજીટેલીસના જેવી અસર કરે છે અને કેટલીકવાર તેના કરતાં વધારે સારી અસર કરે છે માટે જે જે દરદોમાં ડીજીટેલીસનો ઉપયોગ થાય છે ત્યાં સ્ટ્રોફ્રિન્થ વાપરવાથી ઘણી સારી અસર થાય છે. સ્ટ્રોફ્રિન્થસ પીવામાં લેવાથી રક્તાશયની ગતિમાં સારો સુધારો થાય છે; નાડી ભરેલી વધારે નિયમીત અને ધીમી ચાલે છે; શ્વાસોશ્વાસની ક્રિયામાં સારી અસર થાય છે અને સ્હેલાઇથી તેની ગતીમાં ઉત્તેજન મળે છે. મૂત્રનો પ્રવાહ સારી રીતે વધે છે અને પેશાબ સારી રીતે ઉતરી મૂત્રલ અસર સારી થાય છે; અને સોજાઓ દબાઇ જાય છે.

ડીજીટેલીસ લેવાથી ભુખનો નાશ, બકારી, ઉલટીઓ, અને બેચેની થાય છે પણ આ દવા લેવાથી ઉપરનાં કાંઇ પણ ચિન્હો થતાં નથી.

રક્તાશયની નબળાઇના તમામ દરદોમાં આ દવા વાપરવાથી હૃદય પૌષ્ટિક અસર ડીજીટેલીસના કરતાં ઘણી સારી રીતે થાય છે. જળંદરના દરદમાં આ દવા ડીજીટેલીસ જોડે વાપરવાથી મૂત્રલ અસર ઘણી ઉમદા રીતે કરે છે.

ડાકટર. ડબલ્યુ, એચ, બ્રોડબેન્ટ, જણાવે છે કે જ્યારે રક્તાશયની નબળાઇના દરદમાં ડીજીટેલીસની અસર નિષ્ફળ જાય છે અને બેચેની ઉબકા તથા ઉલ્ટીઓ થાય છે ત્યારે સ્ટ્રોફેન્થસ વાપરવાથી હૃદયપોષ્ટિક અને રક્તશોધક અસર ઘણી સારી રીતે થાય છે.

( લમ્બેઇન લેકચર. ૧૮૯૧. )

---

*OLEUM OLIVAE.* લા૦ ઓલ્યમ ઓલીવી અં૦ ઓલીવ ઓઇલ, સાલીડ ઓઇલ.

**માત્રા—** ... ... ... ૧ ડ્રામથી ૧ ઔંસ.

*SAPO DURAS.* લા૦ સાપો ડયુરાસ. અં૦ હાર્ડસોપ.. ગુ૦ કઠણ સાબુ. ઓલીવઓઇલ અને સોડાનું મિશ્રણ.

**ઉપનામ—** વ્હાઇટ કેસ્ટાઇલ સોપ

**માત્રા—** ... ૫ થી ૨૦ ગ્રેન. ખટાશ દુર કરવા સારૂ.

*SAPO MOLLIS.* લા૦ સાપો મોલીસ. અં૦ સૉફ્ટ સોપ. ગુ૦ નરમ સાબુ. પોટાશ અને ઓલીવ ઓઇલનું મિશ્રણ.

*SAPO ANIMALIS.* લા૦ સાપો એનીમેલીસ. અં૦ એનીમલ સોપ. સોડા તથા જનાવરની ચરબીથી બને છે.

**ઓલીવ ઓઇલની બનાવટો.**

**ઓલીવ ઓઇલ લીનીમેન્ટ એમોન્યા, લાઇમ, અને કેમ્ફર,** ઘણી જાતના **પ્લાસ્તરો, મલમો, મેગ્નેસીઆ સલફાસની એનીમા** અને **બ્લીસ્ટરીંગ** પેપર બનાવવાના કામમાં વપરાય છે.

**કઠણ સાબુની બનાવટો.**

૧ *Linimentum Saponis.* લા૦ લીનીમેન્ટમ સેપોનીસ. અં૦ લીનીમેન્ટ ઓફ સોપ. ગુ૦ સાબુનું ચોપડવાનું તેલ.

**રીત—** કઠણ સાબુ ... ... ... ૨ ઔંસ.
કેમ્ફર ... ... ... ૧ ઔંસ.
રોઝમરીનું તેલ ... ... ... ૩ ડ્રામ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૧૬ ઔંસ.

ચોખ્ખું પાણી ... ... ... ૪ ઔંસ.

આ ચોપડવાનું તેલ સાધારણ ઓપોડેલ્ડોકના નામથી ઓળખાયછે.

૨ *Pilula Saponis Composita.* લા૦ પીલ્યુલા સેપોનીસ કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ પીલ ઓફ સોપ. ગુ૦ સાબુની મિશ્રીત ગોળીઓ.

**ઉપનામ—પીલ્યુલા ઓપાઈ.**

**રીત**—અફીણ ... ... ... ૪ ડ્રામ.

કઠણ સાબુ ... ... ... ૨ ઔંસ.

ગ્લીસરાઇન ... ... ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ... ૩ થી ૫ ગ્રેન.

આ ગોળીના ૬ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાએલું છે.

**નરમ સાબુની બનાવટ.**

નરમ સાબુ લીનીમેન્ટ ટરપેનટાઇન બનાવવાના કામમાં વપરાય છે.

**એનીમલ સોપની મુખ્ય બનાવટો.**

૧ *Emplastrum Saponis.* લા૦ એમ્પ્લાસ્ટ્રમ સેપોનીસ. અં૦ સોપ પ્લાસ્તર. ગુ૦ સાબુનું પ્લાસ્તર.

**રીત**—કર્ડ સોપ ... ... ... ૬ ઔંસ.

લેડ પ્લાસ્તર ... ... ... ૨$\frac{1}{4}$ પૌંડ.

રેઝીન ... ... ... ૧ ઔંસ.

૨ *Emplastrum Saponis Fuscum.* અં૦ બ્રાઉન સોપ પ્લાસ્તર.

**રીત**—કર્ડ સોપ ... ... ... ૧૦ ઔંસ.

પીળું મીણ ... ... ... ૧૨$\frac{1}{2}$ ઔંસ.

ઓલીવ ઓઇલ ... ... ૨૦ ઔંસ.

ઓકસાઇડ ઓફ લેડ ... ... ૧૫ ઔંસ.

વીનેગર ... ... ૧ ગ્યાલન.

એનીમલ સોપ, રેઝીન પ્લાસ્તર, એકસ્ટ્રેક્ટ કોલોસીન્થ કો, લીનીમેન્ટ ઓફ આયોડીડ ઓફ પોટાશ્યમ અને સોપ, કો-

**ફૉસ્ફરસ પીલ, કમ્પાઉન્ડ સ્કેમોનીપીલ, મોરફાઇન, કારબોલીક એસીડ અને ટેનીક એસીડની ગોળીઓ** બનાવવાના કામમાં વપરાય છે.

**ઓલીવ ઓઇલના ગુણ દોષ.**

ગુણ—સ્હેજ રેચક, દુર્ગંધનાશક, જંતુનાશક, પૌષ્ટિક, ચીકાશયુક્ત અને ચામડીને સુંવાળી તથા નરમ કરનાર છે.

**ઉપયોગ—બાહ્યોપચાર તરીકે—ઓલીવ ઓઇલ** ચામડીના દરદોમાં ચોળવાથી ચામડીને સાફ નરમ અને સુંવાળી બનાવે છે. નબળાઇમાં વળતા પરસેવાના દરદમાં તે શરીરપર ચોળવાથી પરસેવાને બંધ કરે છે; અને આવી રીતે તે દુર્ગંધનાશક અને જંતુનાશક તરીકે શીતળા અને પ્લેગના ચેપી દરદમાં ફેનલના સંયોગમાં મીશ્ર કરીને ચોપડવાના કામમાં વપરાય છે. દાઝ તથા લુખસના દરદ ઉપર તે ચોપડવાથી પીડાશામક અસર કરે છે.

**અંદરના ઉપચાર તરીકે—ઓલીવ ઓઇલ** તીક્ષ્ણ સોજો લાવનાર વિષના દરદમાં **ફૉસફરસ સિવાયના** કેસમાં ખાવા તરીકે ચીકાશ યુક્ત અસર કરવા સારૂ વાપરવાથી સારો ફાયદો આપે છે. થોડા પ્રમાણમાં આંતરડાની નળીમાં ઓલીવ ઓઇલ કૉડલીવર ઓઇલના જેવી પુષ્ટિકારક અસર કરે છે; આથી કરીને તે ક્ષયનાં દરદોમાં પૌષ્ટિક ખોરાક તરીકે વાપરી શકાય છે. વધારે પ્રમાણમાં ( ૧ થી ૨ ઔંસ) તે ઠંડી રેચક અસર કરે છે; અને આથી મળાશયના ચાંદાના, બંધકોશના, અને સુજેલા પીડા કરનાર મસાના, આંતરડાના અને અફીણથી થતા બંધકોશના દરદોમાં નરમ અને પીડા વગરના ઝાડા લાવવા સારૂ વપરાય છે.

પીતાશયની કાંકરીના દરદમાં, અને આંતરડાની હરકતના દરદમાં ઓલીવ ઓઇલ વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે; કારણ કે ચોખ્ખા ઓલીવના તેલમાં કાંકરીને તથા પથરીને પીગાળવાની શક્તિ રહેલી છે.

**સાબુની બનાવટના ગુણદોષ.**

**ઉપયોગ**—સાબુ ખરાશ દુર કરવાની અસર કરવા સારૂ ખાવા તરીકે વપરાય છે; પણ તે ભારે હોવાથી હોજરીમાં પાચન થતો નથી.

સપીવા અને ચામડીના દરદોપર તેનું ચોપડવાનું તેલ વાપરવાથી સારી અસર થાય છે; સાંધાના તીક્ષ્ણ દરદોમાં તેની સાથે અફીણ ચોપડવાનું તેલ મીશ્ર કરીને વાપરવાથી સાંધામાં થતા દુખાવાને દબાવી દે છે.

પુખ્ત ઉમરના માણસોના બંધકોશના દરદોમાં સાબુ અને ગરમ પાણીની ગુદાવાટે પીચકારી મારવાથી રેચક અસર સારી થાય છે.

---

*ACIDUM OLEICUM.* લા૦ આસિડમ ઓલીકમ. અં૦ ઓલીક એસીડ.

ઉપયોગ—આ દવા ફાર્માકોપીઆમાં બીજી ઓલીએટની દવાઓ બનાવવામાં વપરાય છે. બીજા તેલ કરતાં આ તેલ ઘણું પાતળું છે, અને ચામડીપર તે સ્હેલાઇથી લગાડી શકાય છે. જ્યારે ચામડીપર તે ચોપડવામાં આવે છે, ત્યારે ચામડીને સાફ સુંવાળી રેશમ જેવી કરે છે.

---

*OLEATUM HYDRARGYRI.* લા૦ ઓલીએટમ હાઇડ્રારજીરી. અં૦ ઓલીએટ ઓફ મરક્યુરી.

ઉપયોગ—ઓલીએટ ઓફ મરક્યુરી પારાના જુદી જુદી જાતના મલમ બનાવવામાં વપરાય છે...

---

*OLEATUM ZINCI.* લા૦ ઓલીએટમ ઝીન્સી. અં૦ ઓલી એટ ઓફ ઝીંક.

**મુખ્ય બનાવટ.**

*Unguentum Zinci Oleati.* લા૦ અંગવેન્ટમ ઝીન્સી ઓલીએટી. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ ઓલીએટ ઓફ ઝીંક.

| | | | |
|---|---|---|---|
| રીત—ઓલીએટ ઓફ ઝીંક | ... | ... | ૧ ઔંસ. |
| સોફ્ટ પેરાફીન | ... | ... | ૧ ઔંસ. |

ઉપયોગ—આ દવા ચામડીપર લગાડવાથી લોહીમાં ઝટ મળી જાય તેવી નથી; આ દવામાં ચામડીને સુકવી નાંખવાની અસર રહેલી છે; જેથી તે ખરજવા અને ચામડીના દરદપર બભરાવવાથી તેમાંથી ઝમતું

પાણી બંધ થઇ જાય છે અને ઝટ રૂઝ આવે છે. આ દવાનું મલમ ઉપરના દરદોમાં ઉપરની અસર સારૂ વાપરવામાં આવે છે.



*GLYCERINUM.* લા૦ ગ્લીસરાઇનમ. અં૦ ગ્લીસરાઇન. ગુ૦ ગ્લીસરાઇન.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

**મુખ્ય બનાવટો**—

૧ *Glycerinum Acidi Carbolici.* લા૦ ગ્લીસસરાઇનમ એસીડી કારબોલીશી. અં૦ ગ્લીસરાઇન ઓફ્ કારબોલીક એસીડ. ગુ૦ કારબોલીક એસીડ મિશ્રિત ગ્લીસરાઇન.

**રીત**—કારબોલીક એસીડ ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન. ... ... ... ૪ ઔંસ.

૨ *Glycerinum Acidi Gallici.* લા૦ ગ્લીસરાઇનમ એસીડ ગ્યાલીસી. અં૦ ગ્લીસરાઇન ઓફ્ ગેલીક એસીડ. ગુ૦ ગેલીક એસીડ, મિશ્રિત ગ્લીસરાઇન.

**રીત**—ગેલીક એસીડ ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૪ ઔંસ.

૩ *Glycerinum Acidi Tannici.* લા૦ ગ્લીસરાઇનમ એસીડી ટેનીસી. અં૦ ગ્લીસરાઇન ઓફ્ ટેનીક એસીડ. ગુ૦ ટેનીક એસિડ મિશ્રિત ગ્લીસરાઇન.

**રીત**—ટેનીક એસીડ ... ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૪ ઔંસ.

૪ *Glycerinum Aluminis.* લા૦ ગ્લીસરાઇનમ આલુમીનીસ. અં૦ ગ્લીસરાઇન ઓફ્ આલમ. ગુ૦ ફટકડી મિશ્રિત ગ્લીસરાઇન.

**રીત**—ફુલાવેલી ફટકડી ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૫ ઔંસ.

૫ *Glyc rinum Boracis.* લા૦ ગ્લીસરાઇનમ બોરાસીસ. અં૦ ગ્લીસરાઇન ઓફ્ બોરેક્સ. ગુ૦ ટંકણખાર મિશ્રિત ગ્લીસરાઇન.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—બોરેક્સ | ... | ... | ... | ૧ ઔંસ. |
| ગ્લીસરાઇન | .. | ... | ... | ૪ ઔંસ. |
| ચોખ્ખુ પાણી | | ... | ... | ૨ ઔંસ. |

૬ *Glycerinum Plumbi Subacetatis.* **લા** ગ્લીસરાઇનમ પ્લંબી સબએસીટેટીસ. **અં૦** ગ્લીસરાઇન. ઓફ્ સબ એસીટેટ ઓફ્ લેડ.

| | | | |
|---|---|---|---|
| **રીત**—એસીટેટ ઓફ્ લેડ | ... | ... | ૫ ઔંસ. |
| ઓક્સાઇડ ઓફ્ લેડ | ... | ... | ૩½ ઔંસ. |
| ગ્લીસરાઇન ... | ... | ... | ૧ પાઇંટ. |
| ચોખ્ખુ પાણી | ... | ... | ૧૨ ઔંસ. |

૭ *Glycerinum Amyli.* **લા૦** ગ્લીસરાઇનમ અમાઇલી. **અં૦** ગ્લીસરાઇન ઓફ્ સ્ટાર્ચ. **ગુ૦** ચરબી મિશ્રિત ગ્લીસરાઇન.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—સ્ટાર્ચ | ... | ... | ... | ૧ ઔંસ. |
| ગ્લીસરાઇન ... | | ... | ... | ૫ ઔંસ. |
| ચોખ્ખુ પાણી | | ... | ... | ૩ ઔંસ. |

૮ *Glycerinum Tragacanthae.* **લા૦** ગ્લીસરાઇનમ ટ્રેગેકેન્થી. **અં૦** ગ્લીસરાઇનિ ઓફ્ ટ્રેગેકેન્થ. **ગુ૦** ટ્રેગેકેન્થ મિશ્રિત ગ્લીસરાઇન.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—ટ્રેગેકેન્થ | ... | ... | ... | ૧૧૦ ગ્રેન. |
| ગ્લીસરાઇન | | ... | ... | ૧ ઔંસ. |
| ચોખ્ખુ પાણી | | ... | .... | ૭૪ ફ્લુઇડ ગ્રેન. |

**ગ્લીસરાઇન**, એટ્રોપાઇન, કોકાઇન, અને ફીઝોસ્ટીગમીનના ડીસ્કસ બનાવવામાં, અને ઘણીખરી ગોળીઓ, ચોપડવાના તેલ અને મુરબ્બા બનાવવામાં વપરાય છે.

**ગુણ**—દુર્ગંધનાશક, ચામડીને સુંવાળી કરનાર, રેચક, પૌષ્ટિક, ચીકાશયુક્ત અસર કરનાર, અને કબ્ધ છે.

**ઉપયોગ**—ગ્લીસરાઇન ઘણું સરસ, સોજા મટાડનાર, ચામડી સુંવાળી કરનાર અને પીડાશામક છે. કાનનાં દરદોમાં થતી પીડા સંયુક્ત અને

બ્હેરાશ મટાડવા સારૂ તેના ટીંપાં કાનમાં નાંખવામાં આવે છે; તેનામાં કેટલેક દરેજ્જે બ્હેરાશ મટાડવાનો ખાસ ગુણ છે.

ક્ષય રોગમાં કાડલીવર ઓઇલને બદલે કેટલીકવાર ગ્લીસરાઇન પીવાથી સારો ફાયદો થાય છે, અને તે કાડલીવર ઓઇલના જેવી અસર કરે છે; જો કે પૌષ્ટિક અસર કાડલીવર ઓઇલ કરતાં કેટલેક દરેજ્જે કમી કરે છે, પણ તેને બદલે લાંબા વખત સુધી લેવાથી શરીરના માંસને પુષ્ટિ મળે છે અને વજન વધે છે. ક્ષય રોગમાં આવતી અતિશય ઉધરસના દરદમાં તે પીવાથી કફ સ્હેલાઇથી બહાર નીકળે છે, અને ઉધરસ ધીમી પડે છે; ગળુ સુકાઈ જતું અટકે છે અને મોમાં અમી રહે છે. ગળાના ચોળીઆના તથા મુખના દરદમાં ગ્લીસરાઇનની ટેનીક, બોરેકસ એલમ અને ગેલીક એસીડની બનાવટો ચોપડવાથી ઘણી સારી અસર થાય છે અને ચોળીઆ ચાંદા અને આવી ગએલી જીભ જલદીથી મટી જાય છે.

ચાઠાં, ગુમડાં, ચાંદા અને ચામડીના દરદોમાં ગ્લીસરાઇન લોશન તરીકે અને ચોપડવાના તેલ તરીકે વપરાય છે. મધુ પ્રમેહના દરદમાં સાકરને બદલે ગ્લીસરાઇન વાપરવાની કેટલાક દાકતરો ભલામણ કરે છે. બંધકોશના અને મસાના દરદમાં તેની ગુદાવાટે પીચકારી મારવાથી રેચક અસર ઉત્તમ રીતે થાય છે અને જુનો તથા કઠણ મળ સ્હેલાઇથી બહાર નીકળે છે.

કેસ્ટરઓાઇલમાં ગ્લીસરાઇનિ ( ગ્લીસરાઇન ૧ ડ્રામ અને કેસ્ટરઓાઇલ ૪ ડ્રામ ) મેળવવાથી રેચક અસર સારી થાય છે અને કેસ્ટરઓાઇલ સ્હેલાઇથી પી શકાય છે.

ગ્લીસરાઇનમાં થોડો લીંબુનો રસ મેળવવાથી તે વધારે સ્વાદીષ્ટ, મધુર અને ગુણકારી થાય છે. કલોરલ હાઇડ્રાસ, પોટાસબ્રોમાઇડ ક્વીનાઈનિ મીશ્રણ, કફદન મીશ્રણ અને બીજી કડવી દવાઓનાં મિશ્રણમાં ગ્લીસરાઇન વાપર્યાથી કડવાશ, અને તીખાશ દુર થાય છે અને સ્હેલાઇથી લઇ શકાય છે.

---

*MANNA.* લા૦ માના. અં૦ માના. ગુ૦ શીરખેસ્ત.

માત્રા— ... ... ... ૬૦ ગ્રેનથી ૧ ઔંસ.

ગુણ—રેચક છે.

ઉપયોગ—આ દવા ઘણી ઠંડી રેચક અસર કરે છે સોજો ઉત્પન્ન કરતી નથી અને સ્વાદે ગળી છે: તેથી ખાસ કરીને નબળા બાંધાવાળા દરદીઓ, બચ્ચાંઓ, વૃદ્ધ માણસો અને અતિશય નાજુક સ્ત્રીઓને રેચક તરીકે સ્હેલાઇથી આપી શકાય છે. આ દવામાં થુંક તથા આંકડી ઉત્પન્ન કરવાની સ્હેજ અસર રહેલી છે; માટે તેના સંયોગમાં વાતહર દવા મિશ્ર કરવી તે વધારે સારી છે.

---

*NUX VOMICA.* લા૦ નકસવૅામીકા. અં૦ નકસવૅામીકા. ગુ૦ ઝેરકચોલું.

**માત્રા—** ... ... ... ૧ થી ૫ ગ્રેન.

*STRYCHNINA.* લા૦ સ્ટ્રિકનીના. અં૦ સ્ટ્રિકનીન. ગુ૦ ઝેરકચોલાનું ખાસ સત્વ.

**માત્રા—** ... ... ... $\frac{1}{60}$ થી $\frac{1}{16}$ ગ્રેન.

**નક્સવૅામીકાની મુખ્ય બનાવટો.**

૧. *Extractum Nucis Vomicae.* લા. એકસ્ટ્રેકટમ ન્યુસીસ વોમીસી. અં૦ એકસ્ટ્રેકટ ઓફ નકસવોમીકા. ગુ૦ ઝેરકચોલાનું સત્વ.

**રીત—**ઝેરકચોલા... ... ... ... ૧ પોંડ.
રેકટીફાઇડસ્પીરીટ... ... ... ૬૪ ઓંસ.
ચોખ્ખુપાણી... ... ... ૧૬ ઓંસ.

**માત્રા—** ... ... ... $\frac{1}{4}$ થી ૧ ગ્રેન.

૨. *Tinctura Nucis Vomicae.* લા૦ ટીંચુરા ન્યુસીસવૅામીસી. અં૦ ટીંચર ઓફ નકસવૅામીકા. ગુ૦ ઝેરકચોલાનો અર્ક.

**રીત—**એકસ્ટ્રેકટ નકસવોમીકા ... ... ૧૩૩ ગ્રેન.
ચોખ્ખુ પાણી... ... ... ૪ ઓંસ.
રેકટીફાઇડસ્પીરીટ... ... ... જોઇએ તેટલો.

**માત્રા—** ... ... ... ... ૧૦ થી ૨૦ ટીપાં.

આં અર્કના એક ઔંસમાં ૧ ગ્રેન સ્ટ્રીકનીઆ સમાએલું છે.

**સ્ટ્રીકનીઆની મુખ્ય બનાવટ.**

૧. *Liquor Strychninae Hydrochloratis.* **લા૦** લાઇકર સ્ટ્રીકનીની હાઇડ્રોક્લોરેટીસ. **અં૦** સોલ્યુશન ઓફ હાઇડ્રોક્લોરેટ ઓફ સ્ટ્રીકનીન.

**રીત**—સ્ટ્રીકનીન... ... ... ... ૪ ગ્રેન.
ડીલ્યુટ હાઇડ્રોક્લોરીક એસીડ... ... ૧૪ ટીપાં.
રેકટીફાઇડ સ્પીરીટ... ... ... ૦।। ઔંસ.
ચોખ્ખું પાણી... ... ... ...૧૧/૨ ઔંસ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ટીંપાં

આ સોલ્યુશનના સો ભાગમાં સ્ટ્રીકન્યાનો ૧ ભાગ સમાએલો છે.

**સ્ટ્રીકન્યા સીરપ ફેરી ફોસ્ફેટ અને ફેરીએટ કવીનાઇન સાઇટ્રાસ વીથ સ્ટ્રીકન્યા** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—હૃદયપૌષ્ટિક, ગરમ, અગ્નિવર્ધક, પૌષ્ટિક, કામોત્તેજક, કૃમિઘ્ન, વાતહર અને પેટ સાફ લાવનાર છે.

**ઉપયોગ**—શરીરનું અચૈતન્યપણું, પક્ષઘાત, ઉરૂસ્તંભ, દ્રષ્ટીમાંદ્ય, કોરીઆ, હીસ્ટીરીઆ, અપસ્માર, નબળાઇ, મગજનું ખાલી પડી જવું, જવર, અગ્નિમાંદ્ય, અજીર્ણ, ઝાડા, ઉલટી, બંધકોષ, નપુશકપણુ અને મૂત્રશ્રાવના દરદો પર સ્ટ્રીકન્યા અને ઝેરકોચલાની બનાવટો વપરાય છે.

**વિશેષ વર્ણન**—સ્ટ્રીકન્યા અને નકસવોમીકા સખત અગ્નિ વર્ધક છે; તેથી તેઓ અજીર્ણના જુદા જુદા દરદોમાં વાપર્યાથી તે ઘણી સારી અસર કરે છે; કેટલીકવાર તાવના હુમલાને પણ મારી હઠાડે છે, આંતરડાની શક્તિને સતેજ કરી પેટ સાફ લાવે છે.

બધકોશના દરદમાં જ્યારે બીજી રેચક પૌષ્ટિક દવાઓના સંયોગમાં આપવામાં આવે છે ત્યારે તે રેચક પૌષ્ટિક અસર ઘણી સારી કરી બધકોશ દુર કરે છે અને જઠરાગ્નિને સારી રીતે વધારે છે. પક્ષઘાતની જુદી જુદી જાતના દરદોમાં નકસવોમીકા ઘણું વપરાય છે: મુત્રાશયના દરદોમાં તથા સીસાના ઝેરના દરદોમાં તે સારો ફાયદો આપે છે.

સખત અને જૂના સંધીવાના તાવથી આવેલી નબળાઇ દુર કરવામાં અને સ્નાયુઓની અકડાઇ ગએલી ગતિના વધારામાં, નકસવોમીકા એક કીમતી દવા છે; મગજને અનિયમીત અને ઘણું વાપરવાથી આવેલી માનસિક નબળાઇમાં, અને અતિશય વિહારથી પ્રાપ્ત થએલા નપુશકપણાના દરદમાં, કામોત્તેજક અને મગજ પૌષ્ટિક અસર કરવા સારૂ સ્ટ્રીકન્યા ઘણું પ્રખ્યાત છે.

## નકસવોમીકા અને સ્ટ્રીકન્યાની શરીરની જુદી જુદી ઇંદ્રીઓ પર અસર.

**પાચન કરનાર ઇંદ્રીઓ પર**—આ દવાઓ અતિશય કડવી હોવાને લીધે અગ્નિ વર્ધક અને પૌષ્ટિક અસર કરે છે; તે પીત્તના પ્રવાહને વધારી પાચન ક્રિયાને સુધારે છે, અને ક્ષુધાને જેનશન, અને કેલંબા કરતાં પણ અતિશય વધારે છે. તેઓ આંતરડાની પેચ પેચ વાળી ગતિને વધારે છે અને નિયમીત કરી દસ્ત સાફ લાવી બંધકોશને દુર કરે છે.

**લોહીપર**—સ્ટ્રીકન્યા ત્વચામાં મારવાની પીચકારી વાટે અને પીવામાં આપ્યાથી શરીરમાં દાખલ થઇ લોહીમાં મળી જાય છે. લોહીના રજકણોમાં સ્ટ્રીકન્યા દાખલ થઇને શી અસર કરે છે તે હજી સુધી બરાબર જણાયું નથી; તોપણ સ્ટ્રીકન્યા મિશ્રિત લોહીમાં ઓકસીજનનો વધારે ભાગ હોય છે એમ માલમ પડયું છે.

**રકતાશય**—સ્ટ્રીકન્યા રકતાશયના **કારડીક સેન્ટર** અને **કારડીક મસલ્સ** પર ગરમીની અસર કરી રકતાશયની ગતીમાં ઘણો વધારો કરે છે. થોડા પ્રમાણમાં તે હૃદયના ધબકારાને વધારે છે. શ્વાસોશ્વાસની ક્રિયા બંધ પડી ગયા પછી પણ હૃદયના ધબકારા થોડીકવાર સુધી સ્ટ્રીકન્યા લેવાથી ચાલુ રહે છે.

**શ્વાસોશ્વાસની ક્રિયા**—સ્ટ્રીકન્યા **મેડયુલરી** અને **સ્પીનલ રેસ્પીરેટરી સેન્ટરસ** પર ગરમીની વધારે અસર કરી શ્વાસોશ્વાસની ગતીમાં ઘણો વધારો કરે છે.

**ગરમી**—સ્ટ્રીકન્યા લેવાથી શરીરની ગરમી ધીમે ધીમે વધે છે.

**મગજના સ્નાયુઓ**—સ્ટ્રીકન્યા મગજ પર ગરમીની અસર કરી તેના સ્નાયુઓને ચંચળ કરે છે, અને મનને નિર્મળ કરી ઘણું ચાલાક કરે છે.

સૂક્ષ્મ પ્રમાણુમાં તે માનસિક શકિતને વધારે છે, યાદ દાસ્તીને સારી રીતે ખીલવે છે, અને જોવાની, સાંભળવાની અને સુંઘવાંની ઇંદ્રીઓને વધારે સત્તેજ કરે છે.

**સ્નાયુઓ અને નસો**—સ્ટ્રીકન્યા થોડા પ્રમાણુમાં સ્નાયુઓ અને નસોને મજબુત કરે છે, પણ વિષારી પ્રમાણુમાં સોજો લાવી ધનુર્વાના ચિન્હો ઉત્પન્ન કરે છે, સ્નાયુઓ ખેંચાય છે.

**વિહારની ઇંદ્રીઓ**—સ્ટ્રીકન્યા થોડા પ્રમાણુમાં વિહારની ઇચ્છા વધારે છે અને કામોત્તેજક અસર પ્રબળ કરે છે.

**સ્ટ્રીકન્યા અને નકસવોમીકા વાપરતી વખતે સુચના**—સાધારણ રીતે ટીંચર નકસવોમીકા ૧૦ થી ૨૦ ટીંપાં અને સ્ટ્રીકન્યા ૧/૬૦ થી ૧/૩૨ ગ્રેનના પ્રમાણુમાં વપરાય છે; લાઇકર સ્ટ્રીકન્યા ૩ થી ૧૦ ટીંપાંના પ્રમાણુમાં વપરાય છે; આ ત્રણે દવાઓ ઉપરના પ્રમાણુમાં નિર્ભય-તાથી વાપરી શકાય છે; તોપણ કેટલીકવાર ઉપરના પ્રમાણુ વિષારી ચિન્હો ઉત્પન્ન કરે છે માટે આ દવાઓ વાપરતા અગાઉ દરદીની ઉમરની અને શ-ક્તિનો સારી રીતે વિચાર કરવો કેટલાક દરદીઓ એવા વિચીત્ર બાંધાના હોય છે કે તેમને ઉપરની ત્રણુ દવાઓની અસર ઘણી જલદ રીતે થાય છે. ડાકટર ગેરોડ પોતાના અનુભવથી જણાવે છે કે કેટલીકવાર ટીંચર નકસવોમીકાનાં ૧૦ ટીંપાંથી અને સ્ટ્રીકન્યાના ૧/૪૮૦ ગ્રેનથી ઘણા ભયંકર ચિન્હો ઉત્પન્ન થાય છે, માટે ઘણી સંભાળથી ઉપરની ત્રણુ દવાઓ વાપ-રવી જોઇએ.

લાઇકર સ્ટ્રીકન્યાના દરેક ટીંપામાં ૧/૧૦૦ ગ્રેન સ્ટ્રીકન્યા સમાએલું હોય છે અને ૮ ટીંપાંમાં ૧/૧૦ ગ્રેન સમાયેલું હોય છે, માટે શરૂઆતમાં ઉપરની દવાઓ ઘણા સૂક્ષ્મ પ્રમાણુમાં થોડાક દીવસ સુધી આપવી અને પછી ધીમે ધીમે તે યોગ્ય પ્રમાણુ સુધી વધારવી એટલે જલ્દીથી જોઇતી અ-સરો થશે.

સ્ટ્રીકન્યાની ત્વચામાં મારવાની પીચકારીનું સોલ્યુશન ૧/૩૨ ગ્રેનથી ૧/૧૬ ગ્રેન સુધાના પ્રમાણુમાં એસીડમાં મિશ્ર કરીને વાપરી શકાય છે.

**વિષારી ચિન્હો**—ઝેર કોચલાનું ઝાડ ઝેરી છે, પણ ઝેરી ગુણ માટે તેનાં બીજ ભાગ કરતાં તેનાં બી સર્વોપરી છે. તેના ફળમાં બી-

આં થાય છે અને તે ઝેર કોચલાના નામથી મળે છે; તે ચપટાં, ગોળ અને કઠણ હોય છે. તેનું ખાસ સત્વ સ્ટ્રીકન્યા છે. કેટલીકવાર કીડા, કૂતરા અને બીજાં પશુઓ મારવાના કામમાં સ્ટ્રીકન્યા વપરાય છે; તેની અસર બરડાના કરોડ રજ્જુ ઉપર થાય છે. ઝેરકોચલામાં સેંકડે પાથી અડધો ભાગ સ્ટ્રીકન્યાનો હોય છે.

ઝેર કોચલાનાં વિષના ચિન્હો ધનુર્વા જેવાંજ થાય છે. વિષ લીધા પછી થોડી મિનિટ અગર એક બે કલાકમાં ચિન્હ શરૂ થાય છે. ચમક કોઇવાર એકાએક જોરથી શરૂ થાય છે અને કોઇવાર પ્રથમ દરદીને થોડી બેચેની રહે છે: ગરદન દુખે છે અને જડબાં દુખે છે. શરીરના સર્વ સ્નાયુઓ પ્રથમ ખેંચાય છે અને પછી જડબાં બંધ થઇ દાંત બંધાઇ જાય છે, તેની સાથે ગરદનની સ્નાયુઓ પણ તણાય છે તથા તેટલા ભાગમાં થોડો દુખાવો થાય છે અને મોઢુ પુરૂં ઉઘડતું નથી. ત્યાર પછી છાતીની, પેટની, પીઠની અને હાથ પગની સ્નાયુઓ ખેંચાવા માંડે છે અને અરધા કલાકની અંદર આખુ શરીર પગથી તે માથા સુધી ખેંચાઇ આવે છે; કેટલીકવાર શરીર બરડાની ભણી વાંકુ વળે છે અને કેટલીકવાર પેટ ભણી વાંકુ વળે છે; આ વખતે દરદીનો દેખાવ ઘણો દુખદાયક લાગે છે; આખા શરીરપર પરસેવાના ઝેબ વળે છે, કપાળ ઉપર ત્વચાની કરચલી વળી જાય છે. ચહેરાના સ્નાયુ ખેંચાયાથી બે હોઠ જુદા પડી જાય છે અને મોઢાના ખુણા પહોળા થાય છે તથા દાંત ખુલ્લા દેખાય છે; અને દરદી છેવટે મરણ પામે છે.

**ધનુર્વા અને ઝેરકોચલાના વિષમાં નીચે પ્રમાણે ફેરફાર થાય છે.**

| ઝેરકોચલાના વિષારી ચિન્હો. | ધનુર્વાના વિષારી ચિન્હ. |
|---|---|
| ૧. ઉપર વર્ણવેલા ચિન્હો શરૂ આતમાં સ્પષ્ટ જણાય છે અને જલદીથી વધવા માંડે છે. | ૧. ઉપર વર્ણવેલા ચિન્હો પ્રારંભમાં અસ્પષ્ટ હોય છે અને ધીમે ધીમે વધતા જાય છે. |
| ૨. શરીરના સર્વ સ્નાયુ પહેલા ખેંચાય છે અને પછી જડબાં બંધ થઇ દાંત બંધાઇ જાય છે. | ૨. પ્રથમથીજ જડબાં બંધ થઇ દાંત ખીલી બેસે છે અને પછી શરીરની કેટલાક જુદા જુદા સ્નાયુઓ ખેંચાય છે. |
| ૩. શરીર શરૂઆતમાંજ પેટ ભણી વાંકુ વળી જાય છે. | ૩. શરીર ધીમે ધીમે પાછળથી પેટ ભણી તણાવા માંડે છે. |

| | |
|---|---|
| ૪. તાણ રહી રહીને આવે છે અને તાણ ન હોય ત્યારે વચલા અંતરમાં રોગી સારો જણાય છે. | ૪. તાણ આવીને માત્રા તે થોડી કમી થાય છે તોપણ શરીર ખેંચાએલું રહે છે. |
| ૫. દરદી બે ચાર કલાકમાં મરણ પામે છે, અથવા સારો થાય છે. | ૫. દરદી એક બે દીવસ અગર વધારે મુદત પછી મરણ પામે છે અથવા સારો થાય છે. |

વિષ ખાધા પછી પાંચ મિનિટથી અરધા કલાકની અંદર ચિન્હ શરૂ થાય છે. મરણ કવચિત દશ વીશ મિનિટમાં થાય છે. લાંબુ ચાલે તો છ કલાકની અંદર મરણ નીપજે છે.

ઝેર કોચલાની ભૂકીના ૦ાા ડ્રામથી, સ્ટ્રીકન્યાના ½ ગ્રેનથી અને એકસ્ટ્રેકટના ત્રણચાર ગ્રેનથી પ્રાણની હાની થાય છે.

**નકસવોમીકા અને સ્ટ્રીકન્યાના વિષના વિષનાશક ઇલાજો.**

**નકસવોમીકા.** ૧. સ્ટમક પંપ અને વમનકારક દવાઓ વાપરવી.

૨. જુલાબ આપવો.

૩. કલોરલ હાઇડ્રાસ અને પોટાસ બ્રોમાઇડ આપવાં. (પોટાસ બ્રોમાઇડ ૨ ડ્રામ અને કલોરલ હાઇડ્રાસ ૩૦ થી ૬૦ ગ્રેન પાણી ૨ ઔંસ ચિન્હના પ્રમાણમાં વાપરવું.)

૪. કલોરોફોર્મ સુંઘાડવો.

૫. એનીમલ ચારકોલ અને ટેનીક એસીડ (૨૦ થી ૪૦ ગ્રેન પાણી ૨ ઔંસ) વધારે પ્રમાણમાં આપવાં.

**ટ્રીકન્યા.** ૬. આયોડાઇનનું સોલ્યુશન વાપરવું, (ટીંચર આયોડીન ૦ાા ડ્રામ. પાણી અડધુ ટમલર ભરીને લેવું.)

૭. મોરફાઇનનો ઉપયોગ કરવો.

૮. કૃત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો.

૯. એપોમોરફાઇનના $\frac{1}{10}$ થી ½ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.

૧૦. જેલ્સીમીનમ અને કાલાબારબીનનો ઉપયોગ કરવો.

૧૧. ક્યુરેરની ત્વચામાં પીચકારી મારવી.

૧૨. અમીલ નાઈટ્રાસ સુંઘાડવું.

**GELSEMINUM.** લા૦ જેલસીમીનમ. અં૦ યલો જસ્માઈન.

**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Gelsemii Alcoholicum.* લા૦ એકસ્ટ્રેકટમ જેલસીમાઇ આલ્કોહોલીકમ. અં૦ આલ્કોહોલીક એકસ્ટ્રેકટ ઓફ જેલ્સીમ્યમ.

**રીત**—જેલ્સીમ્યમનો ઝીણો ભુકો ... ૧ પૌંડ.

રેકટીફાઇડ સ્પીરીટ }
ચોખ્ખું પાણી } ... ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ½ થી ૨ ગ્રેન.

૨ *Tinctura Gelsemii.* લા૦ ટીંચુરા જેલસીમાઈ. અં૦ ટીંચર ઓફ જેલસીમ્યમ. ગુ૦ જેલસીમ્યમનો અર્ક.

**રીત**—જેલસીમ્યમનો ઝીણો ભુકો ... ૨½ ઔંસ.

પ્રુફ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ૫ થી ૨૦ ટીપાં.

**ગુણ**—પીડાશામક, શાંતીદાયક અને ચુંક તથા આંકડી મટાડનાર છે.

**ઉપયોગ**—**જેલસીમ્યમની બનાવટો** મુખ્યત્વે કરીને મગજના સ્નાયુઓપર શાંતીદાયક અસર કરે છે. ઠંડા લોહીવાળા પ્રાણીમાં તે પ્રથમ જ્ઞાનતંતુઓપર અસર કરે છે અને પાછળથી તેનો પક્ષઘાત કરે છે, અને છેવટે બરડાના રજ્જુપર પણ પક્ષઘાતની અસર કરે છે. ગરમ લોહીવાળા પ્રાણીઓ અને માણસોપર તેની શાંતીદાયક અસર બરડાના રજ્જુની ગતિપર વધારે થાય છે અને પછી બીજા સ્નાયુઓની ગતિનો નાશ કરી તેમને શિથીલ કરી નાંખે છે.

આ દવાના ગુણદોષ કેટલીક રીતે કોન્આઇને મળતા છે.

શાંતીદાયક અને પીડાશામક તરીકે જેલ્સીમ્યમ જુદી જુદી જાતના માથાના દુખાવાના દરદમાં, સંધીવાના વિવિધ વ્યાધીમાં અને સ્નાયુઓની તાણના દરદોમાં વપરાય છે. આ દવા અમેરીકામાં વધારે વપરાય છે. દમ, ઉધરસ અને ધનુર્વાના વ્યાધીમાં આ દવા ચુંક, આંકડી અને કફ મટાડવા તરીકે વપરાય છે. હાલમાં આ દવા ભાગ્યેજ વપરાય છે.

**સુચના**—આ દવાનો ઉપયોગ ઘણી સંભાળથી કરવો. આ દવા આપ્યા પછી જો સ્નાયુઓમાં નબળાઈ અને દરદ માલમ પડે તો તરતજ બંધ કરી દેવી.

**વિષારી ચિન્હો**—આ દવાના વધારે પ્રમાણ લેવાથી નિચે પ્રમાણે વિષારી ચિન્હો માલમ પડે છે. આંખ ઉપરની ભમરનો દુખાવો, ચક્કર, આંખે ઝાંઝવાં વળવાં અને જોવાની શક્તિનું મંદ પડવું, કીકીનો સંકોચ, સ્નાયુઓની નબળાઇ અને પક્ષઘાત, ધ્રુજારો, ઉંઘનો નાશ, જલદ અને ધીમી નાંડી, ઠંડો પરસેવો વળવો, ગરમીનો નાશ, પરાણે અને ધીમે ધીમે ચાલતી શ્વાસોશ્વાસની ગતી થવી, અને છેવટે મૂર્છા આવી મરણ નીપજે છે. ટીંચર જેલ્સીમાઇના ૨ ડ્રામથી એક નવ વરસની છોકરીનું ૨ કલાકમાં મરણ નીપજ્યું હતું.

(પીટર સ્કવાયર.)

## જેલ્સીમાઇના વિષના વિષનાશક ઇલાજો.

**જેલસીમીનમ.**

૧. વમનકારક દવાઓ અને સ્ટમક પંપ.
૨. ટેનીક. એસીડ અને પોટાશ બાય કાર્બોનાસનો ઉપયોગ કરવો.
૩ ગરમ ઉપચાર અને ગરમ દવાઓ પાવી.
૪. કૃત્રીમ શ્વાસોશ્વાસ, અને વીજળી લગાડવી.
૫. સ્ટ્રીકનાઇન અને એટ્રોપાઇનનો ત્વચામાં મારવાની પીચકારીરૂપે ઉપયોગ કરવો.
૬. **નાઇટ્રો-ગ્લીસરાઇન** વાપરવું. આ દવા **જેલ્સીમ્યમની** સંપુર્ણ રીતે વિષનાશક દવા છે.
૭. ડીજીટેલીસ, બ્રાન્ડી અને સ્પીરીટ એમોન્યા એરોમેટીક વાપરવાં.

*HEMIDESMI RADIX.* **લા૦** હેમીડેસ્મી રેડીક્સ. **અં૦** હેમી-
ડેસ્મસ રૂટ. **ગુ૦** ઉપલસરી.

**મુખ્ય બનાવટ.**

૧ *Syrupus Hemidesmi.* **લા૦** સીરપસ હેમીડેસ્મી. **અં૦** સીરપ
ઓફ હેમીડેસ્મસ. **ગુ૦** હેમી ડેસ્મસનું શરબત.

**રીત**—હેમી ડેસ્મસ ... ... ૪ ઔંસ.
ધોએલી સાકર ... ... ... ૨૮ ઔંસ.
ચોખ્ખું ઉકળતું પાણી ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— .... ... ... ૧ ડ્રામ.

**ગુણ**—રક્તશોધક, પૌષ્ટિક, સ્વેદલ, મૂત્રલ અને જ્વરઘ્ન છે.

**ઉપયોગ—ડાકટર એસ બરનર** સને ૧૮૩૦ માં આ દવાને ઇંગ્લાંડમાં લાવ્યો હતો; અને તેણે ચામડીના દરદોમાં અને અજીર્ણના દરદોમાં સારસાપરીલાની માફક વાપરી હતી; પણ તેણે સારસાપરીલા જેવી વધારે સંતોષકારક અસરો આ દરદમાં કરી નહોતી. ઉપદંશ, સંધીવા, નબળાઇ અને ત્વચા રોગ ઉપર આ દવા વપરાય છે.

---

*CONDURANGO.* **લા૦** કોન્ડુરેંગો.

**ઉપયોગ**—આ દવા વિલાયતમાં ચાંદા અને ક્ષયના દરદમાં દવા તરીકે લાવવામાં આવી હતી. ડાકટર **કેમ્પબેલ ડી મોરગને મીડલ-સેક્સની ઇસ્પીતાલમાં** આ દવાના કેટલાક અખતરા કર્યા હતા, પણ તેની જરા પણ અસર ઉપરના દરદમાં થઇ નહોતી. આ દવાના કવાથના અને પ્રવાહી સત્વના વધારે પ્રમાણો આપવાથી પણ કાંઇ શારીરીક અસરો થઇ નહોતી.

**ડાકટર બ્રન્ટન** જણાવે છે કે આ દવાનો પ્રાણીઓની ત્વચામાં મારવાની પીચકારીરૂપે ફક્ત ઉપયોગ કરવાથી શ્વાસોશ્વાસની ક્રિયામાં વધારો થાય છે.

---

*GENTIANAE RADIX.* **લા૦** જેનસ્યાની રેડીક્સ. **અં૦** જેન-
સ્યન રૂટ. **ગુ૦** જેનસ્યનનાં મૂળીઆં.

**માત્રા**— ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

મુખ્ય બનાવટો.

૧ *Extractum Gentianae.* **લા૦** એકસ્ટ્રેકટમ જેનસ્યાની. **અં૦** એ-
કસ્ટ્રેકટ ઓફ જેનસ્યન. **ગુ૦** જેનસ્યનનું સત્વ.

**રીત**—જેનસ્યનનાં મુળના કકડા ... ... ૧ પૌંડ.
ચોખું ઉકળતું પાણી ... ...૧ ગ્યાલન.

**માત્રા**— ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

૨ *Infusum Gentianae Compositum.* **લા૦** ઈનફ્યુઝમ જેન-
સ્યાની કમ્પોઝીટમ. **અં૦** કમ્પાઉન્ડ ઈનફ્યુઝન ઓફ
જેનસ્યન. **ગુ૦** જેનસ્યનનો મિશ્રિત ઉકાળો.

**રીત**—જેનસ્યનના મુળનાં કકડા ... ... ૫૫ ગ્રેન.
નારંગીની છાલના કકડા ... ... ૫૫ ગ્રેન.
લીંબુની તાજી છાલ ... ... ૨ ડ્રામ.
ચોખ્ખું ઉકળતું પાણી ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૩ *Tinctura Gentianae Composita.* **લા૦** ટીંચુરા જેનસ્યાની
કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ ટીંચર ઓફ જેનસ્યન. **ગુ૦**
જેનસ્યનનો મિશ્રિત અર્ક.

**રીત**—જેનસ્યનનાં મુળીઆં ... ... ૧½ ઔંસ.
નારંગીની છાલના કકડા ... ... ૬ ડ્રામ.
એલચી દાણા ... ... ... ૨ ડ્રામ.
પ્રુફ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૦॥ થી ૨ ડ્રામ.

**ગુણ**—કડુ પૌષ્ટિક, તાવ રોકનાર, લોહી સુધારનાર, અગ્નિવર્ધક અને રૂચીકર છે.

**ઉપયોગ**—જેનસ્યન જરા કડવું છે અને પૌષ્ટિક તથા અગ્નિવર્ધક છે. તે પીવામાં લેવાથી હોજરીમાં થઈ ગરમી પેદા કરે છે અને ખાધાની રૂચી સુધારી વધારે છે.

અજીર્ણ, મંદાગ્નિ, નબળાઇ, ઉપદંશ અને તાવના વ્યાધીમાં વાપ-

રવાથી તે સારી અસર કરે છે. નીચેનું મિશ્રણ લેવાથી ઉપદંશના વ્યાધીમાં ધીમે ધીમે રક્તશોધક અસર ઘણી સારી થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| પોટાસ આયોડાઇડ | ... | ... | ... | ૬ ગ્રેન. |
| ટીંચર જેનશન કો | ... | ... | ... | ૧ ડ્રામ. |
| એમોન્યા કલોરાઇડ | ... | ... | ... | ૧૦ ગ્રેન. |
| પોટાસ બ્રોમાઇડ | ... | ... | ... | ૬ ગ્રેન. |
| પાણી ... | ... | ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પીવું. (અનુવાદક.)

**કલકત્તાના ડાકટર રખલદાસ ઘોશ** જણાવે છે કે જેનસ્યન કેટલીકવાર બંધકોષ કરે છે પણ શાથી કરે છે તે માલમ પડતું નથી.

---

*CHIRATA.* **લા૦** ચીરાટા. **અં૦** ચીરેટા. **ગુ૦** કરીઆતુ.

**મુખ્ય બનાવટો.**

૧ *Infusum Chiratae.* **લા૦** ઇન્ફ્યુઝમ ચીરાટી. **અં૦** ઇન્ફ્યુઝન ઓફ ચીરેટા. **ગુ૦** કરીઆતાની ચા.

**રીત**—કરીઆતાના કકડા ... ... ૨ ડ્રામ.
ગરમ પાણી ... ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Tinctura Chiratae.* **લા૦** ટાંચુરા ચીરાટી. **અં૦** ટીંચર ઓફ ચીરેટા. **ગુ૦** કરીઆતાનો અર્ક.

**રીત**—કરીઆતાના ઝીણા કકડા. ... ૨½ ઔંસ.
પ્રુફસ્પિરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ॥ થી ૨ ડ્રામ.

**ગુણ**—પાચક, દીપન, ઉષ્ણ અને જ્વરઘ્ન છે.

**ઉપયોગ**—સર્વ પ્રકારના ટાઢીઆ તાવ તથા જીર્ણજ્વર ઉપર કરીઆતુ બહુજ વપરાય છે. નબળાઇ, મંદાગ્નિ, અજીર્ણ અને ચામડીના દરદોમાં તેનો ઉપયોગ થાય છે. કાળજા, બરોળ અને આંતરડાના દરદોમાં તેનો એસીડ નાઇટ્રો—હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ અને લોહની બનાવટોના સંયો-

ગમાં ઉપયોગ કરવાથી ઘણોજ સારો ફાયદો કરે છે.

આ દવાની અસરો કેટલીક રીતે કેલંબા, જેનશ્યન, અને કવોશીઆની અસરને મળતી આવે છે.

---

*SCAMMONIAE RADIX.* **લા૦** સ્કામોન્યાઇ રેડીક્સ. **અં૦** સ્કામોન્યાઇ રૂટ, **ગુ૦** સ્કામોન્યાઇના મુળીઆં.

*SCAMMONIUM.* **લા૦** સ્કામોન્યમ. **અં૦** સ્કામોન્યાઇ.

**માત્રા**— ... ... ૫ થી ૧૦ ગ્રેન.

*SCAMMONIAE RESINA.* **લા૦** સ્કામોન્યાઇ રેઝીના. **અં૦** રેઝીન ઓફ સ્કામની.

**માત્રા**— ... ... ... ૩ થી ૮ ગ્રેન.

**સ્કામોન્યાઇના મુળીઆંની બનાવટો.**

૧ *Scammoniae Resina.* **લા૦** સ્કામોન્યાઇ રેઝીના. **અં૦** રેઝીન ઓફ સ્કામની.

**માત્રા**— ... ... ... ૩ થી ૮ ગ્રેન.

**સ્કામોન્યાઇની બનાવટો.**

૧ *Mistura Scammonii.* **લા૦** મીસ્ચુરા સ્કામોની. **અં૦** સ્કામોની મીક્શ્ચર. **ગુ૦** સ્કામોનીનું મિશ્રણ.

**રીત**—સ્કામની ... ... ... ૭ ગ્રેન.
દુધ ... ... ... ... ૨ ઔંસ.
**માત્રા**— .... .... ૧ થી ૩ ઔંસ.

**સ્કામોન્યાઇ રેઝીનાની મુખ્ય બનાવટો.**

૧ *Confectio Scammonii.* **લા૦** કન્ફેક્સ્યો સ્કામોનાઇ. **અં૦** કન્ફેકશન ઓફ સ્કામની **ગુ૦** સ્કામનીનો મુરબ્બો.

**રીત**—રેઝીનઓફ સ્કામની ... ... ૬ ઔંસ.
સુંઠ ... ... ... ... ૩ ઔંસ.
ઓઇલ ઓફ કયારાવે ... ... ૨ ડ્રામ.
લવીંગનું તેલ ... ... ... ૧ ડ્રામ.

સીરપ સીંપ્લેકસ ... ... ... ૬ ઔંસ.
ક્લેરીફાઇડ હની ( ચોખ્ખું મધ ) ... ૩ ઔંસ.
**માત્રા—** ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

૨ *Pilula Scammonii Composita.* **લા૦** પીલ્યુલા સ્કામોની કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ સ્કામોની પીલ્સ. ગુ૦ સ્કામોનીની મિશ્રિત ગોળીઓ.

**રીત—**સ્કેમોની રેઝીના ... ... ૧ ઔંસ.
જેલપ રેઝીના ... ... ૧ ઔંસ.
કર્ડ સોપ .... ... ... ૧ ઔંસ.
સ્ટ્રોંગ ટીંચર ઓફ જીંજર ... ૧ ઔંસ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૨ ઔંસ.
**માત્રા—** ... ... ૫ થી ૧૫ ગ્રેન.

ફાર્માકોપીઆમાં એળીઆ વગરની દસ્ત સાફ લાવનાર ફક્ત આ ગોળીઓજ છે.

૩ *Pulvis Scammonii Compositus.* **લા૦** પલ્વીસ સ્કામોની કમ્પોઝીટસ. **અં૦** કમ્પાઉન્ડ સ્કેમોની પાઉડર. ગુ૦ સ્કેમોનીનો મિશ્રિત ભુકો.

**રીત—**સ્કેમોની રેઝીના ... ... ૪ ઔંસ.
જેલપ ... ... ... ૩ ઔંસ.
સુંઠ ... ... ... ૧ ઔંસ.
**માત્રા—** ... ... ૧૦ થી ૨૦ ગ્રેન.

**સ્કેમોની રેઝીના, પીલ્યુલા કોલોસીન્થીડીસ કમ્પોઝીટા, એક્સ્ટ્રેક્ટમ કોલોસીન્થીડીસ કમ્પોઝીટા** અને **પીલ્યુલા કોલોસીન્થીડીસ એટ હાયોસીયામી** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—રેચક અને કૃમીધ્ન છે.

**ઉપયોગ—**આ દવા એક સખત જુલાબ છે અને ઘણું કરીને તે લીધાથી પ્રવાહી ઝાડા, ચુંક, અને આંકડી અતિશય થાય છે; તેથી તેને બીજી વાતહર રેચક દવાઓના સંયોગમાં વાપર્યાથી સારી અસર થાય છે. ભગજપર લોહી ચઢી ગયાના, આંતરડાના, બગાડના અને જલંદરના

દરદમાં પ્રવાહી પદાર્થો ઝાડાવાટે બ્હાર કાઢવા સારૂ વારંવાર વપરાય છે. બચ્ચાંઓના બંધકોશ અને કરમીઆના દરદમાં કૃમીનાશક રેચક તરીકે આ દવા સારી અસર કરે છે. પાચન ક્રિયાના બગાડના દરદમાં પણ આ દવા વપરાય છે.



*JALAPA.* **લા०** જાલપ્પા. **અં०** જાલપ. **ગુ०** જાલપ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

*JALAPAE RESINA.* **લા०** જાલપ્પી રેઝીના. **અં०** રેઝીન ઓફ જાલપ. **ગુ०** જાલપનો શીરો.

**માત્રા**— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Jalapae.* **લા०** એક્સ્ટ્રેક્ટમ જાલપ્પી. **અં०** એક્સ્ટ્રેક્ટ ઓફ જાલપ. **ગુ०** જાલપનું સત્વ.

૨ *Pulvis Jalapae Compositus.* **લા०** પલ્વીસ જાલપ્પી કમ્પોઝીટસ. **અં०** કમ્પાઉન્ડ પાઉડર ઓફ જાલપ. **ગુ०** જાલપનો મિશ્રિત ભુકો.

**રીત**—જાલપ ... ... ... ૫ ઔંસ.
એસીડ ટારટરેટ ઓફ પોટાસ્યમ ... ૯ ઔંસ.
સુંઠ ... ... ... ૧ ઔંસ.

**માત્રા**— ... ... ૨૦ થી ૬૦ ગ્રેન.

૩. *Tinctura Jalapae.* **લા०** ટીંચુરા જાલપ્પી. **અં०** ટીંચર ઓફ જાલપ. **ગુ०** જાલપનો અર્ક.

**રીત**—જાલપનો ભુકો ... ... ૨½ ઔંસ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૫॥ થી ૨ ડ્રામ.

**જાલપ પલ્વીસ સ્કેમાન્યાઇકમ્પોઝીટસ** બનાવવામાં વપરાય છે; અને **જાલપરેઝીના પીલ્યુલા સ્કામોન્યાઇ** કમ્પોઝીટા બનાવવામાં વપરાય છે.

ગુણ—રેચક અને કૃમીઘ્ન છે.

**ઉપયોગ—જેલપ** એક સખત જુલાબ છે; તે લીધાથી પાણી જેવા ઝાડા પુષ્કળ થાય છે, અને ઘણી ખરી રીતે તે સ્કેમોનીયમને મળતી અસર કરે છે; પણ તે સ્કેમોનીયમ કરતાં ઓછો જલદ છે, અને તેની અસર નાનાં અને મોટાં આંતરડાંઓપર સારી રીતે થાય છે. નિરંતરના બંધકોષના, દરદમાં અને સોજાવાળા દરદમાં જાલપ એક સાધારણ રેચક દવા તરીકે બીજી વાતહર દવાના સંયોગમાં વપરાય છે.

બરોલના વધારાના, જલંદરના, મૂત્રાશયના, અજીર્ણના અને સખત બંધકોષના માથે લોહી ચઢી ગયું હોય તેના, કાળજાના વધારાના અને આંતરડાના બગાડના દરદોમાં જાલપ કેલોમેલ અથવા એસીડ ટારટરેટ ઓફ પોટાસ્યમના સંયોગમાં વાપર્યાથી ઘણી સારી રેચક અસર કરે છે. નાના બચ્ચાંઓના કરમીઆના નાશને સારૂ આ દવા કૃમીઘ્ન તરીકે થોડા પ્રમાણમાં વપરાય છે,

**જાલપ** રક્તાશયપર યોગ્ય ગરમીની અસર કરે છે પણ આંતરડાપર ગરમીની જલદ અસર કરે છે. (ડાકટર રૂથર ફોર્ડ.)

**સુચના**—જાલપ આંતરડાના તીક્ષ્ણ સોજાના દરદમાં બીલકુલ વાપરવું નહીં.

---

:*CAPSICI FRUCTUS.* **લા૰** કેપસીસાઇ ફ્રૂક્ટસ. **અં૰** કેપસીકમ ફ્રૂટ. **ગુ૰** મરચાં.

**માત્રા**— ... ... .... ાા થી ૧ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Tinctura Capsici.* **લા૰** ટીંચુરા કેપસીસાઇ. **અં૰** ટીંચર ઓફ કેપસીકમ. **ગુ૰** મરચાંનો અર્ક.

**રીત**—મરચાંનો ભુકો ... ... ૬ ડ્રામ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... } ૧૦ થી ૨૦ ટીંપાં પીવામાં. ાા થી ૨ ડ્રામ. કોગળા તરીકે ૫ ઔંસ પાણીમાં.

ગુણ—થુંક પેદા કરનાર, અગ્નિવર્ધક, પૈષ્ટિક, વાતહર, મૂત્રલ અને કામોત્તેજક છે. વધારે પ્રમાણમાં તીક્ષ્ણ સોજો લાવનાર અને ચામડીને લાલ કરનાર છે.

**ઉપયોગ**—બાહ્યોપચારમાં કેપસીકમ કેન્થારડીસના જેવી કેટલીક દાહક અસર કરે છે; આથી કરીને જલદ સોજો લાવનાર, અને ચામડીને લાલચોળ કરનાર અસર કરે છે. પીવામાં લેવાથી અન્નાશયની નળીમાં તે થોડા પ્રમાણમાં પાચન ક્રિયાના રસને અને થુંકના પ્રવાહને વધારે છે. અને આંતરડાની પેચ પેચવાળી ગતિને વધારી અજીર્ણના વ્યાધી મટાડે છે અને ક્ષુધાને વધારે છે. વધારે પ્રમાણમાં પાચન ક્રિયાના આંતરડાપર તે તીક્ષ્ણ સોજાની અસર કરે છે.

આ દવા હૃદય પૌષ્ટિક મૂત્રલ અને કામોત્તેજક અસર કેટલીકવાર થોડા પ્રમાણમાં લેવાથી કરે છે. **પ્રોફેસર ચીરોન** કેપસીકમ રક્તાશયપર અરગટના જેવી કાંઇક અસર કરે છે એમ માને છે. ગળાનાં તથા મોંઢાના દરદમાં આ દવાના **ટીંચર કેપસીસાઇનો** ૧ ડ્રામ **ડીકોકટમ સીંકોનાના** ૬ ઓંસમાં મીશ્ર કરીને કોગળા કરવાથી ઘણો સારો ફાયદો કરેછે.

પીત્તની થતી ઉલ્ટીમાં, ફરી ફરીને આવતા તાવમાં, આંતરડાની ચુંકના દરદમાં, વધી ગએલા અજીર્ણના દરદમાં, અતિસાર, કોલેરા, મરડા અને વાયુના દરદોમાં તેનો ગરમ દવા અને કવીનાઇન સાથે ઉપયોગ કરવાથી ઘણી સારી અસર કરે છે.

---

*BELLADONNAE FOLIA.* **લા૦** બેલાડોની ફોલીઆ. **અ૦** બેલાડોના લીવ્ઝ. **ગુ૦** બેલાડોનાનાં પાંદડા.

*BELLADONNAE RADIX.* **લા૦** બેલાડોની રેડીકસ. **અ૦** બેલાડોના રૂટ. **ગુ૦** બેલાડોનાના મુળીઆં.

*ATROPINA.* **લા૦** આટ્રોપીના. **અ૦** આટ્રોપાઇન.

**માત્રા**— ... ... ... $\frac{1}{200}$ થી $\frac{1}{100}$ ગ્રેન.

**બેલાડોનાનાં પાંદડાંની મુખ્ય બનાવટો.**

૧. *Extractum Belladonnae.* **લા૦** એકસ્ટ્રેકટમ બેલાડોની. **અ૦**

એક્સ્ટ્રેક્ટ ઓફ્ બેલાડોના. ગુ૦ બેલાડોનાનું સત્વ.

**માત્રા**— ... ... .... $\frac{1}{4}$ થી ૧ ગ્રેન.

૨. *Succus Belladonnae.* **લા૦** સકસ બેલાડોની. **અં૦** જ્યુસ ઓફ્ બેલાડોના. ગુ૦ બેલાડોનાનો સ્વરસ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૫ ટીંપાં.

૩. *Tinctura Belladonnae.* **લા૦** ટીંચુરા બેલાડોની. **અં૦** ટીંચર ઓફ્ બેલાડોના. ગુ૦ બેલાડોનાનો અર્ક.

**રીત**—બેલાડોનાનાં પાંદડા... ... ... ૧ ઔંસ.

પ્રુફ્સ્પીરીટ... ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ટીંપા.

**બેલાડોનાનાં મુળીઆંની બનાવટો.**

૧. *Atropina.* **લા૦** આટ્રોપીના. **અં૦** આટ્રોપાઇન. ગુ૦ આટ્રોપાઇન.

**માત્રા**— ... ... ... $\frac{1}{200}$ થી $\frac{1}{100}$ ગ્રેન.

૨. *Linimentum Belladonnae.* **લા૦** લીનીમેન્ટમ બેલાડોની. **અં૦** લીનીમેન્ટ ઓફ્ બેલાડોના. ગુ૦ બેલાડોનાનું ચોપડવાનું તેલ

**રીત**—બેલાડોનાનાં મુળીઆં... ... ૨૦ ઔંસ.

કેમ્ફર... ... ... ૧ ઔંસ.

રેકટીફાઇડ સ્પીરીટ... ... જોઇએ તેટલો.

આ તેલ બધું મળીને ૩૦ ઔંસ બનાવવું.

૩. *Extractum Belladonnae Alcoholicum.* **લા૦** એકસ્ટ્રેકટમ બેલાડોની આલ્કોહોલીકમ. **અં૦** આલ્કોહોલીક એકસ્ટ્રેકટ ઓફ્ બેલાડોના.

**માત્રા**— ... ... ... $\frac{1}{12}$ થી $\frac{1}{4}$ ગ્રેન.

૪. *Emplastrum Belladonnae.* **લા૦** એમ્પ્લાસ્ટ્રમ બેલાડોની. **અં૦** બેલાડોના પ્લાસ્ટર. ગુ૦ બેલાડોનાનો લેપ.

**રીત**—આલ્કોહોલીક એકસ્ટ્રેકટ ઓફ્ બેલાડોના... ૪ ઔંસ.

રેઝીન પ્લાસ્તર... ... ... ૮ ઔંસ.

સોપ પ્લાસ્તર... ... ... ૮ ઔંસ.

૫. *Unguentum Belladonnae.* લા૦ અંગ્વેન્ટમ બેલાડોની. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ બેલાડોના. ગુ૦ બેલાડોનાનું મલમ.

**રીત**—આલ્કોહોલીક એકસ્ટ્રેકટ ઓફ બેલાડોના... ૫૦ ગ્રેન.
બેન્ઝોએટેડ લાર્ડ... ... ... ૧ ઔંસ.

**આટ્રોપાઇનની મુખ્ય બનાવટો.**

૧. *Unguentum Atropinae.* લા૦ અંગવેન્ટમ આટ્રોપીની. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ આટ્રોપાઇન. ગુ૦.આટ્રોપીઆનું મલમ.

**રીત**—એટ્રોપાઇન... .... ... ... ૮ ગ્રેન.
રેકટીફાઇડ સ્પીરીટ... ... ... ½ ડ્રામ.
બેન્ઝોએટેડલાર્ડ... ... ... ૧ ઔંસ.

૨. *Atropinae Sulphas.* લા૦ આટ્રોપીની સલ્ફાસ. અં૦ સલ્ફેટ ઓફ આટ્રોપીન.

**રીત**—આટ્રોપાઇન... ... ... ૧૨૦ ગ્રેન.
ચોખ્ખુ પાણી... ... ... ૪ ડ્રામ.
એસીડ સલ્ફ્યુરીક ડીલ્યુટ ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ... $\frac{1}{200}$ થી $\frac{1}{100}$ ગ્રેન.

૩ *Liquor Atropinae Sulphatis.* લા૦ લાઇકર આટ્રોપીની સલ્ફેટીસ. અં૦ સોલ્યુશન ઓફ સલ્ફેટ ઓફ આટ્રોપીન ગુ૦ આટ્રોપીઆ સલ્ફાસનું પ્રવાહી.

**રીત**—આટ્રોપીઆ સલ્ફાસ... ... ... ૯ ગ્રેન.
ચોખ્ખુ પાણી... ... ... ... ૧૬½ ડ્રામ.

આ પ્રવાહીના ૧૧૦ ટીપામાં ૧ ગ્રેન આટ્રોપીઆ સલ્ફાસ સમાએલું છે.

**માત્રા**— ... ... .... ... ½ થી ૧ ટીપુ.

૪. *Lamellae Atropinae.* લા૦ લામીલી આટ્રોપીની. અં૦ ડીસ્ક ઓફ આટ્રોપીન.

દરેક લામીલીમાં $\frac{1}{5000}$ ગ્રેન આટ્રોપીન સમાએલું છે.

**ગુણ**—પીડાશામક, ઉષ્ણ, થુંક અને દુધશોષક, આંખની કીકી વિસ્તૃત (પહોળી) કરનાર, સ્નાયુ શૈથિલ્યકૃત, ઘેન લાવનાર અને ચુંક તથા આંકડી મટાડનાર છે.

**ઉપયોગ**—તીક્ષણ ઉધરસ, કોરીઆ, ધનુર્વા, ચસ્કા, દમ, હાંફણ, મસ્તકશૂળ, નેત્રશૂળ, મૂત્રગાંઠ, મળાવરોધ, મૂત્રાશ્રાવ, ઉટાંટીઓ, પ્રમેહ, પ્રદર, ધાતુશ્રાવ, અપસ્માર, સંધીવા, હડકવા, સન્નીપાતના ઉન્માદ, અનિયમીત ઋતુશ્રાવ, પિડીત ઋતુશ્રાવ અને પીડાકારક ગર્ભાશયના જુદી જુદી જાતના દરદોમાં બેલાડોના પીવા તરીકે વપરાય છે.

આંખના જુદી જુદી જાતના દરદોમાં બેલાડોના વપરાય છે, ચોપડાય છે તથા આટ્રોપીઆની પીચકારી ચામડીમાં વપરાય છે. નેત્રવ્યાધીમાં બેલાડોના અતિશય ઉપયોગી છે. તેનાથી કીકી પહોળી થાય છે અને આંખ હલકી પડે છે, તેથી નેત્રનો અંતર ભાગ જોઈ શકાય છે, કીકી પહોળી કરવા સારૂ આટ્રોપીન, તેનું પ્રવાહી, ટીકડી અથવા મલમ આંખમાં અંજાય છે. કનીનીકાનો વરમ, આંખનાં ફૂલાં, મોતીયા ઇત્યાદી ઉપર એક ઔંસ પાણીમાં એક ગ્રેન આટ્રોપીન નાંખેલા પ્રવાહીનાં ટીપાં આંખમાં નંખાય છે.

**વિશેષ વર્ણન**—આટ્રોપાઇનિના ગુણદોષ બેલાડોના જેવા છે; પણ તે વધારે જલદ અસર કરનાર છે; અંદરના ઉપચાર તરીકે આટ્રોપીન ક્વચિતજ વપરાય છે; પણ બાહ્યોપચારમાં નેત્રના વ્યાધીમાં અતિશય વપરાય છે.

દેડકાની ઉપરની ચામડીપર એટ્રોપાઇનિ લગાડતા શરીરની નસો સંકોચાઇ જાય છે, અને નસોમાંનું લોહી ઠરી જાય છે, અને પાછળથી લોહીની ગાંઠોથી પાંડુ રોગ ઉત્પન્ન થાય છે. આંખમાં નાંખતાં આ દવા ડોળાને પહોળો કરે છે. એક કુતરાની **જગ્યુલર વેઇનમાં** એટ્રોપાઇનની નાના પ્રમાણની ત્વચાવાટે પીચકારી મારવાથી હૃદયની તથા શ્વાસોશ્વાસની ગતીમાં વધારો થાય છે અને તે વખતે બીજી નસોમાં લોહીનું દબાણ વધી પડે છે.

દેડકામાં આ દવાનું વિષહારી પ્રમાણ તેના શરીરને અકડાવી નાંખે છે, પ્રથમ ચામડોના જ્ઞાનતંતુઓને અકડાવી દઇ બરડાના રજ્જુને અકડાવી દેછે એટ્રોપાઇન કુતરામાં મૂત્રલ તથા રેચક અસર કરે છે; અને પેશાબવાટે તે બ્હાર નીકળે છે.

આ દવા આપ્યાથી અંદરની ચામડીના પ્રવાહો જેવા કે પરસેવો, થુંક અને ધાવણ વીગેરે ધીમે ધીમે બંધ થઈ જાય છે, અને પેશાબની વાટે તથા રાત્રે મુખવાટે નીકળતા ધાતુશ્રાવો બંધ થઇ જાય છે.

**ડાકટર એન્ડરસન** ખાત્રીથી જણાવે છે કે **અફીણના વિષના કેસમાં. બેલાડોના** એક વિષનાશક દવા તરીકે વાપરવાથી **અફીણના** વિષનો નાશ થાય છે.

**ડાકટર ગેરોડ** જણાવે છે કે ઉપરના પારખાની ખરી સત્યતા વધારે સંતોષકારક નીવડી નથી અને તે પ્રમાણે **બેલાડોનાનો** ઉપયોગ કરતાં અફીણના વિષના કેસો ઘણાખરા નિષ્ફળ ગયા છે.

અફીણ કેટલાક દુઃખદાયક દરદોમાં જેવાકે તાણ તથા આંચકી વગેરેના રોગમાં વાપર્યાથી સારી તાણ તથા આંચકીને મટાડે છે તેમ બેલાડોના પણ વારંવાર તેજ અસર કરે છે. ઉપરના દરદોમાં બેલાડોનાનો અફીણ સાથે ઉપયોગ કરવાથી ઘણો સારો ફાયદો થાય છે. વળી બીજું ઉપર પ્રમાણે ઉપયોગ કરતાં પહેલાં એક વાત ધ્યાનમાં રાખવાની છે, તે એ કે **બેલાડોના ઓપીયમના** સંયોગમાં વાપર્યાથી કેટલાક દરદોમાં વિપરીત અસર કરે છે જેવીકે મત્રાશયના તથા આંતરડાના દરદોમાં અફીણ હમેશાં બંધકોશ કરે છે અને બેલાડોના ધીમે ધીમે ઝાડાની અસર કરે છે; બીજું અફીણ નાના બચ્ચાંઓને આપવું ઘણું ભયંકર છે અને તે બચ્ચાંઓમાં કેટલીકવાર વિપારી ચિન્હો ઉત્પન્ન કરે છે અને બેલાડોના પુખ્ત ઉમરના માણસો કરતાં બચ્ચાંઓને સારી રીતે અને યોગ્ય પ્રમાણમાં માફક આવી જાય છે, માટે બેલાડોના અફીણ સાથે ઘણી સંભાળથી વાપરવું.

## બેલાડોના અને તેની બનાવટોની જુદા જુદા દરદોપર થતી અસર.

૧. બેલાડોના પ્લાસ્તર, તેનું ચોપડવાનું તેલ અને તેનો શેક ઉધરસના દરદમાં છાતીમાં આવતા સણુકા, ગર્ભાશયપર થતા જુદી જુદી જાતના દુખાવા, માથાના દુખાવા અને સણુકાના દરદમાં કરવાથી પીડાશામક અસર ઘણી સારી કરે છે.

૨. બેલાડોનાનું સત્વ સ્તનના જુદી જુદી જાતના દરદોમાં, બદો તથા ગડગુમડપર, અને રાતે વળતા પરસેવાના દરદમાં શરીરપર ચોપડવાથી સારી અસર કરે છે.

**ડાકટર રીંગર** જણાવે છે કે **રીકેટસના** દરદમાં માથાપર વળતા

પરસેવાના દરદપર બેલાડોનાનું સત્વ સારી અસર કરે છે.

૩. પાઠાના દરદમાં બેલાડોનાના સત્વનો લેપ કરવાથી પરૂ તથા દુખાવો તરત દબાઇ જાય છે અને જલદીથી રૂઝ આવે છે.

૪. આંખની પરિક્ષા સારૂ કીકીને પહોળી કરવા વાસ્તે અને કીકીના મધ્યમાં થએલા મોતીઆના દરદની શરૂઆતમાં આંખની અંદર વધારે પ્રકાશ દાખલ કરવા સારૂ બેલાડોનાનો ઉપયોગ થાય છે.

૫. **અફીણ, એસીડ હાઇડ્રોસ્યીઆનીક, ડીજીટાલીસ, એકોનાઇટ,** જેલ્સીમીન મોરફાઇન, નાઇટ્રો ગ્લીસરાઇન પીલોકારપાઇન અને **ફીઝોસ્ટીગમીન**ના વિષના કેસમાં **વિષનાશક ઇલાજ** તરીકે **બેલાડોના** અને **એટ્રોપાઇન** વપરાય છે.

૬. જુના બંધકોષના દરદમાં રેચક તરીકે બેલાડોના વપરાય છે.

૭. નાના બચ્ચાંઓ અને ઉરૂસ્તંભના દરદીઓને થતા અતિશય પેશાબના દરદમાં પેશાબ ઘટાડવા સારૂ બેલાડોના વપરાય છે.

૮. અતિશય વળતા પરસેવાના દરદમાં પરસેવાનો અટકાવ કરવા સારૂ બેલાડોના વપરાય છે.

**ડાકટર રીંગર** જણાવે છે કે ક્ષયના દરદીને વળતા અતિશય પરસેવાના કેસમાં એટ્રોપાઇનના $\frac{1}{200}$ ગ્રેનની ત્વચા વાટે પીચકારી મારવાથી આખી રાત સુધી પરસેવો વળતો બંધ થયો હતો.

૯. નાનાં બચ્ચાઓને થતા મોંના દરદમાં થુંકનો અતિશય પ્રવાહ ઘટાડવા સારૂ વપરાય છે.

૧૦ મધુ પ્રમેહના દરદમાં સાકરનો ભાગ ઘટાડવા સારૂ બેલાડોના વપરાય છે.

**બેલાડોના અને એટ્રોપીઆના વિષારી ચિન્હો**—ગળામાં કાકડા બાઝી જવા, સૂકાઇ જવું, તૃષા લાગવી, કાંઇ પણ ચીજ કે ખોરાક ગળામાં ન ઉતરી શકે એવી સ્થિતી થવી, કીકીઓ પહોળી થવી, શરીરપર રાતાં રાતાં ચાઠાં નીકળવાં, નાડી ધીમી પડવી, ઉંઘનો નાશ, સ્નાયુઓનું નબળાપણું, શ્વાસોશ્વાસની જલદ ગતી, ચામડીનું સૂકાઈ જવું, અને

ભાગ્યા તુટયા અવાજ નીકળવા એ પ્રમાણે ચિન્હો થાય છે, અને છેવટે આંચકીઓ આવી હૃદય બંધ પડી દરદી મરણ પામે છે.

## બેલાડોના અને એટ્રોપાઇનના વિષનાશક ઇલાજો.

**બેલાડોના** ૧. સ્ટમક પંપ.

૨. વમનકારક દવાઓ. ( કોપર સલ્ફાસ ગ્રેન ૧૦, ઝીન્સી સલ્ફાસ ૨૦ ગ્રેન અને વાઇનમ ઇપીકાક ૧ ઔંસ મરજી મુજબ ચિન્હો પ્રમાણે વાપરવાં. )

**એટ્રોપાઇન** ૩. એપોમોરફાઇનના $\frac{૧}{૬૦}$ ગ્રેનની ત્વચા વાટે પીચકારી મારવી.

૪. ટેનીન વાપરવું.

૫. કેફાઇન, પીલોકારપાઇન અને મોરફાઇનનો ત્વચામાં મારવાની પીચકારી રૂપે ઉપયોગ કરવો.

૬. ફીઝોસ્ટીગ્મીન અને ક્લોરલ હાઇડ્રાસની ભલામણ કરવામાં આવે છે.

૭. ચાહ, કાફી અને ચારકોલ વાપરવાં.

૮. કૃત્રીમ શ્વાસોશ્વાસ અને ઉષ્ણ ઉપચાર કરવા.

૯. આ વિષ પેશાબ વાટે નીકળી શકે છે માટે પેશાબની ઇંદ્રીમાં **કેથીટર** ( પેશાબમાં નાંખવાની વળી )નો ઉપયોગ કરવો.

---

*STRAMONIA SEMINA* **લા૦** સ્ટ્રામોન્યાઈ સેમીના. **અં૦** સ્ટ્રામોન્યમ સીડ. **ગુ૦** ધંતૂરાનાં બી.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Strammonii.* **લા૦** એકસ્ટ્રેકટમ સ્ટ્રામોની. **અં૦** એકસ્ટ્રેકટ ઓફ સ્ટ્રામોન્યમ. **ગુ૦** ધંતુરાનું સત્વ.

**રીત**—ધંતુરાનાં બીઆંનો ઝીણો ભુકો ૧ પૌંડ.

| | | | | |
|---|---|---|---|---|
| મ્યુથર ... | ... | .. | ... | ૨૦ ઔંસ. |
| ચોખ્ખુ પાણી | ... | ... | ... | જોઇએ તેટલો. |
| પ્રુફ્સ્પીરીટ | ... | ... | ... | |
| **માત્રા—** | ... | ... | ... | ¼ થી ½ ગ્રેન. |

૨ *Tinctura Strammonii.* **લા૦** ટીંચુરા સ્ટ્રામોની. **અં૦** ટીંચર ઓફ સ્ટ્રામોન્યમ. ગુ૦ ધંતુરાનો અર્ક.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત—**ધંતુરાના બીઆં ... | .... | ... | ૨½ ઔંસ. |
| પ્રુફ્સ્પીરીટ | ... | ... | ... | ૨૦ ઔંસ. |
| **માત્રા—** | ... | ... | ... | ૧૦ થી ૩૦ ટીપાં. |

**ગુણ—**દુઃખ શામક, ગ્રાહી, જ્વરઘ્ન, માદક, સ્નાયુશૈથિલ્યકૃત, આંખની કીકીને વિસ્તૃત કરનાર અને આંકડી તથા ચુંક મટાડનાર છે. વધારે પ્રમાણમાં તીક્ષ્ણ ઝેર છે.

**ઉપયોગ—સ્ટ્રામોન્યમની બનાવટ** તાણ તથા આંચકીના દરદમાં, દમમાં, હાંફણમાં, ક્ષયની અતિશય આવતી ઉધરસમાં, ફેફસાના વરમમાં અને જૂના સળેખમના દરદમાં વપરાય છે. શ્વાસના રોગપર આ દવા સારો ફાયદો કરે છે. ધંતુરાના પાંદડાની બીડી કરીને દમના રોગમાં પીવાય છે; અને તેના બીઆં હોકામાં પણ પીવાય છે.

**સ્ટ્રામોન્યમની** અસર ઘણી ખરી રીતે **બેલાડોનાની** અસરને મળતી આવે છે; જેવી કે ગળાનું સૂકાઇ જવું, આંખની કીકીઓ પહોળી થવી, સનેપાત, અને આંચકી વીગેરે. સ્ટ્રામોન્યમની અસર મુખ્યત્વે કરીને શ્વાસોશ્વાસની ગતીપર શાંતીદાયક તરીકે વધારે સારી થાય છે અને આથી હાંફણ અને દમના રોગમાં તે વિશેષ વપરાય છે.

**વિષારી ચિન્હો—ધંતુરો** કાળો અને ધોળો થાય છે; તેના સર્વાંગ વિષમય છે; વિષ તરીકે ઘણું કરીને ધંતુરાના બી વપરાય છે. પ્રાણહાની નહીં પણ ફકત બેશુદ્ધિ કરી લોકોને લુંટવાના હેતુથી ધંતુરો વિષ તરીકે વપરાય છે. થોડો ધંતુરો ખાવાથી મૃત્યુ થતું નથી તથાપિ વિશેષ ખાવાથી માઠું પરિણામ થાય છે-ધંતુરાનાં બી અથવા તેનો ભૂકો રોટલા, ખીચડી અને શાક વગેરેમાં મિશ્ર કરીને ખવરાવાય છે.

ધંતુરાંની બનાવટોના વિપારી પ્રમાણો લીધા પછી પા અર્ધા કે એક કલાકમાં તેના વિષનાં ચિન્હો શરૂ થાય છે. ગળુ સૂકાય છે, તરશ બહુ લાગે છે, માથું ફરે છે અને પદાર્થ શોધ તો હોય એ પ્રમાણે રોગી ચાલે છે; આંખની કીકી પહોળી થાય છે અને આંખ લાલ થાય છે અને ચહેરો રાતો ચોળ લાગે છે, આદમી બડબડ કરે છે, કપડાપરથી કંઇ વીણતો હોય અથવા રૂ કાંતતો હોય અથવા હવામાંથી કાંઇ પદાર્થ પકડતો હોય તે પ્રમાણે હાથના ચાળા કરે છે, છેવટે બેશુદ્ધ થાય છે. નાડી તીવ્ર ચાલે છે, અને અતિશય વધારે પ્રમાણ લેવામાં આવ્યું હોય તો નાડી ક્ષીણ થઇ શરીર ઠંડુ પડે છે અને છેવટે મરણ નીપજે છે.

## સ્ટ્રામોન્યમના વિષનાં વિષનાશક ઇલાજો.

| | |
|---|---|
| | ૧. સ્ટમક પંપનો ઉપયોગ કરવો. |
| સ્ટ્રામોન્યમ. | ૨. વમનકારક દવાઓ વાપરવી. (સલ્ફેટ ઓફ ઝીંક, ઇપીકાકયુઆના, કાર્બોનેટ ઑફ આમોન્યા.) |
| ધંતુરો. | ૩. કેસ્ટર ઓઇલનો જુલાબ આપવો. |
| | ૪. મસ્તકપર ઠંડુ પાણી મૂકવું અથવા ઠંડુ પાણી છાંટવું. જો દરદી બેશુદ્ધ હોય અને નાડી ક્ષીણ હોય તો ઉષ્ણ ઉપચાર અને ગરમ દવાઓ વાપરવી |

---

*HYOSCYAMI FOLIA.* **લા૦** હાયોસામી ફોલીઆ૦ **અં૦ હેનબેન** લીવ્ઝ. **ગુ૦** ખોરાસાની અજમાનાં પાંદડાં.

**મુખ્ય બનાવટો.—**

૧. *Extractum Hyoscyami.* **લા૦** એકસ્ટ્રેકટમ હાયોસામી. **અં૦** એકસ્ટ્રેકટ ઓફ **હેનબેન. ગુ૦** ખોરાસાની અજમાનું સત્વ.

**માત્રા—** ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૨. *Succus Hyoscyami.* **લા૦** સકસ હાયોસામી. **અં૦ હેમબેન** જ્યુસ. **ગુ૦** ખોરાસાની અજમાનો સ્વરસ.

**માત્રા—** ... ... ... ।।। થી ૧ ડ્રામ.

૩. *Tinctura Hyoscyami.* **લા૦** ટીંચુરા હાયોસામી. **અ૦** ટીંચર ઓફ હેનબેન **ગુ૦** ખોરાસાની અજમાનો અર્ક.

**રીત**—હેનબેનનાં પાંદડાં... ... ... ૨½ ઔંસ.
પ્રુફ્સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ાા થી ૧ ડ્રામ.

**એક્સ્ટ્રેક્ટ હાયોસામી પીલ્યુલા કોલોસીંથીડીસ એટ હાયોસામી** બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—પીડાશામક, માદક, કફઘ્ન, ચુંક તથા આંકડી મટાડનાર અને સ્નાયુ શૈથિલ્કૃત છે

**ઉપયોગ—હાયોસામીની બનાવટો** મગજના વ્યાધી, મગજ થાકી ગયુ અને નિંદ્રા ના આવતી હોય તેવા દરદ, નબળાઇ તથા હીસ્ટીરીઆથી થતા ધબકારાના દરદમાં, માથાના દુખાવામાં, સંધીવામાં, દમ, ખાંસી, હૃદયરોગ, ઉન્માદ, મૂત્રપિંડના વ્યાધી, પેશાબની બળતરા, ઉનવા અને ચરકાના દરદમાં વાપરવાથી સારો ફાયદો કરે છે. આંખની કીકીઓ હાયોસીયામી લેવાથી વિસ્તૃત થાય છે. હાયોસાઇમસના ગુણદોષ બેલાડોના અને સ્ટ્રામોન્યમના જેવા છે. મગજના વ્યાધીમાં જ્યારે અફીણ વાપરવું યોગ્ય નથી લાગતું ત્યારે આ દવા વાપરવાથી માનસિક ચિંતા અને મગજનો શ્રમ નાશ પામે છે અને સારો ફાયદો થાય છે. હાયોસાઇમસ હૃદયપર એકદમ શાંતીદાયક અસર કરતું હોવાથી તેને બેલાડોનાથી જુદુ પાડવામાં આવે છે એમ **ડાકટર ગેરોડ** જણાવે છે.

**વિષારી ચિન્હો—હાયોસામીના વિષનાશક ઇલાજો બેલાડોના અને સ્ટ્રામોન્યમના** જેવા છે.

---

*TABACI FOLIA.* **લા૦** ટબાસી ફોલીઆ. **અં૦** ટોબેકો લીવ્ઝ. **ગુ૦** તમાકુનાં પાંદડાં.

**ગુણ**—વમનકારક, શાંતીદાયક અને કફઘ્ન છે.

**ઉપયોગ**—તમાકુ ચાવવાથી પાચન શક્તિ મંદ પડે છે, બદહજમી રહે છે, પ્રથમ જરા હુંશીઆરી આવે છે પણ પાછળથી સુસ્તી આવે છે.

જ્યારે ખાધામાં આવે છે ત્યારે તે એકદમ શાંતીદાયક અસર કરે છે. મુખ્યત્વે કરીને હૃદયપર વધારે કરે છે. કેટલીકવાર તે મુત્રલ શક્તિ વધારે કરે છે અને આથી જળંદરના દરદમાં તે મૂત્રલ તરીકે વપરાય છે; તોપણ તે પીવાના ઔષધ તરીકે ક્વચિત વપરાય છે; કારણ કે કેટલીકવાર તેનાથી હૃદય એકદમ બંધ પડી જાય છે. અગાઉ સારણગાંઠના દરદમાં **તમાકુની એનીમા** સ્નાયુ શિથીલતા સારૂ વપરાતી હતી.

બાહ્યોપચાર તરીકે **તમાકુ** માથાના દરદમાં કેટલીકવાર સૂંઘવાની અને દમના તથા ઉધરસના રોગમાં કફઘ્ન અને શાંતીદાયક તરીકે ચાવવાની ભલામણ કરવામાં આવે છે. તમાકુ ખાધા પછી વાપરવાથી જૂનો બંધકોશ મટે છે એમ ધારવામાં આવે છે.

**સૂચના**—તમાકુનો પીવાનો, ચાવવાનો અને સુંઘવાનો નિરંતર ઉપયોગ કરવો તે સલાહ ભરેલું નથી, જો કે કેટલીકવાર તે સારો ફાયદો આપે છે પણ કોઇ વિચિત્ર બાંધાના દરદીઓના હૃદયની ગતિને એકદમ બંધ કરી નાંખે છે; માટે તેનો હમેશાં ઉપયોગ કરવો તે ઘણું જોખમ ભરેલુ છે; અને નિરંતર ઉપયોગ કરવાથી શરીર નબળું પડી જાય છે, લોહીનું પાણી થાય છે અને ધાતુ નબળી પડી જાય છે; કોઈ વાર અફીણના જેવા વિષારી ચિન્હો ઉત્પન્ન થઈ દરદી સ્વધામ પણ પહોંચી જાય છે.

**વિષારી ચિન્હો**—તમાકુના વિષારી પ્રમાણથી છાતીમાં દાહ, શ્વાસ અને કફના દરદો પેદા થાય છે. શરૂઆતમાં નાડી જરા જલદી ચાલે છે અને પછી ફેર અને ચક્કર આવે છે, ઉલટી થાય છે, નાડી મંદ પડતી જાય છે, શરીરમાં તોડ થાય છે, બહુ અશક્તિ આવે છે અને શરીર શિથિળ થઇ રક્તાશય અને શ્વાસોશ્વાસ બંધ પડી મરણ નીપજે છે.

## તમાકુના વિષના વિષનાશક ઇલાજો.

**તમાકુ.**

૧. સ્ટમક પંપનો ઉપયોગ કરવો.
૨. વમનકારક દવાઓ આપવી.
૩. એરંડીઆનો જુલાબ આપવો.
૪. ટાનીક એસીડ વાપરવું.
૫. હૃદય પૌષ્ટિક દવાઓ પાવી.
૬. ઉષ્ણ ઉપચાર કરવા અને કૃત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો.

૭. સ્ટ્રીકનીઆ અને નકસવોમીકા વાપરવું.

---

*DIGITALIS FOLIA.* **લા૦** ડીજીટેલીસ ફોલીઆ. **અં૦** ફોકસગ્લોવ લીવ્ઝ. **ગુ૦** ડીજીટેલીસનાં પાંદડા.

**માત્રા—** ... ... ... ૦ાા થી ૧½ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Infusum Digitalis.* **લા૦** ઇન્ફયુઝમ ડીજીટેલીસ. **અં૦** ઇન્ફયુઝન ઓફ ફોકસગ્લોવ. **ગુ૦** ડીજીટેલીસનો ઉકાળો.

**રીત—**ડીજીટેલીસના પાંદડાં ... ... ૨૮ ગ્રેન.
ચોખ્ખું ઉકળતું પાણી ... ... ૧૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ૨ થી ૪ ડ્રામ.

૨. *Tinctura Digitalis.* **લા૦** ટીંચુરા ડીજીટેલીસ. **અં૦** ટીંચર ઓફ ફોકસગ્લોવ. **ગુ૦** ડીજીટેલીસનો અર્ક.

**રીત—**ડીજીટેલીસનાં પાંદડાં ... ... ૨½ ઔંસ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ૫ થી ૩૦ ટીપાં.

**ગુણ—**હૃદય પૌષ્ટિક, શાંતીદાયક, મૂત્રલ અને પીડાશાંમક છે.

**ઉપયોગ—ડીજીટેલીસની બનાવટો** જ્વર, રક્તાશયના વ્યાધી જુદી જુદી જાતના વ્યાધી, જલંદર, મૂત્રાશયના જુદી જુદી જાતના વ્યાધીમાં ઉધરસ દમ તથા હાંફણ ક્ષયરોગ, ઉન્માદ, સંધીવા, ફેફસાના સોજા, ત્રિદોષ, ચેલછાના વિવિધ વ્યાધીઓ, સનેપાતના દરદો, વાઈ તથા અપસ્મારના દરદો, ફેફસાના અંતરપડના સોજા, ઋતુશ્રાવના દરદો મગજના વિવિધ વ્યાધીઓ, જુદી જુદી પ્રકારના તાવના દરદો, ગર્ભાશયના જુદી જુદી જાતના દરદો, રતવા, પ્લેગ, રક્તશ્રાવના દરદો અને મસાના દરદોમાં વાપરવાથી ઘણો સારો ફાયદો કરે છે.

**વિશેષ વર્ણન—ડીજીટેલીસ**ના નાના પ્રમાણો શરીરની નસોનો સંકોચ કરે છે અને નસોમાંના લોહીના દબાણને વધારે છે. હૃદય વધારે ધીમેથી અને જલદીથી સંકુચીત થાય છે. વિપારી પ્રમાણમાં હૃદયને અનિયમીત તથા ઘણુંજ ઉતાવળું કરે છે અને પાછળથી સંકુચીત કરી તેને બંધ કરે છે; અને તેથી દરદી તરત મરણને શરણ થાય છે.

જ્યારે આ દવા તનદુરસ્ત માણસને આપવાંમાં આવે છે ત્યારે તેની મુખ્ય અસર નાડીના ધબકારા ધીમા કરવાની થાય છે; જો પ્રમાણ વિષારી આપંવામાં આવે છે તો તેથી ઘણા ભયંકર ચિન્હો થાય છે જેવાં કે બકારી, ઉલટી, ઉબકા, ઝાડા, મૂર્છાઓ અને અશક્તિ આવી શરીર શિથીલ થઇ જાય છે અને દરદી જ્યારે સૂતા તથા ઉભો થવા જાય છે ત્યારે લથડીઆં ખાતો ગબડી પડે છે.

મૂત્રલ અસર તરીકે અને હ્રદય પૌષ્ટિક અસર તરીકે ડીજીટેલીસ ઘણી કીંમતી દવા છે અને જો તેના યોગ્ય પ્રમાણો દરદની બરાબર ચિકીત્સા કરીને અપાય છે તો તે અમૃત સમાન ગુણ કરી દરદીની જીંદગી બચાવેછે.

હ્રદયના બગાડના, વધારાના અને દુખાવાના દરદમાં, મગજના, સોજાના જુદી જુદી જાતના દરદો, અને જલંદરના બ્યાધીમાં ડીજીટેલીસ વાપરવાથી ઉત્તમ ફાયદો થાય છે. આ દરદોમાં ડીજીટેલીસ જેવી ઉત્તમ કિર્ત્તી સંપાદન કરે છે તેવી બીજા દરદોમાં ભાગ્યેજ કરે છે.

રક્તાશયના બગાડને લીધે થએલા જલંદરના દરદમાં મૂત્રલ અસર સારૂ ડીજીટેલીસ નીચેની દવા સાથે વાપરવાથી ઉત્તમ અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| પોટાસ સાઇટ્રાસ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| પોટાસ એસીટાસ | ... | ... | ... | ૩૦ ગ્રેન. |
| ટીંચર સ્ટ્રોફેન્થસ | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| ટીંચર સીલા | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| ટીંચર ડીજીટેલીસ | ... | .... | ... | ૧૫ ટીપાં. |
| મેગ્નેસીયા સલ્ફાસ | ... | .... | .... | ૪ ડ્રામ. |
| એમોન્યા ક્લોરાઇડ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર જીંજીર | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| ટીંચર નકસવોમીકા | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| પાણી | ... | ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પીવું. **( અનુવાદક. )**

**જૂના બ્રાઇટ દરદોના ( મૂત્રાશયના ) બગાડથી થએલા જલંદરના બ્યાધીમાં ડીજીટેલીસ વાપરવું નહીં.**

**ફેફસામાંથી થતા રક્તશ્રાવના દરદમાં ડીજીટેલીસ ખાસ કરીને વપ-**

રાય છે. ક્ષયરોગમાં પણ ડીજીટેલીસ વાપરવાની ભલામણ કરવામાં આવે છે અને તે ટ્યુબરકયુલસ નામના જંતુનો નાશ કરે છે એમ કહેવાય છે. તીક્ષ્ણ ઉન્માદના દરદમાં મગજપર શાંતીદાયક અસર કરવા સારૂ ડીજીટેલીસ નીચેની દવા સાથે વપરાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| પોટાસ બ્રોમાઇડ | ... | ... | ... | ૩૦ ગ્રેન. |
| ક્લોરલ હાઇડ્રાસ | ... | ... | ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર કેનાબીસ ઇન્ડીકા | | ... | ... | ૧૫ ટીપાં. |
| ટીંચર હાયોસ્યામી | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| લાઇકર મોરફીઆ હાઇડ્રોક્લોરાસ | | | ... | ૧ ડ્રામ. |
| ટીંચર ડીજીટેલીસ | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | | ... | ... | ૧૫ ટીપાં. |
| પાણી | ... | ... | ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ૩ વાર પાવું. (અનુવાદક.)

## ડીજીટેલીસ વાપરતી વખતે ધ્યાનમાં રાખવા લાયક નિયમો.

૧. શરૂઆતમાં **ડીજીટેલીસ** ઘણા થોડા પ્રમાણમાં આપવું, જો દરદીને થોડા દીવસ આપ્યા પછી એકદમ ઉલ્ટી થતી માલમ પડે, દરદીને દીવસે દીવસે અશક્તિ આવતી લાગે અને મૂર્છા જેવું લાગે. તો તરત ડીજીટેલીસ વાપરવું બંધ કરવું.

૨. **ડીજીટેલીસ** લાગલાગટ કદી વાપરવું નહીં; પણ આંતરે આંતરે વાપરવું. વાપરવાની ખાસ જરૂર લાગે તો છ સાત દહાડા લાગલાગટ થોડા પ્રમાણમાં વાપરવું; પાછું ચાર પાંચ દીવસ વાપરવું બંધ કરવું અને પછી ત્રીજે ચોથે દીવસે વાપરવું. જ્યારે ડીજીટેલીસ વાપરવાની દરરોજ જરૂર પડે ત્યારે તેની સાથે બીજી હૃદય પૌષ્ટિક દવાઓ વાપરવી જેવી કે **સ્ટ્રોફેન્થસ, નકસવોમીકા** વીગેરે.

૩. ડીજીટેલીસનું વધારે પ્રમાણ કદી પણ વાપરવું નહીં; જો દરદ વધતું જાય અગર દરદી વધારે દુઃખ ભોગવતો માલમ પડે તો દરદની વધારે બારીકાઇથી ચિકિત્સા કરવી પણ ડીજીટેલીસ વધારે પ્રમાણમાં એકદમ વાપરવું નહીં.

૪. જ્યારે દરદીને હમેશ **ડીજીટેલીસ** આપવામાં આવતું હોય

ત્યારે તેને સંપુર્ણ રીતે આરામ આપવો; અને તેને કોઇપણ પ્રકારની હીલચાલ માનસિક કે શારીરીક કરવા દેવી નહીં; કારણ કે તે વખતે રક્તાશયની હાલત ઘણી નબળી પડે છે અને તેથી કેટલીકવાર મૂર્છા આવી હૃદય બંધ પડી મરણ નીપજે છે.

**વિષારી ચિન્હો**—ડીજીટેલીસના વિષારી પ્રમાણ લેવાથી ઉલટીઓ, ઉબકા અને ઝાડાઓ થાય છે. કેટલીકવાર લીલીછમ ઉલટી થાય છે. કીકી પહોળી થાય છે, દૃષ્ટિ મંદ પડે છે, નાડી મંદ અને અનિયમીત ચાલે છે, શરીર ઠંડુ થઇ બેશુદ્ધી આવી દરદી મરણ પામે છે; ક્વચિત તાણ આવે છે. ઘણીવાર મોઢું આવે છે.

**ડીજીટેલીસ વછનાગના** વિષની વિષનાશક દવા છે.

**ડીજીટેલીસ લાંબા વખત સુધી આપવામાં આવે તો તેનો હોજરીમાં જમાવ થઇને ઝેરી ચિન્હો ઉત્પન્ન થાય છે.**

## ડીજીટેલીસના વિષના વિષનાશક ઇલાજો.

**ડીજીટેલીસ.**

૧. દરદીને સુવાડી રાખવો કારણ કે રક્તાશય ઘણું નબળું હોવાથી જરાપણ શ્રમ સહન થઇ શકતો નથી.

૨. સ્ટમક પંપનો ઉપયોગ કરવો.

૩. વમનકારક દવાઓ પાવી.

૪. ગરમ પાણીમાં ટેનીક કે ગેલીક એસીડના ૨૦ ગ્રેન મિશ્ર કરીને પાવાં.

૫. ગરમ સખત ચાહ અને કાફી પાવાં.

૬. ઉષ્ણ ઉપચાર કરવા, અને ગરમ દવાઓ પાવી. (બ્રાન્ડી, વીસ્કી અને એમોન્યા વાપરવાં.)

૭. ટીંચર એકોનાઇટના ૫ ટીંપાં. પાણીમાં મિશ્ર કરી પાવાં. અથવા એકોનાઇટાઇનના $\frac{૧}{૨૦૦}$ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.

૮. એપોમોરફાઇન હાઇડ્રોક્લોરાસની ટેબ્લોઇડના $\frac{૧}{૨૦}$ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.



***OLEUM ROSMARINI.*** **લા૦** ઓલ્યમ રોઝમરીની. **અં૦** ઓઇલ ઓફ રોઝમરી. **ગુ૦** રોઝમરીનું તેલ.

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટ.**

૧ *Spiritus Rosmarini.* **લા૦** સ્પીરીટસ રોઝમરીની **અં૦** સ્પીરીટ ઓફ રોઝમરીની.

**રીત—**ઓઇલ ઓફ રોઝમરી ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૪૯ ઔંસ.

**માત્રા—** ... ... ... ½ થી ૧ ડ્રામ.

**રોઝમરીનું તેલ ટીંચુરા લેવેન્ડયુલા કમ્પોઝીટા** અને **લીનીમેન્ટમ સેપોનીસ** બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ—**ગરમ વાતહર અને સુગંધીદાર છે.

**ઉપયોગ—**રોઝમરીનું તેલ ઘણું ગરમ હોવાથી વાયુ, હીસ્ટીરીઆ અને મગજના સ્નાયુઓના દરદથી થતા દુખાવાના દરદમાં વાપરવાથી ઘણો સારો ફાયદો આપે છે. આ દવા સ્વાદવાળી તથા સુગંધીદાર હોવાથી બીજી દવાઓ બનાવવાના કામમાં વપરાય છે.

બાહ્યોપચાર તરીકે આ તેલ માથામાં તાલ પડી હોય તો ઘસવાથી નવા વાળ ઉગે છે. **ડાકટર વીટલા** નીચેની ફોર્મ્યુલા તાલ પડેલા માથાપર વાળ ઉગાડવા તરીકે દરરોજ વાપરવાંની ભલામણ કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ઓલ્યમ રોઝમરી | ... | ... | ... | ૪ ડ્રામ. |
| લાઇકર એપીસ્પેસ્ટીસી | ... | ... | ... | ૨ ડ્રામ. |
| ઓલ્યમ અમીગડલા ડલ્સીસ | | ... | ... | ૧½ ડ્રામ. |
| સ્પીરીટ કેમ્ફર | ... | ... | ... | ૨ ઔંસ |
| ગ્લીસરાઇન બોરીસી | ... | ... | ... | ૧ ઔંસ. |
| ઓલ્યમ રોઝી | ... | ... | ... | ૮ ટીપાં. |
| ટીંચર જેબોરેન્ડી | ... | ... | ... | ૧ ઔંસ. |

ઉપરની દવા મિશ્ર કરી તેમાંથી થોડું થોડું તેલ દરરોજ રાત્રે સુતી વખતે વાળના મૂળમાં સારી રીતે ઘસવું.

*OLEUM LAVANDULAE.* લા૦ ઓલ્યમ લવેન્ડયુલી. અં૦ ઓઇલ ઓફ લવેન્ડર ગુ૦ લવન્ડરનું તેલ.

**માત્રા—** ... ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટો—**

૧ *Spiritus Lavandulae.* લા૦ સ્પીરીટસ લવેન્ડયુલી. અં૦ સ્પીરીટ ઓફ લવેન્ડર.

**રીત—**ઓઇલ ઓફ લવેન્ડર. ... ... ૧ ઔંસ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૪૯ ઔંસ.

**માત્રા—** ... ... ... ... $\frac{1}{2}$ થી ૧ ડ્રામ.

૨ *Tinctura Lavandulae Composita.* લા૦ ટીંચુરા લવેન્ડયુલી કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ ટીંચર ઓફ લવેન્ડર. ગુ૦ લવેન્ડરનો મિશ્રિત અર્ક.

**રીત—**લવેન્ડરનું તેલ ... ... ... ૧$\frac{1}{2}$ ડ્રામ.
રોઝમરીનું તેલ ... ... ... ૧૦ ટીપાં.
તજનો ભૂકો ... ... ... ૧૫૦ ગ્રેન.
જાયફળનો ભુકો... ... ... ૧૫૦ ગ્રેન.
રાતી સુખડનો ભુકો ... ... ૩૦૦ ગ્રેન.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૪૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ...ાા થી ૨ ડ્રામ

**લવેન્ડરનું તેલ લીનીમેન્ટમ કેમ્ફોરી કમ્પોઝીટમ** બનાવવાના કામમાં વપરાય છે.

**લવેન્ડરનો મિશ્રિત અર્ક લાઇકર આરસેનીકેલીસ** (સોમલનું પ્રવાહી) બનાવવામાં વપરાય છે.

ગુણ—વાતહર અને ગરમ છે.

**ઉપયોગ—લવેન્ડરનું તેલ** અને તેનો **મિશ્રિત અર્ક** અજીર્ણ, હિસ્ટીરીઆ અને વાયુના દરદોમાં વપરાય છે. આ તેલ યોગવાહ તરીકે બીજી દવાઓ બનાવવામાં વપરાય છે.

***MENTHAE PIPERITAE OLEUM.*** **લા૦ મેન્થી પીપરીટી** ઓલ્યમ. **અં૦** ઓઇલ ઓફ પીપરમીન્ટ. **ગુ૦** પીપરમીન્ટનું તેલ.

**માત્રા**— ... ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટો—**

૧ *Aqua Menthae Piperitae.* **લા૦** એકવા મેન્થી પીપરીટી. **અં૦** પીપરમીન્ટ વોટર. **ગુ૦** પીપરમીન્ટનું પાણી.

**રીત**—પીપરમીન્ટનું તેલ ... ... ... ૧½ ડ્રામ.
ચોખ્ખુ પાણી ... ... ...૧½ગ્યાલન.

**માત્રા**— ... ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Essentia Menthae Piperitae.* **લા૦** એસેન્શીઆ મેન્થી પીપરીટી. **અં૦** એસેન્સ ઓફ પીપરમીંટ.

**રીત**—પીપરમીન્ટનું તેલ. ... ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૪ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૨૦ ટીપાં.

૩. *Spiritus Menthae Piperitae.* **લા૦** સ્પીરીટસ મેન્થી પીપરટી **અં૦** સ્પીરીટ ઓફ પીપરમીન્ટ.

**રીત**—પીપરમીન્ટનું તેલ ... ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ...૪૯ ઔંસ.

**માત્રા**— ... ... ... ½ થી ૧ ડ્રામ.

**પીપરમીન્ટનું તેલ પીલ્યુલા રીહાઈ કમ્પોઝીટા અને ટીંચુરા કલોરોફોર્માઈ એટ મોરફાઇની** બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—અગ્નિવર્ધક, ચુંક તથા આંકડી મટાડનાર, ગરમ અને વાતહર છે.

**ઉપયોગ**—પીપરમીન્ટના તેલની બનાવટો વાયુના દરદમાં, ચુંક તથા આંકડીના દરદમાં, હીસ્ટીરીઆમાં, ઉબકા, બકારી અને ઉલ્ટીના દરદમાં, આંતરડાના વ્યાધીમાં, સતીકા જ્વરમાં ટરપેન્ટાઇન તેલ સુંઘવાના બદલામાં અને અજીર્ણના દરદમાં વાપરવાથી ઘણો સારો ફાયદો આપે છે.

સડી ગએલાં દાંતના દરદમાં તેલનું પૂમડું મુકવાથી પીડાશામક અસર સારી થાય છે.

---

*MENTHOL.* લા૦ મેન્થોલ. અં૦ મેન્થોલ.

ગુણ---પીડા સામક અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ—મેન્થોલ** દુર્ગંધનાશક છે, પણ બાહ્યોપચાર તરીકે ફક્ત પીડાશામક તરીકે ચામડીને બ્હેરી કરવામાં વપરાય છે; અને મુખ્યત્વે કરીને તે કપાળના તથા માથાના દુખાવામાં, છાતીની અંદર કફ અથવા બીજા દરદથી ગભરામણ થતી હોય તેવા દરદમાં, સંધીવા, શ્રોણી વેદના અને શિરો વેદનામાં ઘસવા તરીકે વપરાય છે. તે નાની લાકડીના આકારમાં આવે છે અને દુખ થતા ભાગ પર ધીમે રહીને લાકડી ઘસવાથી પ્રથમ ગરમીની અસર કરે છે પણ પછીથી તરતજ ટાઢક કરે છે અને ચામડીના જ્ઞાન તંતુને બ્હેરા કરી પીડાશામક અસર કરે છે.

---

*OLEUM MENTHAE VIRIDIS.* લા૦ ઓલ્યમ મેન્થા વીરીડીસ. અં૦ ઓઇલ ઓફ સ્પરમીન્ટ.

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટ.**

૧ *Aqua Menthae Viridis.* લા૦ એક્વા મેન્થી વીરીડીસ. અં૦ સ્પરમીન્ટ વોટર.

**રીત**—સ્પરમીન્ટનું તેલ ... ... ૧½ ડ્રામ.
ચોખ્ખુ પાણી ... ... ૧½ ગ્યાલન.

**માત્રા—** ... ... ... ૧ થી ૨ ઔંસ.

**ઉપયોગ**—આ તેલ વાતહર અને ગરમ છે; તેથી તે વાયુના અજીર્ણના અને હીસ્ટીરીઆના દરદમાં વાતહર તરીકે વપરાય છે; અને બીજી રેચક દવાઓના સંયોગમાં ચુંક તથા આંકડી મટાડવા તરીકે વપરાય છે.

---

*THYMOL.* **લા૦ થાઇમોલ અં૦ થાઇમોલ. ગુ૦ અજમાનાં ફુલ.**

**માત્રા—** ... ... ... ½ થી ૨ ગ્રેન.

ગુણ—ઉષ્ણ, વાતહર, રોપણ અને દુર્ગંધ નાશક છે.

**ઉપયોગ—થાઇમોલ** એક અક્સીર દુર્ગંધ નાશક દવા છે. તે છંટકાવ રૂપે તથા દુર્ગંધનાશક મલમપટા તરીકે **કારબોલીક ગોઝના** માફક વપરાય છે. દાદર, વિચર્ચીકા, ખરજવાં અને બીજાં ચામડીના ચેપી દરદોમાં તેની ઠંડી દાહક અસરને લીધે અતિશય વપરાય છે.

આ દવા તેના રોપણ અને દુર્ગંધનાશક ગુણને લીધે શસ્ત્રોપચાર કરતી વખતે વપરાય છે. પાણીના ૧૦૦૦ ભાગમાં આ દવાનો ૧ ભાગ મીશ્ર કરીને વપરાય છે.

ટાઇફોઇડ નામના તાવ, ફેફસાના અંતર પડના સોજા, ફેફસાના સોજા, મૂત્રાશયના દરદો, મધુ પ્રમેહના દરદો અને કોલેરામાં **થાઇમોલ** અંદરના ઉપચાર તરીકે વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

**સુચના—**થાઇમોલ પાણી સાથે મિશ્ર કરીને કદી પણ વાપરવું નહીં; કારણકે તેમ કરવાથી જીભ પર ગળામાં અને હોજરીમાં સખત ગરમીની અસર થાય છે. માટે તેને ગોળીના રૂપમાં વાપરવું તે ઘણું સારૂ છે.

---

*RHEI RADIX.* **લા૦** રીહાઇ રેડીક્સ. **અં૦** રૂબાર્બરૂટ. **ગુ૦** રૂબાર્બનાં મૂળ.

**માત્રા—** ... ... { અગ્નિવર્ધક તરીકે ૨ થી ૫ ગ્રેન. / રેચક તરીકે ૧૦ થી ૩૦ ગ્રેન. }

**મુખ્ય બનાવટો—**

૧. *Extractum Rhei.* **લા૦** એક્સ્ટ્રેક્ટમ રીહાઇ, **અં૦** એક્સ્ટ્રેક્ટ ઓફ રૂબાર્બ. **ગુ૦** રૂબાર્બનું સત્વ.

**રીત—**રૂબાર્બનો ભુકો ... ... ... ૧ પૌંડ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૩ પાઇન્ટ.
ચોખ્ખું પાણી ... ... ... ૨ પાઇન્ટ.

**માત્રા—** ... ... ... ૫ થી ૧૫ ગ્રેન.

૨. *Infusum Rhei.* લા૦ ઇન્ફ્યુઝમ રીહાય. અં. ઇન્ફ્યુઝન ઓફ રૂ-
બાર્બ ગુ૦ રૂબાર્બનો ઉકાળો.

રીત—રૂબાર્બનો ભુકો ... ... ... ૨ ડ્રામ.
ચોખ્ખુ ઉકળતું પાણી. ... ... ૧૦ ઔંસ.

માત્રા— ... ... ... ... ૧ થી ૨ ઔંસ.

૩. *Pilula Rhei Composita.* લા૦ પીલ્યુલા રીહાઇ કમ્પોઝીટા અં૦
કમ્પાઉન્ડ રૂબાર્બ પીલ ગુ૦ રૂબાર્બની મિશ્રિત ગોળીઓ.

રીત—રૂબાર્બનો ભુકો ... ... ... ૩ ઔંસ.
સોકોટ્રાઈન એલોઝ ... ... ૨$\frac{1}{4}$ ઔંસ.
હીરાબોળ ... ... ... ... ૧$\frac{1}{2}$ ઔંસ.
કઠણ સાબુ ... ... ... ૧$\frac{1}{2}$ ઔંસ.
પીપરમીન્ટનું તેલ... ... ... ૧$\frac{1}{2}$ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૧ ઔંસ.
ગોળ ... ... ... ... ૩ ઔંસ.

માત્રા— ... ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૪. *Pulvis Rhei Compositus.* લા૦ પલ્વીસ રીહાઇ કમ્પોઝી-
ટસ અં૦ કમ્પાઉન્ડ પાઉન્ડર ઓફ રૂબાર્બ. ગુ૦ રૂબા-
ર્બનો મિશ્રિત ભુકો.

ઉપનામ—ગ્રેગરીઝ પાઉડર.

રીત—રૂબાર્બ... ... ... .... ૨ ઔંસ.
લાઇટમેગ્નેસીઆ ... ... ... ૬ ઔંસ.
સુંઠ .... ... ... ... ૧ ઔંસ.

માત્રા— { ૧૦ થી ૬૦ ગ્રેન. પુખ્ત ઉમરના દરદી વાસ્તે.
૫ થી ૧૦ ગ્રેન. નાના બચ્ચાંઓ વાસ્તે.

૫. *Syrupus Rhei.* લા૦ શીરપ્સ રીહાઇ અં૦ સીરપ ઓફ રૂબાર્બ
ગુ૦ રૂબાર્બનું શરબત.

રીત—રૂબાર્બના મુળીઆંનો ભુકો ... ... ૨ ઔંસ.
ધાણા ... ... ... ... ૨ ઔંસ.

ધોએલી સાકર ... ... ... ૨૪ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૮ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ...૨૪ ઔંસ.
**માત્રા—** ... ... ... ... ૧ થી ૪ ડ્રામ.

૬. *Tinctura Rhei.* **લા૦** ટીંચુરા રીહાઇ. **અં૦** ટીંચર ઓફ રૂબાર્બ. **ગુ૦** રૂબાર્બનો અર્ક.

**રીત—**રૂબાર્બનો ભુકો ... ... ... ૨ ઔંસ.
એલચી દાણાનો ભુકો ... ... ૨ ડ્રામ.
ધાણાનો ભુકો ... ... ... ૨ ડ્રામ.
કેસર ... ... ... ... ૨ ડ્રામ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા—** ... ... } અગ્નિવર્ધક તરીકે ૧ થી ૨ ડ્રામ.
રેચક તરીકે ૪ થી ૮ ડ્રામ.

૭. *Vinum Rhei.* **લા૦** વાઇનમ રીહાઇ **અં૦** વાઇન ઓફ રૂબાર્બ. **ગુ૦** રૂબાર્બનો આસવ.

**રીત—**રૂબાર્બનો ભુકો .... ... ... ૧½ ઔંસ.
કેનેલા બાર્ક ... ... ... ૬૦ ગ્રેન.
શેરીવાઇન ... ... ... ૨૦ ઔંસ.
**માત્રા—** ... ... ... ...૧ થી ૨ ડ્રામ.

**ગુણ—**પ્રાથમીક અસરમાં ઠંડી ગુણકારી અને રેચક અસર કરનાર છે, દ્વીતીય અસરમાં ગ્રાહીક છે; અને નાના પ્રમાણમાં દીપન પાચન પૌષ્ટિક અને અગ્નિવર્ધક છે.

**ઉપયોગ—**રૂબાર્બની **બનાવટો** બચ્ચાંઓના બંધકોષમાં, પાંડુરોગ વાળી સ્ત્રીઓના દરદમાં, ગાંઠીઆવા વાળા દરદીઓમાં મુખ્યત્વે કરીને તેની ઠંડી પેટ સાફ લાવનાર અગ્નિવર્ધક અસરને લીધે વારંવાર વપરાય છે. હોજરીમાં કાચા અનાજથી તથા પાચન નહીં થએલા ખોરાકના બગાડથી થએલા અતિસાર અને મરડાના દરદમાં, અને વધી ગએલા અજીર્ણના દરદમાં રેહાઇ એક કીમતી દવા છે. રીહાઇ નાના પ્રમાણમાં ઠંડી ગ્રાહીક

તથા અગ્નિ વર્ધક અસર કરે છે અને વધારે પ્રમાણમાં રેચક અસર કરે છે; તેની રેચક અસર ઘણું કરીને બંધકોષ થઇ થઇને થાય છે, કારણ કે તેમાં ગ્રાહીક અસર રહેલી છે, અન્નાશયની નળીમાં આ દવા સોજાની બીલકુલ અસર કરતી નથી. તે લીધાથી પેશાબ, પરસેવા તથા ઘાત્વણ રંગવાળા નીકળે છે.

કંઠમાળ તથા ચાંદી રોગવાળા બચ્ચાંઓના દરદમાં અગ્નિવર્ધક અને રક્ત શોધક અસર કરવા સારૂ રીહાઇનો પારાની દવા સાથે ઉપયોગ કરવાથી ઘણી ઉમદા અસર થાય છે; મુખ્યત્વે કરીને **હાઇડ્રારજીરી કમક્રીટા** ના સંયોગમાં વાપર્યાથી સારો ફાયદો કરે છે.

ચાંદી તથા કંઠમાળવાળા બચ્ચાંઓના ગડગુમડના દરદમાં નીચેના પડીકાં વાપરવાથી સારા અસર થાય છે.

| | | | |
|---|---|---|---|
| પલ્વીસ રીહાઇરેડીક્સ | ... | ... | ૬ ગ્રેન. |
| હાઇડ્રારજીરી કમક્રીટા | ... | ... | ૨ ગ્રેન. |
| સોડાબાય કાર્બોનાસ | ... | ... | ૩ ગ્રેન. |

૪ પડીકાં કરવાં અને દીવસમાં ચાર વખત આપવાં.

( અનુવાદક. )

સાધારણ અજીર્ણના દરદમાં પેટ સાફ લાવવા સારૂ અને અગ્નિવર્ધક અસર કરવા સારૂ નીચેનાં પડીકાં સારો ફાયદો કરે છે.

| | | | |
|---|---|---|---|
| પલ્વીસ રીહાઇરેડીક્સ | ... | ... | ૧૫ ગ્રેન. |
| એમોન્યા ક્લોરાઇડ | ... | ... | ૧૨ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | ... | ... | ૧૫ ગ્રેન. |

૩ પડીકાં કરવાં અને દીવસમાં ૩ વાર પાણી સાથે લેવાં.

( **અનુવાદક.** )

*MYRISTICA.* **લા૦** મીરીસ્ટીકા. **અં૦** નટમેગ. **ગુ૦** જાયફળ.

**માત્રા** ... ... ... ... ૫ થી ૧૫ ગ્રેન.

*OLEUM MYRISTICAE EXPRSSUM.* **લા૦** ઓલ્યમ મીરીસ્ટીસી એક્સપ્રેસમ. **અં૦** એક્સપ્રેસ્ડ ઓઇલ ઓફ નટમેગ.

*OLEUM MYRISTICAE.* **લા૦** ઓલ્યમ મીરીસ્ટીસી. **અં૦**

ઓઇલ: ઓફ નટમેગ. ગુ૦ જાયફળનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટો.**

૧ *Spiritus Myristicae.* લા૦ સ્પીરીટસ મીરીસ્ટીસી. અં૦ સ્પીરીટ ઓફ નટમેગ.

**રીત**—જાયફળનું તેલ ... ... ... ૧ ઔંસ.

રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૪૯ ઔંસ.

**માત્રા**— ... ... ... ૩૦ થી ૬૦ ટીપાં.

**જાયફળ પલ્વીસ કેટેચ્યુ કમ્પોઝીટસ, પલ્વીસ ક્રીટા એરોમેટીકસ, સ્પીરીટસ આરમોરેશી કમ્પોઝીટસ** અને **ટીંચુરા લવેન્ડયુલી કમ્પોઝીટા** બનાવવાના કામમાં વપરાય છે.

**જાયફળનું એકસપ્રેસ્ડ તેલ એમપ્લાસ્ટ્રમ કેલેફેશીઅન્સ** અને **એમપ્લાસ્ટ્રમ પીસીસ** બનાવવાના કામમાં વપરાય છે.

**સ્પીરીટ ઓફ નટમેગ મીસ્ચુરા ફેરીકમ્પોઝીટ** બનાવવાના કામમાં વપરાય છે.

**જાયફળનું વોલેટાઇલ તેલ પીલ્યુલા એલોઝ સોકોટ્રાઇની** અને **સ્પીરીટસ એમોન્યાઇ એરોમેટીકસ** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—સુંગધીદાર, ગરમ, વાતહર, ગ્રાહી અને માદક છે.

**ઉપયોગ**—નટમેગ સુંગધીદાર, ઠંડુ, ગરમ અને વાતહર થોડા પ્રમાણમાં છે. વધારે પ્રમાણમાં તે ઘેન લાવે છે, સુસ્તી ઉત્પન્ન કરે છે, છેવટે બેભાન બનાવે છે અને કેમ્ફરના વિષની માફક વિષારી ચિન્હો ઉત્પન્ન કરે છે. નટમેગ ઘણી ખરી દવાઓ બનાવવા સારૂ તેની સુગંધીદાર અને ગરમ અસરને લીધે વારંવાર વપરાય છે. બાહ્યોપચાર તરીકે **નટમેગનું એકસપ્રેસ્ડ તેલ** ચામડી પર લગાડતાં ગરમીની અસર ઉત્પન્ન કરે છે અને આથી જૂના સંધીવામાં દુખતા સાંધાના દરદ પર ચોપડવાના કામમાં વપરાય છે. અતિસાર મરડા ચુંક અને વાયુના દરદોમાં નટમેગનું વોલેટાઇલ તેલ વાપરવાથી વાયુ વિનાશક અસર ઘણી સારી થાય છે.

*CINNAMOMI CORTEX.* લા૦ સીનામોમી કોરટેક્સ. અં૦ સીનામન બાર્ક. ગુ૦ તજની છાલ.

માત્રા— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

*OLEUM CINNAMOMI.* લા૦ ઓલ્યમ સીનામોમી. અં૦ ઓઇલ ઓફ સીનામન. ગુ૦ તજની છાલનું તેલ.

માત્રા— ... ... ... ૧ થી ૪ ટીપાં.

મુખ્ય બનાવટો.

૧ *Aqua Cinnamomi.* લા૦ એક્વાસીનામોમી અં૦ સીનામન વોટર. ગુ૦ તજનું પાણી.

રીત—તજની છાલનો ભુકો ... ... ૨૦ ઔંસ.
પાણી ... ... ... ... ૨ ગ્યાલન.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Pulvis Cinnamomi Compositus.* લા૦ પલ્વીસ સીનામોમી કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ પાઉડર ઓફ સીનામન. ગુ૦ તજનો મિશ્રિત ભુકો.

રીત—તજની છાલનો ભુકો ... ... ૧ ઔંસ.
એલચી દાણાનો ભુકો ... ... ૧ ઔંસ.
સુંઠનો ભુકો ... ... ... ૧ ઔંસ.

માત્રા— ... ... ... ૩ થી ૧૦ ગ્રેન.

૨ *Tinctura Cinnamomi.* લા૦ ટીંચુરા સીનામોમી. અ૦ ટીંચર ઓફ સીનામન. ગુ૦ તજનો અર્ક.

રીત—તજનો ભુકો ... ... ... ૨½ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ½ થી ૨ ડ્રામ.

૩ *Spiritus Cinnamomi.* લા૦ સ્પીરીટસ સીનામોમી. અં૦ સ્પીરીટ ઓફ સીનામન.

રીત—તજનું તેલ ... ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૪૯ ઔંસ.

માત્રા— ... ... ... ½ થી ૧ ડ્રામ.

**તજનું પાણી મીસ્ચુરા ક્રોટી, મસ્ચુરા ગોયાંસી,** અને **મીસ્ચુરા સ્પીરીટસ વાઇનાઇ ગ્યાલીસી** બનાવવાના કામમાં વપરાય છે. **તજની છાલ, ટીંચર કારડમ કો, ટીંચર કેટેચ્યુ, ઇન્ફ્યુઝમ કેટેચ્યુ** અને બીજી ઘણી બનાવટો બનાવવાના કામમાં વપરાય છે. **તજના સ્પીરીટ, એસીડ સલ્ફ્યુરીક એરોમેટીક** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—સુગંધીદાર, ગરમ, વાતહર, દીપન, પાચન અને ગ્રાહીક છે.

**ઉપયોગ—તજની બનાવટો,** ચુંક, પેટના વાયુ, ઉલ્ટી, મોળ, રક્તશ્રાવ, અતિસાર, મરડા, હીસ્ટીરીઆ, અને વધી ગએલા અજીર્ણના દરદમાં વારંવાર અગ્નિવર્ધક ગરમ અસર સારૂ વપરાય છે. તજનુ તેલ માથાના દુખાવા તથા સડી ગએલા દાંતના દરદમાં ચોપડવામાં આવે છે. ઋતુશ્રાવનાં દરદમાં થતા દુખાવામાં ગર્ભાશયપર ગરમ અસર કરવા સારૂ તજનું તેલ અને અર્ક વારવાર વપરાય છે.

---

*CAMPHORA*. **લા૦** કેમ્ફોરા. **અં૦** કેમ્ફર. **ગુ૦** કપૂર.

**માત્રા—** ... ... ... ૧ થી ૧૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Aqua Camphorae*. **લા૦** એકવા કેમ્ફોરી. **અં૦** કેમ્ફર વોટર. **ગુ૦** કપૂરનું પાણી.

**ઉપનામ—મીસ્ચુરા કેમ્ફોરી.**

**રીત—**કપુરની પોટલી ... ... ૦॥ ઔંસ.

પાણી ... ... ... ૧ ગ્યાલન.

**માત્રા—** ... ... ... ૧ થી ૨ ઔંસ.

કપુરના **પાણીના** ૧ ઔંસમાં ૦॥ ગ્રેન કપુર સમાએલું છે.

૨ *Linimentum Camphorae*. **લા૦** લીનીમેન્ટમ કેમ્ફોરી. **અં૦** કેમ્ફર લીનીમેન્ટ. **ગુ૦** કપુરનું ચોપવાનું તેલ

**રીત—**કપુર ... ... ... ૧ ઔંસ.

ઓલીવ ઓઇલ ... ... ... ૪ ઔંસ.

૩ *Linimentum Camphorae Compositum* **લા૦** લીનીમેન્ટમ

કેમ્ફોરી કમ્પોઝીટમ. અં૦ કમ્પાઉન્ડ લીનીમેન્ટ ઓફ કેમ્ફર. ગુ૦ કપુરનું મિશ્રિત ચોપડવાનું તેલ.

| | | | |
|---|---|---|---|
| **રીત**—કપુર | ... | ... | ... ૨½ ઔંસ. |
| લવેન્ડરનું તેલ | ... | ... | ૧ ડ્રામ. |
| સ્ટ્રૉંગ સોલ્યુશન ઓફ એમોન્યા | | ... | ૫ ઔંસ. |
| રેકટીફાઇડ સ્પીરીટ | | ... | ... ૧૫ ઔંસ. |

૪ *Spiritus Camphorae.* **લા૦** સ્પીરીટસ કેમ્ફોરી. **અં૦** સ્પીરીટ ઓફ કેમ્ફર.

| | | | |
|---|---|---|---|
| **રીત**—કપુર | ... | ... | ... ૧ ઔંસ. |
| રેકટીફાઇડ સ્પીરીટ | | ... | .. ૯ ઔંસ. |
| **માત્રા**— | ... | .... | ... ૧૦ થી ૩૦ ટીપાં. |

૫ *Tinctura Camphorae Composita.* **લા૦** ટીંચુરા કેમ્ફોરી કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ ટીંચર ઓફ કેમ્ફર. **ગુ૦** કપુરનો મિશ્રિત અર્ક.

| | | | |
|---|---|---|---|
| **રીત**—અફીણનો ભુકો | ... | ... | ૪૦ ગ્રેન. |
| લોબાનનાં ફૂલ | ... | ... | ૪૦ ગ્રેન. |
| કપુર | ... ... | ... | ૩૦ ગ્રેન. |
| ઓઇલ ઓફ એનીસી | ... | ... | ½ ડ્રામ. |
| પ્રુફ સ્પીરીટ. | ... | ... | ૨૦ ઔંસ. |
| **માત્રા**— | ... | ... | ૧૫ ટીપાંથી ૧ ડ્રામ. |

**ટીંચર કેમ્ફર કોના** દરેક ડ્રામમાં ¼ ગ્રેન અફીણ સમાએલું છે.

**કપુર લીનીમેન્ટ એકોનાઇટ, લીનીમેન્ટ બેલાડોના, લીનીમેન્ટ ઓપાઇ, લીનીમેન્ટ સેપોનીસ, લીનીમેન્ટ સીનાપીસ, લીનીમેન્ટ ટેરીબેન્થી, અને અંગવેન્ટમ હાઇડ્રારજીરી કો.** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—કપુરની પ્રાથમિક અસર ગરમ અને સ્વેદલ છેઃ તેની દ્વિતીય અસર શાંતીદાયક, ઉંઘ લાવનાર, પીડાશામક, કફધ્ન, ગ્રાહીક, ચુંક તથા આંકડી મટાડનાર છે; અને વધારે પ્રમાણમાં તીક્ષ્ણ ઘેન લાવનાર વિષ છે.

**ઉપયોગ—કપુરની બનાવટો** દમ, હાંફણુ, હૃદય શુળ, ઉટાંટીઓ, હૃદયના વધી ગએલા ધબકારા, ગર્ભસ્થાનના જુદા જુદા વ્યાધી, ઋતુશ્રાવના જુદા જુદા વ્યાધી, વીર્ય પ્રવાહના દરદ, કામજ્વર, ચાંદી, ગર્ભસ્થાનના વરમ, મુત્રાશયના વરમ, કોલેરા, અતિસાર, મરડા, હીસ્ટીરીઆ, સંધીવા, ગાંઠીઓ વા, કોરડીના વ્યાધી, ઉન્માદના જુદા જુદા વ્યાધી, સોજાઓના વ્યાધી, કેટલીક જાતના તાવ, ત્રિદોષ, ફેફસાના સોજાના વ્યાધી, ક્ષય અને તીક્ષ્ણ ઉધરસના દરદમાં વાપરવાથી ઘણો સારો ફાયદો આપે છે.

કેટલીકવાર સ્ટ્રીકનીઆ નામના વિષના કેસમાં કપુર વિષનાશક દવા તરીકે વપરાય છે પણ જરા શકમંદીથી વપરાય છે.

કપુરના ચોપડવાના તેલો ચામડીના દુ:ખદાયક દરદોમાં, સંધીવા અને ગાંઠીઆ વામાં દુખતા સાંધાઓપર, ખરજવામાં, લુખસમાં, અને સડેલા ચાંદામાં, દુર્ગંધનાશક અને પીડાશામક અસર સારૂ વારંવાર ચોપડવાથી સારો ફાયદો કરે છે. દંત મંજન તરીકે પણ કપુર કેટલીકવાર વાપરવામાં આવે છે.

**વિશેષ વર્ણન**—કપુર હલકી જાતના પ્રાણીઓ અને વનસ્પતિપર જીંદગી ચલાવનારા પ્રાણીઓને એક તીક્ષ્ણ ઝેરરૂપ છે. તેનામાં કોલેરાના જંતુઓનો નાશ કરવાની શક્તિ રહેલી છે અને તેથી દુર્ગંધનાશક અને જંતુનાશક તરીકે કોલેરાના દરદમાં કપુર વારંવાર વપરાય છે; અને લોહીના બગાડથી તથા ગડગુમડની પીડાથી આવેલા સખત તાવના દરદમાં કપુર દુર્ગંધનાશક રોપણ અને જ્વરઘ્ન અસર ઘણી સારી રીતે કરે છે; અને નાડીના ધબકારાને ઘટાડી નિયમીત કરી, તાવની ગરમીને કમી કરે છે. નાનાં જીવડાં અને જંતુઓપર તે તીક્ષ્ણ ઘેન લાવનાર વિષ સમાન અસર કરેછે.

માણસને કપુર ઘણા વધારે પ્રમાણમાં આપવાથી (૩૦ થી ૮૦ ગ્રેન) ઘણાં ભયંકર ચિન્હો ઉત્પન્ન કરે છે.

સ્ત્રીઓને કપુરં કેટલીકવાર વધારે પ્રમાણમાં આપવાથી ગર્ભપાતની અસર થાય છે એમ કહેવામાં આવે છે.

ડાકટર. એ. ડબલ્યુ. ચેઇઝ. એમ. ડી., કોલેરાના રોગમાં કપુર વાપરવાની ઘણી ભલામણ કરે છે અને તેણે કપુર, રૂબાર્બ અને અફીણનું બનાવેલું મિશ્રણ કોલેરા, અતિસાર, સંગ્રહણી, અને મરડાના

દરદમાં વાપર્યું હતું; તેથી ઘણીજ સારી અસર થઇ હતી; છેવટે તેણે તે મિશ્રણને નેચર્સ કોલેરા મેડીસીન (Nature's Cholera Medicine) એવું નામ આપેલું છે.

### ઉપરની દવા બનાવવાની રીત.

| | | | |
|---|---|---|---|
| ટીંચર ઓપાઈ | ... | ... | ૧ ઔંસ. |
| સ્પીરીટ ઓફ્ કેમ્ફર | ... | ... | ૧ ઔંસ. |
| ટીંચર ઓફ્ રૂબાર્બ | ... | ... | ૧ ઔંસ. |

માત્રા— ... ... } ૫ થી ૧૦ ટીપાં નાનાં બચ્ચાં વાસ્તે.

માત્રા— ... ... ... ... ાા થી ૧ ડ્રામ,

દર કલાકે ઝાડા તથા ઉલટી બંધ થાય ત્યાંસુધી આપવું.

**વિષારી ચિન્હો**—પેટનો દુખાવો, સ્નાયુઓની શિથીલતા, શરીર ઠંડુ થઈ જવું, મંદનાડી, માથામાં ચક્કર આવવાં, બકારી, કેટલીકવાર ઉલટીઓ, દૃષ્ટીનું મંદ પડવું, ઉન્માદ જેવા ચિન્હો થવાં, ઠંડો પરસેવો, અને ઝાડા તથા પેશાબનું બંધ થવું, વીગેરે ચિન્હો થઇ મૂર્છા આવે છે અને છેવટે હૃદય બંધ પડી દરદી મરણ પામે છે.

### કપુરના વિષના વિષનાશક ઇલાજો.

**કપુર**

૧. સ્ટમક પંપનો ઉપયોગ કરવો.
૨. વમનકારક દવાઓ પાવી.
૩. ઉષ્ણ ઉપચાર કરવા. અને ગરમ દવાઓ પાવી.
૪. પ્રવાહી ઝાડા થાય તેવો એક જુલાબ આપવો.
૫. સ્ટ્રીક્નીઆની ત્વચા વાટે પીચકારી મારવી.

---

*SASSAFRAS RADIX.* લા૦ સસાફ્રાસ રેડીક્સ. અં૦ સસાફ્રાસ.

**સસાફ્રાસ રેડીકસ ડીકોક્ટમ સાર્સી કમ્પોઝીટમ બનાવવામાં વપરાય છે.**

**ગુણ**—ગરમ, સ્વેદલ અને રક્તશોધક છે.

ઉપયોગ—આ દવા એકલી ભાગ્યેજ વપરાય છે પણ સારસાપરીલાના મિશ્રિત કવાથમાં, કંઠમાળ અને ઉપદંશના વ્યાધીમાં વપરાય છે. કેટલીકવાર આ દવા જુના સંધીવા, ચામડીનાં દરદો, અને ચાંદીના દરદમાં વપરાય છે. આ દવાનું તેલ બનાવવામાં આવે છે અને તે ઉપરના દરદોમાં વપરાય છે. ( Oleum Sassafras..માત્રા—૧ થી ૪ ટીંપાં )

---

*NECTANDRAE CORTEX.* **લા૦** નેકટેન્ડ્રી કોરટેક્સ. **અં૦** બેબીરૂ બાર્ક.

*BEBERINAE SULPHAS.* **લા૦** બેબેરીની સલ્ફાસ. **અં૦** સલ્ફેટ ઓફ બેબેરીન.

**માત્રા—** ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

ગુણ—પૌષ્ટિક અને જ્વરઘ્ન છે.

**ઉપયોગ**—સલ્ફેટ ઓફ બેબેરીન ટાઢીઆ તાવ, મસ્તક શુળ આદી વ્યાધીમાં ક્વીનાઇનને ઠેકાણે વપરાય છે. ક્વીનાઇનથી આ દવા ઓછી અકસીર છે તો પણ કેટલીક તરેહના મસ્તક શુળ તથા ચસ્કા તેનાથી મટી જાય છે તથા તાવની નબળાઇ દૂર થાય છે.

---

SERPENTARIAE RHIZOMA. **લા૦** સરપન્ટરી રાઇઝોમા. **અં૦** સરપન્ટરી રાઇઝોમ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો—**

૧ *Infusum Serpentariae.* **લા૦** ઇન્ફ્યુઝમ સરપેન્ટરી. **અં૦** ઇન્ફ્યુઝન ઓફ સરપેન્ટરી.

**રીત**—સરપેન્ટરી રાઇઝોમ ... ... ૨ ડ્રામ.
ચોખ્ખું ઉકળતું પાણી ... .. ૧૦ આંસ.

**માત્રા—** ... ... ... ૧ થી ૨ આંસ.

૨ *Tinctura Serpentariae.* **લા૦** ટીંચુરા સરપેન્ટરી. **અં૦** ટીંચર

ઓફ સરપેન્ટરી.

**રીત**—સરપેન્ટરી રાઇઝોમ ... ... ૨½ ઔંસ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ½ થી ૨ ડ્રામ.

**સરપેન્ટરી રાઇઝોમ ટીંચર સીંકોના કો** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—ગરમ, પૌષ્ટિક, સ્વેદલ અને મૂત્રલ છે.

**ઉપયોગ—સરપેન્ટરીની બનાવટો.** અજીર્ણ, તાવ, સંધીવા, ગાંઠીયા વા, ચામડીનાં દરદો, અને ઉપદંશના વ્યાધીમાં વાપર્યાથી સારી અસર કરે છે. અગાઉ ઝેરી સાપના ડંખોમાં આ દવા ઘણી વપરાતી હતી અને તે વખતે સાપના વિષના ઉતાર તરીકે તેણે સારી કીર્તી સંપાદન કરી હતી. બાહ્યોપચાર તરીકે આ દવાના ગળાના:જુદી જુદી જાતના દરદોમાં કોગળા કરવામાં આવે છે.

ડાકટર ગેરોડ જણાવે છે કે જ્યારે ગાંઠીઆ વા અને સંધીવાના દરદમાં ગેયાકમ સ્હેલાઇથી વાપરી શકાતું નથી ત્યારે આ દવા વાપરવાથી સારી અસર થાય છે અને વાપરવી ઘણી સુલભ થઇ પડે છે; તે આંતરડા પર કાંઈ સોજાની તથા બંધકોષની અસર કરતી નથી.

---

*MEZEREI CORTEX.* **લા૦** મેઝરીઆઇ કોરટેકસ. **અં૦** મેઝેરીઓન બાર્ક.

**મુખ્ય બનાવટો**—

૧ *Extractum Mezerei Aethereum.* **લા૦** એકસ્ટ્રેકટમ મેઝેરીઆઈ ઇથરીઅમ. **અં૦** ઇથિરીઅલ એકસ્ટ્રેકટ ઓફ મેઝેરીઓન.

**રીત**—મેઝેરીઓન બાર્ક ... ... ૧ પૌંડ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૮ પાઇન્ટ.
ઇથર ... ... ... ૧ પાઇન્ટ.

**આ એકસ્ટ્રેક્ટ લીનીમેન્ટમ સીનાપીસ કમ્પોઝીટમ બ**-નાવવામાં વપરાય છે.

**મેઝેરીઓન બાર્ક ડીકોકટમ સારસી કમ્પોઝીટમ** બનાવ-વામાં વપરાય છે.

**ઉપયોગ**—મેઝેરીઓન એક જલદ સોજો લાવનાર અને બ્લીસ્ટર ઉઠાડનાર દવા છે, તે વધારે પ્રમાણમાં લેવાથી ઉલ્ટીઓ અને ઝાડા થાય છે, પણ થોડા પ્રમાણમાં લેવાથી સ્વેદલ અને મૂત્રલ અસર થાય છે.

આ દવા જૂના સંધીવા, ઉપદંશ, કંઠમાળ અને ચામડીનાં દરદોમાં વપરાય છે. **ઇંગ્લાંડમાં** સારસાપરીલાના મિશ્રિત કવાથ સિવાય આ દવા પીવા તરીકે એકલી ભાગ્યેજ વપરાય છે. તીક્ષ્ણ ગરમીની અસર કરવા સારૂ આ દવા હાલમાં રાઇના સંયોગમાં, અને કમ્પાઉન્ડ મસ્ટર્ડ લીની-મેન્ટના રૂપમાં વપરાય છે. **અમેરિકામાં** આ દવા મલમના રૂપમાં વપરાય છે.

---

*CASCARILLAE CORTEX.* **લા૦** ક્યાસકેરીલી કોરટેકસ. **અં૦** ક્યાસકેરોલા બાર્ક. ગુ૦ ક્યાસકેરીલાની છાલ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Infusum Cascarillae.* **લા૦** ઇન્ફયુઝમ ક્યાસકેરીલી. **અં૦** ઇ-ન્ફ્યુઝન ઓફ ક્યાસકેરીલા. **ગુ૦** ક્યાસકેરીલાની ચા.

| | | |
|---|---|---|
| **રીત**—ક્યાસકેરીલાની છાલનો ભુકો | ... | ૧ ઔંસ. |
| ચોખ્ખું ઉકળતું પાણી | ... | ૧૦ ઔંસ. |
| **માત્રા**— ... ... | ... | ૧ થી ૨ ઔંસ. |

૨ *Tinctura Cascarillae.* **લા૦** ટીંચુરા ક્યાસકેરીલી. **અં૦** ટીંચર ઓફ ક્યાસકેરોલા. ગુ૦ ક્યાસકેરીલાનો અર્ક.

| | | |
|---|---|---|
| **રીત**—ક્યાસકેરીલાની છાલનો ભુકો | ... | ૨½ ઔંસ. |
| પ્રુફસ્પીરીટ ... ... | ... | ૨૦ ઔંસ. |
| **માત્રા**— ... ... | ... | ½ થી ૨ ડ્રામ. |

ગુણ—દીપન, પાચન, પૌષ્ટિક, જ્વરઘ્ન અને ગરમ કફઘ્ન છે.

ઉપયોગ—કયાસકેરીલાની બનાવટો અજીર્ણ, મંદાગ્નિ, જીર્ણ જ્વર, અને જૂની ઉધરસના દરદોમાં વપરાય છે. અગાઉ આ દવા તાવ રોકવાની ઘણી સારી અસર કરતી હતી. પણ હાલમાં તે સીંકોનાની બનાવટો કરતાં ઘણી ઓછી તાવ રોકવાની અસર કરે છે; અને હાલમાં તાવના દરદોમાં તાવ રોકવા તરીકે આ દવા ભાગ્યેજ વપરાય છે.

---

*OLEUM CROTONIS.* લા૦ ઓલ્યમ ક્રોટોનીસ. અં૦ ક્રોટન ઓઇલ. ગુ૦ જમાલ ગોટાનું તેલ.

**માત્રા—** ... ... .... ½થી ૧ ટીપું.

**મુખ્ય બનાવટો.**

૧ *Linimentum Crotonis.* લા૦ લીનીમેન્ટમ ક્રોટોનીસ. અં૦ લીનીમેન્ટ ઓફ ક્રોટન ઓઇલ. ગુ૦ જમાલગોટાનું ચોપડવાનું તેલ.

**રીત**—ક્રોટન ઓઇલ... ... .... ૧ ઓંસ.
ઓઇલ ઓફ્કયાજીપુટી... ... ૩½ ઓંસ.
રેકટીફાઇડ સ્પીરીટ... ... ૩½ ઓંસ.

ગુણ—દાહક અને સખત પ્રવાહી રેચક છે.

ઉપયોગ—ક્રોટન ઓઇલ ઘણા સખત બંધકોષ, જળંદર, મગજના વ્યાધી, માથાપર લોહી ચઢી ગયું હોય અને દરદી બેભાન થયો હોય તેવા દરદ, તીક્ષ્ણ ઉન્માદ અને આંતરડાની હરકતના દરદમાં ગોળીના રૂપમાં અથવા પતાસા અને સાકરના પાણીમાં વપરાય છે. આ દવા આંતરડાપર ઘણી સખત પ્રવાહી રેચક અસર કરે છે અને તેથી મગજપર લોહી ચઢયું હોય એવા દરદમાં અને જળંદરના દરદમાં એક કીમતી રેચક દવા તરીકે વપરાય છે. જ્યારે દરદી મગજપર લોહી ચઢયાના દરદમાં બેભાન થઈ ગયો હોય ત્યારે આ તેલનું ૧ ટીપું સાકરના પાણીમાં મીશ્ર કરી જીભની અણીપર મુકવાથી ઝાડાની અસર થાય છે અને તેપર લીંબુનો રસ અને સરકો આપવાથી રેચક અસર વધારે થાય છે.

ડાકટર ગેરોડ જણાવે છે કે ક્રોટન ઓઇલ કેસ્ટર ઓઇલના

સંયોગમાં વાપર્યાથી ( ક્રોટન ઓઇલ ૧ ટીંપું અને કેસ્ટર ઓઇલ ૨ ડ્રામ) રેચક અસર ઘણી સારી થાય છે અને તેથી ક્રોટન ઓઇલની તીક્ષ્ણ દાહક, આંકડી તથા ચુંક લાવવાની અસર ઘણીખરી ઓછી થાય છે અને કેસ્ટર ઓઇલની ઠંડી રેચક અસર વધારે થાય છે.

**ક્રોટન ઓઇલનું** તેલ અને તેનું ચોપડવાનું તેલ બાહ્યોપચાર તરીકે જુના સંધીવા, પક્ષઘાત, ક્ષય, જુની ઉધરસ, ફેફસાના અંતરપડના સોજા અને સાંધાના દુખાવાના દરદપર ચોપડવાથી ગરમીની સારી અસર કરે છે અને દરદને દબાવી દે છે.

કેટલીક પ્રકારની જકકી દાદરના દરદમાં ક્રોટન ઓઇલ ચોપડવાની **કલકતાના ડાકટર રખલદાસ ઘોસ** ભલામણ કરે છે, પણ તેથી ચોપડેલો ભાગ પાકી જવાનો ઘણો સંભવ રહે છે માટે ઘણી સંભાળથી તેનો ઉપયોગ કરવો. કેટલીક વખતે વાળ ઉગાડવાની દવા તરીકે ક્રોટન ઓઇલ અને તેનું ચોપડવાનું તેલ ઓલીવ ઓઇલ સાથે બરાબર મિશ્ર કરીને ( ક્રોટન ઓઇલ અથવા લીનીમેન્ટ ક્રોટોનીસનાં ૫ ટીંપાં અને ઓલીવ ઓઇલ ૧ ઔંસ ) કેશની ન્યુનતાના ( Alopecia ) દરદપર ચોપડવામાં આવે છે.

**વિષારી ચિન્હો**—ક્રોટન ઓઇલ વધારે પ્રમાણમાં પીવામાં આવ્યાથી એકદમ સખત પાતળા પાણી જેવા પુષ્કળ ઝાડા થાય છે; ઉલટીઓ થાય છે; આખે શરીરે પરશેવો વળે છે, આંખે અંધારાં આવે છે, હોજરીમાં તથા છાતીમાં લાહ્ય લાહ્ય બળે છે અને આંતરડામાં તીક્ષ્ણ આંકડીઓ અને ચુંક આવે છે અને જાણે પેટમાં કાંઈ કપાતું હોય તેમ થાય છે, દરદી ગભરાઇ જાય છે, અને ઝાડો પાણી જેવો પુષ્કળ ગુદાવાટે ચાલ્યોજ જાય છે; દરદી અશક્ત થઇ જાય છે અને છેવટે ઘણી નબળાઇથી મૂર્છા આવી મરણ પામે છે.

## ક્રોટન ઓઇલ અને બીજા સખત રેચક ઔષધોના વિષનાશક ઇલાજો.

**ક્રોટન ઓઇલ.** ૧ સ્ટમક ટયુબ અને સ્ટમક પંપનો ઉપયોગ કરવો.
૨. વમનકારક દવાઓ પાવી. ( સલ્ફેટ ઓફ ઝીંકના ૨૦ ગ્રેન પાણીમાં મિશ્ર કરી આપવા ).

૩. જો સ્ટમક ટયુબનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તો હોજરીને દુધ અથવા ઓલીવ ઓઇલના ૪ ઔંસ ને પાણીના ૨૦ ઔંસમાં મિશ્ર કરી ધોઈ નાખવી.

૪. ચીકાશ યુક્ત મિશ્રણો પીવા આપવાં. મુખ્યત્વે કરીને ઇંડાની સફેદી દુધમાં મિશ્ર કરીને પાઇ દેવી.

૫. પેટમાં થતી આંકડી તથા પીડા મોરફાઇન સલ્ફાસના ¼ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારી, તથા ટીંચર ઓપાઇના ૨૦ ટીંપાં પાણીમાં મિશ્ર કરી દરદીને પાઇને દુર કરવી.

૬. **દેશી ઉપાય.** ઘી ઉનું કરીને દરદીને પાવું. જો ચામડીપર ક્રોટન ઓઇલ લાગ્યું હોય તો ઘી ચોપડવું છાશ, જીરૂ અને સાકર મિશ્ર કરીને પાવું, આ ઉપાયો નેપાળાના તેલને વાસ્તે છે.

## ઓલ્યમ ક્રોટોનીસનો ઉપયોગ કરતી વખતે ધ્યાનમાં રાખવા લાયક સુચનાઓ.

૧. ઓલ્યમ ક્રોટોનીસ એકદમ વધારે પ્રમાણમાં કોઇ દરદીને આપવું નહીં.

૨. ગર્ભવંતી સ્ત્રીઓ, નબળા બાંધાવાળા દરદીઓ, ઘરડાં માણસો, નાના બચ્ચાંઓ અને મસા તથા મળાશયના દરદવાળા દરદીઓને આપવું નહીં.

૩. જૂના અતિસાર, મરડા, હોજરી અને આંતરડાના સોજાવાળા દરદીઓને આપવું નહીં.

૪. ક્રોટન ઓઇલ ઘણું કરીને એરંડીઆ, સાકરનાં પાણી, પતાસા ઉપર, માંખણ સાથે અને ગોળીના રૂપમાં આપવું; પણ એકલું આપવું નહીં.

૫. આખા દીવસમાં થઇને કોઇપણ દરદમાં ૨ ટીંપાંથી વધારે વાપરવું નહીં.

૬. જલંદરના વ્યાધીમાં આ દવા લાગલાગટ વાપરવી નહીં પણ ચાર પાંચ દીવસને આંતરે સૂક્ષ્મ પ્રમાણમાં વાપરવી.

૭. આ તેલ આંગળીએ ન લાગે તેની સંભાળ રાખવી અને જો લાગે તો તરત સાબુથી આંગળી ધોઇ નાંખવી; તેલવાળી આંગળી આંખના ભાગપર લાગવાથી ઘણી સખત લાહ્ય બળે છે માટે તેના ઉપયોગ કરતાં હાથ, ચામડી અને આંખ સંભાળવાં.

---

*OLEUM RICINI.* લા૦ ઓલ્યમ રીસાઇની. અં૦ કેસ્ટર ઓઇલ. ગુ૦ એરંડીયું તેલ.

**માત્રા—** ... ... ... ૧ થી ૮ ડ્રામ.

**કેસ્ટર ઓઇલ, ફ્લેક્સીબલ કોલોડીઅન, કમ્પાઉન્ડ લીનીમેન્ટ ઓફ મસ્ટર્ડ અને કમ્પાઉન્ડ કેલોમલ પીલ** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—ઠંડો રેચક છે.

**ઉપયોગ**—કેસ્ટર ઓઇલ નાનાં બચ્ચાં, મોટા આદમી, નબળા બાંધાવાળા દરદીઓ અને નાજુક પ્રકૃતિની સ્ત્રીઓને વાસ્તે ઘણો સરસ ઠંડો નિર્દોષ જુલાબ છે, તે અજીર્ણ, ચુંક, મળાવરોધ, ગુલ્મ, મરડા, અતિસાર ગર્ભસ્થાનના સોજા, અજીર્ણ અને ત્વચા રોગ ઉપર વપરાય છે.

બાહ્યોપચાર તરીકે કેસ્ટર ઓઇલ, આલમોન્ડ ઓઇલ અને ઓલીવ ઓઇલની માફક ચામડીને સુંવાળી તથા નરમ કરે છે. ગુદામાં એરંડીયાની પીચકારી મારવાથી રેચક અસર સારી થાય છે. સ્ત્રીઓના સ્તનપર જ્યારે એરંડીઆનું તેલ માલીસ કરવામાં આવે છે ત્યારે તે ધાવણના પ્રવાહને સારી રીતે વધારે છે એમ કહેવાય છે. એરંડીઆના બીઆં ઘણા સખત અને ઝેરી છે; તે લીધાથી ઘણીવાર ભયંકર વિષના ચિન્હો થાય છે. જ્યારે ચામડી સ્હેજસાજ દેવતા અથવા દીવાથી દાઝે છે ત્યારે તેપર એરંડીયું તેલ ચોળવાથી લાહ્ય અને લાલાશ ઓછી થાય છે અને તેપર ફોલ્લો ઉઠતો નથી. બંધકોષના દરદમાં પેડુના નીચેના ભાગપર એરંડીયુ તેલ સારી રીતે માલીસ કરી શેકવાથી રેચક અસર થાય છે.

મરડા અને અતિસારના દરદમાં કેસ્ટર ઓઇલ રેચક તરીકે નીચેની દવા સાથે લેવાથી આંકડી તથા ચુંકની અસર થતી નથી.

| | | | | |
|---|---|---|---|---|
| કેસ્ટર ઓઇલ | ... | ... | ... | ૩ ડ્રામ. |
| ટીંચર ઓપાઇ | ... | ... | ... | ૨ ટીપાં. |
| ટીંચર કારડમ કો | ... | ... | ... | ૧૦ ટીપાં. |
| ટીંચર જીંજીર | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| પીપરમીન્ટનું પાણી | ... | ... | ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી પી જવું. (અનુવાદક.)

અજીર્ણ, બંધકોષ અને ત્વચા રોગપર નીચેની દવા સાથે લેવાથી તેનો ખરાબ સ્વાદ દુર થઇ ચુંક તથા આંકડી આવતી નથી.

| | | | | |
|---|---|---|---|---|
| કેસ્ટર ઓઇલ | ... | ... | ... | ૪ ડ્રામ. |
| ગ્લીસરાઇન | ... | ... | ... | ૩ ડ્રામ. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | | ... | ... | ૬ ટીપાં. |
| સ્પીરીટ ક્લોરોફાર્મ | | ... | ... | ૫ ટીપાં. |
| ટીંચર જીંજીર | ... | ... | ... | ૧૦ ટીપાં. |
| ટીંચર કારડમ કો | ... | ... | ... | ૧૦ ટીપાં. |
| પીપરમીટનું પાણી | ... | ... | ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી પી જવું. (અનુવાદક.)

---

*KAMALA.* લાં૦ કમાલા. અં૦ કમાલા. ગુ૦ કપીલો.

**માત્રા**— ... ... ૩૦ ગ્રેનથી ½ ઔંસ.

**ગુણ**—રેચક અને કૃમીઘ્ન છે.

**ઉપયોગ**—કમાલા એક જલદ કૃમીનાશક રેચક દવા છે. તે હિંદુસ્તાનમાં ટેપવર્મના (ચપટા કરમ) નાશ સારૂ ઘણી ગુણકારી માલમ પડી છે. તે લીધાથી ઝાડો ખુલાસેથી થાય છે; આથી કરીને નાના બચ્ચાંઓમાં કરમીઆના નાશને સારૂ તથા બંધકોષમાં વારંવાર વપરાય છે. આ દવા મધ તથા માંખણુ સાથે મિશ્ર કરીને વાપરવી.

---

*PIPER NIGRUM.* લાં૦ પીપર નાયુગ્રમ. અં૦ બ્લેક પેપર.

ગુ૦ કાળાં મરી.

**માત્રા—** ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો—**

૧ *Confectio Piperis.* **લા૦** કનફેકસ્યો પીપરીસ. **અં૦** કનફેકશન ઓફ પેપર. ગુ૦ મરીનો મુરબ્બો.

**રીત—**કાળાં મરીનો ઝીણો ભુકો ... ૨ ઔંસ.

કયારાવે ફ્રૂટ અથવા સવા ... ૩ ઔંસ.

ચોખ્ખું મધ ... ... ૧૫ ઔંસ.

**માત્રા—** ... ... ૬૦ થી ૧૨૦ ગ્રેન.

૨ *Piperin.* **લા૦** પીપરીન. **અં૦** પીપરીન.

**માત્રા—** ... ... ... ૨ થી ૫ ગ્રેન.

**પેપર કન્ફેકશન ઓફ ઓપીઅમ** અને **કમ્પાઉન્ડ ઓપીઅમ પાઉડર** બનાવવામાં વપરાય છે.

**ગુણ—**દીપન, પાચક, ઉષ્ણ, વાતહર, જ્વરઘ્ન અને ગ્રાહીક છે.

**ઉપયોગ—પેપર** મુખ્યત્વે કરીને યોગવાઇ તરીકે વપરાય છે. આ દવા ગરમ અગ્નિવર્ધક અસર કરે છે અને મળાશયની અંદરની ચામડીપર અસર કરતી હોવાને લીધે તે મસાના દરદમાં એક કીમતી દવા તરીકે વપરાય છે; વળી તે મુત્રાશયની અંદરની ચામડીપર ગરમીની અસર કરતી હોવાને લીધે તે પરમીઆમાં **કયુબેબ્સને** બદલે વપરાય છે. **પીપરીનમાં** કેટલીક રીતે તાવ રોકવાની શક્તિ રહેલી છે, તેથી તે ટાઢીઆ તાવમાં તાવ રોકવા તરીકે વપરાય છે. પેપરનો મુરબ્બો હરસના દરદની અંદર વારંવાર વપરાય છે. અજીર્ણ, ઉલટી અને ઝાડાના વ્યાધીમાં પેપર વાપરવાથી અગ્નિવર્ધક અસર સારી થાય છે. બાહ્યોપચાર તરીકે પેપર અને તેનું તેલ ગરમીની અસર કરવા સારૂ ચોપડવામાં આવે છે, અને આથી સુજી ગએલા ગળાના દરદમાં કેટલીકવાર તે ચોપડાય છે.

*OLEUM SANTALI.* લા૦ઃઓલ્યમ સેન્ટાલી. અં૦ ઓઇલ ઓફ સેન્ડલ વુડ. ગુ૦ સુખડનું તેલ.

**માત્રા—** ... ... ૧૦ થી ૩૦ ટીપાં.

**ઉપનામ—ઓલ્યમ સેન્ટાલીફ્લેવી.**

ગુણ—ગરમ, ગ્રાહીક, પીડાશામક, મૂત્રલ અને પ્રમેહ મટાડનાર છે.

**ઉપયોગ—**સુખડનું તેલ, પ્રમેહ, જુનો પ્રમેહ, પ્રદર, અતિસાર, જૂની ઉધરસ, પેશાબની બળતરા અને મૂત્રાશયના જુદી જુદી જાતના વ્યાધીમાં વાપરવાથી સારો ફાયદો થાય છે. ખરજવા અને ચામડીના રોગપર સુખડનું તેલ ચોપડવાથી સારો ફાયદો થાય છે. પ્રમેહના દરદની બળતરામાં સુખડનું તેલ એક અકસીર દવા છે; તેના ગુણદોષ કોપાયબાના તેલને મળતા છે. પ્રમેહના દરદમાં નીચેનું મીશ્રણ વાપરવાથી સારી અસર થાય છે અને જલ્દી આરામ થાય છે.

| | | |
|---|---|---|
| પોટાસ સાઇટ્રાસ... | ... ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર બકુ... | ... ... | ૧ ડ્રામ. |
| ટીંચર ક્યુબેબ... | ... ... | ૦ા ડ્રામ. |
| સેન્ડલ ઓઇલ.... | ... ... | ૩૦ ટીપાં. |
| મેગ્નેસીયા સલ્ફાસ | ... ... | ૩ ડ્રામ. |
| ટીંચર હાયોસાઇમસ... | ... | ૩૦ ટીપાં. |
| પાણી... | ... ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણવાર પીવું. **( અનુવાદક. )**

અથવા **લાઇકર સેન્ટલ ફ્લીવા વીથ બકુ કમક્યુબેબ** નામની દવા તૈયાર આવે છે તેનો ૧ ડ્રામ દરરોજ સવાર, બપોર અને સાંજ થઇને ત્રણવાર પીવાથી સારો આરામ થાય છે; ઉપરની દવા શરૂ કરતાં ઝાડાના ખુલાસાની દવા તે સાથે વાપરવી ઘણી સારી છે.

---

*CUBEBA.* લા૦ ક્યુબેબા. અં૦ ક્યુબેબ્ઝ ગુ૦ ચીનીકબાલા.

**માત્રા—** ... ... ... ૩૦ થી ૧૨૦ ગ્રેન.

*OLEUM CUBEBAE.* **લા૦** ઓલ્યુમ ક્યુબેબી. **અં૦** ઓઇલ ઓફ ક્યુબેબ્ઝ. **ગુ૦** ચીનીકબાલાનું તેલ.

**માત્રા—** ... ... .... ૫ થી ૨૦ ટીપાં.

*OLEO-RESINA CUBEBAE.:* **લા૦** ઓલ્યો-રેઝીના ક્યુબેબી. **અં૦** ઓલ્યો-રેઝીન ઓફ ક્યુબેબ્ઝ.

**માત્રા—** ... ... ... ૫ થી ૩૦ ટીપાં.

**મુખ્ય બનાવટ.**

૧. *Tinctura Cubebae.* **લા૦** ટીંચુરા ક્યુબેબી. **અં૦** ટીંચર ઓફ ક્યુબેબ્ઝ. **ગુ૦** ચીનીકબાલાનો અર્ક.

**રીત—**ચીનીકબાલાનો ભુકો... ... ... ૨½ ઔંસ.

રેક્ટીફાઇડ સ્પીરીટ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ½ થી ૨ ડ્રામ.

**ગુણ—**શિતળ, મૂત્રલ, સુગંધીદાર અને પીડાશામક છે.

**ઉપયોગ—**ક્યુબેબ્ઝનો અર્ક અને તેલ પ્રમેહ, જૂનો પ્રમેહ, અર્શ, પ્રદર, ઉધરસ, સળેખમ અને જૂની ખાંસીના દરદમાં વાપરવાથી સારી અસર કરે છે. પ્રમેહના જુદા જુદા દરદોમાં આ દવાની બનાવટો ઘણો સારો ફાયદો આપે છે. મોં આવ્યું હોય તો ચીનીકબાલા મોંમાં રખાય છે; અને ઘાંટો બેસી ગયો હોય તો તે સાકર સાથે પાવાથી ઘાંટો ઉઘડે છે. મૂત્રાશયના સોજાના દરદમાં અને અજીર્ણના દરદમાં આ દવાની બનાવટો વપરાય છે.

---

*MATICAE FOLIA.* **લા૦** માટીસી ફોલીયા. **અં૦** માટીકો લીવ્ઝ. **ગુ૦** માટીકોનાં પાંદડાં.

**માત્રા—** ... ... ... ૩૦ થી ૬૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Infusum Maticae.* **લા૦** ઇન્ફ્યુઝમ માટીસી. **અં૦** ઇન્ફ્યુઝન ઓફ માટીકો. **ગુ૦** માટીકોની ચા.

**રીત**—માટીકોના પાંદડાં... ... ... ૪ ડ્રામ.

ચોખ્ખું ઉકળીતું પાણી... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ... ૧ થી ૪ ઔંસ.

**ગુણ**—શિતળ ગ્રાહીક અને એકદમ લોહી બંધ કરનાર છે.

**ઉપયોગ**—આ દવાની બનાવટો પ્રમેહ ઉપર વિશેષે કરીને વપરાય છે. રક્તશ્રાવ થતા ભાગપર તથા જળોના ડંખપર માટીકોના પાંદડાં તથા ભુકો લગાડવાથી લોહી વહેતું બંધ થાય છે; તેની ગોળીઓ તથા પીચકારીનું પ્રવાહી તૈયાર આવે છે.

આ દવાની સખત ગ્રાહીક અસરને લીધે ગર્ભાશય, મળાશય અને મૂત્રાશયમાંથી થતા રક્તશ્રાવ અને બીજા શ્રાવના દરદોમાં માટીકોનો ચા વાપરવાથી સારો અસર થાય છે.



*SALICINUM.* લા૦ સાલીસીનમ. અં૦ સાલીસીન. સાલીક્ષ આલ્બા નામની વનસ્પતિમાંથી બનાવે છે.

**માત્રા**— .... ... ... ... ૩ થી ૨૦ ગ્રેન.

**ગુણ**—જ્વરઘ્ન, સ્વેદલ, મૂત્રલ, રોપણ અને જંતુનાશક છે.

**ઉપયોગ—સાલીસીન અને સાલીસીલીક એસીડ એ બંને** એકજ ઝાડની પેદાશ છે. એસિડની સાથે સોડાનો સંયોગ થવાથી સાલીસીલેટ ઓફ સોડા થાય છે; તેનો ગુણ જ્વરઘ્ન છે, તેથી જૂદા જૂદા તાવ ઉપર વપરાય છે અને તાવની ગરમીને હઠાવે છે. તેમનો મુખ્ય ઉપયોગ સંધીવાના દરદપર થાય છે. તીક્ષ્ણ સંધીવાપર આ દવાઓ ઘણીજ સરસ અસર કરે છે. તે દરેકના દશથી પંદર ગ્રેન દર બેથી ચાર કલાકને આંતરે આપવામાં આવે છે.

સેલીસીન વિષે એમ ધારવામાં આવે છે કે તે પૌષ્ટિક અને તાવ રોકવાની અસર કરે છે; આથી તે રહી રહીને આવતા તાવના દરદમાં સીંકોનાઇનને બદલે વાપરવાની ભલામણ કરવામાં આવે છે. તેના વિશે એમ ધારવામાં આવતું હતું કે તેનામાં અતિશય તાવ રોકવાની શક્તિ છે પણ

ક્વીનાઇન જેવી રીતે જલદ અને સરસ અસર કરે છે તેમ તે કરતું નથી; જો કે કેટલીકવાર જ્યારે ૧૦ થી ૨૦ ગ્રેનના પ્રમાણમાં વાપરવામાં આવે છે ત્યારે તે ઠંડી, કડવી, પૈષ્ટિક અસર તરીકે ઉપયોગી થઇ પડે છે.

**ડાકટર ગેરોડ** રહી રહીને: થતા માથાના દુખાવામાં અને તાવના દરદમાં સેલીસીનનો લાંબા વખત સુધી ઉપયોગ કરીને જણાવે છે કે સેલી-સીન દવા તરીકે એક નીરાળી તાવ રોકવાની દવા છે; તોપણુ તે ૨૦ થી ૩૦ ગ્રેનના પ્રમાણમાં આપ્યાથી તાવ રોકવામાં નીષ્ફળ જાય છે. અને ક્વીનાઇનથી તાવ એકદમ રોકાઇ જાય છે; અને માથાના દુખાવામાં પણુ તે કાંઇ દુખાવો મટાડવાની અસર કરતી નથી.

**સેલીસીન, સેલીસાલીક એસીડ અને સેલીસીલેટ આફ્ સોડીઅમ** વધારે પ્રમાણુમાં હોજરીમાં બેચેની ઉત્પન્ન કરે છે; અને ઉ-બકા તથા બકારીઓ લાવે છે. આ ત્રણે દવાઓ વધારે પ્રમાણુમાં લોહીની ગતીને મંદ કરે છે અને જ્યારે તાવના દરદમાં આપવામાં આવે છે, ત્યારે તેઓ હૃદયની ગતિને કેટલીક વાર વધારે છે, પરસેવો વાળે છે અને ગરમીને ઘટાડે છે. જ્યારે ગરમી ઘટવા માંડે છે અને પરસેવો વળવા માંડે છે ત્યારે નાડીમાં એક જુદોજ ફેરફાર થાય છે.

રહી રહીને આવતા તાવ, ગડગુમડના તાવ, સુતીકાજ્વર ટાઇફોઇડ તાવ, પ્લેગના તાવ, ત્રીદોશ, અને સંધીવા યુક્ત તાવમાં પરસેવો વાળવા સારૂ તથા ગરમી ઘટાડી રક્ત શોધક અસર કરવા સારૂ સેલીસીનની બ-નાવટો વારંવાર વપરાય છે.

તીક્ષ્ણુ સંધીવાના દરદમાં નીચેના પડીકાં વાપરવાથી સારો ફાયદો થાય છે;

| | | |
|---|---|---|
| સોડા સેલીસીલેટ | ... ... ... | ૩૦ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | ... ... | ૬૦ ગ્રેન. |
| પોટાસ બાય કાર્બોનાસ | ... ... | ૩૦ ગ્રેન. |

૩ પડીકા કરવાં અને દીવસમાં ૩ વાર પાણી સાથે પાવા.

( અનુવાદક. )

સખત જુદી જુદી જાતના તાવના દરદમાં નીચેનું મિશ્રણુ વાપરવાથી સારી જબરદ્દન અસર થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| સોડા સેલીસીલેટ | ... | ... | ... | ૨૦ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | ... | ... | ... | ૨૦ ગ્રેન. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | | ... | ... | ૧૫ ટીપાં. |
| લાઇકર એમોન્યા એસીટાસ | | ... | ... | ૩ ડ્રામ. |
| સ્પીરીટ ઇથર નાઇટ્રોસી | ... | .... | ... | ૨૦ ટીપાં. |
| સ્પીરીટ કલોરોફોર્મ | ... | ... | ... | ૧૫ ટીપાં. |
| કપુરનું પાણી | ... | ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ત્રણવાર પીવું. (અનુવાદક.)

જૂના તથા તીક્ષ્ણ સંધીવાના દરદમાં નીચેનું મીશ્રણ વાપરવાથી સારી અસર થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| સોડા સેલીસીએટ | ... | ... | ... | ૨૦ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | ... | ... | ... | ૨૦ ગ્રેન. |
| પોટાસ બાય કર્બોનાસ | | ... | ... | ૩૦ ગ્રેન. |
| પોટાસ આયોડીડ | | ... | ... | ૧૦ ગ્રેન. |
| વાઇનમ કોલચીસી | ... | ... | ... | ૩૦ ટીપાં. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | | ... | .... | ૨૦ ટીપાં. |
| સ્પીરીટ કલોરોફોર્મ | | ... | ... | ૧૦ ટીપાં. |
| ટીંચર સીંકોના કો | | ... | ... | ૧૫ ટીપાં. |
| મેગ્નેસીઆ સલ્ફાસ | | ... | ... | ૨ ડ્રામ. |
| પાણી | ... | ... | ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણવાર પીવું. (અનુવાદક.)

સાલીસીલીક એસીડનો ગુણ રોપણ છે તથા તે દુર્ગંધ દૂર કરનાર છે, માટે તેનો પાંચ ગ્રેન એક ઔંસ પાણીમાં મિશ્ર કરી તે વતી જખમ ધોવાય છે; તથા ચાંદા ઉપર લગાડાય છે. તેનું મલમ ચાંદા અને જખમ રૂઝવવાના કામમાં વપરાય છે.

---

***STYRAX PRAEPARATUS.*** **લા૦ સ્ટાઇરાક્સ પ્રેપેરેટસ. અં૦ પ્રીપેર્ડ સ્ટોરાક્સ. ગુ૦ શેલારસ.**

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**સ્ટોરેકસ, ટીંચર બેન્ઝોઇની કમ્પોઝીટા** બનાવવામાં વપરાયછે.

**ગુણ**—સાધારણ કફઘ્ન છે.

**ઉપયોગ**—આ નામનો રસ એક ઝાડમાંથી નીકળે છે. બીજી દવાઓ બનાવવામાં તે ઉપયોગી થઇ પડે છે. મસ્તક દુખે ત્યારે લમણા ઉપર લગાડાય છે. વૃષણનો વરમ થાય ત્યારે તમાકુના પાનપર સેલારસ ચોપડી લગાડવાથી ફાયદો થાય છે. આ દવાના ગુણદોષ બાલઝમ ઓફ પેરૂ અને ટોલુને મળતાં છે. આ દવા પ્રમેહ અને ખાંસીના દરદમાં વપરાયછે.

---

*QUERCUS CORTEX.* **લા૦** ક્વેરકસ કોરટેકસ. **અં૦** ઓક બાર્ક.

**મુખ્ય બનાવટ.**

૧ *Decoctum Quercus.* **લા૦** ડીકોકટમ ક્વેરકસ. **અં૦** ડીકોકશન ઓફ ઓક બાર્ક. ગુ૦ ઓકની છાલનો ક્વાથ.

**રીત**—ઓકની છાલ ... ... ૧¼ ઔંસ.

ચોખ્ખું પાણી ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ૧ થી ૨ ઔંસ.

**ગુણ**—ગ્રાહીક છે.

**ઉપયોગ**—આ દવા બાહ્યોપચાર તરીકે ગ્રાહીક દવા સિવાય ભાગ્યેજ વપરાય છે. ગળાના દરદમાં, પ્રદરમાં અને બીજા ગડગુમડમાં આ દવાનો ક્વાથ કોગળા, પીચકારી અને લોશન તરીકે વપરાય છે. જે જે દરદમાં ટેનીક એસીડ વાપરવાની જરૂર પડે છે તેમાં આ દવાનો ક્વાથ પીવા તરીકે વાપરી શકાય છે.

---

*GALLA.* **લા૦** ગાલા. **અં૦** ગૅાલ્સ. ગુ૦ માયાફળ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

*ACIDUM TANNICUM.* **લા૦** આસીડમ ટાનીકમ. **અં૦** ટાનીક એસીડ.

**માત્રા**— ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

*ACIDUM GALLICUM.* **લા૦** આસીડમ ગ્યાલીકમ. **અં૦** ગ્યાલીક એસીડ.

માત્રા— ... ... ... ૨ થી ૧૦ ગ્રેન.

**ગૉલ્સની મુખ્ય બનાવટો.**

૧ *Tinctura Gallae.* **લા૦** ટીંચુરા ગ્યાલી. **અં૦** ટીંચર ઓફ ગૉલ્સ. **ગુ૦** માયાફલનો અર્ક.

**રીત**—માયાફળનો ભુકો ... ... ૨½ ઔંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ½ થી ૨ ડ્રામ.

૨ *Unguentum Gallae.* **લા૦** અંગવેન્ટમ ગ્યાલી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ ગોલ્સ. **ગુ૦** માયાફળનું મલમ.

**રીત**—માયાફળનો ભુકો ... ... ૮૦ ગ્રેન.
બેન્ઝોએટેડ લાર્ડ ... ... ૧ ઔંસ.

૩ *Unguentum Gallae Cum Opio.* **લા૦** અંગ્વેન્ટમ ગ્યાલીકમ ઓપીઓ. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ ગોલ્સ એન્ડ ઓપીઅમ. **ગુ૦** માયાફળ અને અફીણનું મલમ.

**રીત**—ઓઇન્ટમેન્ટ ઓફ ગોલ્સ ... ૧ ઔંસ.
અફીણનો ભૂકો ... ... ૩૨ ગ્રેન.

**ટાનીક એસીડની મુખ્ય બનાવટો.**

૧ *Glycerinum Acidi Tannici.* **લા૦** ગ્લીસરાયનમ આસીડાઇ ટાનિસાઈ. **અં૦** ગ્લીસરીન ઓફ ટાનીક એસીડ. **ગુ૦** માયાફળનું ગ્લીસરીન.

**રીત**—ટાનીક આસીડ ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૪ ઔંસ.

૨ *Suppositoria Acidi Tannici.* **લા૦** સપોઝીટોરીઆ આસીડાઇ ટાનીસાઇ. **અં૦** ટાનીક એસીડ સપોઝીટોરીઝ. **ગુ૦** માયાફળની સોગઠીઓ.

**રીત**—ટાનીક એસીડ ... ... ૩૬ ગ્રેન.
કોકોનું તેલ ... ... ૧૪૪ ગ્રેન.

મિશ્ર કરી ૧૨ સોગઠીઓ બનાવવી.

દરેક સોગઠીમાં ત્રણ ગ્રેન ટાનીક એસીડ સમાયેલું છે.

૩ *Suppositoria Acidi Tannici Cum Sapone.* લા૦ સપોઝી ટોરીઆ આસિડાઇ ટાનીસાઇ કમ સેપાન. અં૦ ટાનીક એસીડ સપોઝીટોરીઝ વીથ સોપ. ગુ૦ ટાનીક એસીડની સાબુ મિશ્રિત સોગઠી.

રીત—ટાનીક એસીડ ... ... ... ૩૬ ગ્રેન.
ગ્લીસરીન ઓફ સ્ટાર્ચ ... ... ૩૦ ગ્રેન.
કર્ડ સોપ ... ... ... ૧૦૦ ગ્રેન.
સ્ટાર્ચ ... ... ... જોઈએ તેટલી.

મિશ્ર કરી ૧૨ સોગઠીઓ કરવી; દરેક સોગઠીમાંત્રણ ગ્રેન ટાનીક એસીડ સમાએલું છે.

૪ *Trochisci Acidi Tannici.* લા૦ ટ્રોકીસકાઈ આસિડાઇ ટાનીસાઇ. અં૦ ટાનીક એસીડ લોઝેન્જીસ. ગુ૦ ટાનીક એસીડની રેવડીઓ.

રીત—ટાનીક એસીડ ... ... ... ૩૬૦ ગ્રેન.
ટીંચર ઓફ ટોલુ ... ... ... ½ ઔંસ.
ધોએલી સાકર ... ... ... ૨૫ ઔંસ.
બાવળનો ગુંદર ... ... ... ૧ ઔંસ.
ગુંદરનું પ્રવાહી ... ... ... ૨ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ... ૧ ઔંસ.
મિશ્ર કરી ૭૨૦ રેવડીઓ બનાવવી.

દરેક રેવડીમાં ૦ાા ગ્રેન ટાનીક એસીડ સમાયેલું છે.

માત્રા— ... ... ... ૧ થી ૬ રેવડીઓ.

## ગ્યાલીક એસીડની મુખ્ય બનાવટ.

૧ *Glycerinum Acidi Gallici.* લા૦ ગ્લીસરાયનમ આસીડાઇ ગ્યાલીસાઇ. અં૦ ગ્લીસરીન ઓફ ગ્યાલીક એસીડ. ગુ૦ ગ્યાલીક એસીડનું ગ્લીસરાઇન.

રીત—ગ્યાલીક એસીડ ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૪ ઔંસ.

ગુણ—ગ્રાહીક, રક્તસ્તંભક અને શિતળ છે.

ઉપયોગ—માયાફળની બનાવટો સંગ્રહણી, અતિસાર અને મરડાના દરદો ઉપર વપરાય છે. દાંતે ઘસવા તરીકે પણ વપરાય છે. મોઢું આવ્યું હોય તો તેના પાણીના કોગળા કરાય છે. તેનું મલમ ચાંદાં તથા હરસ ઉપર લગાડાય છે.

ગ્યાલીક એસીડ ફેફસાં, હોજરી, આંતરડા તથા ગર્ભાશયના રક્તશ્રાવ ઉપર વપરાય છે. ટાનીક એસીડ પણ તેવાજ ઉપયોગમાં આવે છે. તે સિવાય નાક, મોઢું તથા હરસમાંથી લોહી જતું હોય તો તેના કોગળા થાય છે, લગાડાય છે, અથવા પીચકારી પણ મરાય છે. ગળું આવ્યું હોય, મોઢામાં ચાંદાં પડયાં હોય તો ગ્લીસરાઇન સાથે મિશ્ર કરીને ચોપડાય છે તથા તેની રેવડી મોંઢામાં રખાય છે. પ્રમેહ, પ્રદર અને અતિ આર્તવ ઉપર ૧ ઔંસ પાણીમાં તેના ૫ ગ્રેન નાંખીને તે પાણીની પીચકારી મરાય છે. નાકના છોડના દરદમાં તે સુંઘવામાં વપરાય છે; આંખ આવી હોય તથા ખીલ થયા હોય તો ટાનીકએસીડ અંજાય છે; તથા તેના પ્રવાહીનાં ટીપાં નંખાય છે; ટાનીક આસીડ ખાવામાં લીધાથી કોઇવાર મોઢું સુકાઇ જાય છે, ઝાડો કઠણ થાય છે; તરસ અતિશય લાગે છે અને વારંવાર બંધકોષનાં ચિન્હો થાય છે. તે લોહીમાં જઇને તરત મળી જાય છે; અને પછી કેટલોક ફેરફાર થયા પછી તે મૂત્રાશયમાં જાય છે અને પછી ગેલીક એસીડ અને પાયરોગેલીક એસીડના રૂપમાં પેસાબ વાટે બહાર નીકળે છે; પેશાબ ભુરો અને આશમાની રંગનો થાય છે; અને થોડીવાર હવામાં ખૂલ્લો રાખ્યાથી તદન કાળો થઇ જાય છે.

---

*FICUS.* લા૦ ફીકસ. અં૦ ફીગ. ગુ૦ અંજીર.

માત્રા— ... ... ... જોઇએ તેટલી.

ફીગ્સ કન્ફેકશ્યો સેની બનાવવામાં વપરાય છે.

ગુણ—શિતળ, સારક, ચીકાશ યુક્ત, પૈષ્ટિક અને રેચક છે.

ઉપયોગ—ફીગ્સ યોગવાઇ તરીકે બીજી દવાઓ સાથે વપરાય છે. મેવાની પેઠે સાધારણ રીતે ખાવામાં વપરાય છે. તેનાથી હલકો જુલાબ થાય છે. અજીર્ણ અને બંધકોષના દરદમાં ફીગ્સ ખાવાથી રેચક અને પૈષ્ટિક અસર થાય છે.

*MORRI SUCCUS.* લા૦ મોરીસકસ. અં૦ મલબેરી જ્યુસ. ગુ૦ શેતુરનો રસ.

**મુખ્ય બનાવટ.**

૧ *Syrupus Mori.* લા૦ સીરપ્સ મોરી. અં૦ સીરપ ઓફ મલબેરીઝ. ગુ૦ શેતુરનું શરબત.

**રીત**—મલબેરી જ્યુસ ... ... ૨૦ આૈંસ.
ધોએલી સાકર ... ... ૨¾ શેર.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૨½ આૈંસ.

**માત્રા**— ... ... ... ... ... ૧ ડ્રામ.

**ગુણ**—શીતળ અને ગ્રાહીક છે.

**ઉપયોગ**—શેતુરના પાનનો તાજો રસ, તણુખીઆ, ઉનવા, તાવમાં લાગતી સખત તૃષા તથા દાહ ઉપર અપાય છે. તેના ફળ બહુ મીઠા હોય છે. તેનું શરબત થાય છે તે ઘણીખરી દવાઓના રંગ લાવવા સારૂ વપરાય છે.

---

*CANNABIS INDICA.* લા૦ કયાનાબીસ ઇંડીકા. અં૦ ઈન્ડીયન હેમ્પ ગુ૦ ગાંજો. આ છોડની કળીને ગાંજો તથા પાંદડાંને ભાંગ કહે છે.

**માત્રા**— ... ... ... ૪ થી ૧૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Extractum Cannabis Indicae.* લા૦ એક્સ્ટ્રેક્ટમ કયાનાબીસ ઇંડીસી. અં૦ એક્સ્ટ્રેક્ટ ઓફ ઇંડીયન હેમ્પ. ગાંજાનું સત્વ.

**રીત**—ગાંજાનો ભુકો ... ... ... ૧ રતલ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૪ પાઇન્ટ.

**માત્રા**— ... ... ... ¼ થી ૧ ગ્રેન.

૨ *Tinctura Cannabis Indicae.* લા૦ ટીંચુરા કયાનાબીસ ઇંડીસી. અં૦ ટીંચર ઓફ ઇન્ડીયન હેમ્પ. ગુ૦ ગાંજાનો અર્ક.

**રીત**—ગાંજાનું સત્વ ... ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.
**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ટીપાં.

**ગુણ**— પ્રાથમીક અસર ગરમ છે, અને દ્વીતીય અસર માદક, ગ્રાહીક, નિંદ્રા લાવનાર, પૌષ્ટિક, ચુંક તથા ગોળો મટાડનાર, મૂત્રલ, દીપન અને પીડાશામક છે.

**ઉપયોગ—કયાનાબીસ ઇન્ડીકાની** બનાવટો તાણ, ધનુર્વા, હડકવા, ચસકા, ગર્ભાશયનો રક્તશ્રાવ, ઉધરસ, હીસ્ટીરીઆ, કેટલીક જાતના માથાના તીક્ષ્ણ દુખાવા, સનેપાત, સ્વપ્નાના ભંયકર દેખાવો, બચ્ચાંની આંકડી તથા તાણ, મગજના વ્યાધી, કોલેરા, ઋતુશ્રાવના દરદો, ગર્ભાશયના મસાના દરદો, સંધીવા, હે ફીવર, દમ, છાતીનાં દરદો અને ચામડીના દરદોમાં વારંવાર વપરાય છે. ગર્ભાશયમાંથી, ગર્ભને જલ્દીથી પ્રસવ કરાવવામાં, તથા તેમાં થતી અસહ્ય વેદના કમી કરવામાં અને ગર્ભાશયને સંકુચીત કરવામાં આ દવા પીડાશામક તરીકે ઘણી સારી અસર કરે છે.

**વિશેષ વર્ણન**—ગાંજા તથા ભાંગનો ઉપયોગ કરવાથી પ્રથમ મનમાં આનંદની લાગણી ઉત્પન્ન થાય છે અને જીવ ખુશ રહે છે, પણ પાછળથી નિંદ્રા, ઘેન અને ઝોકાં આવે છે. ઘેન લાવવાની તથા નિંદ્રા લાવવાની અસરમાં તે અફીણને મળતું આવે છે; પણ અફીણની માફક તે ભુખનો નાશ કરતું નથી, તેમ બંધકોશ પણ કરતું નથી. કેટલીકવાર નામર્દાઇના દરદમાં તે બીજી પૌષ્ટિક દવાના સંયોગમાં વપરાય છે.

**ઝેરી ચિન્હો**—ભાંગ, ગાંજો અને માજમ એ એકજ ઝાડનાં અને એકજ પ્રકારનાં ઝેર છે; તે વધારે પ્રમાણમાં લેવાથી આંખો લાલચોળ થાય છે, ચહેરો લાલ થઇ જાય છે, દરદી ગાંડાની માફક બોલે છે અને છેવટે નિંદ્રા આવે છે. કોઇ કોઇવાર આદમી ઉન્માદ કરે છે, દોડે છે, હસે છે, ગાળો દે છે અને વખતે મારવા પણ તડે છે. ભાંગથી ભૂંખ વધારે લાગે છે અને તેથી ખોરાક અતિશય હદ ઉપર ખવાય છે અને છેવટે પેટ તડામાર થઇ જાય છે, અને દરદી કેવળ બેશુદ્ધ થઇ કેટલાક કલાક લગી નગ્ન અથવા ભાન વગર સૂઇ રહે છે, કોઇને કામ ઉત્પન્ન થાય છે; કોઇવાર ભાંગ પીધા પછી કેટલાક દીવસ સુધી ઘેલછા રહે છે, અને નિરંતર પીનારા માણસોની કોઇ કોઇવાર ડાગળી પણ છટકી જાય છે.

## ક્યાનાબીસ ઇન્ડીકાના વિષનાં વિષનાશક ઇલાજો.

ક્યાનાબીસ ઇન્ડીકા. ૧. વમનકારક દવાઓ વાપરી ઉલ્ટી કરાવવી.
ભાંગ. ૨. એક સારો જુલાબ આપવો.
ગાંજો. ૩. શરીરપર તથા મોંપર ઠંડું પાણી છાંટવું.
માઝમ. ૪. નાક આગળ એમોન્યા ધરવો.
૫. ગરમ દારૂ અને ગરમ પાણી પાવાં.
૬. લીંબુનો રસ તથા સરકો પીવરાવવાં.

---

*LUPULUS.* લા૦ લ્યુપુલસ. અં૦ હોપ.

*LUPULINUM.* લા૦ લ્યુપુલીનમ. અં૦ લ્યુપ્યુલીન.

ઉપનામ—લ્યુપુલીનીક ગ્લાન્ડસ.

માત્રા— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

મુખ્ય બનાવટો.

૧ *Infusum Lupuli.* લા૦ ઇન્ફ્યુઝમ લ્યુપુલી. અં૦ ઇન્ફ્યુઝન ઓફ હોપ. ગુ૦ હોપનો ચા.

રીત—હોપ ... ... ... ૪ ડ્રામ.
ચોખ્ખુ ઉકળતું પાણી ... ૧૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Tinctura Lupuli.* લા૦ ટીંચુરા લ્યુપુલી. અં૦ ટીંચર ઓફ હોપ. ગુ૦ હોપનો અર્ક.

રીત—હોપ ... ... ... ૨½ ઔંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

૩ *Extractum Lupuli.* લા૦ એક્સ્ટ્રેક્ટમ લ્યુપુલી. અં૦ એક્સ્ટ્રેક્ટ ઓફ હોપ. ગુ૦ હોપનું સત્વ.

માત્રા— ... ... ... ૫ થી ૧૫ ગ્રેન.

ગુણ—પૌષ્ટિક, અગ્નિવર્ધક અને સ્હેજ ઘેન લાવનાર છે.

**ઉપયોગ—હોપસ** હોજરીમાં જઇને અગ્નિવર્ધક અને પૌષ્ટિક અસર કરે છે; અને આથી અજીર્ણના દરદમાં તે વપરાય છે. કેટલીકવાર-સ્હેજ ઘેન લાવનાર અસર પણ તે કરે છે. કડવા બીર નામના દારૂના રૂપમાં તે ખોરાક સાથે લેવાય છે અને તે પાચન ક્રિયાના રસને વધારે છે અને ખોરાક સારી રીતે પાચન કરે છે. કોરડી નામના દરદમાં આ દવા સારી અસર કરે છે એમ કહેવાય છે, લ્યુપુલીન સુગંધીદાર અને કટુ પૌષ્ટિક છે અને તે વારંવાર ઉન્માદના અને અતિશય દારૂથી થતા ઉન્માદના દરદમાં વપરાય છે.

---

*OLEUM TEREBINTHINAE.* **લા૦** ઓલ્યમ ટેરીબીન્થીની.
**અં૦** ઓઇલ ઓફ ટરપેન્ટાઇન. **ગુ૦** ટર્પેન્ટાઇનનું તેલ.

**માત્રા—** ... { મૂત્રલ, ગ્રાહીક, ગરમ અને આંકડી તથા ચુંક મટાડનાર તરીકે ૫ થી ૩૦ ટીંપાં. કૃમીઘ્ન અને રેચક તરીકે ૧ થી ૪ દ્રામ.

*RESINA.* **લા૦** રેઝીના. **અં૦** રેઝીન. **ગુ૦** રાળ.

પાઇનસ વૃક્ષના રસમાંથી ટરપેન્ટાઇન ઉડાડી દેતાં બાકી રહેછે તે રાળ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**ટરપેન્ટાઇનં તેલની મુખ્ય બનાવટો.**

૧ *Confectio Terebinthinae.* **લા૦** કન્ફેકસ્યો ટેરીબીન્થીની. **અં૦** કન્ફેકશન ઓફ ટરપેન્ટાઇન. **ગુ૦** ટરપેન્ટાઇનનો મુરબ્બો.

| | | | |
|---|---|---|---|
| **રીત—**ટરપેન્ટાઇનનું તેલ | ... | ... | ૧ ઔંસ. |
| જેઠીમધનો ભુકો | ... | ... | ૧ ઔંસ. |
| ચોખ્ખું મધ | ... | .... | ૨ ઔંસ. |

**માત્રા—** ... ... ૬૦ થી ૧૨૦ ગ્રેન.

૨ *Enema Terebinthinae.* **લા૦** એનેમા ટેરીબીન્થીની. **અં૦** એનીમા ઓફ ટરપેન્ટાઇન. **ગુ૦** ટરપેન્ટાઇન તેલની બસ્તિ

| | | | |
|---|---|---|---|
| **રીત—**ટરપેન્ટાઇન તેલ | ... | ... | ૧ ઔંસ. |
| મ્યુસીલેજ ઓફ સ્ટાર્ચ | ... | ... | ૧૫ ઔંસ. |

૩ *Linimentum Terebinthinae.* લા૦ લીનીમેન્ટમ ટેરીબીન્થીની. અં૦ લીનીમેન્ટ ઓફ ટરપેન્ટાઇન. ગુ૦ ટરપેન્ટાઇન તેલનું ચોપડવાનું તેલ.

| | | | |
|---|---|---|---|
| રીત—ટરપેન્ટાઇન તેલ | ... | ... | ૧૬ ઔંસ. |
| કપુર | ... | .... | ૧ ઔંસ. |
| નરમ સાબુ | ... | ... | ૨ ઔંસ. |
| ચોખ્ખુ પાણી | ... | ... | ૨ ઔંસ. |

૪ *Linimentum Terebinthinae Aceticum.* લા૦ લીનીમેન્ટમ ટેરીબીન્થીની એસેટીકમ. અં૦ લીનીમેન્ટ ઓફ ટરપેન્ટાઇન એન્ડ આસેટીક એસીડ. ગુ૦ એસેટીક એસીડ અને ટરપેન્ટાઇનનું ચોપડવાનું તેલ.

| | | |
|---|---|---|
| રીત—ટરપેન્ટાઇન તેલ ... | ... | ૪ ઔંસ. |
| ગ્લેશ્યલ આસેટીક એસીડ | ... | ૧ ઔંસ. |
| લીનીમેન્ટ ઓફ કેમ્ફર | ... | ૪ ઔંસ. |

૫ *Unguentum Terebinthinae.* લા૦ અંગવેન્ટમ ટેરીબીન્થીની. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ ટરપેન્ટાઇન. ગુ૦ ટરપેન્ટાઇનનું મલમ.

| | | | |
|---|---|---|---|
| રીત—ટરપેન્ટાઇનનું તેલ | ... | ... | ૧ ઔંસ. |
| રાળનો ભુકો | ... | ... | ૫૪ ગ્રેન. |
| પીળુ મીણ | ... | ... | ૪ ડ્રામ. |
| પ્રીપેર્ડ લાર્ડ | ... | ... | ૪ ડ્રામ. |

**રાળની મુખ્ય બનાવટો.**

૧ *Emplastrum Resinae.* લા૦ એમપ્લાસ્ટ્રમ રેઝીની. અં૦ રેઝીન પ્લાસ્ટર, ગમપ્લાસ્ટર. ગુ૦ રાળનો લેપ.

**ઉપનામ—એડહીઝીવપ્લાસ્ટર.**

| | | | | |
|---|---|---|---|---|
| રીત—રાળનો ભુકો | ... | ... | ... | ૪ ઔંસ. |
| લેડ પ્લાસ્તર | ... | ... | ... | ૨ પૌંડ. |
| કૂડ સોપ | ... | ... | ... | ૨ ઔંસ. |

૨ *Unguentum Resinae.* લા૦ અંગવેન્ટમ રેઝીની. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ રેઝીન. ગુ૦ રાળનું મલમ.

| | | | |
|---|---|---|---|
| **રીત**—રાળનો ભુકો | ... | ... | ૮ ઓંસ. |
| પીળુ મીણુ | ... | ... | ૪ ઓંસ. |
| સાદુ મલમ | ... | ... | ૧૬ ઓંસ. |
| બદામનું તેલ | ... | ... | ૨ ઓંસ. |

**રાળના ગુણદોષ.**

**ગુણ**—ગ્રાહી, રોપણ ને કાંઇક ઉત્તેજક અસર કરનાર છે.

**ઉપયોગ**—રાળ મુખ્યત્વે કરીને મલમ તથા પ્લાસ્તર બનાવવાના કામમાં આવે છે. દસ્ત બંધ કરવા સારૂ પણ કોઇવાર રાળ વપરાય છે. રહેજસાજ ચાંદા તથા ગુમડાંપર ગમપ્લાસ્ટરની પટી મારવાથી જલ્દીથી રૂઝ આવી જાય છે.

**ટરપેન્ટાઇનના ગુણદોષ.**

**ગુણ**—મૂત્રલ, કફઘ્ન, ગ્રાહી, રક્તસ્તંભક, પીડાશામક, કૃમીઘ્ન, રેચક, ગરમ, આંકડી તથા ચુંક મટાડનાર અને રોપણ છે.

**ઉપયોગ**—ટરપેન્ટાઇન તેલ, ટાઇફસ તથા ટાઇફોઇડ તાવ, પેટના આફરા, મોઢા, પેટ, ઝાડા અને પેશાબમાંથી થતા રક્તસ્રાવના દરદ, મળાવરોધ, ચુંક, કરમ, જલંદર, વધી ગએલા તાવ, ફેફસાના વરમ, સુતીકા જ્વર, ઋતુસ્રાવના દરદો, હીસ્ટીરીઆ, ધનુર્વા, આંચકી તથા તાણવાળા વાયુના દરદમાં, વધી ગએલા મરડા, પરમીઆ, પ્રદર, કોલેરા, અને સંધીવાના દરદમાં વાપરવાથી સારો ફાયદો કરે છે. ટરપેન્ટાઇન એક જલદ કફઘ્ન અસર કરનાર દવા છે, અને તેથી ક્ષય તથા દમના રોગમાં જાળ કફને જલદીથી ફેફસામાંથી બહાર કાઢે છે; અને જંતુનાશક, ગરમ અને કફઘ્ન અસર કરી ઉધરસને મટાડે છે.

**વિશેષ વર્ણન**—ટરપેન્ટાઇન નાના પ્રમાણમાં હોજરીમાં જઇ લોહીમાં મળી જાય છે; અને તેથી તે ગરમ, ચુંક તથા આંકડી મટાડનાર અને ગ્રાહીક અસર કરે છે; મુખ્યત્વે કરીને તેની ખાસ મૂત્રલ અસર મત્રાશયપર વિશેષ થાય છે અને પેશાબને સારી રીતે પુષ્કળ ઉતારે છે;

અને તે પેશાબવાટે બહાર નીકળે છે અને પેશાબમાં ટરપેન્ટાઇનના જેવી વાસ આવે છે. વધારે પ્રમાણમાં ટરપેન્ટાઇન રેચક અસર કરે છે; અને આમાશયની નળીમાંના એન્ટોઝોઆ નામના કરમીઆને મારી નાંખે છે. તેની રેચક અસર વખતે વારંવાર ઉલ્ટીઓ અને ઉબકાઓ થાય છે.

ટરપેન્ટાઇન બાહ્યોપચાર તરીકે છાતી અને પેઢુના ઘણી પ્રકારના દુખાવા તથા વરમ ઉપર ચોપડીને શેક કરવામાં આવે છે; આંખના દરદમાં પીવા અપાય છે; બળ્યા ઉપર તેમજ જખમ, અને ચાંદા ઉપર સમભાગ મીઠા તેલની સાથે મેળવી અથવા મલમ તરીકે લગાડવાથી રૂઝ લાવે છે. જુના સંધીવા, દમ, ઉધરસ, હાંફણુ, હરસ, છાતીમાં આવતા તીક્ષ્ણ સણકા, તથા પેઢુમાં આવતી તીક્ષ્ણ આંકડી અને મરડામાં થતી દુઃખદાયક ચુંકના દરદોમાં તે ચોપડવાથી ગરમ અને પીડાશામક અસર સારી રીતે થાય છે, અને પીડા દબાઇ જાય છે.

**સુચના**—મૂત્રાશયના દરદવાળા દરદીઓને કદી ટરપેન્ટાઇન તેલ પીવા આપવું નહીં.

**ટરપેન્ટાઇન તેલ ફોસફરસની વિષનાશક દવા છે.**

**વિષારી ચિન્હો**—ટરપેન્ટાઇન વિષારી પ્રમાણમાં લેવાથી અતિશય ઝાડાઓ થાય છે, ઉલ્ટીઓ અને ઉબકા વધારે આવે છે, પેઢુમાં લાહ્ય બળે છે અને છેવટે અતિશય ઝાડાથી અશક્તિ આવી દરદી અતિશય પીડા પામતો મરણને શરણ થાય છે.

## ટરપેન્ટાઈન તેલના વિષના વિષનાશક ઇલાજો.

**ટરપેન્ટાઇન તેલ.**
1. સ્ટમક પંપનો ઉપયોગ કરવો.
2. વમનકારક દવાઓ પાવી.
3. મેગ્નેસીઆ સલ્ફાસનો એક ઔંસ ૧૦ ઔંસ પાણીમાં મેળવી પાઇ દેવો.
4. મોરફાઇન સલફાસના ¼ ગ્રેનની ત્વચાવાટે પીચકારી મારવી.
5. ક્ષીકારયુક્ત દવાઓ પાવી.

*Terebinthina Canadensis.* લા૦ ટેરીબીન્થીના કેનેડેન્સીસ. અં૦ કેનેડા ટરપેન્ટાઇન.

**ઉપનામ—કેનેડા બાલઝમ.**

**માત્રા—** ... ... ... ૨૦ થી ૩૦ ગ્રેન.

**ઉપયોગ—**કેનેડા બાલઝમના ગુણદોષો બીજા ટરપેન્ટાઇન તેલને મળતા આવે છે. પણ તે દવા તરીકે વારંવાર વપરાતું નથી.

---

*LARICIS CORTEX.* લા૦ લારીસીસ કોરટેક્સ. અં૦ લાર્ચ બાર્ક.

**મુખ્ય બનાવટ.**

૧ *Tinctura Laricis.* લા૦ ટીંચુરા લારીસીસ. અં૦ ટીંચર ઓફ લાર્ચ. ગુ૦ લાર્ચનો અર્ક.

**રીત—**લાર્ચની છાલનો ભુકો ... ... ૨½ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ૨૦ થી ૩૦ ટીપાં.

**ઉપયોગ—**આ દવાના ગુણદોષ ટરપેન્ટાઇન અને કેનેડા બાલઝમને મળતા આવે છે: પણ આ દવા સ્વાદમાં સારીઅને ઠંડી ગરમ હોવાથી પાચનં ક્રિયાને બીલકુલ હરક્ત કરતી નથી; અને સ્હેલાઇથી તે લઇ શકાય છે. જૂની ઉધરસના દરદમાં ઠંડી ગરમ કફધ્ન અસર કરવા સારૂ આ દવા વપરાય છે.

---

*PIX BURGUNDICA.* લા૦ પીકસ બરગંડીકા. અં૦ બરગંડી પીચ.

**મુખ્ય બનાવટ.**

૧ *Emplastrum Picis.* લા૦ એમપ્લાસ્ટ્રમ પીસીસ. અં૦ પીચ પ્લાસ્ટર.

**રીત—**બરગંડી પીચ ... ... ૨૬ ઔંસ.
કોમન ફ્રેન્કીન્સેન્સ ... ... ૧૩ ઔંસ.

| | |
|---|---|
| રેઝીન ... ... ... | ૪½ ઔંસ. |
| પીળુ મીણુ ... ... ... | ૪½ ઔંસ. |
| એકસપ્રેસ્ડ ઓઇલ ઓફ નટમેગ | ૧ ઔંસ. |
| ઓલીવ ઓઇલ ... ... | ૨ ઔંસ. |
| પાણી ... ... ... ... | ૨ ઔંસ. |

બરગંડી પીચ આયર્ન પ્લાસ્ટર બનાવવામાં વપરાય છે.

ઉપયોગ—બરગંડી પીચ બાહ્યોપચાર તરીકે ઠંડી ગરમ અસર ચામડી પર કરે છે; અને તેથી ચામડીના દરદોમાં ઉપરની અસર સારૂ વપરાય છે.

---

*OLEUM PINI SYLVESTRIS.* લા૦ ઓલ્યમ પીની સીલવેસ્ટ્રીસ. અં૦ ફર-વુલ ઓઇલ. ગુ૦ ફર-વુલનું તેલ.

મુખ્ય બનાવટ.

૧ *Vapor Olei Pini Sylvestris.* લા૦ વેપર ઓલ્યાઇ પીની સીલવેસ્ટ્રીસ. અં૦ ઇન્હેલેશન ઓફ ફર વુલ ઓઇલ. ગુ૦ ફર વુલના તેલનો નાસ.

| | |
|---|---|
| રીત—ફર-વુલ ઓઇલ ... ... | ૪૦ ટીપાં. |
| લાઇટ કારબોનેટ ઓફ મેગ્નેસીયમ ... | ૨૦ ગ્રેન. |
| પાણી ... ... ... | જોઇએ તેટલું. |

જ્યારે આ નાસ ઉપયોગમાં લેવો હોય ત્યારે એક ચાહદાનીમાં ૧૦ ઔંસ ઉકળતું પાણી રેડવું, અને દશ ઔંસ ઠંડુ પાણી રેડી તેમાં આ નાસના પ્રવાહીનો ૧ ડ્રામ ઉમેરી નાસ લેવો.

ઉપયોગ—ફર વુલનું તેલ સંધીવાયુવાળા સાંધા અને સ્નાયુઓના દુખાવા પર ચોપડવામાં આવે છે; અને સંધીવામાં તેનો બાફ પણ લેવાય છે. આ દવાના નાસનું પ્રવાહી ગળાના સોજાના દરદમાં અને જુના કંઠનળીના દરદમાં નાસ લેવા સારૂ વપરાય છે.

---

*PIX LIQUIDA.* લા૦ પીક્સ લીક્વીડા. અં૦ ટાર. ગુ૦ તાર અથવા ડીલ.

માત્રા— ... ... ... ૨૦ થી ૬૦ ટીપાં.

**મુખ્ય બનાવટ.**

૧ *Unguentum Picis Liquidae.* લા૦ અંગવેન્ટમ પીસીસ લીક્વીડી. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ ટાર. ગુ૦ ટારનું મલમ.

**રીત**—ટાર ... .. ... ... ૫ ઔંસ.
પીળું મીણુ ... ... ... ૨ ઔંસ.

**ઉપયોગ—ટાર તથા તેનું મલમ** ખરજવા, ચાંદી, વીસ્ફોટક, વિચર્ચિકા અને ત્વચા રોગ ઉપર લગાડાવામાં આવે છે.

---

*OLEUM JUNIPERI.* લા૦ ઓલ્યમ જુનીપરી. અં૦ ઓઇલ ઓફ જુનીપર. ગુ૦ જુનીપરનું તેલ.

માત્રા— ... ... ... ૧ થી ૪ ટીપાં.

**મુખ્ય બનાવટ.**

૧ *Spiritus Juniperi.* લા૦ સ્પીરીટ્સ જુનીપરી. અં૦ સ્પીરીટ ઓફ જુનીપર. ગુ૦ જુનીપરનો સ્પીરીટ.

**રીત**—જુનીપરનું તેલ ... ... ... ૧ ઔંસ.
રેક્ટીફાઇડ સ્પીરીટ ... ... ૪૯ ઔંસ.

માત્રા— ... ... ... ... $\frac{1}{2}$ થી ૧ ડ્રામ.

ગુણ—ગરમ, મૂત્રલ અને વાતહર છે.

**ઉપયોગ—જુનીપરનો સ્પીરીટ અને તેનું તેલ** પેટના વાયુ, ચુંક, સોજા, જલંદર, જૂના પરમીઆ અને પ્રદરના રોગ ઉપર વાપરવાથી સારી અસર કરે છે. જુનીપરનું તેલ ઘણું જલદ ગરમ અસર કરનાર છે; અને મુખ્યત્વે કરીને મુત્રાશયપર તે ખાસ અસર કરે છે તેથી તેની સખત મુત્રલ અસરને લીધે જલંદર અને પ્રમેહના દરદમાં અતિશય વપરાય છે.

---

*SABINAE CACUMINA.* લા૦ સેબીની કેકયુમીના. અં૦ સેવીનં ટોપ્સ.

**માત્રા**— ... ... ... ૪ થી ૧૦ ગ્રેન.

*OLEUM SABINAE.* લા૦ ઓલ્યમ સેબીની. અં૦ ઓઇલ ઓફ સેવીન. ગુ૦ સેવીનનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૪ ટીંપાં.

**મુખ્ય બનાવટો.**

૧ *Tinctura Sabinae.* **લા૦** ટીંચુરા સેબીની. **અં૦** ટીંચર ઓફ સેવીન. ગુ૦ સેવીનનો અર્ક.

**રીત**—સેવીન ટોપ્સ ... ... ... ૨½ ઔંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૨૦ થી ૬૦ ટીંપાં.

૨ *Unguentum Sabinae.* **લા૦** અંગવેન્ટમ સેબીની. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ સેવીન. ગુ૦ સેવીનનું મલમ.

**રીત**—તાજા સેવીન ટોપ્સ ... ... ૮ ઔંસ.
પીળું મીણ ... ... ... ૩ ઔંસ.
લોબાન મેળવેલી ચરબી ... ... ૧૬ ઔંસ.

**ગુણ**—ઉષ્ણ અને ગર્ભપાતક.

**ઉપયોગ—સેવીનની બનાવટો** નિષ્ટાર્તવ, અતિ આર્તવ તથા ગર્ભપાત કરવા સારૂ વપરાય છે. બ્લીસ્ટરને વહેવા સારૂ તેનું મલમ લગાડવામાં આવે છે. સેવીન બાહ્યોપચારમાં તથા અંદરના ઉપચાર તરીકે ઘણી સખત ગરમીની અસર કરે છે; અને મુખ્યત્વે કરીને ગર્ભસ્થાનપર ગરમીની અસર કરી ઋતુશ્રાવક અસર જલ્દીથી કરે છે. તેની સખત ઋતુશ્રાવક અસરને લીધે તે ઋતુશ્રાવના દરદો તથા ગર્ભપાતના કેસમાં વપરાય છે.

આ દવા વધારે પ્રમાણમાં ગર્ભપાતની અસર કરી ઘણા ભયંકર ચિન્હો ઉત્પન્ન કરે છે; તેથી તેનો ઉપયોગ કરવો તે **સરકારનો ગુનોહ** કર્યા બરાબર છે.

**સુચના—**આ દવા ગર્ભવંતી સ્ત્રીઓને કદી આપવી નહીં.

*ZINGIBER.* લા૦ ઝીંજીબર. અં૦ જીંજર. ગુ૦ સુંઠ.

માત્રા— ... ... ... ૧૦ થી ૨૦ ગ્રેન.

મુખ્ય બનાવટો—

૧. *Syrupus Zingiberis.* લા૦ સીરપસ ઝીંજીબરીસ. અં૦ સીરપ-ઓફ જીંજર. ગુ૦ સુંઠનું શરબત.

રીત—સ્ટ્રૉંગ ટીંચર ઓફ જીંજર. .... ... ૬ ડ્રામ.

સીરપ સીમ્પ્લેકસ ... ... ...૧૯ ઔંસ.

માત્રા— ... .... ... ½ થી ૧ ડ્રામ.

૨. *Tinctura Zingiberis.* લા૦ ટીંચુરા ઝીંજીબરીસ. અં૦ ટીંચર ઓફ જીંજર. ગુ૦ સુંઠનો અર્ક.

રીત—સુંઠનો ભુકો. ... ... ... ૨½ ઔંસ.

રેકટીફાઈડ સ્પીરીટ. ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ... ૧૫ થી ૬૦ ટીપાં

૩. *Tinctura Zingiberis Fortior.* લા૦ ટીંચુરા ઝીંજીબરીસ ફોર્સ્યોર. અં૦ સ્ટ્રૉંગ ટીંચર જીંજર. ગુ૦ સુંઠનો સખત અર્ક.

ઉપનામ—એસેન્સ ઓફ જીંજર.

રીત—સુંઠનો ઝીણો ભુકો ... ... ૧૦ ઔંસ.

રેકટીફાઈડ સ્પીરીટ. ... ... જોઇએ તેટલો.

માત્રા—... ... ... ... ૫ થી ૨૦ ટીપાં.

સુંઠ બીજા મિશ્રિત ભુકાઓ અને બીજી મુખ્ય બનાવટો બનાવવામાં વપરાય છે.

ગુણ—સુગંધીદાર, દીપન, થુંક ઉત્પન્ન કરનાર, પાચન, અગ્નિવર્ધક, પૌષ્ટિક અને વાતહર છે.

ઉપયોગ—સુંઠની બનાવટો ચુંક, શૂળ, અજીર્ણ, પેટના અને આંતરડાના વાયુ, હીસ્ટીરીઆ, સંધીવા, મરડા, અતિસાર, માથાના દુખાવા, અને ગળાના સોજાના દરદોમાં વાપરવાથી સારી અસર કરે છે. સુંઠ જઠરરસને સારી રીતે વધારે છે તથા હોજરીમાં અગ્નિવર્ધક અસર ઘણી સખત કરે છે તેથી અજીર્ણ, વાયુ, ચુંક, અને નબળાઇની વ્યાધીમાં વારંવાર વપરાય છે.

કેટલીક રેચક દવાઓનાં સંયોગમાં ચુંક તથા આંકડી મટાડવા સારૂ સુંઠ વપરાય છે.

---

*CARDAMOMI SEMINA.* **લા૦** કાર્ડામોમી સેમીના. **અં૦** કાર્ડામમ્સ. **ગુ૦** એલચીદાણા.

**માત્રા—** ... ... ... ...૫ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧. *Tinctura Cardamomi Composita.* **લા૦** ટીંચુરા કાર્ડામોમી કમ્પોઝીટા **અં૦** કમ્પાઉન્ડ ટીંચર ઓફ કાર્ડામમ. **ગુ૦** એલચીદાણાનો મિશ્રિત અર્ક.

| | | |
|---|---|---|
| **રીત—** | એલચીદાણાનો ભુકો ... ... | ૨ ડ્રામ. |
| | સુવા ... ... ... ... | ૨ ડ્રામ. |
| | રેઇઝીન્સ ... ... ... | ૨ ઔંસ. |
| | તજનો ભુકો ... ... ... | ૪ ડ્રામ. |
| | કાચીનીયલનો ભુકો ... ... | ૫૫ ગ્રેન. |
| | પ્રુફ સ્પીરીટ ... ... ... | ૨૦ ઔંસ. |

**માત્રા—** ... ... ... ... ાા થી ૨ ડ્રામ.

**એલચીદાણા એળીઆનો મિશ્રિત કવાથ, લોહનું સુગંધીદાર મિશ્રણ, સોનામુખીનું મિશ્રિત મીશ્રણ અને કલોરોફોર્મનો મિશ્રિત અર્ક** બનાવવામાં વપરાય છે.

ગુણ—સુગંધીદાર ગરમ અને અગ્નિવર્ધક છે.

ઉપયોગ—કાર્ડામોમીની બનાવટો વાયુ, અજીર્ણ, મોળ, ચુંક અને આંકડીના દરદમાં વપરાય છે.

---

*CROCUS.* **લા૦** ક્રોકસ. **અં૦** ક્રેસેફ્રોન. **ગુ૦** કેસર.

**માત્રા—** ... ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧. *Tinctura Croci.* **લા૦** ટીંચુરા ક્રોસાઇ, **અં૦** ટીંચર ઓફ સા-

ફ્રન ગુ૦ કેસરનો અર્ક.

**રીત**—કેશર ... ... ... ... ૧ ઔંસ.

પ્રુફ સ્પીરીટ. ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ...½ થી ૨ ડ્રામ.

**સેફ્રોન, એલોઝનો કવાથ, હીરાબોળ અને એળીઆની ગોળીઓ, એરોમેટીક પાઉડર ઓફ ચોક, કમ્પાઉન્ડ ટીંચર ઓફ સીંકોના, એમોનીએટેડ ટીંચર ઓફ ઓપીયમ અને ટીંચર ઓફ રૂબાર્બ** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—ગરમ, વાતહર, ગ્રાહીક, પૌષ્ટિક અને નિંદ્રા લાવનાર છે.

ઉપયોગ—કેસર થોડા પ્રમાણમાં હોજરીમાં જઇ અગ્નિ વર્ધક અસર કરી ક્ષુધા લગાડે છે; અને તેથી વાયુ, અજીર્ણ અને ચુંક તથા આંકડીના દરદમાં વપરાય છે. કેટલીકવાર તે ગ્રાહીક અસર કરે છે; અને વધારે પ્રમાણમાં ઘેન લાવે છે. યોગવાઇ તરીકે આ દવા બીજા ઔષધોની સાથે અપાય છે. તેનો અર્ક સ્વાદ અને રંગ લાવવા સારૂ બીજી દવાઓના સંયોગમાં વપરાય છે.

---

*SARSAE RADIX.* **લા૦** સારસી રેડીક્સ. **અં૦** જામેકા સાર્સાપરીલા. **ગુ૦** સાર્સાપરીલા..

**માત્રા**— ... ... ... ૩૦ થી ૬૦ ગ્રેન.

**સાર્સાપરીલાની મુખ્ય બનાવટો.**

૧ *Decoctum Sarsae.* **લા૦** ડીકોકટમ સારસી. **અં૦** ડીકોકશન ઓફ સાર્સાપરીલા. **ગુ૦** સાર્સાપરીલાનો કવાથ.

**રીત**—જામેકા સાર્સાપરીલા ... ... ૨½ ઔંસ.

ચોખ્ખુ ઉકળતું પાણી ... ... ૩૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૨ થી ૧૦ ઔંસ.

૨ *Decoctum Sarsae Compositum.* **લા૦** ડીકોકટમ સારસી કમ્પોઝીટમ. **અં૦** કમ્પાઉન્ડ ડીકોકશન ઓફ સાર્સાપરીલા. **ગુ૦** સાર્સાપરીલાનો મિશ્રિત કવાથ.

**રીત**—સાર્સાપરીલા ... ... ... ૨½ ઔંસ.

| | | | |
|---|---|---|---|
| ગ્વાયાકમનું લાકડું... | ... | ... | ૨ ડ્રામ. |
| જેઠીમધનું લાકડું... | ... | ... | ૨ ડ્રામ. |
| સસાફ્રાસનાં મૂળીઆં | ... | ... | ૨ ડ્રામ. |
| મેઝેરીયનની છાલ... | ... | ... | ૫૦ ગ્રેન. |
| ઉકળતું ચોખ્ખુ પાણી | ... | ... | ૩૦ ઔંસ. |

**માત્રા**— ... ... ... ૨ થી ૧૦ ઔંસ.

• ***Extractum Sarsae Liquidum.*** **લા૦** એકસ્ટ્રેકટમ સારસી લીક્વીડમ. **અં૦** લીક્વીડ એકસ્ટ્રેકટ ઓફ સાર્સાપરીલા. **ગુ૦** સાર્સાપરીલાનું પ્રવાહી સત્વ.

**રીત**—સાર્સાપરીલા ... ... ... ૪૦ ઔંસ.

| | | | | |
|---|---|---|---|---|
| પ્રુફ સ્પીરીટ | ... | ... | ... | ૪૦ ઔંસ. |
| સાકર ... | ... | ... | ... | ૫ ઔંસ. |
| ચોખ્ખું પાણી | ... | ... | ... | ૧૨ પાઇન્ટ. |

**માત્રા**— ... ... ... ... ૨ થી ૪ ડ્રામ.

**ગુણ**—સ્વેદલ, મૂત્રલ, પૌષ્ટિક, રક્તશોધક અને પાચક છે.

**ઉપયોગ—સાર્સાપરીલાની બનાવટો** ઉપદંશ, સંધીવા, ગાંઠીઓ વા, ખાંસી, નબળાઇ, ત્વચા રોગ, કંઠમાળ, ગડગુમડના તાવ, ચાંદી યુક્ત પ્રમેહ, અને કાળજાના જૂના દરદોમાં સખત લોહી સુધારનાર અને પૌષ્ટિક દવા તરીકે વારંવાર વપરાય છે.

ચાંદી, તીક્ષ્ણ સંધીવા ગાંઠીયો વા અને ચામડીના દરદમાં નીચેનું મિશ્રણ વાપર્યાથી સારો ફાયદો થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| પોટાસ આયોડીડ | ... | ... | ... | ૫ ગ્રેન. |
| એકસ્ટ્રેક્ટ સારસી લીક્વીડ | | ... | ... | ૩ ડ્રામ. |
| ટીંચર જેનશન કો | ... | ... | ... | ૧ ડ્રામ. |
| ટીંચર નકસવોમીકા | ... | ... | | ૧૫ ટીપા. |
| પોટાસ બ્રોમાઇડ | ... | ... | | ૧૨ ગ્રેન. |
| ટીંચર સીંકોના કો | ... | ... | | ૧૦ ટીપાં. |
| પાણી ... | ... | ... | | ૩ ઔંસ. |

દીવસમાં ૩ વાર પીવું. (અનુવાદક)

*SCILLA.* લા૦ સીલા. અં૦ સ્કવીલ.

માત્રા— ... ... ... ૧ થી ૩ ગ્રેન.

મુખ્ય બનાવટો.

૧ *Acetum Scillae* લા૦ આસીટમ સીલી. અં૦ વીનીગર ઓફ્ સ્કવીલ. ગુ૦ સ્કવીલનો સરકો.

રીત—સ્કવીલ ... ... ... ૨½ ઔંસ.
ડીલ્યુટ આસેટીક એસીડ ... ૨૦ ઔંસ.

માત્રા— ... .... ૧૫ થી ૪૦ ટીપાં.

૨ *Oxymel Scillae.* લા૦ ઓકઝીમલ સીલી. અં૦ ઓકઝીમલ ઓફ્ સ્કવીલ.

રીત—વીનીગર ઓફ્ સ્કવીલ ... ... ૨૦ ઔંસ.
ચોખ્ખું મધ... ... ... ... ૨ રતલ.

માત્રા— ... ... ... ... ½ થી ૧ ડ્રામ.

૩ *Pilula Scillae Composita.* લા૦ પીલ્યુલા સીલી કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ સ્કવીલ પીલ. ગુ૦ સ્કવીલની મિશ્રિત ગોળીઓ.

રીત—સ્કવીલનો ભુકો ... ... ૧¼ ઔંસ
આમોન્યાકમ ... ... ... ૧ ઔંસ.
સુંઠ ... ... ... ... ૧ ઔંસ.
કઠણ સાબુ ... ... ... ૧ ઔંસ.
નરમ ગોળ ... ... ... ૨ ઔંસ.

માત્રા— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૪ *Pilula Ipecacuanhae Cum Scilla.* લા૦ પીલ્યુલા ઇપીકાકયુઆની કમ સીલા. અં૦ પીલ ઓફ્ ઇપીકાકયુઆના વીથ સ્કવીલ. ગુ૦ ઇપીકાકયુઆનાની સ્કવીલ મિશ્રત ગોળીઓ.

રીત—ડોવર્સ પાઉડર ... ... ... ૩ ઔંસ.
સ્કવીલ ... ... ... ... ૧ ઔંસ.
એમોન્યાકમ... ... ... ... ૧ ઔંસ.
ગોળ ... ... ... જોઇએ તેટલો.

માત્રા— ... ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

આ ગોળીઓના ૨૩ ગ્રેનમાં ૧ ગ્રેન અફીણ સમાએલું છે.

૫ *Syrupus Scillae.* લા૦ સીરપસ સીલી. અં૦ સીરપ ઓફ્ સ્કવીલ ગુ૦ સ્કવીલનું શરબત.

**રીત**—વીનીગર ઓફ્ સ્કવીલ ... ... ૨૦ ઔંસ.
ધોએલી સાકર ... ... ... ૨½ ઔંસ.

**માત્રા**— ... ... ... ½ થી ૧ ડ્રામ.

૬ *Tinctura Scillae.* લા૦ ટીંચુરા સીલી. અં૦ ટીંચર ઓફ્ સ્કવીલ. ગુ૦ સ્કવીલનો અર્ક.

**રીત**—સ્કવીલ ... ... ... ૨½ ઔંસ.
પ્રુફ્ સ્પીરીટ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ટીંપાં.

**ગુણ**—ગરમ, કફ્ઘ્ન, મૂત્રલ, વમનકારક અને રેચક છે.

**ઉપયોગ—સ્કવીલની બનાવટો** ખાંસી, સળેખમ, શ્વાસ, ઉટાંટીઓ સસણી, જલંદર, ક્ષય અને દમના રોગમાં વપરાય છે. સ્કવીલ **ડીજીટેલીસ અને પારાની દવા**ની સાથે આપ્યાથી મુત્રલ અસર ઘણી સારી થાય છે. અને **ઇપીકાકચુઆના** તથા, **એમાન્યાકમ**ની સાથે આપ્યાથી કફ્ઘ્ન અસર સારી થાય છે.

**વિશેષ વર્ણન—સ્કવીલ** ઘણી સારી રીતે **ડીજીટેલીસ**ની માફક અસર કરે છે; તે ડીજીટેલીસ કરતાં પાચન ક્રિયાના આંતરડા ઉપર સોજાની અસર વધારે સખત રીતે કરે છે; અને વધારે પ્રમાણમાં અંદરની ત્વચા પર જલદ સોજા, સખત ઉલટીઓ, બકારીઓ, ઝાડા અને કેટલીકવાર રક્તવાળા ઝાડાઓ લાવે છે; અને વારંવાર પાચન ક્રિયાને હરક્ત કરી તેને બગાડી દે છે, તે કફ્ઘ્ન અસર ઘણી ઉમદા રીતે કરે છે અને કફના પ્રવાહને ઘણી સારી રીતે ફેફસામાંથી બહાર કાઢે છે તે મૂત્રલ અસર પણ ડીજીટેલીસ કરતાં ઘણી વધારે કરે છે અને તે જો તેના સંયોગમાં આપવામાં આવે છે તો ઘણીજ ઉમદા રીતે કરે છે.

રક્તાશયના બગાડથી થએલા જલંદરના દરદમાં **ડીજીટેલીસ સ્ટ્રોફેન્થસ** અને બીજી એવી મૂત્રલ દવા સાથે તે વાપર્યાથી મૂત્રલ અસર અને હૃદય પૌષ્ટિક અસર ઘણીજ સરસ રીતે કરે છે.

**સુચના—સીલા** ક્ષયના રોગમાં જો પાચન ક્રિયા બરાબર સારી ન હોય તો બીલકુલ વાપરવું નહીં. નાના બચ્ચાંઓની જુની ઉધરસના દરદમાં આ દવાનું ઓકઝીમલ સીલા વાપરવું પણ ટીંચર સીલા વાપરવું નહીં.

રેચક તથા વમનકારક અસર કરવા સારૂ સીલા કદી વાપરવું નહીં. જોકે **ડાકટર વીટલા** આ દવાને સીરપ વાછનમછપીકાકના સંયોગમાં વાપરવાની ભલામણ કરે છે.

---

*ALOE BARBADENSIS.* **લા૦** એલો બાર્બેડેન્સીસ. **અં૦** બાર્બેડોઝ એલોઝ. ગુ૦ એળીઓ.

**માત્રા—** ... ... ... ... ૨ થી ૬ ગ્રેન.

*ALOE SOCOTRINA.* **લા૦** એલો સોકોટ્રીના **અં૦** સોકોટ્રીન એલોઝ ગુ૦ સીકોતરો એળીઓ.

**માત્રા—** ... ... ... ... ૨ થી ૬ ગ્રેન.

*ALOIN.* **લા૦** એલોઇન **અં૦** એલોઇન. ગુ૦ એળીઆનું સત્વ છે.

**માત્રા—** ... ... ... ... ½ થી ૨ ગ્રેન.

**બાર્બેડોઝ અથવા સોકોટ્રીન એલોઝની મુખ્ય બનાવટ.**

૧. *Enema Aloes.* **લા૦** એનીમા એલોઝ.. **અં૦** એનીમા ઓફ એલોઝ ગુ૦ એળીઆની બસ્તી.

**રીત—**એળીઓ... ... ... ... ૪૦ ગ્રેન.
કાર્બોનેટ ઓફ પોટાસ્યમ ... ... ૧૫ ગ્રેન.
મ્યુસીલેજ ઓફ સ્ટાર્ચ ... ... ૧૦ ઔંસ.

**બાર્બેડોઝ એલોઝની મુખ્ય બનાવટો.**

૧. *Extractum Aloes Barbadensis.* **લા૦** એક્સ્ટ્રેકટમ એલોઝ બાર્બેડેન્સીસ **અં૦** એકસ્ટ્રેકટ ઓફ બાર્બેડોઝ એલોઝ ગુ૦ એળીઆનું સત્વ.

**રીત—**એળીઓ ... ... ... ૧ રતલ.
ચોખ્ખું ઉકળતું પાણી ... ... ૧ ગ્યાલન.

**માત્રા—** ... ... ... ... ૨ થી ૬ ગ્રેન.

૨ *Pilula Aloes Barbadensis.* લા૦ પીલ્યુલા એલોઝ બાર્બેડેન્સીસ, અં૦ પીલ ઓફ બાર્બેડોઝ એલોઝ. ગુ૦ એળીઆની ગોળીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—એળીઆનો ભુકો | | ... | .... | ૨ ઔંસ. |
| કઠણુ સાબુ | ... | ... | ... | ૧ ઔંસ. |
| કયારાવેનું તેલ | ... | ... | ... | ૧ ડ્રામ. |
| ગુલકંદ | ... | ... | ... | ૧ ઔંસ. |
| માત્રા— | ... | ... | ... | ...૫ થી ૧૦ ગ્રેન. |

૩. *Pilula Aloes et Ferri.* લા૦ પીલ્યુલા એલોઝ એટ ફેરી અં૦ પીલ ઓફ એલોઝ એન્ડ આયર્ન ગુ૦ એળીઆ અને લોહની ગોળીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—ફેરી સલ્ફાસ | ... | ... | ... | ૧½ ઔંસ. |
| એળીઓ | ... | ... | ... | ૨ ઔંસ. |
| તજનો મિશ્રિત ભુકો | .... | | .... | ૩ ઔંસ. |
| ગુલકંદ ... | ... | ... | ... | ૪ ઔંસ. |
| માત્રા— | ... | .... | ... | ...૫ થી ૧૦ ગ્રેન. |

**બાર્બેડોઝ એલોઝ પીલ્યુલા કેમ્બોગીઆ કમ્પોઝીટા, પીલ્યુલાકોલોસી-થીડીસ કમ્પોઝીટા અને પીલ્યુલા કોલોસી-થીડીસ એટ હાયોસાઇમી બનાવવામાં વપરાય છે.**

**સોકોટ્રીન એલોઝની મુખ્ય બનાવટો.**

૧. *Decoctum Aloes Compositum.* લા૦ ડીકોટમ એલોઝ કમ્પોઝીટમ. અં૦ કમ્પાઉન્ડ ડીકોકશન ઓફ એલોઝ. ગુ૦ એળીઆનો મિશ્રિત ક્વાથ.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—એક્સ્ટ્રેક્ટ ઓફ સોકોટ્રીન એલોઝ. | | | ... | ૪ ડ્રામ. |
| હીરાબોળ | ... | ... | ... | ૨ ડ્રામ. |
| કેશર | ... | ... | ... | ૨ ડ્રામ. |
| પોટાસ કાર્બોનાસ | ... | ... | ... | ૨ ડ્રામ. |
| જેઠીમધનું સત્વ | ... | ... | ... | ૨ ઔંસ. |
| ટીંચર કારડમમ્કો | ... | ... | ... | ૧૫ ઔંસ |
| ચોખ્ખુ પાણી | ... | ... | ... | જોઈએ તેટલું |

**માત્રા**— ... ... ... ... ½ થી ૨ ઔંસ

આ કવાથના એક ઔંસમાં એળીઆના સત્વના ૪ ગ્રેન સમાએલા છે.

૨ *Extractum Aloes Socotrinae.* **લા૦** એક્સ્ટ્રેક્ટમ એલોઝ સોકોટ્રીની. **અં૦** એક્સ્ટ્રેક્ટ ઓફ્ સોકોટ્રીન એલોઝ.

**રીત**—સોકોટ્રીન એલોઝ ... ... ૧ રતલ.
ચોખ્ખું ઉકળતું પાણી ... ... ૧ ગ્યાલન.
**માત્રા**— ... ... ... ... ૨ થી ૬ ગ્રેન.

૩ *Pilula Aloes Socotrinae.* **લા૦** પીલ્યુલા એલોઝ સોકોટ્રીની. **અં૦** પીલ ઓફ્ સોકોટ્રીન એલોઝ.

**રીત**—સોકોટ્રીન એલોઝ ... ... ... ૨ ઔંસ.
કઠણુ સાબુ ... ... ... ૧ ઔંસ.
વોલેટાઇલ ઓઇલ ઓફ્ નટમેગ... ૧ ડ્રામ.
ગુલકંદ ... ... ... ૧ ઔંસ.
**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૪ *Pilula Aloes et Asafoetidae.* **લા૦** પીલ્યુલા એલોઝ એટ આસાફીટીડી. **અં૦** પીલ ઓફ્ એલોઝ એન્ડ આસાફીટીડા. ગુ૦ હીંગ અને એળીઆની.ગોળીઓ.

**રીત**—સોકોટ્રીન એલોઝ ... ... ૧ ઔંસ.
હીંગ ... ... ... ૧ ઔંસ.
કઠણુ સાબુ ... ... ... ૧ ઔંસ.
ગુલાબનો મુરબ્બો ... ... ૧ ઔંસ.
**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૫ *Pilula Aloes et Myrrhae.* **લા૦** પીલ્યુલા એલોઝ એટ મરહી. **અં૦** પીલ ઓફ્ એલોઝ એન્ડ મરહ. ગુ૦ હીરાબોળ અને એળીઆની ગોળીઓ.

**રીત**—એળીઓ ... ... ... ૨ ઔંસ.
હીરાબોળ ... ... ... ૧ ઔંસ.
કેશર ... ... ... ૪ ડ્રામ.

ગોળ ... ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... જોઇએ તેટલું.
**માત્રા—** ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

૬ *Tinctura Aloes.* **લા૦** ટીંચુરા એલોઝ. **અં૦** ટીંચર ઓફ્ એ-લોઝ. ગુ૦ એળીઆનો અર્ક.

**રીત—**એળીઓ ... ... ... ૪ ડ્રામ.
જેઠીમધનું સત્વ ... ... ૧½ ઔંસ.
પ્રુફ્સ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.
**માત્રા—** ... ... ... ૧ થી ૨ ડ્રામ.

૭ *Vinum Aloes.* **લા૦** વાઇનમ એલોઝ. **અં૦** વાઇન ઓફ્ એલોઝ. ગુ૦ એળીઆનો આસવ.

**રીત—**એળીઓ ... ... ... ૧½ ઔંસ.
એલચી દાણા ... ... ... ૮૦ ગ્રેન.
સુંઠ ... ... ... ૮૦ ગ્રેન.
શેરીવાઇન ... ... ... ૪૦ ઔંસ.
**માત્રા—** ... ... ... ... ૧ થી ૨ ડ્રામ.

**સોકોટ્રીન એલોઝ, એકસ્ટ્રેકટમ કોલોસીન્થીડીસ કમ્પોઝીટમ, પીલ્યુલા રીહાઇ કમ્પોઝીટા** અને **ટીંચુરા બેન્ઝોઇની કમ્પોઝીટા** બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ—**રેચક, દીપન, પાચન, રક્તશોધક અને ઋતુ શ્રાવક છે.

**ઉપયોગ—બન્ને જાતના એળીઆની બનાવટો** બંધકોષ નબળાઇ, હીસ્ટીરીઆ, નષ્ટાર્તવ, વધી ગએલા અજીર્ણ કમળા, પાંડુ રોગ, અને સ્ત્રીઓના લોહીની પીકાસના દરદમાં વપરાય છે.

**એળીઓ** જ્યારે **લોહ** અને **હીરાબોળ** સાથે વાપરવામાં આવે છે ત્યારે તે ઋતુશ્રાવક અસર ઘણી જલદીથી અને સારી રીતે કરે છે, માટે તેને અનિયમિત ઋતુશ્રાવના દરદમાં તથા સ્ત્રીઓના લોહીના બગાડના દરદમાં રક્તશોધક અને ઋતુશ્રાવક તરીકે વાપરવાથી સારી અસર થાય છે.

**એળીઓ** જ્યારે **કોલોસીન્થ, રીહાઇ અને સ્કેમોન્યમના** સંયોગમાં વાપરવામાં આવે છે ત્યારે તે રેચક, પૌષ્ટિક અને અગ્નિ વર્ધક અસર ઘણી જલ્દીથી અને સારી રીતે કરે છે; માટે તેને અજીર્ણના તમામ દરદો અને બંધકોશમાં અગ્નિ વર્ધક, પૌષ્ટિક અને રેચક તરીકે વાપરવાથી સારી અસર થાય છે. એળીઓ એકલો ખાધાથી ચુંક તથા આંકડીની ઘણી સખત અસર થાય છે માટે તેને ગરમ અને વાતહર દવાઓના સંયોગમાં વાપરવો જોઇએ.

## એળીઆની શરીરની જુદી જુદી ઇંદ્રીઓ પર અસર.

**પાચન ક્રિયાના આંતરડાની નળી પર**—એળીઓ થોડા પ્રમાણમાં હોજરીમાં અગ્નિવર્ધક અને કટુ પૌષ્ટિક અસર કરે છે તે નાના આંતરડાપર ઝાઝી અસર કરતો નથી, પણ **કોલન** નામના આંતરડા પર ગરમીની સ્હેજ અસર કરે છે અને તેમાંથી મળના પ્રવાહને વધારી બહાર કાઢે છે માટે તે રેચક છે; પણ તે રેચક અસર ધીમેથી કરે છે અને તે લીધા પછી ૧૦ થી ૨૦ કલાકમાં ઝાડાઓ થાય છે. તે વધારે પ્રમાણમાં લેવાથી રેચક અસર જલ્દીથી થાય છે એમ નથી; પણ તેમ કરવાથી આંતરડામાં અતિશય ચુંક અને આંકડી આવે છે અને કેટલીકવાર મળાશયમાંથી લોહીવાળા ઝાડા થાય છે. નાના પ્રમાણમાં ઝાડાઓ નરમ અને કાળા રંગના થાય છે, અને વધારે પ્રમાણમાં નરદમ પ્રવાહી થાય છે. જ્યારે તે બસ્તિ રૂપે વાપરવામાં આવે છે ત્યારે તે થ્રેડ વર્મ નામના કરમને મારી નાંખે છે.

**કાળજાપર એળીઓ ડાકટર રૂધરફોર્ડના** મત પ્રમાણે પીતનો પ્રવાહ વધારે છે અને તેથી કાળજાપર ગરમ અસર કરે છે.

**ગર્ભાશયપર**—**એળીઓ** ગર્ભાશયના **પેલ્વીક સરક્યુલેશન** પર ગરમીની અસર કરી ઋતુશ્રાવક અસર કરે છે. કેટલીકવાર તે લીધાથી ઋતુશ્રાવ અતિશય વધારે થાય છે. **ડાકટર રખલદાસ ઘોશે** એકવાર એળીઆના નિરંતરના ઉપયોગથી થએલો અતિશય ઋતુશ્રાવનો રોગ મટાડયો હતો. ગર્ભપાતની અસર એળીઆની બનાવટો લેવાથી થાય છે.

**વિહારની ઇંદ્રીઓ**—એળીઓ નાના પ્રમાણમાં લેવાથી કામોત્તેજક અસર થાય છે. એળીઓ બચ્ચાંવાળી સ્ત્રીઓને આપવાથી ધાવણ

વાટે અને પેશાબવાટે બહાર નીકળી જાય છે; અને નાનાં ધાવતાં બચ્ચાં-ઓમાં રેચક અસર થાય છે.

**સુચના**—વધારે ઋતુશ્રાવ વાળી ગર્ભવંતી સ્ત્રીઓમાં અને મળાશયના રોગના તથા હરસવાળા દરદીઓમાં એળીઓ કદી વાપરવો નહી

*COLCHICI CORMUS.* લા૦ કોલચીસાઇ કોર્મસ. અં૦ કોલચીકમ કોર્મ. ગુ૦ કોલચીકમનાં મૂળીઆં.

**માત્રા**— .... ... ... ... ૨ થી ૮ ગ્રેન.

*COLCHICI SEMINA.* લા૦ કોલચીસાઇ સેમીના. અં૦ કોલચીકમ સીડસ. ગુ૦ કોલચીકમનાં બીઆં.

**કોલચીસાઇ કોર્મસની મુખ્ય બનાવટો.**

૧. *Extractum Colchici.* લા૦ એકસ્ટ્રેકટમ કોલ્ચીસાઇ. અં૦ એકસ્ટ્રેકટ ઓફ કોલ્ચીકમ. ગુ૦ કોલચીકમનું સત્વ.

**માત્રા**— ... ... ... ½ થી ૨ ગ્રેન.

૨. *Extractum Colchici Aceticum.* લા૦ એકસ્ટ્રેકટમ કોલ્ચીસાઇ એસેટીકમ. અં૦ એસેટીક એકસ્ટ્રેકટ ઓફ કોલ્ચીકમ. ગુ૦ કોલ્ચીકમનું એસેટીક એસીડવાળુ સત્વ.

**માત્રા**— ... ... ... ½ થી ૨ ગ્રેન.

૩. *Vinum Colchici.* લા૦ વાઇનમ કોલ્ચીસાઇ. અં૦ વાઇન ઓફ કોલ્ચીકમ. ગુ૦ કોલ્ચીકમનો આસવ.

**રીત**—કોલ્ચીકમનાં મુળીઆં ... ... ૪ ઔંસ.
શેરી વાઇન ... ... ... ૧ પાઇન્ટ.

**માત્રા**— .... ... ૧૦ થી ૩૦ ટીપાં.

**કોલચીકમના બીઆંની બનાવટ.**

૧ *Tinctura Colchici Seminum.* લા૦ ટીંચુરા કોલચીસાઇ સેમીનમ અં૦ ટીંચર ઓફ કોલચીકમ સીડસ. ગુ૦ કોલચીકમના બીઆનો અર્ક.

**રીત**—કોલચીકમના બીઆ ... ... ૨½ ઔંસ.

| | | | | |
|---|---|---|---|---|
| પ્રુફ સ્પીરીટ | ... | ... | ... | ૨૦ ઔંસ. |
| **માત્રા—** | ... | ... | ... | ૧૦ થી ૩૦ ટીપાં. |

**ગુણ**—પીત શામક, ગરમ, વાતહર, રેચક અને પીડા શામક છે.

**ઉપયોગ—કોલચીકમની બનાવટો** તીક્ષ્ણ સંધીવા, જુનો સંધીવા, ગાંઠીઓ વા, સ્નાયુઓના ચસકા, શુળ, કાળજાના વધારાનાં દરદ, મળાવરોધ, અજીર્ણ, કમળા, વા, ઉટાંટીઆ, કોરડી માથાના દુખાવા, કાળજાની ગાંઠ, મૂત્રાશયના વ્યાધી, ઉધરસ, ખરજવા, જલંદર, પ્રમેહ, અને ચામડીના દરદોમાં વપરાય છે. તીક્ષ્ણ સંધીવા અને ગાંઠીઆ વાના દરદમાં દરદીઓને થતા સાંધાના તીક્ષ્ણ દુખાવા, સોજા અને સણકામાં વાઇનમ કોલચીસી યોગ્ય પ્રમાણમાં વાપરવાથી એકદમ સારી અસર કરે છે અને દુઃખને દબાવી દે છે.

કાળજાના વધારાના દરદમાં વાંઇનમ કોલ્ચીસી બીજી રેચક દવાઓના સંયોગમાં પારાની દવાઓને બદલે વારંવાર વપરાય છે, અને તે પીતના વધારાને ઝાડા વાટે બહાર કાઢે છે અને કાળજાને નાનુ કરી નિયમીત કરે છે.

**વિષારી ચિન્હો—કોલ્ચીસીની બનાવટો** વિષારી પ્રમાણમાં લેવાથી પાચન ક્રિયાના આંતરડાપર સોજાની અસર થાય છે, ગળામાં અને હોજરીમાં સખત લાહ્ય બળે છે, અતિશય તૃષા લાગે છે, અતિશય પીતના ઝાડા થાય છે, અમળાટ અને ચુંક આવે છે, ઉલટીઓ થાય છે, પ્રથમ ઝાડાઓ નરદમ પાણી જેવા થાય છે અને પાછળથી લોહીવાળા થાય છે; નાડી જલદ, ધીમી અને અનિયમીત થાય છે, શરીર પરસેવો વળી ઠંડુ થાય છે, શ્વાસોશ્વાસ પરાણે લેવાય છે; બેશુદ્ધિ આવે છે અને છેવટે હૃદય બંધ થઇ દરદી મરણ પામે છે.

**સુચના**—નબળા હૃદયવાળા દરદીઓ, અતિશય વૃદ્ધ અને નાના બચ્ચાંઓને, જૂના અતિસાર, મરડા અને આંકડી તથા ચુંકવાળા દરદીઓને આ દવા બીલકુલ આપવી નહીં.

## કોલ્ચીકમના વિષનાં વિષનાશક ઇલાજો.

**કોલચીકમ** ૧. વમનકારક દવાઓ.

૨. ચીકાશ યુક્ત દવાઓનાં પાન કરાવવાં.

૩. ઇંડાની સફેદી દુધમાં મેળવી પાઇ દેવી.

૪. ટેનીક એસીડ આપવો.

૫. ગરમ કાફી અને ચાહ પાવો.

૬. ઉષ્ણુ ઉપચાર કરવા અને હૃદય પૌષ્ટિક દવાઓ પાવી.

૭. મોરફાઇનના ¼ ગ્રેનની ત્વચા વાટે પીચકારી મારવી.

---

*FARINA TRITICI* લા૦ ફેરીના ટ્રીટીશી. અં૦ વ્હીટનફ્લોર. ગુ૦ ઘંઉનો લોટ.

*MICA PANIS.* લા૦ મીકા પાનીસ. અં૦ ક્રમ્બઓફબ્રેડ.

*AMYLUM.* લા૦ આમીલમ અં૦ સ્ટાર્ચ.

**સ્ટાર્ચની મુખ્ય બનાવટો.**

૧. *Glycerinum Amyli.* લા૦ ગ્લીસરાઇનમ અમીલી. અં૦ ગ્લીસરીન ઓફ સ્ટાર્ચ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—સ્ટાર્ચ | ... | ... | ... | ૧ ઔંસ. |
| ગ્લીસરીન | ... | ... | ... | ૫ ઔંસ. |
| ચોખ્ખુ પાણી. | | ... | ... | ૩ ઔંસ. |

૨. *Mucilago Amyli.* લા૦ મ્યુસીલેગો અમીલી. અં૦ મ્યુસીલેજ ઓફ સ્ટાર્ચ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—સ્ટાર્ચ | ... | ... | ... | ૧૨૦ ગ્રેન. |
| ચોખ્ખુ પાણી | | ... | ... | ૧૦ ઔંસ. |

**સ્ટાર્ચ કમ્પાઉન્ડ ટ્રેગેકેન્થ પાઉડર, સપોઝીટોરીઝ ઓફ ટેનીક એસીડ, સપોઝીટોરીઝ ઓફ મોરફાઇન વીથ સોપ** બનાવવાના કામમાં વપરાય છે.

**વ્હીટનફ્લોર બ્રેડ પોલ્ટીસ** બનાવવામાં વપરાય છે.

**ક્રમ્મ ઓફ્ બ્રેડ** ચારકોલ પોલ્ટીસ બનાવવામાં વપરાય છે.

· ગ્લીસરાઇન ઓફ્ સ્ટાર્ચ, કારબોલીક એસીડ, ટાનીક એ-સીડ અને મોરફાઇનની સાબુ મિશ્રિત સપોઝીટોરીઝ બનાવવાના કામમાં વપરાય છે.

**મ્યુસીલેજ ઓફ્ સ્ટાર્ચ** ઘણી ખરી બસ્તીઓ બનાવવાના કામ-માં વપરાય છે.

**ઉપયોગ—સ્ટાર્ચ** ચીકાશ યુક્ત અને પુષ્ટિકારક છે. જ્યારે હાથ પગ ફાટી જાય છે અને ચામડી પર ચીરાડા પડે છે ત્યારે ગ્લીસરાઇન સાથે ચોપડવાથી ચામડીને રેશમ જેવી સુંવાળી અને સાફ કરે છે.

---

*HORDEUM DECORTICATUM.* **લા૦** હોરડીયમં ડીકોર્ટીકે-ટમ. **અં૦** પેરલબાર્લી. **ગુ૦** જવ.

**મુખ્ય બનાવટ.**

૧ *Decoctum Hordei.* **લા૦** ડીકોકટમ હોરડીઆઇ. **અં૦** ડીકોકશન ઓફ્ બાર્લી. **ગુ૦** જવનો કવાથ.

**રીત—** જવ ... ... ... ૨ ઔંસ.

· ચોખ્ખુ પાણી ... ... ... ૩૦ ઔંસ.

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ઔંસ.

ગુણ—શિતળ અને ઉપલેપક છે.

ઉપયોગ—પેશાબની બળતરા, પ્રમેહ, મૂત્રાશય અગર મુત્ર પિંડના વ્યાધી અને પથરી માટે અપાય છે.

---

*ERGOTA.* **લા૦** અરગોટા. **અં૦** અરગટ. **ગુ૦** અરગટ.

**માત્રા—** ... ... ... . ૨૦ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Ergotae Liquidum.* **લા૦** એક્સ્ટ્રેક્ટમ અરગોટી લીક્વીડમ. **અં૦** લીક્વીડ એક્સ્ટ્રેક્ટ ઓફ્ અરગટ. **ગુ૦** અરગટનું પ્રવાહી સત્વ.

રીત—અરગટ ... ... ... ૧ રતલ.
ચોખ્ખુ પાણી ... ... ૬ પાઇન્ટ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૬ ઔંસ.
માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ટીપાં.

૨ *Infusum Ergotae.* લા૦ ઇન્ફ્યુઝમ અરગોટી. અં૦ ઇન્ફ્યુઝન ઓફ અરગટ. ગુ૦ અરગટનો ઉકાળો.

રીત—અરગટ ... ... ... ૨ ડ્રામ.
ચોખ્ખુ ઉકળતું પાણી ... ... ૧૦ ઔંસ.
માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૩ *Tinctura Ergotae.* લા૦ ટીંચુરા અરગોટી. અં૦ ટીંચર ઓફ અરગટ. ગુ૦ અરગટનો અર્ક.

રીત—અરગટનો ભુકો .. ... .... ૫ ઔંસ.
પ્રુફ સ્પીરીટ ... ... ૨૦ ઔંસ.
માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ટીપા.

૪ *Ergotinum.* લા૦ અરગોટીનમ. અં૦ અરગોટીન. ગુ૦ અરગટનું શુદ્ધ સત.

રીત—એકસ્ટ્રેક્ટ અરગટ લીકવીડ ... ૪ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૪ ઔંસ.
માત્રા— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

**અરગોટીનની મુખ્ય બનાવટ.**

૧ *Injectio Ergotini Hypodermica.* લા૦ ઇન્જેકશ્યો અરગોટીની હાઇપોડરમીકા. અં૦ હાઇપોડરમીક ઇન્જેકશન ઓફ અરગોટીન. ગુ૦ અરગોટીનનું ત્વચામાં મારવાની પીચકારીનું પ્રવાહી.

રીત—અરગોટીન ... ... ... ૧૦૦ ગ્રેન.
કેમ્ફર વોટર ... ... .... ૨૦૦ ગ્રેન.
માત્રા— ... ... ... ૩ થી ૧૦ ટીપા.

ગુણ—રક્ત સ્તંભક, ગરમ, સ્નાયુ સંકોચીત કરનાર, વેણ લાવનાર

ઋતુશ્રાવક, ગ્રાહીક અને પીડાશામક છે.

**ઉપયોગ—અરગટની બનાવટો** પ્રદર, ક્લોરોસીસ, અનિયમીત ઋતુશ્રાવ અને અતિશય થતો ઋતુશ્રાવ, ગર્ભસ્થાનના દરદો, મુત્રાશયના દરદો, મસાના દરદો, પ્રમેહ, ઉરૂસ્તંભ, કરોડ રજ્જુના વ્યાધી, અતિસાર જૂનો મરડો, આંખના વ્યાધી, મળાશય, ગર્ભાશય, મૂત્રાશય, નાક, હોજરી અને ફેફસામાંથી થતા રક્તશ્રાવના દરદમાં રકતસ્તંભક અને ગ્રાહીક અસર સારૂ વારંવાર વપરાય છે. અરગટ ગર્ભાશયને સંકુચિત કરે છે, અને તેથી બચ્ચાંનો પ્રસવ થવામાં, રક્તશ્રાવનો અટકાવ કરવામાં, અને ઓરને બ્હાર કાઢવા સારૂ વધારે વપરાય છે. અરગટનો અર્ક અગર સત્વ જૂનાં હોય છે તો બરાબર અસર કરતાં નથી ત્યારે તેની તાજી ચા કરી આપવાથી સારો ફાયદો માલમ પડે છે.

અરગટ હોજરીમાં ગયા પછી લોહીની નાની નસોને સંકુચીત કરે છે. સુવાવડ ગયા કેડે કાંઇ પણ બગાડ ગર્ભાશયમાં રહ્યો હોય અને તેથી લોહી દુઝતું હોય તથા નબળાઇ આવતી હોય તો તે વખતે અરગટનો ઉપયોગ કરવાથી ઋતુશ્રાવક અસર થઇ રક્તશ્રાવ બંધ થાય છે અને પછી ગ્રાહીક અસર થાય છે.

ક્ષય રોગમાં થતી લોહીની ઉલ્ટીઓ, અતિશય લોહી દુઝતા મસા, રક્તાતિસાર અને મરડાના લોહીવાળા ઝાડાના દરદમાં, **અરગટ એક્સમ હેમેસ્ટીસ** એકસ્ટ્રેકટ એલ્ઠા લીકવીડ અને ડીલ્યુટ સલ્ફ્યુરીક એસીડના સંયોગમાં વાપર્યાથી રક્તસ્તંભક અસર ઘણી સારી કરે છે.

**અરગટ વધારે પ્રમાણમાં** નાડીના ધબકારાની ગતીને ઘટાડી નાંખે છે, બકારી, ઉબકા, ઉલ્ટીઓ, બકવા, સનેપાત અને બેશુદ્ધી કરી કેટલીકવાર મરણ નીપજાવે છે.

---

*SACCHARUM PURIFICATUM.* **લા૦** સાકરમ પ્યુરીફીકેટમ.
**અં૦** રીફાઇન્ડ સ્યુગર. **ગુ૦** ધોએલી સાકર.

**માત્રા—** ... .... ... ... જરૂર જેટલી.

**મુખ્ય બનાવટ.**

૧ *Syrupus.* **લા૦** સીરપસ. **અં૦** સીરપ. **ગુ૦** શરબત.

**રીત**—ધોએલી સાકર ... ... ... ૫ પૌંડ.
ચોખ્ખું પાણી. ... ... .... ૪૦ ઔંસ.

**માત્રા**— ... .... ... ... જરૂર જેટલી.

**સાકર**—ત્રણાખરા સરબતો, રેવડીઓ, અને બીજી ઘણી બનાવટો બનાવવામાં વપરાય છે.

**ગુણ**—પૌષ્ટિક, ચીકાશ યુક્ત અને કફઘ્ન છે.

**ઉપયોગ**—દવાઓ બનાવવામાં તથા યોગવાહ તરીકે વપરાય છે. કેટલીક કડવી દવાઓની કડવાશ દુર કરવા સારૂ તેના મધુર સ્વાદને લીધે અતિશય વપરાય છે.

---

*SACCHARUM LACTIS.* લા૦ સાકરમ લાકટીસ અં૦ સ્યુગર ઓફ મીલ્ક ગુ૦ દુધની સાકર.

**માત્રા**— ... ... ... ... જરૂર જેટલી.

**ઉપયોગ**—આ સાકર દવાઓ બનાવવામાં વપરાય છે. બાળકને સાકરને બદલે અપાય છે.

*SACCHARIN.* લા૦ સેકેરીન. અં૦ સેકરીન.

**માત્રા**— ... ... .. ... જરૂર પ્રમાણે.

**ઉપયોગ**—આ અતિશય ગળી સાકર ડામરમાંથી હમણાં શોધી કાઢવામાં આવી છે. સાધારણ સાકરથી આ સાકર ૧૦ ગણી ગળી છે સાકરને બદલે આ સાકર મધુ પ્રેમહના દરદમાં દરદીઓને ગળપણ તરીકે વારંવાર આપવામાં આવે છે. આ સાકરની ટેબ્લોઇડ આવે છે તેમાં આ સાકરનો ½ ગ્રેન સમાએલો છે તે દુધમાં અથવા પાણીમાં મિશ્ર કરી સારી રીતે ખાઇ શકાય છે.

---

*THERIACA* લા૦ થેરીઆકા. અં૦ ટ્રીકલ ગુ૦ ગોળ.

**માત્રા**— ... ... ... ... જોઇએ તેટલો.

**ટ્રીકલ ઘણીખરી ગોળીઓ અને ટીંચર ઓફ કલોરોફોર્મ એન્ડ મોરફાઇન** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—ગરમ, અગ્નિવર્ધક અને રેચક છે.

**ઉપયોગ**—ગોળ સાધારણ રીતે વધારે ખાવાથી સ્હેજ રેચક અને ગરમ અસર થાય છે; અને તે **સલ્ફરના** સંયોગમાં વારંવાર વપરાય છે.

---

*FILIX MAS.* **લા૦** ફીલીકસમાસ **અં૦** મેલર્ફન.

**માત્રા**— ... ... ... ૫૦ થી ૧૮૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Extractum Filicis Liquidum.* **લા૦** એકસ્ટ્રેકટમ ફીલીસીસ-લીકવીડમ. **અં૦** લીકવીડ એકસ્ટ્રેકટ ઓફ મેલફર્ન **ગુ૦** મેલફર્નનું પ્રવાહી સત્વ.

**રીત**—મેલફર્ન ... ... ... ... ૨ પૌંડ.
ઇથર ... ... ... ... ૮૦ ઓંસ.

**માત્રા**— ... ... ... ૧૫ થી ૩૦ ટીપાં.

ગુણ—કૃમીઘ્ન.

**ઉપયોગ**—મેલફર્નનું પ્રવાહી સત્વ આંતરડામાં કૃમીઘ્ન અસર કરે છે. આંતરડામાં ચપટા કરમ થાય છે, જે ઘણા ફીટ લાંબાં હોય છે અને નીકળવા મુશકેલ પડે છે તેના ઉપર આ દવા સારી અસર કરે છે. દરદીને એક જુલાબ આપી કેટલોક વખત ભુખ્યો રાખવો, પછી આ દવા આપવી, ને ત્યાર પછી એક જુલાબ આપવો. આ દવાથી કરમ મરી જાય છે અને જુલાબ વાટે બ્હાર પડે છે.

---

*CETRARIA.* **લા૦** કેટ્રેરીઆ. **અં૦** આઇસલેન્ડમોસ.

**મુખ્ય બનાવટ.**

૧ *Decoctum Cetrariae.* **લા૦** ડીકોકટમ કેટ્રેરીઆઇ. **અં૦** ડીકોકશન ઓફ આઇસલેન્ડમોસ. **ગુ.** આઇસલેન્ડમોસનો ક્વાથ.

**રીત**—આઇસલેન્ડમોસ (ઠંડા પાણીમાં ધોએલા) ૧ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૨૦ ઔંસ.

માત્રા— ... ... ... ...૧ થી ૪ ઔંસ.

ઉપયોગ—આઇસલેન્ડ મોસમાંથી કેટલોક કડવો ભાગ કહાડી નાંખીને આઇસલેન્ડ અને લાપલાંડના લોકો તેને ખોરાક તરીકે ખાય છે.

આ દવાનો કવાથ ચીકાશયુક્ત અને ધીમી પૌષ્ટિક અસર કરે છે. આ દવામાંથી નીકળતું કેટ્રૂરીક એસીડ રહી રહીને આવતા તાવમાં ક્વીનાઇનને બદલે વપરાય છે; અને તેથી તે તાવ રોકવાની અસર કરે છે એમ કહેવાય છે.

---

( વનસ્પતિ વિભાગ સમાપ્ત. )



# પ્રાણી વિભાગ.

*MOSCHUS.* લા૦ માસકસ. અં૦ મસ્ક. ગુ૦ કસ્તુરી. મૃગની ડુંટીમાંથી નીકળે છે.

**માત્રા— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.**

**ગુણ**—ગરમ, ચુંક તથા આંકડી મટાડનાર, અને સ્નાયુ શૈથિલ્ય અસર કરનાર છે.

**ઉપયોગ—કસ્તુરી** શ્વાસ, મોટી ઉધરસ, હીસ્ટીરીઆ, અપસ્માર, આંચકી, વાયુના વ્યાધી, હૃદય, શ્વાસોશ્વાસ અને મગજના સ્નાયુઓના વ્યાધી, ત્રીદોષની મૂર્છાઓ, ફેફ્સાના સોજા, સનેપાત, રક્તાશયની મંદગતિના વ્યાધી, કોરીઆ, ઉંટાટીઆ અને દમના રોગમાં વપરાય છે.

કસ્તુરી ઘણા ભયંકર દરદોમાં હૃદયની મંદગતિના કેસમાં હૃદય પૌષ્ટિક અને શરીરમાં ગરમીની અસર કરવા સારૂ વપરાય છે.

*SEVUM PRAEPARATUM.* લા૦ સેવમ પ્રેપેરેટમ. અં૦ પ્રીપેર્ડ સ્યુએટ. ઘેટાની હોજરીની ચરબીમાંથી બને છે.

**સ્યુએટ કેન્થારડીસ પ્લાસ્તર અને મરક્યુરી ઓઇન્ટમેન્ટ** બનાવવાના કામમાં વપરાય છે.

**ઉપયોગ—સ્યુએટ** કેટલીક જાતની પોટીસો બનાવવાના કામમાં વપરાય છે.

*FEL BOVINUM PURIFICATUM.* લા૦ ફેલ બોવાઇનમ પ્યુરીફીકેટમ. અં૦ પ્યુરીફાઇડ ઓકસ બાઇલ. ગુ૦ બળદનું શુદ્ધ કરેલુ પીત.

**માત્રા— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.**

**ગુણ**—દીપન, પાચન અને રેચક છે.

ઉપયોગ—ટ્રેલ ઓવાઇનમ પ્યુરીફીકેટમ ઝાડાની કબજીઅત, અજીર્ણ, વાયુ, ખોરાક લીધા પછી થતી ઉલ્ટીના દરદ, અને પાચન ક્રિયાની નબળાઈના દરદમાં વપરાય છે.

---

*PEPSIN.* લા૦ પેપસીન અં૦ પેપસીન. ગુ૦ પેપસીન. ડુક્કરની હોજરીમાંથી બને છે.

**માત્રા**— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

*VINUM PEPSINAE.* લા૦ વાઇનમ પેપસીની. અં૦ પેપસીન વાઇન. ગુ૦ પેપસીનનો આસવ.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

**ગુણ**—દીપન, પાચન અને અગ્નિ વર્ધક છે.

**ઉપયોગ—પેપસીન પોરસી** અને **પેપસીન** વાઇન મંદાગ્નિ. અજીર્ણના વધી ગએલા વ્યાધી, પાંડુ રોગ, દમ, હાંફણ, ઉધરસ, અને નબળાઇના દરદોમાં વપરાય છે.

અજીર્ણ અને મંદાગ્નીના વ્યાધીમાં **પેપસીન** એસીડ હાઇડ્રોકલોરીક ડીલ્યુટના સંયોગમાં આપ્યાથી સારો ફાયદો કરે છે. પાંડુરોગ અને હોજરીના દરદોમાં પેપસીન લોહની દવાના સંયોગમાં આપ્યાથી સારો ફાયદો કરે છે. ખોરાક લીધા પછી તરત થતી ઉલ્ટીના દરદમાં પેપસીન વાઈન લેવાથી અગ્નિ વર્ધક અસર સારી થઇ ખોરાક પચી જાય છે; બચ્ચાંઓના અતિસારના દરદમાં પેપસીન વાપર્યાથી સારો ફાયદો થાય છે.

---

*ADEPS PRAEPARATUS.* લા૦ એડેપ્સ પ્રેપેરેટસ. અં૦ પ્રીપેડ લાર્ડ. ગુ૦ ડુક્કરની સાફ કરેલી ચરબી.

**મુખ્ય બનાવટો.**

૧. *Adeps Benzoatus.* લા૦ એડેપ્સ બેન્ઝોએટસ. અં૦ બેન્ઝોએટેડ લાર્ડ. ગુ૦ લોબાન મેળવેલી ચરબી

**રીત**—પ્રીપેડ લાર્ડ ... ... ... ૧ પોંડ.

બેન્ઝોઇન ... ... ... ૧૪૦ ગ્રેન.

૨. *Unguentum Simplex.* લા૦ અંગવેન્ટમ સીમ્પ્લેક્ષ. અં૦ સીમ્પલ ઓઇન્ટમેન્ટ. ગુ૦ સાદુ મલમ.

| | | |
|---|---|---|
| રીત—ધોળું મીણુ | ... ... ... | ૨ ઔંસ. |
| બેન્ઝોએટેડ લાર્ડ | ... ... | ૩ ઔંસ. |
| બદામનું તેલ | .... ... ... | ૩ ઔંસ. |

**લાર્ડ કેન્થારડીસ પ્લાસ્ટર** બનાવવાના કામમાં વપરાય છે.

**ઉપયોગ—લાર્ડ** કેટલીક જાતના મલમો બનાવવાના કામમાં વપરાય છે. તે ચામડીપર લગાડવાથી ચામડી સાફ અને સુંવાળી રેશમ જેવી થાય છે. દાઝ, જખમ, ચાંદા, વા, તથા ઘા ઉપર લગાડાય છે કેટલીકવાર હાથ પગ ફાટી ગયા હોય ત્યારે તે ચોપડવાથી રૂઝ આવે છે અને પીડા થતી નથી.



*CETACEUM.* લા૦ કયારેશીયમ અં૦ સ્પરમેસેટી. **સ્પરમ વ્હેલ** નામના માંછલાના માથામાં નીકળે છે.

**મુખ્ય બનાવટ.**

૧ *Unguentum Cetacei.* લા૦ અંગવેન્ટમ કેટેસ્યાઇ અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ સ્પરમેસેટી ગુ૦ સ્પરમેસેટીનું મલમ.

| | | |
|---|---|---|
| રીત—સ્પરમેસેટી | ... ... ... | ૫ ઔંસ. |
| ધોળુ મીણુ | ... ... ... | ૨ ઔંસ. |
| બદામનું તેલ | ... ... ... | ૨૦ ઔંસ. |
| બેન્ઝોઇન | ... ... ... | ૪ ડ્રામ. |

**સ્પરમેસેટી** મુખ્ય **બ્લીસ્ટરીંગ પેપરની** બનાવટો બનાવવાના કામમાં વપરાય છે.

**ઉપયોગ**—સ્પરમેસેટી ચામડીને નરમ સુંવાળી કરનાર છે; અને તેથી બાહ્યોપચાર તરીકે ચામડીના દરદોમાં મલમ તરીકે વપરાય છે.



*OVI ALBUMEN* લા૦ ઓવી આલબ્યુમેન અં૦ એગ આલ્બ્યુમેન ગુ૦ ઇંડાની સફેદી.

*OVI VITELLUS.* લા૦ ઓવી વીટેલ્લસ. અં૦ યોક ઓફ એગ. ગુ૦ ઈંડાની અંદરનો ભાગ.

**યોક ઓફ એગ, ફ્રેન્ચ બ્રાન્ડીનુ મીકશ્ચર** બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—વિષનાશક, પુષ્ટીકારક અને ચામડીને સાફ તથા નરમ કરનાર છે.

**ઉપયોગ**—ઈંડાંની સફેદી શરીરની અંદરની ત્વચાનું સારી રીતે પોષણ અને રક્ષણ કરે છે. કેટલીક પ્રકારના **જલદ તેજાબો અને જલદ દવાઓ**ના વિષના કેસમાં ઇંડાંની સફેદ પાણી સાથે અથવા દુધ સાથે મિશ્ર કરીને પાવાથી હોજરીનું તથા આખા શરીરની અંદરની ચામડીનું સારી રીતે રક્ષણ થાય છે અને ઝેરની દાહક અસરથી ચામડીને બચાવી લઇ સુંવાળી નરમ રેશમ જેવી તે રાખે છે; કેટલીકવાર ઈંડાંની સફેદી નબળાઇના દરદમાં માંદા માણસના ખોરાક તરીકે વપરાય છે.

---

*OLEUM MORRHUAE.* લા૦ ઓલ્યમ મોરહુ અં૦ કોડલીવર ઓઇલ. ગુ૦ કોડ નામની માંછલીના કાળજાનું તેલ.

**માત્રા**— ... ... ... ૧ થી ૮ ડ્રામ.

**ગુણ**—પૌષ્ટિક અને રક્ત સુધારનાર છે.

**ઉપયોગ—કોડલીવર ઓઇલ** ક્ષય, કંઠમાળ, નબળાઇ. ત્વચાના દરદ, સંધીવા, માથાના દુખાવા, ખરજવા. દદ્રુ, કુષ્ટ, ઉધરસ, ફેફસાં, કંઠનળીના વ્યાધી, છાતીના વ્યાધી અને દમના રોગમાં વપરાય છે. આ તેલ શરૂઆતમાં થોડું આપવું અને ધીમે ધીમે વધારતા જવું. પાચન ન થઇ શકે તેને શરીરે તથા છાતીપર ચોળવાથી ગુણકારક થઇ પડે છે. તેની ગોળી અપાય છે. કોડલીવર ઓઇલ દૂધ, કરીઆતાની ચા, ક્રીઓસોટ, ગોયાકોલ, ચા અથવા પીપરમીન્ટના પાણીમાં પીવાય છે. જમીને તરત પીવાથી ખોરાકની જોડે તે પાચન થઇ જાય છે. અન્ય વખતે પીવાથી કોઇવાર વાયુ અને અજીર્ણ કરે છે. કોઇ કોઇને તે પચતું નથી અને ઝાડા કરે છે; તાવ હોય ત્યારે આ તેલ વાપરવું નહીં; તેમજ ઝાડા થાય તો બંધ કરવું. કો-

ડલીવર ઓઇલ, માલ્ટાઇન કોડલીવર ઓઇલ, કેપ્લર કોડલીવર ઓઇલ, ટેરોલ કોડલીવર ઓઇલ, સ્કોટ ઇમલશન વગેરે કોડલીવર ઓઇલની ઘણી ઘણી બનાવટો આવે છે તે સર્વે ઉપર બતાવેલા રોગોમાં વપરાય છે. તે લીધાથી શરીરને સારૂ પોષણ મળે છે અને વજનમાં વધારો થાય છે. ફેફસાના અને ક્ષયના તીક્ષ્ણ રોગમાં કોડલીવર ઓઇલ ક્રીયોસોટ અને ગોયાકોલના બે ત્રણ ટીંપાં સાથે પીવાથી જંતુનાશક, કફઘ્ન, પુષ્ટીકારક અને અગ્નિ વર્ધક અસર ઘણીજ સારી રીતે કરે છે અને સ્હેલાઇથી પચી શકે છે જ્યારે કોડલીવર ઓઇલના ચોખ્ખા તેલથી ધારેલી અસર ન થાય તો, ઉપરની કોડલીવર ઓઇલની બનાવટો એક પછી એક વાપરવી; અને તેમાંથી જે માફક આવે તે પાયા કરવી.

---

*MEL* લા૦ મેલ. અં૦ હની. ગુ૦ મધ. માંખોના મધપુડામાંથી નીકળે છે.

**માત્રા**— ... ... ... જરૂર જેટલી.

**મુખ્ય બનાવટો.**

૧ *Mel Depuratum.* લા૦ મેલ ડેપ્યુરેટમ. અં૦ ક્લેરીફાઇડ હની. ગુ૦ શોધેલુ મધ.

**ઉપયોગ**—મધ મધપુડામાંથી નીકળે છે; ખોટુ ચાસણીનું મધ ઘણું વેચાય છે; બીજી દવાઓના સંયોગમાં વપરાય છે. તે ઉષ્ણ, સારક અને કફઘ્ન અસર કરે છે.

૨. *Oxymel.* લા૦ ઓક્ષીમેલ. અં૦ ઓક્ષીમેલ.

**રીત**—શોધેલુ મધ ... ... ... ૪૦ ઔંસ.
એસેટીક એસીડ ... ... ... ૫ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૫ ઔંસ.
**માત્રા**— ... ... ... ૧ થી ૨ દ્રામ.

ક્લેરીફાઇડહની મેલબોરાસીસ, ઓક્ષીમેલસીલી, કન્ફેકશ્યો પીપરીસ, કન્ફેકશ્યો સ્કેમોની, અને કન્ફેકશ્યો ટેરીબી-થીની બનાવવામાં વપરાય છે.

**ગુણ**—શિતવીર્ય, કફઘ્ન અને સ્હેજ રેચક છે.

**ઉપયોગ**—ઓક્ષીમેલ ઉધરસ અને ખાંસીના મરજ ઉપર વપરાય છે.

---

*CERA FLAVA.* લા૦ સીરા ફ્લેવા. અં૦ યલોવેક્સ. ગુ૦ પીળું મીણ. મધપુડામાંથી નીકળે છે.

*CERA ALBA.* લા૦ સીરા આલ્બા. અં૦ વ્હાઇટ વેક્સ. ગુ૦ સફેદ મીણ.

**મુખ્ય બનાવટ.**

૧ *Unguentum Simplex.* લા૦ અંગવેન્ટમ સીમપ્લેક્સ. અં૦ સીમ્પલ ઓઇન્ટમેન્ટ. ગુ૦ સાદુ મલમ.

**રીત**—સફેદમીણ . ... ... ... ૨ ઔંસ.
લોબાન મેળવેલી ચરબી ... ... ૩ ઔંસ.
બદામનું તેલ ... ... ... ૩ ઔંસ.

**ઉપયોગ**—સફેદ અને પીળું મીણ બીજી ઔષધીઓના મલમ, પ્લાસ્ટર અને ફોસફરસની ગોળીઓ બનાવવાના કામમાં વપરાય છે.

---

*COCCUS.* લા૦ કોકસ. અં૦ કોચીનીઅલ. ગુ૦ કોચીનીઅલ.

**મુખ્ય બનાવટ.**

૧ *Tinctura Cocci.* લા૦ ટીંચુરા કોકસી. અં૦ ટીંચર ઓફ કોચીનીઅલ. ગુ૦ કોચીનીઅલનો અર્ક.

**રીત**—કોચીનીઅલનો ભુકો ...: ... ૨½ ઔંસ.
પ્રુફસ્પીરીટ ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૩૦ ટીપાથી ૧½ ડ્રામ.

**ઉપયોગ**—આ દવા મુખ્યત્વે કરીને રંગ લાવવા સારૂ બીજી દવાઓમાં વપરાય છે; અને રંગવાના હુન્નર તરીકે વધારે વપરાય છે.

---

*CANTHARIS.* લા૦ કયાંથારીસ અં૦ કયાંથારીડીસ. ગુ૦ એક જાતની ઝેરી માંખ છે.

**મુખ્ય બનાવટો.**

૧. *Acetum Cantharidis.* લા૦ એસીટમ કયાંથારીડીસ. અં૦ વીનીગર ઓફ કયાંથારીડીસ.

રીત—ક્યાંથારીડીસ ... ... . ... ૨ ઑાંસ.

ગ્લેસ્શીઅલ એસેટીક એસીડ ... ૨ ઑાંસ.

એસેટીક એસીડ ... ... ૧૮ ઑાંસ.

૨. *Charta Epispastica.* લાο ચારટા એપીસ્પેસ્ટીકા. અંο બ્લીસ્ટ-રીંગ પેપર. ગુο ફોલ્લો ઉઠાડવાનો કાગળ.

રીત—ધોળું મીણ ... ... ... ૪ ઑાંસ.

સ્પરમેસીટી ... ... . ... ૧½ ઑાંસ.

ઓલીવ ઑઇલ ... ... ... ૨ ઑાંસ.

રાળ ... ... ... ... ૬ ડ્રામ.

કાનડા બાલઝમ ... ... ... .૨ ડ્રામ.

ક્યાંથારીડીસનો ભુકો ... ... ૧ ઑાંસ.

ચોખ્ખુ પાણી ... ... ... ૬ ઑાંસ.

આ બધું તૈયાર કરી કાગળની પટીઓ કરી તેને એક બાજુ પર લાગે તેમ તે પર ફેરવવું.

૩ *Emplastum Cantharidis.* લાο એમપ્લાસ્ટ્રમ ક્યાંથારીડીસી અંο ક્યાંથારીડીસ પ્લાસ્ટર. ગુο ક્યાંથારીડીસનો લેપ.

રીત—ક્યાંથારીડીસનો ભુકો ... ... ૧૨ ઑાંસ.

પીળું મીણુ ... . ... ... ૭½ ઑાંસ.

ચરબીનો ભુકો ... ... ... ૭½ ઑાંસ.

રાળનો ભુકો ... .... ... ૩ ઑાંસ.

પ્રીપેર્ડ લાર્ડ ... ... ... ૬ ઑાંસ.

૪ *Emplastrum Calefaciens.* લાο એમપ્લાસ્ટ્રમ ક્યાલીફેશન્સ અંο વોર્મ પ્લાસ્ટર. ગુο ગરમ પ્લાસ્ટર.

રીત—ક્યાંથારીડીસનો ભુકો ... ... ૪ ઑાંસ.

જાયફળનું તેલ ... ... ... ૪ ઑાંસ.

પીળું મીણુ ... ... ... ૪ ઑાંસ.

રાળ ... ... ... ... ૪ ઑાંસ.

રાળનો લેપ ... ... ... ૩½ રતલ.

સાબુનો લેપ ... ... ... ૨ રતલ.

ઉકળતું પાણી ... ... ૨૦ ઑાંસ.

૫ *Liquor Epispasticus.* લા૦ લાઇકર એપીસ્પેસ્ટીકસ. અં૦ બ્લીસ્ટરીંગ ફ્લ્યુઇડ. ગુ૦ ફોલ્લો ઉઠાડવાનું પ્રવાહી.

**ઉપનામ—લીનીમેન્ટમ કયાંથારીડીસ.**

**રીત—**ક્યાંથારીડીસનો ભુકો ... ૫ ઓંસ.

આસેટીક ઇથર ... ... જોઇએ તેટલો.

૬ *Tinctura Cantharidis.* લા૦ ટીંચુરા કયાંથારીડીસ. અં૦ ટીંચર ઓફ કયાંથારીડીસ. ગુ૦ કયાંથારીડીસનો અર્ક.

**રીત—**કયાંથારીડીસનો ભુકો ... ... ... ૨ ડ્રામ.

પ્રુફ સ્પીરીટ ... ... ... ૨૦ ઓંસ.

**માત્રા—** .. ... ... ૫ થી ૨૦ ટીપાં.

૭ *Unguentum Cantharidis.* લા૦ અંગવેન્ટમ કેન્થારીડીસ. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ કયાંથારીડીસ. ગુ૦ કયાંથારીડીસનું મલમ.

**રીત—**કયાંથારીડીસ ... ... ... ૧ ઓંસ.

પીળું મીણ ... ... ... ૧ ઓંસ.

ઓલીવ ઓઇલ ... ... ... ૬ ઓંસ.

**ગુણ—**મૂત્રલ, કામોત્તેજક અને દાહક અસર કરનાર છે.

**ઉપયોગ—ક્યાંથારીડીસની બનાવટો** મુખ્યત્વે કરીને બ્લીસ્ટરને વાસ્તે વપરાય છે. વા, ચસ્કા, સોજા, વરમ, તેમજ છાતી, મગજ, સખત તાવ, દીવાનાપણું કંઠનળી, સસણી, રક્તાશયના વરમ, સંધીવા ગાંઠીઓ વા, ક્ષય, કલેજા, કાન, આંખ અને ઉન્માદના વ્યાધી પર બ્લીસ્ટરના રૂપમાં લગાડાય છે. મૂત્ર શ્રાવ, જૂનો પરમો કોલેરા, મૂત્રા વરોધ, મગજના સ્નાયુઓના જૂના દરદમાં મુખ્યત્વે કરીને બરડાના રજ્જુના દરદમાં, લકવા, વાઇ, પ્રદર, ઋતુશ્રાવના દરદો, જલંદર અને ચામડીના દરદમાં પીવા તરીકે આ દવાનો અર્ક વપરાય છે. કેટલીકવાર નામર્દાઇના દરદમાં આ દવાનો અર્ક બીજા કામોત્તેજક અને પૌષ્ટિક દવાઓના સંયોગમાં વાપર્યાથી સારો ફાયદો આપે છે. મૂત્ર પિંડના વ્યાધી પર આ દવાનો ઉપયોગ કરવો નહીં. વૃષણ અને સ્તનપર બ્લીસ્ટર મારવું નહીં; ગર્ભવાળી સ્ત્રીને રકતી અને તીક્ષ્ણ વરમના દરદમાં બ્લીસ્ટર મારવું નહીં.

બ્લીસ્ટર વધારે જલ્દી ઉઠાડવાનું હોય તો તેનું પ્રવાહી વધારે વખત ઘસવું; બ્લીસ્ટરને પકવીને વહેવા દેવું હોય તો તેપર પોટીસ મુકવી.

નાના બચ્ચાંઓથી વધારેવાર સુધી બ્લીસ્ટર સહન થતું નથી; અને વધારે વખત રાખવાથી ચાંદા પડે છે.

**વિષારી ચિન્હો**—કેન્થારીડીસ ઘણુા વધારે પ્રમાણુમાં લેવાથી આંતરડાની નળીપર સોજો લાવે છે; અને મૂત્રપર અસર અતિશય કરે છે: ઇંદ્રીને અતિશય જાગૃત કરે છે, પેશાબમાં લોહી આવે છે, દરદીના ગળામાં છાતીમાં, હોજરીમાં મૂત્રાશયમાં અને આંતરડામાં દાહક અસર થઇ લાહ્ય લાહ્ય બળે છે, છેવટે ઉન્માદ થઇને તાણુ આવે છે આંચકી આવે છે અને દરદી અતિશય પીડા ભોગવતો મરણુ પામે છે; મરણુ સુધી ઇંદ્રી સંપૂર્ણ રીતે જાગૃત રહે છે અને તે શાંત થતી નથી.

## કેન્થારીડીસ વિષનાં વિષનાશક ઇલાજો.

**કેન્થારીડીસ.**

૧. જો તરતજ કેન્થારીડીસ દરદીથી પીવામાં આવ્યું હોય, અને તેના શરીરની અંદરની ચામડીપર દાહક ( ફોલ્લો ઉઠવાની ) અસર થઇ ન હોય તો સ્ટમક ટયુબ કે સ્ટમક પંપ વાપરવો.

૨. જો દરદીના ગળામાં બ્લીસ્ટરની અસર થઇ હોય તો એપોમોરફાઇન હાઇડ્રોક્લોરાઇડના ૧/૨૦ થી ૧/૫ ગ્રેનની ત્વચામાં પીચકારી મારી વમનકારક અસર કરાવવી.

૩. ઇંડાની સફેદી, દુધમાં મિશ્ર કરી પાઇ દેવી.

૪. હૃદય પૌષ્ટિક દવાઓ વાપરવી.

૫. મોરફાઇન સલ્ફાસના ૧/૪ ગ્રેનની ત્વચામાં પીચકારી મારી દરદની પીડા સમાવવી.

૬. ચીકાશ યુક્ત દવાઓનાં પાન કરાવવાં.

---

*HIRUDO* લા૦ હિરૂડો. અં૦ લીચ. ગુ૦ જળો.

**ઉપયોગ**—જળો લોહીના બગાડના દરદપર જ્યાં કપીંગ બોર્ડ મુકી શકાતું નથી તેવી જગ્યાએ લગાડવામાં આવે છે. એક જળોના પેટમાં ૧ ડ્રામથી ૧½ ડ્રામ સુધી લોહી સમાઈ શકે છે; બગાડ અને કેટલીકવાર તે ભાગપર શેક કરવામાં આવ્યો હોય તો કદાચ તે ૪ ડ્રામ સુધી લોહી ચુસી શકે છે; જ્યારે જે ભાગપર જળો લગાડવાની હોય ત્યારે તે ભાગને સારી રીતે ધોઇને સાફ કરવો અને તેને જરા દુધથી ધોવી જોઇએ. શરીરના કેટલાક ભાગ જેવા કે મુખ, મળાશય, અને ગર્ભસ્થાન, જેવા ભાગપર જળોને લગાડતાં ઘણી જ સંભાળ રાખવી જોઇએ, કારણ કે કેટલીકવાર જળો તે ભાગમાં પેસી જાય છે; માટે જળોને **લીચ ગ્લાસમાં** રાખીને લગાડવી તે વધારે સારૂ છે. જો ઉપરના ભાગમાં જળો પેસી જાય છે; તો ઘણાં ભયંકર ચિન્હો થાય છે માટે તે વખતે દરદીને મીઠા તથા પાણીની પીચકારી મારવાથી જળો બહાર આવી શકે છે; સોજા અને બગડેલા લોહીવાળા ભાગના દુખાવા અને ચસકાપર જળો લગાડવાથી પીડા શામક અસર ઘણી સારી થાય છે. જળોનો ડંસ હમેશાં ત્રિકોણાકાર બેસે છે કારણ કે તેના મોંઢાને ઠેકાણે ત્રણ દાંત હોય છે. જળો ચોટયા પછી પંદર મિનિટમાં લોહીથી ભરાઇને ખરી પડે છે; જો તે ખરી ન પડે તો તેનાપર મીઠાનું પાણી નાંખવાથી તરત છુટી પડે છે જળો વળગાડતી વખતે વળગાડવાના ભાગપર માટી કે પાણી ચોપડવું એટલે તરતજ જળો વળગશે. જળો છુટયા પછી ડંખમાંથી લોહી વહે છે; તેનાપર હળદર, બાળેલું રૂ અગર ઠંડુ પાણી લગાડવાથી લોહી તરત બંધ થાય છે; લોહી બંધ ન થાય તો આલ્કોહોલીક દવા લગાડવી અથવા મેટીકો કે કોલોડીઅન લગાડવું, એટલે તરત બંધ થઈ જશે.

## પ્રાણી વિભાગ સમાપ્ત.



# ખનિજ વિભાગ.

*OXYGEN.* (O. Eq.=16.) લા૦ ઓક્સીજન. અં૦ ઓકસીજન ગુ૦ પ્રાણવાયુ.

**ઉપયોગ—ઓકસીજન** ગ્યાસ જ્યારે શરીરમાં લોહીનો પ્રવાહ ઓછો અને અશુદ્ધ થાય છે; ત્યારે લોહી સુધારવા અને વધારવા તરીકે નાસ રૂપે વપરાય છે. દુનિયામાંના દરેક પ્રાણીને જન્મ ધરીને મરતાં સુધી આ **પ્રાણવાયુ** લેવાની જરૂર પડે છે.

ન્યુમોનીઆ, (ફેફસાના સોજાનો વ્યાધી) ભયંકર વ્યાધીમાં આવતા ઝોબા અને મૂર્છાના દરદમાં, મૂત્રાશયના દરદમાં, હૃદય શુળ, દમ, હાંફણ, ક્ષય અને રક્તાશય તથા શ્વાસોશ્વાસની મંદ ગતિના વ્યાધીમાં પૈષ્ટિક અને ગરમ અસર કરવા સાફ **ઓકસીજન ગ્યાસનો નાસ** લેવાથી ઘણો સારો ફાયદો થાય છે.

---

*NITROGEN.* (N. Eq. =14.) લા૦ નાઇટ્રોજન અં૦ નાઇટ્રોજન.

**ઉપયોગ—નાઇટ્રોજન** ગ્યાસ **હાઇડ્રોજન** ગ્યાસ સાથે મેળવવાથી એમોન્યા થાય છે; અને **કાર્બોન** સાથે મેળવવાથી **સાયનોજન** (Cyanogen) થાય છે; અને તે દરેક જાતના આલ્કાલૉઇડસ બનાવવાના કામમાં અતિશય વપરાય છે. **નાઇટ્રોજન** એકલો દવા તરીકે ભાગ્યેજ વપરાય છે.

---

*HYDROGEN.* (H. Eq.=1.) લા૦ હાઇડ્રોજન અં૦ હાઇડ્રોજન.

**ઉપયોગ—હાઇડ્રોજન ઓકસીજન** ગ્યાસ સાથે મેળવવાથી પાણી તૈયાર થાય છે, અને તેથી **પરઓકસાઇડ ઓફ હાઇડ્રોજન** થાય છે. **પરઓકસાઇડ ઓફ હાઇડ્રોજનમાં** ગરમ અને દુર્ગંધ નાશક શકિત રહેલી છે, અને તેથી તે ઉધરસમાં કેટલીકવાર વપરાય છે.

*CARBON.* ( C. Eq.=12. ) **લા૦ કાર્બોન અં૦ કાર્બોન.**

ઉપયોગ—કાર્બોન બીજા પદાર્થો જોડે મિશ્ર કરવાથી તે ઘણી ખરી દવાઓ બનાવવાના કામમાં વપરાય છે. દવા તરીકે તે ચાર કોલના રૂપમાં વપરાય છે; તેની બે જાતો છે. **૧ કાર્બોલીગ્નાઇ, ૨ કાર્બોએનીમેલીસ.**

---

*CARBO LIGNI* **લા૦** કાર્બોલીગ્નાઈ **અં૦** વુડ ચારકોલ ગુ૦ કોયલા.

**માત્રા**— ... ... ... ૨૦ થી ૬૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Cataplasma Carbonis.* **લા૦** કયાટાપ્લાઝમા કાર્બોનીસ **અં૦** ચારકોલ પોટીસ ગુ૦ કોયલાની પોટીસ.

**રીત**—લાકડાના કોયલાનો ભુકો. ... ½ ઔંસ.
અળશીનો લોટ ... ... ... ૧½ ઔંસ.
પાંઉનો ગર્ભ ... ... ... ૨ ઔંસ.
ઉકળતું પાણી ... ... ... ૨૦ ઔંસ.

ગુણ—દુર્ગંધનાશક અને વાતહર છે.

ઉપયોગ—**વુડ ચારકોલ** તેની લોહીમાં મળી જવાની શક્તિને લીધે દુર્ગંધનાશક તરીકે અને વાતહર તરીકે હોજરી અને આંતરડાના વાયુ, ખટાશ તથા ચુંકના દરદમાં, વારંવાર વપરાય છે. અજીર્ણ, પેટનો વાયુ, ઓડકાર, ઝાડો, મરડો અને ઉલટીના દરદમાં **વુડ ચારકોલ** સારી અસર કરે છે. ગંધાતાં ચાંદા અને ગુમડા ઉપર તેની પોટીસ લગાડાય છે. કેટલીકવાર દંતમંજન તરીકે પણ **વુડ ચારકોલ** વપરાય છે.

---

*CARBO ANIMALIS.* **લા૦** કાર્બોએનીમેલીસ. **અં૦** એનીમલ ચારકોલ. ગુ૦ પ્રાણીજ કોલસા.

*CARBO ANIMALIS PURIFICATUS.* **લા૦** કાર્બોએનીમેલીસ પ્યુરીફીકેટસ. **અં૦** પ્યુરીફાઇડ એનીમલ ચાર-

કોલ. ગુ૦ શુદ્ધ કરેલા પ્રાણીજ કોલસા.

**ઉપયોગ—એનીમલ ચારકોલના** ગુણ દોષ **વુડ ચારકોલને** મળતા છે. વનસ્પતિની વિષારી દવા જેવી કે **ઓપીઅમ, નક્સવોમીકા, સ્ટ્રીકનીયા, એકોનાઇટ** વીગેરેના વિષનાશક તરીકે એનીમલ ચારકોલ કેટલીકવાર વપરાય છે.

---

*SULPHUR.* [S. Eq.=32.] લા૦ સલ્ફર. અં૦ સલ્ફર. ગુ૦ ગંધક.

*SULPHUR SUBLIMATUM.* લા૦ સલ્ફર સબ્લીમેટમ. અં૦ સબ્લાઇમ્ડ સલ્ફર. ગુ૦ ગંધકનાં ફુલ.

માત્રા— ... { રેચક તરીકે ... ૩૦ થી ૬૦ ગ્રેન. ગરમી તરીકે ... ૫ થી ૧૦ ગ્રેન.

*SULPHUR PRAECIPITATUM.* લા૦ સલ્ફર પ્રેસીપીટેટમ. અં૦ પ્રેસીપીટેટેડ સલ્ફર. ગુ૦ શોધેલો ગંધક.

માત્રા— ... { ગરમ તરીકે ૫ થી ૧૦ ગ્રેન. રેચક તરીકે ૩૦ થી ૬૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Confectio Sulphuris.* લા૦ કનફેક્સ્યો સલ્ફ્યુરીસ. અં૦ કનફેકશન ઓફ સલ્ફર. ગુ૦ ગંધકનો મુરબ્બો.

| | | |
|---|---|---|
| રીત—ગંધકના ફૂલ | ... ... ... | ૪ ઔંસ. |
| ક્રીમ ઓફ ટારટર | ... ... ... | ૧ ઔંસ. |
| નારંગીનું શરબત | ... ... ... | ૪ ઔંસ. |
| ટ્રેગેકેન્થનો ભુકો.... | ... ... | ૧૮ ગ્રેન. |

માત્રા— ... ... ... ૬૦ થી ૧૨૦ ગ્રેન.

૨ *Unguentum Sulphuris.* લા૦ અંગવેન્ટમ સલ્ફ્યુરીસ. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ સલ્ફર. ગુ૦ ગંધકનું મલમ.

| | | |
|---|---|---|
| રીત—સબ્લાઇમ્ડ સલ્ફર | ... ... | ૧ ઔંસ. |
| બેન્ઝોએટેડ લાર્ડ | ... ... | ૪ ઔંસ. |

**સલ્ફર એમ્પ્લાસ્ટ્રમ હાઇડ્રારજીરી, એમ્પ્લાસ્ટ્રમ એમો-ન્યાસીકમ હાઇડ્રારજીરો અને પલ્વીસ ગ્લીસરાઇઝી કમ્પોઝીટસ** બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—સ્વેદલ, રક્તશોધક, રેચક, ગરમ, અને કફઘ્ન છે. બાહ્યો-પચાર તરીકે જંતુનાશક અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ—સલ્ફર** ત્વચા રોગ, ખરજ, ખીલ, ખસ, ખરજવા, વીસ્ફોટક, હરસ, જૂનો સંધીવા, દમ, ઉધરસ, હૃદય શૂળ, ઉટાંટીઆ, કો-ઢીંઆ, કંઠમાળ, બંધકોશ અને જૂના મરડાના દરદમાં વપરાય છે.

**વિશેષ વર્ણન—સલ્ફર** નાના પ્રમાણમાં લોહીમાં મળી જઇ ચા-મડી પર તથા અંદરની ચામડી પર ગરમીની અસર કરે છે. વધારે પ્રમા-ણમાં તે આંતરડા પર અસર કરી ઠંડી રેચક અસર કરે છે. મસાના અને મળાશયના દરદમાં આ દવાનો મુરબ્બો ખાવાથી ઘણોજ સારો ફાયદો થાય છે. બાહ્યોપચાર તરીકે સલ્ફર જંતુનાશક અસર કરે છે. ખસના દ-રદમાં તે **એકેરસ સ્કેબ્યુ** અથવા ખસના જંતુનો મલમના રૂપમાં લ-ગાડવાથી નાશ કરે છે; આથી કરીને તેનુ મલમ ખસના દરદમાં ઘણીજ કીમતી દવા છે.

---

*PHOSPHORUS.* ( P. Eq.=31 ) લા૦ ફોસફોરસ. અં૦ ફોસ-ફરસ. ગુ૦ ફોસફરસ.

**મુખ્ય બનાવટો.**

૧ *Oleum Phosphoratum.* **લા૦** ઓલ્યમ ફોસફોરેટમ. **અં૦** ઓ-ઇલ ઓફ ફોસફરસ. ગુ૦ ફોસફરસનું તેલ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—ફોસફરસ | ... | ... | ... | ૧૬ ગ્રેન. |
| બદામનું તેલ | ... | ... | ... | ૪ ઔંસ. |

તેલ ગરમ કરીને તેમાં ફોસફરસ નાંખવું અને તે પર કાચનો બુચ મારી બાટલી થોડા ગરમ પાણીમાં મૂકવી અને હલાવવી એટલે ફોસ-ફરસ ગળી જશે.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ટીપાં.

૨. *Pilula Phosphori.* **લા૦** પીલ્યુલા ફોસફરાઇ. **અં૦** ફોસફરસ પીલ. **ગુ૦** ફોસફરસની ગોળી.

| | | |
|---|---|---|
| **રીત**—ફોસફરસ | ... ... ... | ૩ ગ્રેન. |
| બાલઝમ ઓફ ટોલુ | ... ... | ૧૨૦ ગ્રેન. |
| પીળુ મીણુ | ... ... ... | ૫૭ ગ્રેન. |
| કર્ડ સોપ | ... ... ... | ૯૦ ગ્રેન. |
| **માત્રા**— | ... ... ... . | ૨ થી ૪ ગ્રેન. |

આ ગોળીના ૩ ગ્રેનમાં $\frac{1}{30}$ ગ્રેન ફોસફરસ સમાએલું છે.

ગુણ—પૈષ્ટિક, કામોત્તેજક અને ગરમ છે.

**ઉપયોગ—ફોસફરસ** એક જ્વાળા ગ્રહતત્વ છે, અને તેને પાણીમાં રાખવામાં આવે છે. હવામાં રાખવાથી તરતજ સળગી ઉઠે છે. દીવાસળી બનાવવામાં આ પદાર્થ આવે છે. તે મીણુ જેવો દેખાય છે.

**ફોસફરસની બનાવટો** અપસ્માર, મગજની નબળાઇ, નપુશકપણું, ક્ષયરોગ, ચામડીના દરદો, કોલેરા, નિરંતર આવતા તાવ, ખરજવા અને માથાના દુખાવામાં વપરાય છે.

મગજની નબળાઇ અને નપુશકપણાના રોગમાં આ દવા બીજી પૈષ્ટિક દવાંઓના સંયોગમાં વાપરવાથી અતિશય ફાયદો થાય છે. લાંબા વખત સુધી ફોસફરસનો ઉપયોગ કરવો તે ઘણું નુકશાનકારક છે.

**વિષારી ચિન્હો**—વિષારી પ્રમાણમાં ફૉસફરસ કાળજાના વધારાનો વ્યાધી કરે છે; કમળો નીકળે છે, ઉલ્ટીઓ થાય છે, રક્તશ્રાવ થાય છે, નાડી ધીમી અને જલદી ચાલે છે, હોજરીમાં અગન બળે છે, શરીર પરશેવો વળી ઠંડુ થાય છે, અને પેશાબ લોહીવાળો થાય છે; અને ઘણા વિષારી પ્રમાણમાં દરદી અશક્ત થઇ અતિશય પીડા પામતો મરણુ પામે છે.

**ફોસફરસના વિષના વિષનાશક ઇલાજો.**

**ફોસફરસ.** ૧. સ્ટમક પંપનો ઉપયોગ કરવો.

૨. **કોપર સલ્ફેટના** ૩ ગ્રેન દરેક ૫ મીનીટે જ્યાં સુધી ઉલ્ટી ન થાય ત્યાં સુધી આપવા. ઉલ્ટી થયા

પછી દરેક ૦। કલાકે તેનો ૧ ગ્રેન વિષનાશક તરીકે આપવો.

૩. ફ્રેન્ચ ટરપેન્ટાઇન તેલનાં ૪૦ ટીપાં પાણીમાં મિશ્ર કરી પ્રથમ દરેક ૦। કલાકે ૧ કલાક સુધી આપવાં અને પછી દીવસમાં ૩ વાર આપવાં.

૪. રેચક તરીકે મેગ્નેસીઆ સલ્ફાસ ૪ ડ્રામ પાણીમાં નાંખી પાવું.

૫. મોરફાઇન સોલ્યુશનના ૧૦ ટીપા ૧ ગ્રેન કોપર સલ્ફેટ સાથે આપવાં.

૬. ચીકાશ યુક્ત દવાનાં પાન કરાવવાં; મુખ્યત્વે દુધ આપવું. પણ તેલ, માંખણ અને ચરબી બીલકુલ આપવાં નહીં.

---

*IODINE.* (I. Eq.=127.) **લા૦** આયોડાઇન. **અં૦** આયોડીન.

*IODUM.* **લા૦** આયોડમ. **અં૦** આયોડીન. દરીયાની શેવાળની રાખમાંથી નીકળે છે.

**મુખ્ય બનાવટો.**

૧ *Linimentum Iodi.* **લા૦** લીનીમેન્ટમ આયોડાઇ. **અં૦** લીનીમેન્ટ ઑફ આયોડીન. ગુ૦ આયોડીનનું ચોપડવાનું તેલ.

| | | |
|---|---|---|
| **રીત**—આયોડીન | ... ... ... | ૧$\frac{1}{4}$ ઔંસ. |
| પોટાસ આયોડીડ | .... ... | ૪ ડ્રામ. |
| ગ્લીસરાઇન | ... ... ... | ૨ ડ્રામ. |
| રૅક્ટીફાઇડ સ્પીરીટ | ... ... | ૧૦ ઔંસ. |

૨. *Liquor Iodi.* **લા૦** લીકર આયોડી. **અં૦** સોલ્યુશન ઑફ આયોડાઇન. ગુ૦ આયોડીનનું પ્રવાહી.

| | | |
|---|---|---|
| **રીત**—આયોડીન | ... ... .... | ૨૨ ગ્રેન. |
| પોટાસ આયોડીડ | ... ... | ૩૩ ગ્રેન. |

| | | | | |
|---|---|---|---|---|
| પાણી | ... | ... | ... | ૧ ઔંસ. |

૩. *Tinctura Iodi.* લા૦ ટીંચુરા આયોડાઇ અ૦ ટીંચર ઓફ આયોડીન. ગુ૦ આયોડીનનો અર્ક.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—આયોડીન | ... | ... | ... | ૪ ડ્રામ. |
| પોટાસ આયોડીડ | | ... | ... | ૨ ડ્રામ. |
| રેકટીફાઇડ સ્પીરીટ | | ... | ... | ૨૦ ઔંસ. |
| માત્રા— | ... | ... | ... | ...૫ થી ૨૦ ટીપાં. |

૪. *Unguentum Iodi.* લા૦ અંગવેન્ટમ આયોડાઇ. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ આયોડીન ગુ૦ આયોડીનનો મલમ.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—આયોડીન | ... | ... | ... | ૩૨ ગ્રેન. |
| પોટાશ આયોડીડ | ... | ... | ... | ૩૨ ગ્રેન. |
| ગ્લીસરાઇન | .... | ... | ... | ૧ ડ્રામ. |
| પ્રીપેર્ડ લાર્ડ | ... | ... | ... | ૨ ઔંસ. |

૫. *Vapor Iodi.* લા૦ વેપર આયોડાઇ અં૦ ઇન્હેલેશન ઓફ આયોડાઇન ગુ૦ આયોડીનનો નાસ.

| | | | |
|---|---|---|---|
| રીત—ટીંચર ઓફ આયોડીન. | ... | ... | ૧ ડ્રામ. |
| પાણી | ... | ... ... | ૧ ઔંસ. |

**ગુણ**—ગ્રંથી શામક, ગ્રાહીક, લોહી સુધારનાર અને પૌષ્ટિક છે. વધારે પ્રમાણમાં ચામડીપર દાહક અસર કરનાર તીક્ષ્ણ વિષ છે.

**ઉપયોગ—આયોડીનની પીવાની બનાવટ** બદ, કંઠમાળા, કાળજા અને બરોલના વ્યાધી, હાડકાનાં દરદો, સાધારણ સોજા, સંધીવા, વીસ્ફેટક, ચાંદી, પ્રમેહ, ત્વચારોગ, ખરજવા, ક્ષય, ઉધરસ, ફેફસાના સોજા, પ્રદર, જળંદર, ગર્ભાશયના વ્યાધી, ગાંઠીઓ વા, અનિયમીત ઋતુશ્રાવના વ્યાધી, અંડવૃદ્ધિની ગાંઠોના વ્યાધી, લુખસ અને પેઢુની ગાંઠોના દરદમાં વાપરવાથી સારો ફાયદો થાય છે.

**વિશેષ વર્ણન**—બાહ્યોપચાર તરીકે આયોડીનની ચોપડવાની બનાવટો મરકીની ગાંઠો, કંઠમાળની ગાંઠો, પ્રમેહની, બદો, ગડ, ગુમડ, સાધારણ સોજા, દાદર, ખરજવા, સ્તનના સોજા, સંધીવામાં દુખતા સાં-

થા, કમરના દુખાવા, શુળ, ચસકા, લચક, કરમોડ અને શરીરના હરકોઇ દુખના ભાગપર તથા સોજાવાળા ભાગપર ચોપડવાથી સોજા, દુખ અને સણુકા દબાઇ જાય છે, અને તે લોહીની ગાંઠોને વીખેરી નાંખે છે. ક્ષય ઉ-ધરસ અને કંઠ નળીના દરદમાં તેનો નાસ લેવાથી ગરમ કફઘ્ન અસર સારી થાય છે. અંડવૃદ્ધિનું પાણી કાઢયા પછી તેમાં ટીંચર આયોડીનની પીચકારી પ્રવાહી પદાર્થનો શોષ કરવા સારૂ તથા રૂઝ લાવવા સારૂ વપ-રાય છે. **અંદરના ઉપચાર તરીકે આયોડીનની પીવાની બનાવટો અને ચોખ્ખુ આયોડીન** અન્નાશયની અંદરની ચામડીપર સોજાની અસર કરે છે, વધારે પ્રમાણમાં હોજરીમાં લાહ્ય અને અગન બળે છે, ઉલ્ટીઓ થાય છે, આંખોની આસપાસ સોજો આવે છે. અને દરદી અતિશય પીડા પામે છે. જ્યારે આયોડીનની બરાબર અને વધારે અસર કરવાની જરૂર પડે છે ત્યારે તે પોટાસ આયોડીનના રૂપમાં વાપર્યાથી સોજાની અને દાહક અસર ઘણી જ થોડી થાય છે અને તે સ્હેલાઇથી વાપરી શકાય છે અને તે સંતોષકારક અસર કરે છે.

આયોડીન એકલું અગર બીજી દવાઓમાં મિશ્ર કરેલું તે હોજરીમાં જઇને લોહીની અંદર ઝટ મળી જાય છે અને તે બીજા અંદરની ચામડી-ના પ્રવાહો વાટે બ્હાર નીકળે છે; અને મુખ્યત્વે કરીને મુત્રલ અસર કરી પેશાબ વાટે વધારે બ્હાર નીકળે છે; તે શરીરમાં જઇ લોહીના બગાડમાં ઘણો સારો સુધારો કરે છે; અને લોહીની ગાંઠો તથા સુજી આવેલા ભાગો પર લોહી સુધારવાની અસર કરી ગાંઠો અને સોજાને જલદીથી વીખેરી નાંખે છે; અને તેથી કંઠમાળ, બદો, પેઢાની ગાંઠો અને બીજા એવા ગડ-ગુમડના દરદમાં ખાસ કરીને વપરાય છે; વળી તે શરીરની તનદુરસ્ત લો-હીની ગાંઠો પર પણ વીખેરી નાંખવાની અને ક્ષય કરવાની અસર કરે છે, જેવી કે સ્તનપર અને વૃષણુપર, (Tests) માટે તેનો લાંબા વ-ખત સુધી ઉપયોગ કરવાથી ઉપરની અસર થઇ શરીરને નુકશાન પહોંચે છે. રક્ત સુધારવાની જલદ અસર આયોડીન ઘણીજ સારી રીતે કરે છે; અને તેથી ઉપદંશ અને લોહીના બગાડના વ્યાધીમાં ખાસ કરીને વપરાય છે.

જ્યારે પોટાસ આયોડીડ અને આયોડીડ વધારે પ્રમાણમાં લેવામાં આવે છે ત્યારે તે નાકની અંદરની ચામડીપર, આંખની પાંપણોપર અને

કંઠ નળીપર સોજાની અસર થાય છે; અને સખત સળેખમ થઇ આવે છે; અને કેટલીક વખતે તેને લીધે તાવ અને સળેખમ થાય છે; માટે આયોડીનની બનાવટો આપતાં જો સળેખમ શરૂ થાય તો તે બંધ કરવું અને સમજવું કે તેણે તેની રક્તશોધક અસર સારી રીતે કરી છે.

## આયોડીનના વિષના વિષનાશક ઇલાજો.

**આયોડીનની બનાવટો.**

૧. સ્ટમક પંપ અથવા સ્ટમક ટયુબનો ઉપયોગ કરવો.

૨. વમનકારક દવાઓ આપવી.

૩. સોડા બાય કાર્બોનાસની ટેબ્લોઇડ વાપરવી; અથવા તેના ૨ ડ્રામ ૨૦ ઔંસ પાણીમાં નાખી પાવાં.

૪. લેડ એસીટેટના ૨ ડ્રામ ૨ ઔંસ પાણીમાં નાંખી પાવાં.

૫. ચીકાશ યુક્ત દવાનાં પાન કરાવવાં.

૬. ઇંડાની સફેદી દુધમાં મિશ્ર કરી પાવી. દુધ પાવું અથવા લોટ અને પાણી ઉકાળીને પાવાં.

૭. હોજરીમાં થતી પીડા મોરફાઇન સલ્ફેટના ટેબ્લોઇડની કે ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.

૮. પોટાશ બાય કાર્બોનાસ, એમોન્યા કાર્બોનાસ, અને સ્પીરીટ એમોન્યા એરોમેટીક વાપરવાં.

---

*SULPHURIS IODIDUM.* ($SI_2$.) લા० સલ્ફ્યુરીસ આયોડીડમ. અં० આયોડીડ ઓફ સલ્ફર.

| | | |
|---|---|---|
| **રીત**—સલ્ફર | ... ... ... | ૧ ઔંસ. |
| આયોડીન | ... ... ... | ૪ ઔંસ |

રસાયણીક ક્રિયાથી તૈયાર થાય છે.

**માત્રા—** ... ... ... ½ થી ૨ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Unguentum Sulphuris Iodidi.* **લા૦** અંગ્વેન્ટમ સલ્ફયુરીસ આયોડીડી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ આયોડીડ ઓફ સલ્ફર. ગુ૦ ગંધકના આયોડીડનું મલમ.

**રીત—**સલ્ફ્યુરીસ આયોડીડમ ... ... ૩૦ ગ્રેન.
હાર્ડ પેરાફીન ... ... ... ૨ ડ્રામ.
સોફ્ટ પેરાફીન ... ... ... ૬ ડ્રામ.

**ઉપયોગ—**આ દવા બાહ્યોપચાર તરીકે મલમના રૂપમાં કોડ, ખીલ, અને જુના જક્કી ચામડીના દરદમાં આયોડીનની માફક વપરાય છે. ખાધા તરીકે આ દવા કાંઇ અમુક ખાસ અસર કરતી નથી; પણ કોઇ કોઇવાર રક્તશોધક તરીકે વાપરવામાં આવે છે.

---

***BROMINE.*** ( Br. Eq.=80. ) **અં૦** બ્રોમાઇન.
***BROMUM.*** **લા૦** બ્રોમમ. **અં૦** બ્રોમાઇન.

**ઉપયોગ—બ્રોમાઇન** એકલુ ફક્ત દાહક અસર કરવા સારૂ વપરાય છે. આ દવાની વરાળ ઘણી જલદ ચામડી પર દાહક અસર કરે તેવી છે, અને તેની વાસ એટલી તો તીક્ષ્ણ છે કે તે સુંધી શકાતી નથી. કેટલીક વખતે તેને પાણી સાથે મિશ્ર કરીને બાહ્યોપચાર તરીકે ચામડીપર લગાડાય છે; પણ તે આયોડાઇનના જેવી સારી કાંઇપણ અસર કરતી નથી. બીજી દવાઓના સંયોગમાં બ્રોમાઇન વધારે વપરાય છે; તેમાં મુખ્યત્વે કરીને **પોટાસ** અને **એમોન્યા બ્રોમાઇડ**ના રૂપમાં વધારે વપરાય છે.

**બ્રોમાઇડ ઓફ પોટાસ્યમ** પ્રથમ સોજાના દરદમાં થયેલા પ્રવાહીમાં રક્તશોધક અસર કરી સોજાને દાબી દેવામાં ખાસ વપરાતું હતું; જેવા કે કાળજા અને બરોળના વધારાના દરદો વીગેરે.

**ડાક્તર ગેરોડે** ૧૮૫૪ ની સાલમાં પોટાસ બ્રોમાઇડના ઉપદંશવાળી ચામડીના દરદના દરદીઓમાં ઘણા અખ્તરા કર્યા હતા; અને તેથી તેને આયોડાઇન માફક રક્ત શોધક અસર થાય છે એમ માલમ પડયું હતું. આ-

દવાથી પ્રથમ સુસ્તી વધારે આવે છે; અને ઘણા વધારે પ્રમાણમાં નિંદ્રા અતિશય આવે છે; વળી કેટલાક દરદીઓમાં આ દવા કામોત્તેજક શક્તિને ઘણી મંદ કરે છે કેટલાકને કામશાંતીની અસર ઘણી જલદીથી કરે છે; અને કેટલાકને કામ સંભોગની ઇચ્છાજ ઘણી ખરી ઘટાડી દે છે. આ દવાનો લાંબા વખત સુધી ઉપયોગ કરવાથી ચામડીપર ચાઠાઓ નીકળે છે.

ડાકટર સર ચાર્લસ લોકોકે આ દવા નીમ્ફોમેનીઆ (એક જાતનો ઉન્માદ) અને હીસ્ટીરીઆથી થયેલા અપસ્મારના દરદમાં વાપરી હતી, અને તેથી તેને સારો ફાયદો થયેલો માલમ પડયો હતો. મગજના સ્નાયુઓપર આ દવા શાંતીદાયક અસર ઘણી સારી કરે છે. આ દવા વાપરવાથી પોટાસ આયોડીડ જેવા વિષારી ચિન્હો થતાં નથી જેવાં કે સળેખમ, શરીરની લોહીની ગાંઠોનો ક્ષય, (જેવા કે સ્તન અને વૃષણ વીગેરે) ગળાનુ સૂજી જવું, મોઢામાં ખરાબ સ્વાદ ઉત્પન્ન થવો વીગેરે.

**પોટાસ બ્રોમાઇડ નીચેની બાબતો સારૂ વારંવાર વપરાય છે.**

૧. **પોટાસ બ્રોમાઇડ** તેની રકતશોધક અસરને સારૂ ચામડીના દરદોમાં, ઉપદંશના વ્યાધી અને કંઠમાળના દરદોમાં વપરાય છે. જ્યારે દરદીને આયોડીનની બનાવટ માફક આવતી નથી ત્યારે આ દવા આપવાથી સારી ઠંડી રક્ત શોધક અસર થાય છે.

બરોળ, કાળજાના વધારા અને ગડગુમડના સોજાના દરદમાં આ દવા સોજાને દાબી દેવામાં વપરાય છે. ખરી રીતે આ દવા આયોડીનની બનાવટો કરતાં રક્ત શોધક અસર ધીમી અને ઓછી કરે છે.

૨. આ દવા શાંતીદાયક અસરને લીધે મગજના ઉન્માદ, વાયુ અને સ્નાયુઓના દરદમાં વધારે વપરાય છે.

૩. નિંદ્રા લાવવા તરીકે આ દવા ઉંઘના નાશના વ્યાધીમાં, કેટલાક તીક્ષ્ણ દરદોમાં અને **અફીણ, હાયોસાઇમસ અથવા બેલાડોના** આપપવાથી નિંદ્રા આવતી નથી અને ચિંતા થાય છે તેવા વ્યાધીમાં વાપરવાથી ઉંઘ લાવવાની અસર સારી કરે છે.

૪. આ દવા ચુંક, તાણ અને આંકડી મટાડવા તરીકે તાણના દરદોમાં જેવા કે કોરીઆ, વાઇ, હીસ્ટીરીઆ અને દમ, તથા હાંફણના દરદમાં વધારે વપરાય છે. વાઇના ઘણાક દરદોમાં આ દવા ઘણીજ સારી

અસર કરે છે; અને વાઈના હુમલાને વારંવાર દબાવી દેછે; અને લાંબે વખતે વાઇના દરદને નાબુદ કરે છે. આ સિવાય આ દવા ઉધરસ, જૂની ખાંસી, ત્રિદોષ, સન્નીપાત, ફેફસાના સોજા, પ્રમેહ, મધુ પ્રમેહ ગળાના સોજાના વ્યાધી, ઋતુશ્રાવના દરદો, માથાના તીક્ષ્ણ દુખાવા, સંધીવા, ચસકા, શળ, અને ગાંઠીયાવાના દરદમાં વાપરવાથી સારી અસર કરે છે.

| | | |
|---|---|---|
| માત્રા— | પોટાસ બ્રોમાઇડની | ૫ થી ૩૦ ગ્રેન. |
| | એમાન્યા બ્રોમાઇડની | ૨ થી ૨૦ ગ્રેન. |

---

*CHLORINE.* ( CL. Eq. =35·5. ) લા૦ ક્લોરાઇન.

*LIQUOR CHLORI.* લા૦ લાઇકર ક્લોરાઇ. અં૦ સોલ્યુશન ઑફ ક્લોરાઇન. ગુ૦ ક્લોરાઇનનું મીશ્રણ.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ટીપાં.

**મુખ્ય બનાવટો.**

૧. *Vapor Chlori.* લા૦ વેપર ક્લોરાઇ અં૦ ઇન્હેલેશન ઑફ ક્લોરાઇન ગુ૦ ક્લોરાઇનનો નાસ.

રીત—ક્લોરીનેટેડ લાઇમ ... ... ૨ ઔંસ.

ઠંડુ પાણી ... ... ... જોઇએ તેટલું.

**ઉપયોગ—વેપર ક્લોરાઇ** કંઠ નળીના દરદમાં અને મોંની અંદરની ત્વચાના દરદમાં જ્યારે દુર્ગંધનાશક અને ગરમ અસર કરવાની જરૂર પડે છે ત્યારે વપરાય છે.

**વિશેષ વર્ણન—ક્લોરાઇન** ચોખ્ખી હાલતમાં નાસના રૂપમાં, જલદ, ગરમ, અને દાહક અસર તેના મિશ્રણના પ્રમાણમાં, જેજે ભાગપર લાગે છે ત્યાં કરે છે; આથી કરીને જૂની ઉધરસ અને ક્ષયના દરદની સારવારમાં, ફેફસાની નસોના બગાડના અને કંઠ નળીના વ્યાધીમાં વપરાય છે. તે ફેફસાના ટ્યુબરકલ નામના જંતુનો ક્ષય કરે છે એમ કહેવામાં આવે છે.

લાઇકર ક્લોરાઇ રક્તશોધક અસરને સારૂ લોહીના બગાડના વ્યાધીમાં, વાપરવાથી સારો ફાયદો થાય છે કેટલીકવાર તેને વધારે પાણીમાં મિશ્ર કરી કોગળા કરવાના રૂપમાં મોંના દરદમાં વપરાય છે અને લોશન તરીકે ગંધાતાં ચાંદાં અને ચામડીના દરદમાં વપરાય છે.

ડાકટર રૅકોટ જણાવે છે કે પીત્તાશયની કાંકરીના દરદમાં અને કાળજાના વધારાના દરદમાં લાઇકર કલોરાઇ, નાઇટ્રો-હાઇડ્રો કલોરીક ડીલ્યુટના જેવી અસર કરે છે.



*AQUA.* લા૦ એકવા અં૦ વોટર. ગુ૦ પાણી.

**મુખ્ય બનાવટ.**

૧ *Aqua Destillata.* ( $H_2O$. ) લા૦ એકવા ડેસ્ટીલેટા અં૦ ડીસ્ટીલ્ડ વોટર ગુ૦ ચોખ્ખુ વરાળનું પાણી.

ઉપયોગ—ડીસ્ટીલ્ડ વોટર ફાર્માકોપીઆની ઘણી ખરી બનાવટો બનાવવાના કામમાં વપરાય છે; પણ તેની જગ્યાએ કેટલીકવાર સાદું ચોખ્ખુ પાણી ચાલી શકે છે.



*ACIDUM ACETICUM.* ( $HC_2 H_3 O_2$ Eq.=60 ) લા૦ એસીડમ એસેટીકમ અં૦ એસેટીક એસીડ. લાકડાંને બાળીને આ અર્ક બનાવાય છે.

**મુખ્ય બનાવટ.**

૧ *Acidum Aceticum Dilutum.* લા૦ એસીડમ એસેટીકમ ડીલ્યુટમ અં૦ ડીલ્યુટ એસેટીક એસીડ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—એસેટીક એસીડ | ... | ... | | ૧ પાઇન્ટ. |
| ડીસ્ટીલ્ડ વોટર | ... | ... | ... | ૭ પાઇન્ટ. |
| **માત્રા**— | .... | ... | ... | ... ૧ થી ૨ ડ્રામ. |

**ગુણ**—દાહક, શિતકારક, આમ્લ અને સ્વેદલ છે.

**ઉપયોગ—એસેટીક એસીડ** દાદર, ઉંદરી, મસા અને ખરજવા ઉપર લગાડવામાં આવે છે. **એસીડ એસેટીક ડીલ્યુટ** પીવામાં આપવાથી તરસ છીપાવવાની અસર કરે છે; પણ આ અસર સારૂ આ દવા ભાગ્યેજ વપરાય છે. સ્યુગરલેડની સાથે ગ્રાહીક તરીકે અપાય છે. આસેટીક એસીડને પાણી સાથે મેળવતાં ઠંડુ લોશન થાય છે; અને સરકાની માફક ચળ, તથા છોલાવા ઉપર લગાડવામાં ઉપયોગી થઈ પડે છે. આસેટીક એસીડ ઘણુખરૂં લાઇકર એમોન્યા આસીટાસ બનાવવામાં વધારે વપરાય છે. કેટલીકવાર અતિશય વધી ગએલા તાવના દરદમાં ડીલ્યુટ એસેટીક એસીડની અંદર વાદળી બોળીને શરીરપર લગાડવાથી એકદમ પરસેવો વળવા માંડે છે અને તાવ તદ્દન ઉતરી જાય છે.

આ ઉપયોગ ઘણી સંભાળથી કરવો કારણ કે કેટલીક વખતે શરીરની ગરમી અતિશય ઓછી થઇ જાય છે અને ગરમી લાવતાં ઘણીજ મહેનત પડે છે. દાદર અને મસાપર એસેટીક એસીડ લગાડવાથી મસા અને દાદર જલ્દીથી મટી જાય છે.

---

*ACIDUM ACETICUM GLACIALE.* **લા૦** એસીડમ એસેટીકમ ગ્લેસીઅલ. **અં૦** ગ્લેશીઅલ એસેટીક એસીડ.

**ઉપયોગ**—આ દવા **બીસ્ચુરા ક્રીયોસોટી** અને **એસીટમ કેન્થારીડીસ** બનાવવાના કામમાં વપરાય છે. ચામડીપર આ દવા લગાડવાથી દાહક, ક્ષોભક અને ડામ પડવાની અસર થાય છે; મુખ્યત્વે કરીને આ દવા બાહ્યાપચાર તરીકે વપરાય છે.

---

*ACETUM.* **લા૦** એસેટમ. **અં૦** વીનેગર. **ગુ૦** સરકો.

**માત્રા**— ... ... ... ૧ થી ૨ ડ્રામ.

**ગુણ**—શિતકારક અને આમ્લ છે.

**ઉપયોગ—સરકો** તાવમાં દાહ થતો હોય તો એક ભાગ સરકો ચાર ભાગ પાણી સાથે મિશ્ર કરી ચોપડવાથી દાહ કમી થાય છે. યોની અથવા નાકમાંથી થતા રક્તસ્રાવપર તેમાં કપડુ ભીંજવીને મુકવાથી રક્તસ્તંભક અસર થાય છે. છોલાવા અથવા લચકાવાથી સોજો આવ્યો હોય

તો તેનાપર સરકાના પાણીના પોતાં મુકવાથી સોજો ઉતરી જાય છે; સરકાનો ઉપયોગ ખોરાકમાં ખટાશ માટે થાય છે. વીનેગર-આલ્કાલીઝ દવાઓના વિષની વિષનાશક દવા છે, તેથી તે તીક્ષ્ણ ઘેન લાવનાર વિષના દરદમાં હોજરી વમનકારક દવાઓ અને સ્ટમક પંપથી સાફ કર્યા પછી વપરાય છે.

---

*ACIDUM BORICUM.* ( $H_3BO_3$Eq.=62. ) લા૦ એસીડમ બોરીકમ. અં૦ બોરાસીક એસીડ.

**માત્રા—** ... ... ... ૫ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Unguentum Acidi Borici.* લા૦ અંગવેન્ટમ એસીડી બોરીસી. અં૦ બોરીક એસીડ ઓઇન્ટમેન્ટ. ગુ૦ બોરીક એસીડનું મલમ.

**રીત—**બોરીક એસીડ... ... ... ૨½ ઔંસ.
સોફ્ટ પેરાફીન... ... ... ૧૦ ઔંસ.
હાર્ડપેરાફીન... ... ... ૫ ઔંસ.

**ગુણ—**રોપણ, પીડાશામક, દુર્ગંધનાશક, કહોવાણ અટકાવનાર અને મૂત્રલ છે.

**ઉપયોગ—બોરાસીક એસીડની બનાવટો** સાધારણ મલમપટ્ટા તરીકે વધારે વપરાય છે. તેનું મલમ જખમ, ચાંદા, ગડગુમડાં, ખરજવાં અને ચામડીના દરદોપર ચોપડવાથી રોપણ અને દુર્ગંધનાશક અસર ઘણી જલદીથી કરી ઝટ રૂઝ લાવે છે. બોરાસીક એસીડ આયડોફોર્મમાં મિશ્ર કરીને કેટલીકવાર દુર્ગંધનાશક તથા રોપણ તરીકે વપરાય છે; અતિશય રસી નીકળતા પાકતા કાનના દરદમાં બોરાસીક એસીડ એકલું અગર આયડોફોર્મ મિશ્રિત ભભરાવવાથી કાન રૂઝાઇ જાય છે અને બ્હેરાશ ઓછી થાય છે. પરમીઆના દરદમાં બોરાસીક એસીડ મુત્રલ તરીકે ખાવામાં કેટલીક વાર વપરાય છે. આંખના દરદમાં બોરાસીક એસીડના ૧૦ ગ્રેન ૧ ઔંસ પાણીમાં મિશ્ર કરી તેનાં ટીપાં નાંખવાથી સારો ફાયદો થાય છે; ઠંડી અસર થાય છે અને આંખની ગરમી નીતરી જાય છે અને

આંખો દુખતી મટી જાય છે. ચામડીના દાહના દરદમાં બોરાસીક એસીડ વેસેલીનમાં મિશ્ર કરી લીન્ટપર લગાડી દાહપર લગાડવાથી ચામડી ઝટ રૂઝાવા માંડે છે અને પીડાશામક અસર કરી દરદીને આરામ કરે છે.

## *ACIDUM CHROMICUM.* ( $CRO_3$.Eq=100·5. ) લા૦

સીડમ ક્રોમીકમ. અં૦ ક્રોમીક એસીડ.

**મુખ્ય બનાવટ.**

૧ *Liquor Acidi Chromici.* લા૦ લાઇકર એસીડી ક્રોમીસી. અં૦ સોલ્યુશન ઓફ ક્રોમીક એસીડ ગુ૦ ક્રોમીક એસીડનું પ્રવાહી.

**રીત**—ક્રોમીક એસીડ ... ... ... ૧ ઔંસ.
ડીસ્ટીલ્ડ વોટર ... ... ... ૩ ઔંસ.

**ગુણ**—જલદ દુર્ગંધ નાશક, દાહક અને કહોવાણુ અટકાવનાર છે.

**ઉપયોગ**—**ક્રોમીક એસીડ** કાસ્ટીક તરીકે મસા વીગેરે બાળીદેવામાં એક ભાગ સાથે ૪ ભાગ પાણી મિશ્ર કરીને લગાડાય છે. આ એસીડ આથી વધારે નરમ પ્રવાહી ( ૧ થી ૪૦ ભાગ ) ના રૂપમાં ગળાના, શ્વાસ નળીના, કંઠનળીના અને મોંના ચાંદાંના દરદમાં કોગળા કરવા તરીકે વપરાય છે.

## *ACIDUM CITRICUM.* ( $H_3C_6H_5O_7,H_2O$, Eq.=210.]

લા૦ એસીડમ સાઇટ્રીકમ. અં૦ સાઇટ્રીક એસીડ.

**રીત**—લેમન જ્યુસ ... ... ... ૪ પાઇન્ટ.
પ્રીપેર્ડ ચોક ... ... ... ૪½ ઔંસ.
સલ્ફ્યુરીક એસીડ ... ... ... ૨½ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... જોઇએ તેટલું.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**સાઇટ્રીક એસીડ**, વાઇનમ કવીનાઇ, સકસ લીમોનીસ અને સીરપ્સ લીમોનીસ બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—પિત્તહારક, અને આમ્લ છે.

**ઉપયોગ—સાઇટ્રીક એસીડ** તાવ, ઉલ્ટી, તૃષા, પિત્ત અને ઉનવા મટાડવા માટે વપરાયછે. સોડા, પોટાશ વગેરે આલકલીના સંયોગમાં આપવામાં આવે છે; તેને બદલે લીંબુનો રસ અપાય તો પણ હરકત નથી. તેના આપવાના પ્રમાણનું કોષ્ટક નીચે પ્રમાણે છે.

| ગ્રેન. | નામ. | ગ્રેન. | નામ. | | ડ્રામ. | નામ. |
|---|---|---|---|---|---|---|
| ૨૦ | સોડા બાયકાર્બ= | ૧૭ | સાઇટ્રીક એસીડ | = | ૪ | લીંબુનો રસ. |
| ,, | પોટાસ બાયકાર્બ= | ૧૭ | ,, | = | ૪ | ,, |
| ,, | એમોન્યા કાર્બ= | ૨૪ | ,, | = | ૬ | ,, |

---

## *ACIDUM HYDROBROMICUM DILUTUM.*

( HBr Eq.=81.) **લા૦** એસીડમ હાઇડ્રોબ્રોમીકમ ડીલ્યુટમ. **અં૦** ડીલ્યુટ હાઇડ્રોબ્રોમીક એસીડ.

**માત્રા—** ... ... ... ૧૫ થી ૫૦ ટીપાં.

**ઉપયોગ—**આ દવા બીજા બ્રોમાઇડને બદલે વપરાય છે. ક્વીનાઇનથી અથવા આપો આપ કાનમાં થતા ઘોંઘાટ, બ્હેરાશ, માથાના દુખાવા, અને ચક્કરને મટાડે છે. હૃદયના ધબકારા, અપસ્માર, હીસ્ટીરીઆ, ચસકા આદી રોગમાં તે વાપરવાથી સારો ફાયદો આપે છે

---

## *ACIDUM HYDROCHLORICUM.* (HCl, Eq.=36·5)

**લા૦** એસીડમ હાઇડ્રોક્લોરીકમ. **અં૦** હાઇડ્રોક્લોરીક એસીડ **ગુ૦** મીઠાનો તેજાબ.

**ઉપનામ—મ્યુરીયાટીક એસીડ.**

**મુખ્ય બનાવટ.**

*Acidum Hydrochloricum Dilutum.* **લા૦** એસીડમ હાઇડ્રોક્લોરીકમ ડીલ્યુટમ **અં૦** ડીલ્યુટ હાઇડ્રોક્લોરીક એસીડ.

**રીત—**હાઇડ્રોક્લોરીક એસીડ. ... ... ૮ ઔંસ.

ચોખ્ખુ પાણી. ... ... ...૧૮¾ ઔંસ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૩૦ ટીપાં

આ દવાના ૩૬ ટીપામાં ૧ ટીપું સ્ટ્રોંગ એસીડ હાઇડ્રોક્લોરીકનું સમાએલું છે.

**ગુણ**—પૌષ્ટિક, લોહી સુધારનાર અને દાહક છે.

**ઉપયોગ**—એસીડ હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ અજીર્ણ, ટાઇફસ, ટાઇફોઇડ નામના તાવ, નિરંતર આવતા તાવ, પથરીના દરદ, નબળાઇ, મુત્રાશયના દરદમાં, ચાંદી, ઊટાંટીઆ, ક્ષય અને ઉધરસના દરદમાં વાપર્યાથી સારો ફાયદો થાય છે. જુદી જુદી જાતના ગળાના વ્યાધીમાં કોગળા કરવા તરીકે તે વધારે નરમ બનાવીને વપરાય છે. આ દવા પીતી વખતે દાંતની સંભાળ રાખવી; દવા પીધા પછી આલ્કાલીઝ સોલ્યુશનથી દાંત સાફ રાખવા. **કલોરોસીસ** નામના દરદમાં એસીડ હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ સારી અસર કરે છે. ( L. M. R., ·81. 229. ) બાહ્યોપચારમાં એસીડ હાઇડ્રોક્લોરીક જલદ, દાહક અને ક્ષોભક અસર કરે છે. સડીગએલા ચાંદા, ટાંકીઓ, ગુમડા, અને મસાપર તે લગાડવાથી દાહક અસર કરે છે અને અંદરની ચામડીને બાળી નાંખે છે. તેના વિષારી ચિન્હો આગળ સઘળા જલદ એસીડના ચિન્હોમાં બતાવવામાં આવ્યા છે.

**વિષનાશક દવાઓ**—ચાક, મેગ્નેસીઆ, પોટાસ બાય કાર્બોનાસ, ઇંડાની સફેદી, કેરોન ઓઇલ, અને ચીકાશ યુક્ત દવાના પાંન કરાવવાં, હોજરી અને ગળાની ચામડી સખત રીતે દાઝી ગઇ હોય તો સ્ટમક પંપનો ઉપયોગ કરવો નહીં.

---

## *ACIDUM HYDROCYANICUM DILUTUM.* [ HCN, Eq.=27. ] લા૦ એસીડમ હાઇડ્રોસ્યાનીકમ ડીલ્યુટમ, અં૦ ડીલ્યુટ હાઇડ્રોસ્યાનીક એસીડ.

**ઉપનામ—પ્રશીક એસીડ.**

**માત્રા—** ... .... ... ૨ થી ૮ ટીપા.

**મુખ્ય બનાવટ.**

*Vapor Acidi Hydrocyanici.* લા૦ વેપરએસીડી હાઇડ્રોસ્યાનીસી

ઠંડુ પાણી ... ... .... ... ૧ ડ્રામ.

**એસીડ હાઇડ્રોસ્યાનીક ડીલ્યુટ, ટીંચર ઓફ કલોરોફોર્મ એન્ડ મોરફાઇન** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—ચુંક તથા આંકડી મટાડનાર, ઉલ્ટીશામક, પીડાશામક, અને શીત વિર્ય છે. વધારે પ્રમાણમાં એક હળાહળ તીક્ષ્ણ ઝેર છે.

**ઉપયોગ—એસીડ હાઇડ્રોસ્યાનીક ડીલ્યુટ** હોજરીના વ્યાધી, અજીર્ણ, અમ્લપીત, હેડકી, સખત ઉલ્ટી, ખાંસી, મગજના, સ્નાયુઓના વ્યાધી, કોરીઆ, હીસ્ટીરીઆ, સળેખમ, ચામડીના સોજા, ગાંઠાયો વા, સંધીવા, મસ્તકશુળ, અપસ્માર, ધનુર્વા, દમ અને ક્ષયના રોગમાં વપરાય છે.

**આ દવાનો નાસ** બાહ્યોપચાર તરીકે ફેફસાના દરદ અને ક્ષયમાં લેવાથી સારો ફાયદો આપે છે.

**વિષ તરીકે ઉપયોગ અને ચિન્હો—હાઇડ્રોસ્યાનીક એસીડ** નામનું ઝેર આપણા દેશમાં બહુ જાણીતું ન હોવાને લીધે તે કવચિતજ વપરાય છે. કેટલીકવાર કમ્પાઉન્ડરો ભૂલોથી અથવા દાકતરો અને તેના ગુણ દોષથી જાણીતા માણસો પોતાની આત્મહત્યાં અને પરહત્યા સારૂ વાપરે છે. ફોટોગ્રાફમાં હાઇડ્રોસ્યાનીક એસીડનો ક્ષાર **સાઇનાઇડ ઓફ પોટાસ્યીમ** વધારે વપરાય છે; તે અતિશય ઝેરી છે. કોઇવાર તેનો પણ વિષ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. હાઇડ્રોસ્યાનીક એસીડ કેટલીક વનસ્પતિના પદાર્થોમાં સમાએલું હોય છે: જેવાકે, **કડવી બદામ, બોરના ઠળીઆ,** અને સીતાફળના બી વગેરે.

**ચિન્હો**—આ દવા પીતાં કડવી અને થોડી તીખી લાગે છે. એસીડ પુષ્કળ પીધું હોય તો તે પીતાં પીતાંજ અથવા થોડીવાર પછી ચિન્હ ઉત્પન્ન થાય છે. માણસ બે શુદ્ધ થાય છે, શ્વાસો શ્વાસ ધીમે ધીમે ચાલે છે, અને વચમાં વચમાં માણસ મુઆ જેવો લાગે છે, આંખ કઠણ અને ચકચકિત લાગે છે, કીકીઓ વિસ્તૃત થાય છે, હાથ પગ નબળા થાય છે; અને બધુ શરીર ઠંડુ થાય છે, પસીનો છુટે છે, નાડી હાથને લાગતી નથી, મળ મૂત્ર આપોઆપ થાય છે, આખું શરીર કોઇ કોઇવાર રહી રહીને કંપે છે, દાંતની દાઢ વળી જાય છે, નખ કાળા પડે છે, અને મુઠી વળી ગએલી હોય છે, શ્વાસ ઘુંટાય છે અને રોગી મરણ પામે છે. એસીડ થો-

ડ લીધું હોય તો પ્રથમ માથું ભારે થાય છે અને દુખવા માંડે છે. મન ગભરાય છે, ઓકારી આવે છે, નાડી જલદ ચાલે છે અને શક્તિ નાશ પામે છે. ચિન્હ ધીમે ધીમે ઉત્પન્ન થાય છે; કોઇવાર ઉલ્ટી થાય છે, પરંતુ ઘણું કરીને મોઢામાં ફીણ આવે છે. લાળ ગળવા લાગે છે, ચહેરો સુજીને રતાશ મારે છે, અને કેટલીકવારે મોંઢામાં ચાંદા પડે છે. પુષ્કળ પ્રસીક એસીડ લીધા પછી કોઈવાર પાંચ દશપળ સુધી શુદ્ધી હોય છે, ત્યારે માણસ આમ તેમ ભાગે છે, અગર બુમ પાડે છે અને તરતજ થોડી મીનીટમાં પ્રાણુ ત્યાગ કરે છે.

**મરણોત્તર સ્વરૂપ**—માણસ મુઆ પછી તરતજ તપાસવામાં આવે તો આખા શરીરમાં પ્રસીક એસીડની વાસ આવે છે, હાથનાં આંગળાં વળેલાં હોય છે, આંખ ચકચકીત હોય છે, શીરા લોહીથી ભરેલી હોય છે, મગજમાં લોહી જામેલું હોય છે, અને વેન્ટ્રીકલમાં સીરમ જામેલું હોય છે, ફેફસા અને પકવાશયમાં પણુ લોહી જામેલું જોવામાં આવે છે, અને પકવાશય માંહેલા પદાર્થમાંથી પ્રસીક એસીડની વાસ આવે છે.

**મરણુ આણુનારૂં અલ્પ મરણુ**—૪૫ ટીંપાં ડીલ્યુટ એસીડ લેવાથી મરણુ થાય છે.

**મરણકાળ**—દરદી ૨ થી ૫ મિનિટમાં મરણુ પામે છે, એક કલાક માણસ કોઇવારજ જીવે છે.

## એસીડ હાઇડ્રોસ્યાનીક ડીલ્યુટના વિષમા વિષનાશક ઇલાજો.

**એસીડ હાઇડ્રોસ્યાનીક ડીલ્યુટ.**

૧. સ્ટમક પંપ અથવા સ્ટમક ટયુબનો વિષ લીધા પછી તરતજ ઉપયોગ કરવો.

૨. ૨૦ મીનીટ સુધી કૃત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો.

૩. વમનકારક દવાઓ પાવી.

૪. છાતીપર તથા મોંપર ઠંડુ પાણી છાંટવું. નાક આગળ એમોન્યા ધરવો.

૫ એટ્રોપાઇન સલ્ફેટના ૪/૧ ગ્રેનની ટ્યૂલોઇડની ત્વચામાં પીચકારી મારવી.

૬. ગરમ હૃદય પૌષ્ટિક દવાઓ આપવી જેવી કે સોલવોલેટાઈલિ, ઇથર, બ્રાન્ડી વીગેરે.

૭. ગરમ કપડાં પહેરાવવાં, શેક કરવો, વીજળી લગાડવી.

૮. ઓકસાઈડ ઓફ આર્યન અને કલોરીન વાપરવાં.

૯. ઓકસીજન અને એમોન્યાનો નાસ આપવો.

૧૦. સ્ટ્રીકનાઇનનો ત્વચા વાટે મારવાની પીચકારીથી ઉપયોગ કરવો.

આ બધા ઉપચારો જરૂર પ્રમાણે ઘણીજ જલ્દીથી કરવાં; જો ઢીલ થાય છે તો દરદી તરતજ મરણ પામે છે.

---

## *ACIDUM LACTICUM* ( $HC_3\ H_5\ O_3$ Eq.=90. ) લા૦

એસીડમ લેકટીકમ. અં૦ લાકટીક એસીડ.

**મુખ્ય બનાવટ.**

૧. *Acidum Lacticum Dilutum.* લા૦ એસીડમ લાકટીકમ ડીલ્યુટમ. અં૦ ડીલ્યુટ લાકટીક એસીડ.

| | | | | |
|---|---|---|---|---|
| રીત—લાકટીક એસીડ. | ... | ... | | ૩ ઔંસ. |
| ડીસ્ટીલ્ડ વોટર. | ... | ... | ... | ૨૦ ઔંસ. |
| માત્રા— | .... | ... | ... | ... ½ થી ૨ ડ્રામ. |

ઉપયોગ—ડીલ્યુટ લેકટીક એસીડ ડીફથીરીઆ, અજીર્ણ, મૂત્રાશયના વ્યાધી સળેખમ અને મધુ પ્રમેહમાં વપરાય છે.

---

## *ACIDUM NITRICUM.* ( $HNO_3$ Eq.=63. ) લા૦ એસીડમ

નાઇટ્રીકમ. અં૦ નાઇટ્રીક એસીડ. ગુ૦ સુરાખારનો તેજાબ.

**મુખ્ય બનાવટો.**

૧ *Acidum Nitricum Dilutum.* લા૦ એસીડમ નાઇટ્રીકમ ડીલ્યુ-

૨૫. આં૦ ડીલ્યુટ નાઇટ્રીક એસીડ.

રીત—નાઇટ્રીક એસીડ ... ... ૬ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ૨૫ ઔંસ.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ટીપાં.

૨. *Acidum Nitro-Hydrochloricum Dilutum.* લા૦ એસીડમ નાઇટ્રો-હાઇડ્રોકલોરીકમ ડીલ્યુટમ. આં૦ ડીલ્યુટ નાઇટ્રો—હાઇડ્રોકલોરીક એસીડ.

રીત—નાઇટ્રીક એસીડ ... ... ...૩ ઔંસ.
હાઇડ્રોક્લોરીક એસીડ ... ... ...૪ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ૨૫ ઔંસ.

માત્રા— પીવા તરીકે— ... ... ૫ થી ૨૦ ટીપાં.
બાફ તરીકે-૬ ઔંસ સુધી. ( ડીલ્યુટ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક એસીડ ૬ ઔંસ. પાણી ૧ ગ્યાલન.)
આ બાથનું પ્રવાહી લાકડાના વાસણમાં રાખવું.

**નાઇટ્રીક એસીડના ગુણ દોષ.**

ગુણ—દાહક છે.

ઉપયોગ—ચોખ્ખુ નાઇટ્રીક એસીડ ચાંદાં, ઝેરી સાપના ડંખો, હડકાયા કુતરાના કરડેલા ભાગપર, મસાની ગાંઠો, મુત્રેન્દ્રીપર થતી સડેલી ચાંદી, ગડગુમડ અને બીજા ગંધાતા ચામડીના દરદો પર ઝટ રૂઝ લાવવા સારૂ કાસ્ટીક તરીકે વપરાય છે.

આ એસીડના ૨ ટીપાં સડેલા ભાગ પર મુકવાથી દુર્ગંધ તથા કહોવાણુ દુર થાય છે.

બીજા બધા તેજાબો કરતાં આ તેજાબ કાસ્ટીક તરીકે ઘણો સારો વાપરવા લાયક છે અને તેનો ઘણી સંભાળથી ઉપયોગ કરવો. તે લગાડતાં ખુબ ધ્યાન આપવું; તેના ટીપાં ફક્ત બગડેલા ભાગ પર જ લગાડવા. આ તેજાબ ચામડીપર લાગવાથી પીળા ડાઘ પડે છે.

ડાકટર. એ. ડબલ્યુ. હ્યુઝ એમ. ડી. જણાવે છે કે ચોખ્ખા નાઇટ્રીક એસીડના પાંચ છ ટીપાં થોડા ગુંદરના પ્રવાહીમાં સખત આવતા નિરંતરના તાવ, ચોથીઆ તથા ટાઢીઆ તાવમાં દરેક બબ્બે કલાકે આપવાથી તાવનો સખત હુમલો એકદમ નાબુદ થાય છે અને તાવ રોકાઈ

દરદી સારો થાય છે. આ રીતને તેણે એગ્યુએનોડાઇન અને એગ્યુફ્યુર ઓફ ફ્રેર આ પેની એવું નામ આપ્યું છે.

**વિષારી ચિન્હો આગળ બતાવવામાં આવ્યાં છે.**

**વિષનાષક દવાઓ**—ચોક, મેગ્નેસીઆ અથવા કારબોનેટેડ આલ્કાલીઝ, ( જેવા કે સોડાબાય કાર્બોનાસ, પેટાસ બાય કાર્બોનાસ વગેરે.) ઈંડાની સફેદી, કેરાનઓઇલ, ચીકાશ યુક્ત દવાના પાન.

**ડીલ્યુટ નાઇટ્રીક એસીડ અને ડીલ્યુટનાઇટ્રો-હાઇડ્રો ક્લોરીક એસીડના ગુણદોષ.**

**ગુણ**—પાચક, પૌષ્ટિક, લોહી સુધારનાર, તરસ છીપાવનાર અને દીપન છે.

**ઉપયોગ**—આ બંન્ને દવાઓ જૂના કાળજાના વધારાના દરદો, કાળજાનાં દરદથી થયેલા મરડાના વ્યાધી, કમળો, જલંદર, બરોળ અને કાળજાના બગાડથી આવતા તાવમાં, પથરીના દરદમાં, મૂત્રાશયના વ્યાધીમાં, જૂની ઉધરસ, ફેફસાના બગાડના વ્યાધી, ટાઇફસ, ટાઇફોઇડ અને સ્કાર-લેટીના તાવમાં, પ્રાથમીક અને બીજીવાર થયેલી ચાંદીના દરદમાં, મધુપ્રમેહ, ઉટાંટીઆ, કોલેરા, સંગ્રહણી, હૃદયના દુખાવા, જૂનો સંધીવા, અજીર્ણ, મંદાગ્નિ, હરસ અને ત્વચાના રોગમાં વાપરવાથી સારો ફાયદો છે.

રક્તદુઝતા મસાના દરદમાં નીચેની દવા વાપરવાથી સારો ફાયદો થાય છે.

| | | |
|---|---|---|
| એમોન્યા. ક્લોરાઇડ | ... ... | ૩૦ ગ્રેન. |
| લાઇકર ફેરી પર નાઇટ્રાસ... | ... | ૩૦ ટીપાં. |
| એસીડ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ. | | ૩૦ ટીપાં. |
| મેનેગ્સીઆ સલ્ફાસ | ... ... | ૧½ ડ્રામ. |
| સકસ ટેરેકસી | ... ... | ૧૫ ટીપાં. |
| પાણી | ... ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ૩ વાર પીવું. ( **અનુવાદક.** )

કેટલીક વખતે ચાંદીના દરદમાં પારાની દવા માફક આવતી નથી, ત્યારે આ દવા વાપરવાથી રક્તશોધક અસર સારી થાય છે, મૂત્રા-

અમના ફોસ્ફેટીક કેલકયુલી નામના દરદમાં આ દવાની મુત્રાશયમાં પીચકારી મારવાથી અગર પીવા આપવાથી સારો ફાયદો થાય છે અને ફોસ્ફેટીક કેલકયુલી ( એક જાતની પથરી. )ઓગળી જાય છે. આ દવામાં ઠંડી ગ્રાહીક અસર હોવાને લીધે કેટલીકવાર તે નાના બચ્ચાઓના અતિસારના દરદમાં અને જૂની ઉધરસમાં વપરાય છે. આ દવાઓ પીતી વખતે દાંત અમળાઇ જાય છે માટે દાંતને ન લાગે તેમ તે પીવી; અને પીધા પછી સોડા બાર્બ કાર્બોનાસના પાણીના કોગળા કરી નાંખવા.

## ACIDUM PHOSPHORICUM CONCENTRATUM.

( $H_3PO_4$–Eq.=98,) with 33·7 per cent of Water. ) લા૦ .એસીડમ ફોસફોરીકમ કોનસેંટ્રેટમ. અં૦ કોનસેંટ્રેટેડ ફોસફોરીક એસીડ.

**માત્રા—** ... ... ... ૨ થી ૫ ટીંપાં.

**મુખ્ય બનાવટ.**

૧. *Acidum Phosphoricum Dilutum.* લા૦ એસીડમ ફોસફોરીકમ ડીલ્યુટમ. અં૦ ડીલ્યુટ ફોસફોરીકએસીડ.

**રીત—**કોનસેંટ્રેટેડ ફોસફોરીક એસીડ ... ૩ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧૭ ઔંસ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૩૦ ટીંપાં.

**ગુણ—**પૌષ્ટિક, તરસ છીપાવનાર, કામોત્તેજક, ગ્રાહીક અને મગજને પુષ્ટિ આપનાર છે.

**ઉપયોગ—**આ બંને દવાઓ મગજની નબળાઇ, ક્ષય, કંઠમાળ, અસ્થિરરોગ, ટાઇફ્સ અને ટાઇફોઇડ તાવ, મધુ પ્રમેહ, પથરીના દરદમાં, હૃદયના દુખાવામાં, જલંદર અને નપુશકપણાના દરદમાં વપરાય છે. આ દવા મધુ પ્રમેહમાં તરસ છીપાવવાનો ગુણ સારી રીતે કરે છે એમ ખાત્રી મળી છે. આ દવા ડીલ્યુટ સલ્ફયુરીક એસીડના જેવી ગ્રાહક અસર કરે છે પણ જરા તેના કરતાં મગજની નબળાઇ અને નપુશકપણાના દરદમાં નીચેનું મીશ્રણ વાપરવાથી સારો ફાયદો થાય છે.

| | | |
|---|---|---|
| એસીડ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ | | ૩૦ ટીંપાં. |
| એસીડ ફૉસફૉરીક ડીલ્યુટ | .... | ૧૫ ટીંપાં. |
| લાઇકર સ્ટ્રીકનીઆ ... | ... | ૧૨ ટીંપાં. |
| એકસ્ટ્રેક ડેમીઆના લીકવીડ | ... | $1\frac{1}{2}$ ડ્રામ. |
| પાણી ... ... | ... | ૩ ઔંસ. |

દીવસમાં ૩ વાર પીવું. ... ( અનુવાદક. )



**ACIDUM SULPHURICUM.** ( $H_2SO_4$ Eq.=98 ) **લા૦** એસીડમ સલ્ફ્યુરીકમ. **અં૦** સલ્ફ્યુરીક એસીડ. **ગુ૦** ગંધકનો તેજાબ.

**ઉપનામ=ઓઇલઓફ્ વીટ્રીયલ.**

**મુખ્ય બનાવટો.**

૧. *Acidum Sulphuricum Aromaticum.* **લા૦** એસીડમ સલ્ફ્યુરીકમ એરોમેટીકમ. **અં૦** એરોમેટીક સલ્ફ્યુરીક એસીડ. **ગુ૦** સુગંધીદાર ગંધકનો તેજાબ.

**રીત**—સલ્ફ્યુરીક એસીડ ... ... ૩ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૩૬ ઔંસ.
સ્પીરીટ ઑફ સીનામોન ... ... ૨ ઔંસ.
સ્ટ્રોંગ ટીંચર ઑફ જીંજીર ... ૨ ઔંસ.
**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ટીંપા.

૨. *Acidum Sulphuricum Dilutum.* **લા૦** એસીડમ સલ્ફ્યુરીકમ ડીલ્યુટમ **અં૦** ડીલ્યુટ સલ્ફ્યુરીક એસીડ. **ગુ૦** ગંધકનો પાણી ઉમેરી નરમ કરેલો તેજાબ.

**રીત**—સલ્ફ્યુરીક એસીડ ... ... ૧ ઔંસ.
ચોખ્ખું પાણી ... ... ... ૧૧ ઔંસ.
**માત્રા**— ... ... ... ... ૫ થી ૩૦ ટીંપાં.

**ગુણ**—તરશ છીપાવનાર, અગ્નિવર્ધક, જ્વરઘ્ન, પૌષ્ટિક, ગ્રાહીક, પરસેવો બંધ કરનાર અને દીપન છે.

ઉપયોગ—સલ્ફ્યુરીક એસીડ ચામડીપર લગાડવાથી ઘણીજ સખત દાહક અસર કરે છે, અને જે જે ભાગપર તે લાગે છે તે તે ભાગને તે જલદ રીતે બાળી નાખે છે. ડીલ્યુટ સલ્ફ્યુરીક એશીડ અને એરોમેટીક સલ્ફ્યુરીક એસીડ કવીનાઇન સાથે તાવ રોકવા તરીકે વપરાય છે. સીસાની ધાતુની વિક્રિયા ઉપર અપાય છે. તેની ગ્રાહીક અસરને લીધે તે અતિસાર, કોલેરા, મરડા અને સંગ્રહણી ઉપર વપરાય છે. લોહી બંધ કરવાની અસરને લીધે તે ફેફસાં, હોજરી, મુત્રાશય, ગર્ભાશય અને મળાશયમાંથી થતા રકતશ્રાવના દરદમાં એકલું અગર ગેલીક એસીડ, એલમ અને બીજી રકતસ્તંભક દવાના સંયોગમાં વપરાય છે. તેની પરસેવો અટકાવનારી અસરને લીધે તે ક્ષયના દરદમાં અને બીજી નબળાઇના દરદમાં રાતે વળતા અતિશય પરસેવાને બંધ કરવા સારૂ વપરાય છે. આ દવા તાવમાં તાવ રોકવાની અને તરસ છીપાવવાની અસર ઘણીજ સારી રીતે કરે છે. આ દવા કવીનાઇનના નાના પ્રમાણમાં અને તેના પણ નાના પ્રમાણમાં મંદાગિન, અજીર્ણ અને નબળાઇના દરદમાં વાપરવાથી સારી અસર કરે છે.

ક્ષય રોગમાં થતી લોહીની ઉલ્ટીમાં નીચેનું મિશ્રણ સારી અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| એલમ | ... | ... | ... | ૯ ગ્રેન. |
| એસીડ સલ્ફ્યુરીક ડીલ્યુટ | ... | | ... | ૧ ડ્રામ. |
| હેઝેલાઇન | .... | ... | ... | ૧ ડ્રામ. |
| પાણી | ... | ... | ... | ૩ ઔંસ. |
| દીવસમાં ૩ વાર પીવું. | ... | | | ( અનુવાદક. ) |

ડાકટર રખલદાસ ઘોશ જણાવે છે કે ડીલ્યુટ સલ્ફ્યુરીક એસીડ જો ઝીન્કાઇ સલફેટના સંયોગમાં વાપરવામાં આવે તો ક્ષય રોગમાં વળતા રાતના પરસેવાને તે એકદમ બંધ કરે છે.

---

## *ACIDUM SULPHUROSUM* ( $SO_2$-Eq.=64 ) લા૦

એસીડમ્ સલ્ફ્યુરોઝમ અં૦ સલ્ફયુરસ એસીડ.

**માત્રા**—½ થી ૧ ડ્રામ. ( ગ્લીસરાઇન અથવા બીજા પ્રવાહીના સરખા માપમાં વાપરવું. )

**ગુણ**—જંતુનાશક અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ**—આ દવા દુર્ગંધનો નાશ કરે છે. ગંધક બાળવાથી આ એસીડ વાયુ રૂપમાં પેદા થાય છે. જ્યાં કોલેરા મરકી વગેરે ચેપી રોગ અને ગંદકી થતાં હોય તેવી જગોમાં ગંધક બાળવાથી સારૂ થાય છે. ઉલટી, ખાંસી અને જ્વર ઉપર અપાય છે. લોશન તરીકે દાદર, ખરજવા અને બીજા ચામડીના દરદમાં તે લગાડવામાં આવે છે.

**સલ્ફ્યુરીક, નાઇટ્રીક અને હાઇડ્રોક્લોરીક એસીડના વિષના વિષારી ચિન્હો અને જાણવા લાયક હકીકત**—આ ત્રણ મીનરલ એટલે ખનીજ આસીડો ( તેજાબો ) આપણા દેશમાં વિશેષ વાપરવામાં આવતા નથી, તેથી તે ભૂલથી પીવાના કેસ ક્વચિત્ જ બને છે, તેના વડે પરહત્યા કરવી મુશ્કેલ પડે છે. કદાચ દવાને બ્હાને અથવા બેશુદ્ધ સ્થિતીમાં કે નાના બાળકના ગળામાં રેડી શકાય છે. જો નાના છોકરામાં હોય તો ખુન અગર અકસ્માત મનાય છે, અને જુવાન માણસમાં હોય તો તે ઘણું કરીને સ્વહત્યા કરવા સારૂ લેવામાં આવ્યું છે એમ મનાય છે. આ ઝેર મોંઢેથી આપ્યા સિવાય બીજી રીતે પણ આપી શકાય છે. અફીણ કે ઓળીઆ સાથે મેળવવીને તે અપાય છે. તેમાં ઘણું કરીને ગંધકનો તેજાબ એ રીતે વિશેષ આપવામાં આવે છે. ગંધકનો અને સુરાખારનો તેજાબ બદશીકલ કરવા સારૂ, કપડાં બાળવા માટે અથવા ઉધઇનો નાશ કરવાના હેતુથી વપરાય છે. ખનીજ એસીડના જાણીતા ગુણ એવા છે કે તેમનાથી સકરણ પદાર્થનો નાશ થાય છે; કાળા કપડાને બાળી નાંખે છે, વનસ્પતિના આસ્માની રંગને રાતો કરી મેલે છે અને રંગેલા કપડાનો રંગ બદલી નાંખે છે.

**ચિન્હો**—આ ઝેર ચોખ્ખા પીવામાં આવે તો પીતાં પીતાં ચિન્હો શરૂ થાય છે, મોઢા, ગળા, અને પેટમાં બળતરા થવા માંડે છે, પેટમાં ચૂંટ આવે છે અને મોંમાંથી ફીણ પડવા માંડે છે, ઠાલો ઉબકો અને ઉલ્ટી થાય છે, અને તે તપખીરીઆ રંગની અથવા કાળી થાય છે, તેમાં લોહી જામી ગએલુ માલમ પડે છે. બોલવામાં તથા ગળવામાં અડચણ આવે છે,

ઘણી તરસ લાગે છે, ઝાડો કબ્જ થાય છે, અને પેશાબ થોડો થાય છે. નાડી નાની અને ઉતાવળી ચાલે છે, શ્વાસોશ્વાસ લેવામાં કષ્ટ પડે છે, ચહેરો ફિકરમંદ થાય છે; કોઇ વાર તેજાબ શ્વાસનળીમાં જાય છે અને તેથી ઉધરસ થઈ અવાજ બેસી જાય છે, હોઠ ખવાઇ જાય છે, અથવા તેની ઉપર ફોલ્લા થાય છે. હડપચી અને ગાલ ઉપર તેના ડાઘ જોવામાં આવે છે; મોંની અંદરનો ભાગ ધોળો કરચલીવાળો અને ખવાઇ ગએલો માલુમ પડે છે અને તે ભાગનો રંગ તપખીરીઓ અથવા પીળો હોય છે. દાંત છુટા પડી જાય છે, અને તેનો રંગ બદલાઇ જાય છે. જીભ ધોળી થઇ ગએલી હોય છે. તેજાબના ડાઘ હાથ, પગ, લૂગડાં તેમજ ગળા ઉપર માલુમ પડે છે, ધોળા પત્થર ઉપર પડે છે તો તેમાં ઉભરો આવે છે. આ વીષની અંદર મનની સ્થિતી છેવટ સુધી બગડતી નથી. કેટલાક દરદી આંચકી આવીને મરણ પામે છે, કેટલાક શ્વાસાવરોધને લીધે મરી જાય છે અને કેટલાક ધનુર્વા જેવા આંચકા, ભ્રમ અને વાઈ જેવી સ્થતીમાં જઇ મરણ પામે છે.

**વિષારી પ્રમાણ**—આ ત્રણે ઝેરો એકથી બે ડ્રામ જેટલા પ્રમાણમાં લેવામાં આવે તો તેનાથી મૃત્યુ થાય છે.

**મરણ થવાનો કાળ**—ઓછામાં ઓછા બે કલાક અથવા તેથી પણ ઓછા સમયમાં મૃત્યુ નીપજે છે. કોઇ વખત માણસ કેટલાક દીવસ, અઠવાડીઆં અગર મહિના સુધી જીવે છે. દીર્ઘ કેસમાં તે માણસને તાવ આવે છે. તેની ચામડી સુકી અને નાડી ઉતાવળી હોય છે, કેટલીક વખતે તેને ઉલ્ટી થાય છે અને ઉલ્ટીની સાથે હોજરી અગર ગળામાંથી રસપડ પડે છે, મોંમાંથી થુંક વહે છે, શ્વાસ ગંધાય છે, પેટ કઠણ જણાય છે, શ્વાસોશ્વાસ ટુંકા અને મુસ્કેલીથી ચાલે છે, હાથ પગમાં કળતર થાય છે, અને પાચન શક્તિનો નાશ થાય છે. શરીરના સર્વે અવયવોમાં અશક્તિ માલમ પડે છે, અને છેવટ અશક્તિ વધી જઇને દરદી થોડા અઠવાડીઆમાં મરણ પામે છે; જો કોઇવાર તે બચી જાય છે તો મરતાં સુધી પૂરી તંદુરસ્તી ભોગવતો નથી.

જો આ ત્રણે તેજાબો આંતરડામાં ગર્ભસ્થાનમાં અથવા કાનમાં રેડવામાં આવે તો પણ મૃત્યુ થાય છે.

**મરણોત્તર સ્વરૂપ** હોઠ, હડપચી, અને શરીરના બીજા ભાગો ઉપર તેજાબના ડાઘ જોવામાં આવે છે. મોઢું, જીભ અને ગળાની અંદરની ચામડી સફેદ, પીળી, કાબરી ખવાઇ ગએલી અને નરમ માલમ પડેછે.

**એપીગલોટીસ પડદો** દાહ યુક્ત અને સૂજેલો જણાય છે. અન્નનળી મોઢા તથા ગળા જેવો થઇ ગયો હોય છે, તેનું રસપડ છુટું પડીગએલું જોવામાં આવે છે, કવચિત્ત તેનાપર ચાંદા જોવામાં આવે છે. વખતે પ્રકવાશય વાયુથી ફૂલેલુ હોય છે. કોઇવાર સંકુચિત હોય છે, તે ચીરી જોતાં તેમાંથી પીળાશપર અગર તપખીરીઆ રંગનું કે કાળુ ચીકણું દ્રવ્ય આંતરડાંના ઉપલા ભાગમાં અથવા અન્નનળમાં પણ હોય છે. રસપડ દાહયુક્ત અને લાલ હોય છે અને તેની નીચે રકતશ્રાવ થએલો માલમ પડે છે. મોટી નસોમાં લોહી જામી ગએલું જણાયછે. મૂંત્રાશય સંકુચીત થએલું જણાય છે.

## વિષનાશક ઇલાજો.

**નાઇટ્રીક એસીડ.** ૧. સરસમાં સરસ ઉપાય એ છે કે મેગ્નીસ્યા અગર કારબોનેટ ઓફ મેગ્નીસ્યા પાણીમાં અથવા દુધમાં અગર બંન્નેમાં મિશ્ર કરી પાઇ દેવું.

**હાઇડ્રોકલોરીક એસીડ.** ૨. ચાક અથવા ચુનો, દુધ, તેલ પોટાસ, સોડા, ગુંદરનું, પ્રવાહી અને આલ્કલાઇન પ્રવાહી કેટલાક દીવસ સુધી વાપરવાં.

**સલ્ફ્યુરીક એસીડ.** ૩. જો ચામડી ખવાઇ ગએલી માલમ પડે તો સ્ટમકપંપનો ઉપયોગ કરવો નહીં.

૪. પેટ ઉપર જળો લગાડવી, શેક કરવો અને દરદીને બરફનું પાણી પીવા આપવું.

૫. કાંજીની પીચકારી મારી મળ શુદ્ધી કરવી.

૬. જો કોઇ પણ બ્હારનો ભાગ ખવાઇ ગયો હોયતો તેના ઇલાજ બળવાના ઇલાજ પ્રમાણે કરવા.

---

**ACIDUM TARTARICUM.** ( $H_2C_4H_4O_6$. Eq.=150.)

લા૦ એસીડમ ટાર્ટરીકમ. અં૦ ટાર્ટરીક એસીડ.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

ગુણ—તરસ છીપાવનાર, આમ્લ અને શિતકારક છે.

ઉપયોગ—આ દવાના ગુણદોષ સાઈટ્રીક એસીડને મળતા છે. તે તાવમાં તરસ છીપાવવાની સારી અસર કરે છે, આથી કરીને આવા દરદોમાં તે ક્રીમ ઑફ ટારટારના રૂપમાં અને સોડા બાયકાર્બોનાસના સંયોગમાં વારંવાર વપરાય છે.

---

**AMMONIUM AND ITS SALTS.** એમોન્યા અને તેની બનાવટો.

**AMMONIUM.** ( $_2NH_4$ Eq.=14.) લા૦ એમોનીયમ. અં૦ એમોન્યાં.

**LIQUOR AMMONIAE FORTIOR** ( $NH_3$. Eq.=17.)

લા૦ લીકર આમોન્યાઇ ફોર્ટ્યોર. અં૦ સ્ટ્રોંગ સોલ્યુશન ઑફ એમોન્યા. ગુ૦ એમોન્યાનું સખત પ્રવાહી.

આ દવા નવસાર અને કળીચુનાના સંયોગથી બનાવાય છે.

**મુખ્ય બનાવટો.**

૧ *Liquor Ammoniae.* લા૦ લીકર એમોન્યા અં૦ સોલ્યુશન ઑફ એમોન્યા. ગુ૦ એમોન્યા પ્રવાહી.

રીત—સ્ટ્રોંગ સોલ્યુશન ઑફ એમોન્યા. ... ૨૦ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૪૦ ઔંસ.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ટીપાં.

૨ *Linimentum Ammoniae.* લા૦ લીનીમેન્ટમ એમોન્યાઇ અં૦ લીનીમેન્ટ ઑફ એમોન્યા. ગુ૦ એમોન્યાનું ચોપડવાનું તેલ.

**રીત**—સોલ્યુશન ઓફ એમોન્યા ... ... ૧ આંસ.
ઓલીવ ઓઇલ ... ... ... ૩ અંસ.

૩ *Spiritus Ammoniae Foetidus.* **લા૦** સ્પીરીટસ એમોન્યાઈ ફીટીડસ. (એસાફીટીડા જુઓ)

**સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ એમોન્યા** લીનીમેન્ટમ કમ્ફોરી કમ્પોઝીટમ બનાવવામાં વપરાય છે.

**ગુણ**—દાહક અને ગરમ છે. આમોન્યાની વાસ અતી ઉગ્ર અને ઉષ્ણ છે.

**ઉપયોગ—આમોન્યાનું સોલ્યુશન** અંદરના ઉપચાર તરીકે વધી ગએલા તાવ, સોજાવાળાં દરદ, કોલેરા, સ્નાયુઓની નબળાઇના વ્યાધી, હ્રદયની મંદગતિના વ્યાધી, હીસ્ટીરીઆ, સર્પદશ, બીજા વિષવાળા પ્રાણીઓના વિષના વ્યાધીમાં. મૂર્છા, વાઈ, મગજની નબળાઈ, અને સંધીવાના દરદમાં વપરાય છે.

ઔષધ તરીકે એકલું એમોન્યા અગર તેની હરકોઈ બનાવટો પીવામાં લીધાથી હોજરીમાં જઇ ગરમીની અસર પેદા કરે છે, અને લોહીની ખટાશ દુર કરવાની અસર કરે છે; નાડીની ગતી અને ધબકારા વધારે છે, તાણુ તથા આંચકીને મટાડે છે, અને ચામડીની અંદરના પ્રવાહ, પસીનો, મૂત્રાશય, થુંક, કફ, વીગેરે વધારી બ્હાર કાઢે છે; તેમ મુખ્યત્વે કરીને કફને તથા પરસેવાને સારી રીતે બહાર કાઢે છે. વધારે પ્રમાણમાં માથામાં ધબકારા અને દુઃખ ઉત્પન્ન કરે છે, અને માથુ બ્હેરૂં ખોખ કરી મુકે છે; અને આથી વધારે પ્રમાણમાં વમનકારક અસર કરે છે; અને વિષારી પ્રમાણમાં દાહક સોજાની અસર ઉત્પન્ન કરે છે.

બેશુદ્ધી. નબળાઇથી આવેલી મૂર્છામાં દરદીનું ભાન ઠેકાણે લાવવા, તથા હૃદય પૌષ્ટિક ગરમ અસર કરવા સારૂ અને હીસ્ટીરીઆમાં આવતી તાણુ તથા વાયુના ઉન્માદને મટાડવા સારૂ, અને ફેફસાના સોજાના વ્યાધી અને તીક્ષ્ણ ઉધરસના દરદમાં કફઘ્ન અસર કરવા સારૂ એમોન્યા વારંવાર વપરાય છે; અને તેથી ઘણોજ સારો ફાયદો થાય છે.

**એમોન્યાનું સોલ્યુશન ડીજીટેલીસ, ટાબેકો, કોલચીકમ,**

**એસીડ હાઇડ્રોસ્યાનીક ડીલ્યુટ અને એકોનાઇટના** વિષના કેસમાં હૃદય પૌષ્ટિક ગરમ અસર કરવા સારૂ વિઘ્નાશક દવા તરીકે વારંવાર વપરાય છે.

બાહ્યોપચાર તરીકે એમોન્યા વાઇ. હીસ્ટીરીયા, મૂર્છા, સળેખમ, ભયંકર દરદથી આવેલી બેશુદ્ધીમાં, અને તિક્ષ્ણ ઝેરી દવાની બેશુદ્ધીમાં સુંઘવાથી છીંક લાવવાની અને ગરમ અસર સારી થાય છે અને શરીરમાં ચેતન આવી દરદી જાગૃત થાય છે. વીંછીના ડંશ ઉપર લીકર આમોન્યા અને લાડેનમ સમભાગે લગાડવાથી આરામ થાય છે સંધીવા ગાંઠીઓ વા, અને જૂની ઉધરસના દરદ પર ( છાતીએ ચોપડવાથી ) આ દવાનું ચોપડવાનું તેલ ચોળવાથી ગરમ, કફઘ્ન અને પીડાશામક અસર સારી રીતે થાય છે. એકલું એમોન્યા સાજી ચામડી પર લગાડવાથી બ્લીસ્ટર જેવા ફોલ્લા ઉઠે છે.

**વિષારી ચિન્હો**—એમોન્યાનો વાયુ વિષારી છે. તેનાથી ફેફસાનો અને શ્વાસનળીનો દાહ થાય છે. **ડાકટર ટેલર** જણાવે છે કે વાઇના દરદમાં મૂર્છા પ્રાપ્ત થયેલા એક દરદીને જાગૃત કરવા સારૂ તેના નાક આગળ ઘણીવાર સુધી એમોન્યા રાખવાથી તેની શ્વાસનળીનો વરમ થઇને તે મરણ પામ્યો હતો; એમોન્યા વાયુની મુંઝાઇ જવાય તેવી તીક્ષ્ણ ગરમ વાસ આવે છે. મોમાંથી પુષ્કળ પાણી છુટે છે અને અંગ બળે છે, પછી ગળામાં અને અન્નનળમાં સખત અગન બળવા માંડે છે. થોડીવાર પછી તીક્ષ્ણ વેદના થવામાંડે છે અને દાબવાથી વધારે થાય છે. વારંવાર ઉલ્ટી થાય છે, તેની અંદર લોહી પડે છે. પેટમાં બહુજ દુખે છે; ગળામાં હરકત થાય છે, અવાજ ખોખરો બોલે છે, અને તેની સાથે ખાસી થાય છે, તરસ લાગે છે, અને દરદી અતિશય પીડા પામી મરણને શરણ થાય છે.

**મરણોત્તર સ્વરૂપ**—અન્ન માર્ગનું રસપડ દાહ યુક્ત અને ખવાઇ ગએલું હોય છે. શ્વાસનળી દાહ યુક્ત માલમ પડે છે, કોઇ વખત આ વરમ પ્રસરીને આંતરડા, વાયુનળી, અને ફેફસાં સુધી પહોચે છે.

**મરણકાળ**—એમોન્યા વધારે પ્રમાણમાં પીવાથી અથવા સુંઘવાથી થોડા કલાકમાં મરણ નીપજે છે. કોઇવાર ફક્ત ચાર મિનિટમાં પણ મોત થાય છે.

**પ્રાણ હારક પ્રમાણ**—સ્ટ્રોંગ લાઇકર એમોન્યાના ૧ ડ્રામથી મોત થાય છે.

**આમોન્યાના વિષના વિષનાશક ઇલાજો**

**આમોન્યા.**

૧. વીનેગર પાણીમાં મિશ્ર કરીને પાવો.

૨. લીંબુનો રસ પાણીમાં મિશ્ર કરીને પાવો.

૩. સાઇટ્રીક એસીડની ટેબ્લોઇડ પાણીમાં મિશ્ર કરી પાવી.

૪. ટારટરીક એસીડનો ½ ડ્રામ ૧૦ ઔંસ પાણીમાં મીશ્ર કરી પાવો.

૫. દુધ પાવું.

૬. ઓલીવ ઓઇલના ૫ ઔંસ પાણીના ૨૦ ઔંસમાં મિશ્ર કરી પાવા.

૭. મોરફાઇન સલ્ફેટના ¼ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારા શરીરમાં થતી પીડા દુર કરવી.

૮. એસેટીક એસીડ પાણીમાં મિશ્ર કરી પાવું.

---

*AMMONII CARBONAS.*( $N_3H_{11}C_2O_5$ Eq.=157.) લા૦

આમોની કાર્બોનાસ. અં૦ કાર્બોનેટઓફ આમોન્યા. ગુ૦ સુંઘવાનું મીઠું.

**ઉપનામ—સુંઘવાનું મીઠું. સ્મેલીંગ સોલ્ટ.**

**માત્રા—** { કફઘ્ન અને ગરમ તરીકે— ૩ થી ૧૦ ગ્રેન.
વમનકારક તરીકે— ... ૧૫ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Spiritus Ammoniae Aromaticus.* લા૦ સ્પીરીટસ આમોન્યાઇ એરોમેટીકસ. અં૦ એરોમેટીક સ્પીરીટઓફ એમોન્યા.

**ઉપનામ—સૅાલવોલેટાઇલ.**

**રીત—**એમોન્યાકાર્બ ... ... ... ૪ ઔંસ.

| | | |
|---|---|---|
| સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ એમોન્યા | ... | ૮ ઔંસ. |
| વોલેટાઇલ ઓઇલ. ઓફ નટમેગ | ... | ૪½ ડ્રામ. |
| લીંબુનું તેલ ... ... | ... | ૬½ ડ્રામ. |
| રેકટીફાઇડ સ્પીરીટ ... ... | ... | ૬ પાઇન્ટ. |
| ચોખ્ખુ પાણી ... ... | ... | ૩ પાઇન્ટ. |

**માત્રા**— ... ... ... ½ થી ૧ ડ્રામ.

**ગુણ**—ખટાશ દુર કરનાર, ગરમ, સ્વેદલ અને કફઘ્ન છે; વધારે પ્રમાણમાં વમનકારક છે અને અતિશય વધારે પ્રમાણમાં દાહક અસર કરનાર વિષ છે.

**ઉપયોગ—એમોન્યા કાર્બોનાસ** હૃદયના દુખાવા, હોજરીની પાચન ક્રિયાના વ્યાધી, કોડ, ખરજવા, વિચર્ચિકા, જૂના અને તીક્ષ્ણ ફેફસાના સોજામાં, ત્રિદોષ, હીસ્ટીરીઆ, વાઇ, સુવાવડના ઉન્માદ, નાનાં બચ્ચાંઓની વરાધ, લકવા, દમ અને હાંફણ, જવર, ખાંસી, ક્ષય, મધુપ્રમેહ અને અજીર્ણના દરદમાં વપરાય છે.

આ દવાની કફઘ્ન અસર ઘણીજ ઉત્તમ છે; અને તે કફને એકદમ ફેફસામાંથી બહાર કાઢે છે; માટે તે ખાસ કરીને તીક્ષ્ણ ઉધરસ, ફેફસાના સોજા, ફેફસાના અંતરપડ સોજા, ક્ષય, અને દમના રોગમાં ગળફા ફેફસામાંથી બહાર કાઢવા સારૂ સેનેગા અને ઇપીકાકયુઆનાના સંયોગમાં વારંવાર વપરાય છે. મૂર્છા, વાઇ, સળેખમ માથાનો દુખાવો, હીસ્ટીરીઆ અને બીજા બેશુદ્ધીના દરદમાં આ દવા સુંઘવાથી સારો ફાયદો થાય છે. સાઇટ્રીક અથવા ટાર્ટરીક આસીડ અગર લીંબુના રસના સંયોગમાં આ દવા ઉલ્ટીને બંધ કરે છે અને દીપન અસર કરે છે. કેટલીકવાર ઘણા પ્રકારના ઘેન લાવનારા વિષના કેસમાં આ દવા ગરમ વમનકારક અસર સારૂ ૧૫ થી ૩૦ ગ્રેનના પ્રમાણમાં પાણી સાથે પાવામાં આવે છે. વધારે પ્રમાણમાં આ દવા કેટલીકવાર રેચક અસર કરે છે, અને જો તે વધારે વખત સુધી આપવામાં આવે તો આંતરડાપર સોજાની અસર કરે છે; માટે આ દવા અતિસાર થઇ ગએલા દરદીઓને આપવી નહીં. આ દવા તાવના દરદમાં સ્વેદલ અસર કરી તાવ ઉતારી નાંખે છે; આ દવા લાઇકર એમોન્યા એસીટાસ બનાવવામાં વપરાય છે, અને તે રૂપમાં સ્વેદલ અસર ઘણીજ સારી કરે છે.

**સ્પીરીટ એમોન્યા એરોમેટીક**—મૂર્છા, બેશુદ્ધી, હીસ્ટીરીઆ, મગજની નબળાઈ, વાયુના દરદ, ચુંક તથા આંકડીના વ્યાધીમાં ગરમ અસર કરવા સારૂ વારંવાર વધારે પ્રમાણમાં વપરાય છે. અજીર્ણ, મંદાગ્નિ અને પાચન શક્તિ સુધારવા સારૂ ગરમ દવાઓના સંયોગમાં વાપરવાથી સારો ફાયદો આપે છે. ઉધરસ, ક્ષય, ફેફસાના સોજા, દમ અને હાંફણના દરદમાં કફઘ્ન ગરમ તરીકે વારંવાર કફઘ્ન દવાઓ સાથે વપરાય છે. જ્યારે તીક્ષ્ણ ફેફસાના સોજાના દરદમાં અને ઉધરસમાં કફ બીલકુલ બહાર નીકળતો નથી અને દરદી શ્વાસ પણ પરાણે લઇ શકે છે. અને બેભાન થાય છે ત્યારે આ દવાના ત્રીશ ત્રીશ ટીંપાં ગરમ દુધ સાથે આપવાથી કફ બહાર નીકળે છે. અને દરદીમાં હુશિઆરી આવી શ્વાસ સારી રીતે લઈ શકે છે. કેટલીક પ્રકારના હૃદયની ગતિ મંદ કરનારા વિષના દરદમાં આ દવા હૃદય પૌષ્ટિક તરીકે અને વિષનાશક તરીકે વારંવાર વપરાય છે.

---

*AMMONII CHLORIDUM.* ( $NH_4Cl$ : Eq:=53·5. ) લા૦

આમોની કલોરીડમ. અં૦ કલોરાઇડ ઑફ આમોન્યમ. ગુ૦ નવસાર.

**ઉપનામ—સાલ એમોન્યાક.**

**માત્રા—** ... } રક્ત શોધક તરીકે ૫ થી ૧૦ ગ્રેન. તાવ રોકવા તરીકે ૨૦ થી ૩૦ ગ્રેન.

ગુણ—કફઘ્ન, ગ્રાહીક, પીતશામક, ઋતુશ્રાવક, સ્વેદલ, મૂત્રલ, પીડાશામક, ગરમ, અને રક્ત શોધક છે.

**ઉપયોગ—આમોન્યા કલોરાઇડ** કફઘ્ન તરીકે જૂની ઉધરસ, ફેફસાના સોજા, ઉટાંટીઆ અને સૂકી ખાંસીના દરદમાં વાપરવાથી સારી અસર કરે છે. પીતશામક તરીકે કાળજાના વધારાના દરદો, કમળો અને બરોળના વ્યાધીમાં વધારે વપરાય છે. ઋતુશ્રાવક તરીકે અનિયમીત ઋતુશ્રાવના દરદોમાં બીજા ઋતુશ્રાવક ઓષધોના સંયોગમાં વધારે વપરાય છે. સ્વેદલ તરીકે તાવના જુદી જુદી જાતના દરદોમાં સ્વેદલ ઓષધો સાથે વા-

પરવાથી સારો ફાયદો કરે છે. મૂત્રલ તરીકે જલંદર અને રક્તાશયના વ્યાધીમાં મૂત્રલ દવાનાં સંયોગમાં અતિશય વપરાય છે. પીડાશામક તરીકે સંધીવા, અને માથાના જુદી જુદી જાતના દરદોમાં ૩૦ ગ્રેનના પ્રમાણમાં દીવસમાં ત્રણ વખત લેવાથી દુખાવાને નરમ પાડે છે. રક્તશોધક તરીકે આ દવા પારાને બદલે વારંવાર અને ફતેહમંદી સાથે ઉપદંશ વીસ્ફોટક અને કંઠમાળના દરદમાં વપરાય છે. ગ્રાહીક તરીકે અતિસાર, મરડા, હરસ અને બીજા રક્તશ્રાવના વ્યાધીમાં ગ્રાહીક ઔષધો સાથે વાપરવાથી સારો ફાયદો થાય છે.

**એમોન્યા કલોરાઇડ કવીનાઇન**ની શોધ પહેલા તાવના દરદમાં તાવ રોકવા તરીકે અતિશય વપરાતું હતું; પણ હાલમાં **ગ્રેટબ્રીટનમાં** વધારે વપરાતું નથી, પણ **જર્મનીમાં** તે અતિશય વપરાય છે; અને **રૂશિયામાં** મસ્તકના દુખાવા અને જૂના સંધીવામાં રકતશોધક તરીકે ઘણું વપરાય છે. બાહ્યોપચાર તરીકે આ દવા બદ, ગાંઠ, સ્તનના સોજા ઉપર ૨ ડ્રામ ૧ ઔંસ પાણીમાં મિશ્ર કરીને લોશન તરીકે વપરાય છે; તે ગાંઠોને વીખેરા નાંખવાની અને સોજાને મટાડવાની સારી શક્તિ ધરાવેછે. માથાના દુખાવામાં અને સખત તાવના દરદમાં માથાપર ગરમી ન ચઢે એવા હેતુથી તે બરફ બદલે નીચે પ્રમાણે વાપરવાથી માથાના દુખાવાને અને ગરમીને કમી કરી નાંખે છે.

| | | | |
|---|---|---|---|
| એમોન્યા કલોરાઇડ | ... | ... | ૫ ઔંસ. |
| પોટાસ નાઇટ્રાસ | ... | .... | ૫ ઔંસ. |
| પાણી ... ... | ... | ... | ૧૬ ઔંસ. |

લચક, કરમોડ અને બીજા દુખદાયક દરદોમાં આ દવા લોશન તરીકે ચોપડવાથી પીડાશામક અસર કરે છે.

---

## *AMMONII BROMIDUM.* ( $NH_4$ Br, Eq.=98. ) લા૦

આમોની બ્રોમીડમ. અં૦ બ્રોમાઇડ ઓફ આમોન્યમ.

**માત્રા—** ... ... ... ૨ થી ૨૦ ગ્રેન.

**ગુણ—**ગરમ, રક્તશોધક, કફધ્ન નિંદ્રા લાવનાર અને ગ્રંથી શામક છે.

**ઉપયોગ**—આમોન્યા બ્રોમાઇડ મગજ પર શાંતી દાયક કફધ્ન અને નિંદ્રાપદ અસર સારૂ અપસ્માર અને ઉંટાંટીઆના દરદમાં વારંવાર અને વધારે પ્રમાણમાં વપરાય છે. પોટાશ બ્રોમાઇડ જેવી આ દવા વધારે વખત સુધી વાપરવાથી હૃદયની મંદગતી કરતી નથી. **મોરફાઇન અને અફીણની** ટેવો બ્રોમાઇડ આપ્યાથી છોડાવી શકાય છે એમ કહેવાય છે. ગડગુમડ, કંઠમાળ, નેત્ર રોગ મગજના ઉન્માદ, ઉપદંશ અને ચામડીના દરદોમાં આ દવા રક્તશોધક તરીકે વારંવાર વપરાય છે. હીસ્ટીરીઆ અને વાયુના ઉન્માદના દરદમાં આ દવા ચુંક તથા આંકડી મટાડવા અને ગરમ અસર કરવા સારૂ વપરાય છે.

---

*LIQUOR AMMONII ACETATIS FORTIOR.* ($NH_4C_2H_3O_2$ Eq.=77) **લા૦** લાઇકર આમોની એસીટટીસ ફોર્સ્યોર. **અં૦** સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ એસીટટ ઓફ આમોન્યમ.

| | | |
|---|---|---|
| **રીત**—એમોન્યા કાર્બ | ... ... | ૧૫¾ ઓંસ. |
| એસેટીક એસીડ | ... ... | ૫૦ ઓંસ. |
| ચોખ્ખુ પાણી | ... ... | જોઇએ તેટલું. |

બધું મળી ૩ પાઇન્ટ બનાવવું.

**માત્રા**— ... ... ... ૨૫ થી ૭૫ ટીપાં.

**મુખ્ય બનાવટો.**

૧ *Liquor Ammonii Acetatis.* **લા૦** લાઇકર આમોની એસીટટીસ. **અં૦** સોલ્યુશન ઓફ એસીટટ ઓફ એમોન્યમ.

| | | |
|---|---|---|
| **રીત**—એમોન્યા કાર્બ | ... ... ... | ૧¾ ડ્રામ. |
| એસેટીક અસીડ | ... ... ... | ૨¾ ઓંસ. |
| પાણી | ... ... ... ... | ૧૨¾ ઓંસ. |

---

| | | |
|---|---|---|
| **રીત**—સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ એસીટટ ઓફ એમોન્યમ. | | ૪ ઓંસ. |
| ચોખ્ખું પાણી | ... ... ... | ૧૬ ઓંસ. |
| **માત્રા**— | ... ... ... | ૨ થી ૬ ડ્રામ. |

**ગુણ**—તરસ છીપાવનાર, સ્વેદલ, કફઘ્ન, મૂત્રલ અને વધારે પ્રમાણમાં ઋતુઆવક છે.

**ઉપયોગ**—આ બંને બનાવટો સઘળી જાતના તાવ, ઉધરસ, સળેખમ, અને સોજાના વ્યાધીમાં વારંવાર વપરાય છે. અનિયમિત ઋતુશ્રાવના દરદોમાં આ દવા વધારે પ્રમાણમાં વપરાય છે. આ દવાઓ લીધાથી એમોન્યા જેવી ગરમ અસર થતી નથી પણ તે હોજરીમાં જઇ અંદરની ચામડીના પ્રવાહને સારી રીતે વધારે છે; મુખ્યત્વે કરીને ચામડીના પ્રવાહને (પરસેવાને) અને મૂત્રાશયના પ્રવાહને (પેશાબ) સારી રીતે વધારે છે; અને આ કારણને લીધે તે સખત તાવમાં સ્વેદલ અને જવરઘ્ન તરીકે **પોટાસ નાઇટ્રાસ સોડાસેલીસીલાસ અને સ્પીરીટ ઇથર નાઇટ્રોસીના** સંયોગમાં અતિશય વપરાય છે.

સઘળી જાતના ઉના તાવમાં નીચેનું મિશ્રણ લેવાથી સ્વેદલ, મૂત્રલ અને રેચક અસર થઇ તાવ ઉતરી જાય છે.

| | | |
|---|---|---|
| પોટાસ નાઇટ્રાસ | ... ... | ૧૫ ગ્રેન. |
| સોડા સેલીસીલેટ | ... ... | ૧૦ ગ્રેન. |
| મેગ્નેસીઆ સલ્ફાસ | ... ... | ૨ ડ્રામ. |
| લાઇકર આમોન્યા એસીટાસ | ... | ૪ ડ્રામ. |
| સ્પીરીટ ઇથર નાઇટ્રોસી ... | ... | ૩૦ ટીપાં. |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ... ... | ૧૫ ટીપાં. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | ... | ૧૫ ટીપાં. |
| ટીંચર જીંજર ... | ... ... | ૧૫ ટીપાં. |
| કપુરનું પાણી ... | ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી ત્રણ ત્રણ કલાકે તાવ ઉતરી જાય ત્યાં સુધી ત્રણ ભાગે પીવું. (અનુવાદક.)

---

*LIQUOR AMMONII CITRATIS FORTIOR.* ( NH 4.)3C6H5O7·Eq=243. ) લા૦ લાઇકર આમોની સાઇટ્રેટીસ ફોર્શ્યોર. અં૦ સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ સાઈટ્રેટ ઓફ આમોન્યમ.

**રીત**—સાઇટ્રીક એસીડ ... ... ... ૧૨ ઓંસ.
સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ આમોન્યા ... ૧૧ ઓાંસ.
ચોખ્ખુ પાણી ... ... જોઇએતેટલું.
બધુ મળી ૨૪ ઓાંસ બનાવવું.

**માત્રા**— ... ... ... $\frac{1}{2}$ થી $1\frac{1}{2}$ ડ્રામ.

**મુખ્ય બનાવટ.**

૧. *Liquor Ammonii Citratis.* **લા૦** લાઇકર આમોની સાઇટ્રે અં૦ સોલ્યુશન ઓફ સાઇટ્રેટ ઓફ આમોન્યમ.

**રીત**—સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ સાઇટ્રેટ ઓફ આમોન્યમ. ૫ ઓાંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧૫ ઓાંસ.

**માત્રા**— ... ... ... ૨ થી ૬ ડ્રામ.

**ઉપયોગ**—આ દવાઓના ગુણદોષ લાઇકર આમોન્યા એસીટાસને ઘણી ખરી રીતે મળતા આવે છે.

---

*SULPHYDRATE OF AMMONIUM.* **લા૦** સલ્ફહાઇડ્રેટ ઓફ આમોન્યમ.

**માત્રા**—૧ થી ૩ ટીપાં. ( જ્યારે આ દવા પીવી હોય ત્યારેજ તેના ટીપાં પાણીમાં નાંખી પીજવાં, નહીં તો તે બગડી જાય છે. )

**ઉપયોગ**—આ દવા વધારે પ્રમાણમાં મગજના સ્નાયુઓનેનબળા કરી ચક્કર, સુસ્તી; મૂર્છા, બકારીઓ અને ઉલ્ટીઓ કરે છે. નાના પ્રમાણમાં ચામડીના અંદરના પ્રવાહને વધારે છે અને બહાર કાઢે છે.

જુના ચામડીનાં દરદોમાં, સંધીવામાં અને ઉધરસમાં કફઘ્ન અને સ્વેદલ તરીકે વારંવાર વાપરવામાં આવે છે. મધુપ્રમેહમાં પણ આ દવા વપરાય છે; પણ તે તેની અંદર સાકરનો ભાગ કમી કરતી હોય એમ જણાતું નથી. આ દવા જો બેદરકારીથી વાપરવામાં આવે છે તો ઘણા ભયંકર ચિન્હો ઉત્પન્ન કરે છે. આ દવા હાલમાં ઝાઝી વપરાતી નથી.

---

*AMMONII NITRAS.* ( $NH_4$ $NO_3$. Eq.=80. ) **લા૦** એમોનીનાઇટ્રાસ. અં૦ નાઇટ્રેટ ઓફ આમોન્યમ.

**ઉપયોગ**—આ દવા મુખ્યત્વે કરીને **નાઇટ્રસ ઓક્સાઇડ વાયુ**

( લાફીંગ ગ્યાસ. ) બનાવવામાં વપરાય છે. આ ગ્યાસ જલદીથી અને નિર્ભયતાથી બેશુદ્ધી લાવવાની અસર કરે છે; અને તેથી તેનો દાંતના દાકતરો અતિશય ઉપયોગ કરે છે.

---

*AMMONII PHOSPHAS.* ($(NH_4)_2$ $HPO_4$ Eq.=132.)

લા૦ આમોની ફોસફાસ. અં૦ ફોસફેટ ઓફ આમોન્યમ.

**માત્રા**— ૫ થી ૨૦ ગ્રેન દીવસમાં ત્રણવાર અથવા ૪ વાર પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ દવા ગાંઠીઆ વા અને સંધીવાના દરદમાં યુરેટ ઓફ સોડીયમને ગાળી નાંખવા સારૂ વધારે વપરાય છે. મુત્રાશયના દરદોમાં પણ આ દવા વપરાય છે.

આ દવા કાળજાપર સખત ગરમીની અસર કરે છે. આંતરડાની ગાંઠોપર ગરમીની અસર કરતી નથી. ( રૂથરફોર્ડ. )

---

*IODIDE OF AMMONIUM.* અં૦ આયોડીડ ઓફ આમોન્યમ.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ પોટાસ આયોડીડને ઘણી ખરી રીતે મળતા આવે છે; અને તેનું પ્રમાણ પણ તેના જેટલુંજ છે. આ દવા કોઇ કોઇવાર વપરાય છે.

---

*ALUMEN.* ( $AL_2 3SO_4, K_2SO_4, 24H_2O$, Eq.=948. ) or

$AL_2 3SO_4, (NH_4)_2SO_4, 24H_2O$, Eq.=906. )

લા૦ આલ્યુમેન. અં૦ આલમ. ગુ૦ ફટકડી.

**મુખ્ય બનાવટો.**

૧ *Alumen Exsiccatum.* લા૦ આલ્યુમેન એકસીકેટમ. અં૦ ડ્રાઇડ આલમ. ફૂલાવેલી ફટકડી.

**માત્રા**— ગ્રાહીક તરીકે એકલા અગર કાંઇનાના સંયોગમાં ... ... ... ૧૦ થી ૨૦ ગ્રેન. રેચક તરીકે— ... ૩૦ થી ૫૦ ગ્રેન.

૨. *Glycerinum Aluminis.* લા૦ ગ્લીસરાઇનમ આલ્યુમીનીસ. અં૦

ગ્લીસરાઇન ઓફ અલમ.

રીત—ફટકડી ... ... ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ૫ ઔંસ.

ગુણ—ગ્રાહીક, રક્તસ્તંભક, અને જ્વરઘ્ન છે. વધારે પ્રમાણમાં રેચક અસર કરે છે.

ઉપયોગ—આલમ સંગ્રહણી, અતિસાર, પ્રદર, અતિઆર્તવ, મુત્રાશય, ગર્ભાશય, હરસ, મળાશય, ફેફસા, નાક, અને હોજરીમાંથી થતા રક્તશ્રાવના દરદોમાં રક્ત ગ્રાહીક તરીકે વારંવાર વપરાય છે. ટાઢીઆ તાવ ઉપર ફટકડીના ૫ થી ૧૦ ગ્રેન ગોળની સાથે આપવાથી તાવ રોકાઈ જાય છે. આંખના દરદમાં તેના ૨ ગ્રેન એક ઔંસ પાણીમાં મિશ્ર કરી ટીંપાં નાંખવા તરીકે વપરાય છે; મોઢું આવ્યું હોય, સાધારણ અથવા પારાની દવા ખાધા પછી જીભપર ચાંદાં પડયાં હોય, ગળું આવ્યુ હોય, ચોળીયા સુજી આવ્યા હોય, પડ જીભ ઉતરી હોય તો આ દવાના કોગળા કરવાથી સારો ફાયદો થાય છે. જુના પ્રમેહના દરદમાં ફુલાવેલી ફટકડી ૨ થી ૪ ગ્રેનના પ્રમાણમાં ખાવાથી સારી અસર કરે છે એમ આચાર્ય ડી. જે. જણાવે છે. જુના પ્રમેહ અને પ્રદરના દરદમાં તેના ૨ ગ્રેન ૧ ઔંસ પાણીમાં મિશ્ર કરીને પીચકારી મારવાથી ગ્રાહીક અસર સારી થાય છે. ઉંટાંટીઆ અને ક્ષય રોગમાં થતી લોહીની ઉલ્ટીના દરદમાં આ દવા વાપરવાથી સારો ફાયદો થાય છે. વધારે પ્રમાણમાં આ દવા રેચક અસર કરે છે.

---

## *ACETANILIDUM.* ( $C_8H_9NO.$ ) લા૦ એસીટેનીલીડમ.

અં૦ એસીટેનીલાઇડ.

**ઉપનામ—એન્ટીફેબ્રીન.**

**માત્રા** ... ... ... ૩ થી ૧૦ ગ્રેન.

ગુણ—સખત તાવ ઉતારનાર, દુર્ગંધનાશક અને પીડા શામક છે.

**ઉપયોગ**—એન્ટીફેબ્રીન ટાઇફોઇડ તાવ, બીજા સખત તાવ, રતવા, ક્ષય, સંધીવા અને શીતળાના દરદમાં વપરાય છે. માથાના દુખાવા અને મગજના સ્નાયુઓના દરદમાં પીડાશામક તરીકે વપરાય છે.

**વિશેષ વર્ણન**—આ દવા લેવાથી શરીરની ગરમી એકદમ ઘટી જવા માંડે છે, અને તે હૃદયની ગતી તથા મગજના સ્નાયુઓપર અતિશય નબળાઇની અસર કરે છે; માટે તેનો ઘણીજ સંભાળથી ઉપયોગ કરવો. આ દવા ૨ થી ૧૦ ગ્રેનના પ્રમાણમાં અપસ્માર, મસ્તકશુળ અને સખત તાવમાં વારંવાર વપરાય છે.

**એન્ટીફેબ્રીન એન્ટીપાઇરીન** કરતાં તાવ ઉતારવાની અસર ઘણીજ ઓછી કરે છે; અને તેથી તે એન્ટીપાઇરીન કરતાં ઉતરતી દવા છે.

**ફીલાડેલ્ફીઆનો ડાકટર પ્રોફેસર હેર** તેના દવાખાનાની સફળ તાવ જલ્દીથી ઉતારનારી દવાઓના લીસ્ટમાં **એન્ટીફેબ્રીનને** બીજે નંબરે મુકે છે. (**મેડીકલ રેકર્ડ, જુલાઇ ૨૫મી ૧૮૯૧.**) ડાકટર **ફુઆરહીન બ્યુમેટઝ** જણાવે છે કે એન્ટીફેબ્રીન લેવાથી કેટલીકવાર ચહેરાનો રંગ કાળો સામ પડી જવાનો સંભવ રહે છે, તેથી તે **એન્ટીપાઇરીન** કરતા હલકી અને ઉતરતી દવા છે, ૧૮૯૦ ની સાલનું ફેબ્રુવારી માસની ૮ મી તારીખનું **બ્રીટીશ મેડીકલ જર્નલ** જણાવે છે કે **એન્ટીફેબ્રીન** લીધાથી ઘણા ભયંકર વિષારી ચિન્હો થાય છે, અને તેવા ઘણા કેસો ડાકટર **જોન્સ** અને **બોકનહામ** ને મળી આવ્યા છે.

ડાકટર **આર્મ સ્ટ્રોંગ** જણાવે છે કે **એન્ટીફેબ્રીન** ના ૧૫ ગ્રેન લેવાથી ભયંકર વિષના ચિન્હો ખુલ્લી રીતે માલમ પડે છે. ( London Medical Recorder, June 1890 ]

આ દવા એકદમ વધારે પ્રમાણમાં વાપરવી નહીં; કારણ કે તે લીધાથી પરસેવો અતિશય વળવામાંડે છે અને દરદી ઠંડો થઇ જાય છે માટે દરદીની ઘણીજ સંભાળ રાખી તે નાના પ્રમાણમાં જરૂર પડે તેમ વાપરવી. નીચેના પડીકા વાપરવાથી તાવ ઉતરી જાય છે, અને નીચેનું મિશ્રણ આપવાથી તેના વિષારી ચિંન્હો થતા નથી.

| | |
|---|---|
| પોટાસ નાઇટ્રાસ ... ... | ... ૧૦ ગ્રેન. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક... | ... ૩૦ ટીપાં. |
| ટીંચર સીંકોનાકો ... ... | ... ૧૦ ટીપાં. |
| ટીંચર નક્સ વોમીકા ... | ... ૧૫ ટીપાં. |
| ટીંચર ડીજીટેલીસ... ... | ... ૬ ટીપાં. |

ટીંચર જીંજીર ... ... ૩૦ ટીપાં.
ટીંચર કારડમ કે ... ... ૩૦ ટીપાં.
પાણી ... ... ... ૩ ઓંસ.

મિશ્ર કરી ત્રણ ભાગ કરવા, અને જ્યારે નીચેનું પડીકું આપવાની જરૂર જણાય ત્યારે તેમાંનો એક ભાગ પાઇને પછી પડીકું આપવું..

( અનુવાદક. )

એન્ટીફેબ્રીન ... ... ... ૯ ગ્રેન.
કવીનાઇન સલ્ફાસ ... ... ... ૯ ગ્રેન.

૩ પડીકાં કરવાં અને જ્યારે સખત તાવ હોય ત્યારે ત્રણ ત્રણ કલાકે આપવાં; તાવ ઉતરી જાય એટલે બંધ કરવાં. ( અનુવાદક. )

આ દવાના વિષનાશક ઉપાયો તથા વિષારી ચિન્હો એન્ટીપાઇરીન અને ફીનાસીટીન બેયરના ભેગા આપવામાં આવ્યા છે.

---

## *PHENAZONUM.* ($C_6H_5(CH_3)_2C_3HN_2O$.Eq=188.)

લા૦ ફીનાઝોનમ. અં૦ ફીનાઝોન.

**ઉપનામ—એન્ટીપાઇરીન.**

**માત્રા—** ... ... ... ૩ થી ૨૦ ગ્રેન.

ગુણ—શાંતિદાયક, સ્વેદલ, કફઘ્ન, પીડાશામક અને દુર્ગંધનાશક છે.

ઉપયોગ—એન્ટીપાઇરીન સખત વધી ગએલા તાવ, ત્રિદોષ માથાના દુખાવા, રતવા, સંધીવા, ઇન્ફ્લુએન્ઝા નામના તાવ, ગાંઠીઓ વા, ઉધરસ, તાવ, ઉટાંટીઓ, દરીઆની માંદગી, અનિયમીત ઋતુશ્રાવના દરદો, ફેફસાના અંતરપડના સોજાના વ્યાધી, અપસ્માર, કોરીઆ, દમ, હાંફણ ધનુર્વા અને ક્ષયમાં આવતા સખત તાવના દરદમાં ઘણીવાર વપરાય છે. મધુ પ્રમેહમાં **એન્ટીપાઇરીન** વાપરવાથી સાકરનો ભાગ કમી થાય છે એમ કહેવાય છે.

**વિશેષ વર્ણન**—આ દવા આપવાથી તાવની ગરમી એકદમ ઘટી જાય છે; અને તે એટલે સુધી ઘટી જાય છે કે પછી ગરમી લાવતાં ઘણી જ મુશકેલી પડે છે અને છેવટે વીજળી લગાડતાં પણ મુશકેલીથી ગર-

ગીની અસર થાય છે; માટે તેનો ઘણીજ સંભાળથી થોડા પ્રમાણમાં જેમ જરૂર જણાય તેમ હૃદય પૌષ્ટિક દવા આપી ઉપયોગ કરવો.

"ડાકટર. ઇ. એમ. જોન્સન જણાવેછે કે ફેફસાના સોજાથી આવેલા સખત તાવમાં તાવની ગરમી કમી કરવા તરીકે આ ઘણીજ ઉત્તમ દવા છે; અને વળી તીક્ષ્ણ ઉધરસના દરદમાં તો આ દવા ઘણીજ ગુણકારી અને કીમતી છે; તે લીધાથી શ્વાસોશ્વાસ ધીમો નિયમીત ચાલે છે અને ઉધરસ નરમ પડી મગજના સ્નાયુઓપર શાંતીદાયક અસર થાય છે. મેટીરિયા મેડિકામાં જણાવેલું આ દવાનું ૩૦ ગ્રેનનું પ્રમાણ અતિશય વધારે છે; અને ઘણા થોડા પ્રમાણથી સારા સારા પરિણામ મેળવી શકાય છે."

(Medical Record, June 6, '1891.)

ડાકટર એ. હેર જણાવે છે કે સઘળા ગુણકારી જ્વરઘ્ન ઓષધોમાં એન્ટીપાઇરીન પ્રથમ દરજ્જો ભોગવે છે.

(Medical Record, July, 25, 1891.)

ડાકટર એ. પારીસ જણાવે છે કે જ્યારે ધનુર્વામાં કલોરલ હાઇડ્રાસ નીષ્ફળ જાય છે ત્યારે એન્ટીપાઇરીન વાપર્યાથી સારો ફાયદો થાય છે.

(L' Union Medical, Nov. 8, 1890)

"ફેફસાના અંતરપડના સોજાના દરદમાં આ દવા સારો ફાયદો આપે છે."

(International Journal of the Medical Sciences. Nov, 1891.

ડાકટર. ઇ. રીઆર જણાવે છે કે એન્ટીપાઇરીન ઉંટાટીઆના દરદમાં ચમત્કારીક અસર કરે છે.

(Medical Press and Circular, January. 13, 1892.)

મલેરીઆના તાવની ૧૦૪ થી ૧૦૫ સુધીની ગરમીની સ્થિતિમાં એન્ટીપાઇરીન ગરમી કમી કરવા તરીકે એક અતિશય કીમતી દવા છે.

હિંદુસ્તાનમાં આ દવા ૧૦ કે ૧૫ ગ્રેનથી વધારે પ્રમાણમાં, વા-

પરતી નહી. આ પ્રમાણે તાવની ગરમીને એકદમ કમી કરે છે, અને અતિશય દુખતું માથું મટાડે છે.

( Indian Medical Gazette, No. 10, 1891. )

ડાકટર એમ. સીકોલ એન્ડરસન જણાવે છે કે અપસ્મારના કેટલાક કેસો એન્ટીપાઇરીનથી સારા થયા છે.

( Lancet May 30, 1891. )

ડાકટર લેરોકસ જણાવે છે કે કોરીઆના ૬૦ કેસોમાં એન્ટીપાઇરીનથી ઘણીજ ઉત્તમ અસર થઈ હતી. તેનું પ્રમાણુ ધીમે ધીમે વધારીને ૪૫ થી ૯૦ ગ્રેન સુધી વધાર્યું હતું; આ પ્રમાણુથી આ દરદમાં કોઇ પણ વિષારી ચિન્હ ફક્ત શરીરપર ઝીણા ઝીણા રાતા ચાઠા સિવાય માલમ પડયું નહોતું.

( Archives of Pediatrics. July, 1891. )

જરમેઇન સી નામનો દાક્તર જણાવે છે કે એન્ટીપાઇરીનથી રક્તાશયપર પોટાશ બ્રોમાઇડ જેવી અસર થાય છે.

( Medical Record, Auy. 29, 1861. )

ક્ષય અને તીક્ષ્ણ ઉપરસના તાવના દરદમાં આ દવા નીચે પ્રમાણે આપવાથી સારી અસર કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| એન્ટીપાઇરીન | ... | ... | ... | ૯ ગ્રેન. |
| ગોયાકોલ કાર્બોનેટ | ... | ... | ... | ૧૨ ગ્રેન. |
| કવીનાઇન સલ્ફાસ. | ... | ... | ... | ૯ ગ્રેન. |

૩ પડીકાં કરવાં અને દીવસમાં ત્રણ વાર આપવાં. (અનુવાદક.)

---

*PHENACETINUM.* ( $C_{10}H_{13}NO_2$ Eq=179. ) લા૦ ફીનાસેટીનમ. અં૦ ફીનાસીટીન બેઅર.

માત્રા— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

ગુણ—જવરઘ્ન, પીડાશામક, ઉંઘ લાવનાર, કફઘ્ન અને શાંતીદાયક છે.

ઉપયોગ—ફીનાસીટીન બેઅર સઘળા જાતની સખત તાવ, દુખ-

રસ, હંટાટીઓ, માથાના દુખાવા અને તીક્ષ્ણ સંધીવાના દરદમાં વારંવાર વપરાય છે.

વિશેષ વર્ણન—આ દવા સખત માથાના દુખાવામાં વારંવાર અતિશય વપરાય છે; અને કેફ્રાઇન સાઇટ્રાસના સંયોગમાં તે આપ્યાથી સઘળી જાતના માથાના દુખાવાને નરમ પાડે છે.

ડાકટર એસીટીહેર ફીનાસીટીનને સઘળી તાવ ઉતારનારી દવાઓના લીસ્ટમાં ત્રીજે નંબરે મુકે છે. ફીનાસીટીનથી પણ તાવની ગરમી ચમત્કારીક રીતે કમી થાય છે; પણ તે લીધાથી પરસેવો અતિશય વળે છે; શરીરપર ઓરી જેવાં રાતાં ચાઠાંઓ થાય છે અને ચહેરાનો રંગ સ્યામ પડી જાય છે.

( Brit. Med. Journ. November 21, 1891. )

ડાકટર મેનસીલા જણાવે છે કે આ દવાના યોગ્ય પ્રમાણ લેવાથી દવા લીધા પછી તરત અડધા કે ૧ કલાક પછી તાવ કમી થવા માંડે છે; અને ત્રણ ચાર કલાકમાં સંપુર્ણ રીતે તાવ ઉતરી જાય છે; અને પછી ધીમે ધીમે જેટલો તાવ આવ્યો હોય તેટલો ફરીને ચઢે છે.

( Annual of the Univ. Med. Sciences, 1892. )

આ દવા સલ્ફોનલ ઐઅર સાથે આપવાથી તાવની ગરમી કમી થાય છે; અને ઉંઘ સારી રીતે આવે છે. ( Ibid. )

એન્ટીફેબ્રીન, એન્ટીપાઈરીન અને ફીનાસીટીનની શરીરની જુદી જુદી ઇંદ્રીઓ પર અસર.

પાચન ક્રિયાના આંતરડાપર—આ ત્રણે દવાઓ આ સ્થળપર કાંઇ અસર કરતી નથી.

લોહી—આ ત્રણે દવાઓના સક્રમ પ્રમાણથી લોહીમાં કાંઇ અસર થતી નથી; પણ ઘણા વધારે પ્રમાણમાં તેનો રંગ બદલાઇ જાય છે; લોહીના રાતા રજકણો છુટા છુટા થઇ ભાગી જાય છે; અને ધોળા રજકણોની હીલચાલ બંધ થઇ જાય છે.

હૃદય—આ ત્રણે દવાઓથી હૃદયની ગતી મંદ પડે છે; અને વધારે પ્રમાણમાં કારડીઆક મસલ્સ પર નબળાઇની અસર થઇ હૃદયની ગતી

વધારે વધારે નરમ થતી જાય છે. એન્ટીફેબ્રીનથી હૃદયની ગતિ અતિશય મંદ થાય છે, એન્ટીપાઇરીનથી તેનાથી ઓછી થાય છે, અને ફીનાસીટી-નથી એ બંને કરતાં ઓછી થાય છે.

**રક્તાશય**—એન્ટીફેબ્રીન અને એન્ટીપાઇરીનના વધારે પ્રમાણથી રક્તાશય એકદમ સંકોચાઈ જાય છે.

**શ્વાસોશ્વાસ**—શ્વાસોશ્વાસની ક્રિયા આ ત્રણે દવાઓના વિષારી પ્રમાણથી અતિશય ઘટી જાય છે; અને યોગ્ય પ્રમાણમાં સ્હેજસાજ ધીમી ચાલે છે.

**મુત્રાશય**—આ ત્રણે દવાઓ યોગ્ય પ્રમાણમાં સ્હેજ સાજ મૂત્રલ અસર કરે છે; અને વધારે પ્રમાણમાં પેશાબના રંગને બદલી નાંખે છે. પેશાબ વાટે એન્ટીપાઇરીન જલદીથી બહાર નીકળે છે; અને બીજી બે ધીમે ધીમે નીકળે છે.

**ચામડી**—આ ત્રણે દવાઓથી ચામડી પર ઓરી જેવાં ઝીણાં ઝીણાં ચાઠાં પડે છે. તનદુરસ્ત હાલતમાં આ ત્રણે દવાઓ સ્વેદલ અસર સ્હેજ સાજ કરે છે; પણ તાવની સ્થિતીમાં ચામડીમાં પ્રવાહને (પરસેવાને) અતિશય વધારે છે; આથી આ ત્રણે દવાઓ સખત સ્વેદલ છે.

**ગરમી**—તનદુરસ્ત હાલતમાં આ ત્રણે દવાઓ શરીરની ગરમી સ્હેજસાજ કમી કરે છે; પણ તાવની હાલતમાં અતિશય કમી કરી નાંખે છે.

**મગજના સ્નાયુઓ પર**—આ ત્રણે દવાઓ મગજના સ્નાયુપર સખત શાંતીદાયક અસર કરે છે; અને આથી મગજના સ્નાયુઓના દુખાવા, શળ અને ચસ્કાના વ્યાધીમાં પીડાશામક અને શાંતીદાયક તરીકે વારંવાર એકલી અગર ક્વીનાઇન, કેફાઇન, સાઇટ્રાસ અને સલ્ફોનલના સંયોગમાં વપરાય છે. કેટલીક વખતે એન્ટીપાઇરીન અને એન્ટીફેબ્રીન વિષારી પ્રમાણમાં લેવાથી તાણ અને આંચકીઓ આવે છે.

**વિષારી ચિન્હો**—આ ત્રણે દવાઓ વધારે પ્રમાણમાં લેવાથી અતિશય પરસેવો વળે છે, કેટલીકવાર ઉલ્ટીઓ થાય છે, નબળી અને અનિયમીત નાડી ચાલે છે, શ્વાસોશ્વાસ ધીમો અને પરાણે લેવાય છે; ચહેરાનો રંગ તથા હાથ પગ સ્યામ પડી જાય છે; શરીર ઠંડુ બરફ જેવું

થાય છે, ચામડી પર ચાઠાં ચાઠાં નીકળે છે, અને છેવટે હૃદય બંધ પડી મૂર્છાથી મરણ નીપજે છે.

**એન્ટીપાઇરીન અને ફીનાસીટીનની સરખામણી**—એન્ટીપાઇરીન એકદમ અને ખાત્રીપૂર્વક તાવ ઉતારવાની શક્તિ ધરાવે છે; તેથી તે પ્રથમ પદ ભોગવે છે; અને ફીનાસીટીન ધીમેથી અને નિર્ભયતાથી તાવ ઉતારે છે; તે તેના જેવાં વિષારી ચિન્હો થોડા પ્રમાણમાં ઘણાંજ ઓછા કરે છે; અને વખતે કાંઇ પણ કરતું નથી; તે લીધાથી શરીરની ગરમી ૯૮ફે ડીગ્રી કરતાં વધારે કમી થતી નથી; અને એન્ટીપાઇરીનથી વધારે કમી થઇ જાય છે.

શાંતીદાયક અને નિંદ્રા લાવવાની અસર ફીનાસીટીનથી સારી થાય છે. આ બંને દવાઓ અતિશય પરસેવો વાળે છે પણ તાવને રોકી શકતી નથી; કે ગરમી લાંબો વખત સુધી ઉતારી શકતી નથી.

**સુચના**—આ ત્રણે દવાઓ ઘણી ભયંકર છે; માટે દેશી વૈદ્યો ઓછા જ્ઞાનવાળા ઉપચારકો, હકીમો, આખા ડાકટર બનેલા શ્રિમંતો, વિદ્વાનો અને કમ્પાઉન્ડરોએ આ દવાઓ કદી વાપરવી નહીં; અને વાપરવાની જરૂર પડે તો કોઇ સારા વિદ્વાન દાકતરની સલાહ લઇને અગર હૃદય પૌષ્ટિક દવા આપી વાપરવી. ચાલુ જમાનામાં કોઇ પણ વિદ્વાન દાકતરની કે વૈદ્યની સલાહ વિના, ઘરગતુ ઓસડીઆ કરવાનો અતિશય ખરાબ અને ભયંકર રીવાજ અતીશય વધી ગયો છે; અને ઘરગંતુ ઉપચારકો કાંઇ પણ વૈદક જ્ઞાન વગર **એન્ટીપાઇરીન, એન્ટીફેબ્રીન, ફીનાસીટીન બેયર,** જ્વરાંકુશ, અને બજારમાં વધી પડેલી જાદુઇ ગુણવાળી મોટા : સુશોભિત પાટીઆના આડંબરવાળી એકદમ મારી મચડી શરીરમાં ઘણા વિકારી બીજોનો જન્મ આપી ક્ષણ વારમાં તાવ ઉતારી નાંખનારી; એન્ટીપાઇરેટીક, એન્ટીપેરીઓડીક, એગ્યુસ્પેશીફીક, એગ્યુમીકશ્ચર, જ્વરમુરારી, જ્વરનાશક, જ્વરાંકુશ વીગેરે અદ્દભુત નામોનાં રૂપ ધારણ કરનારી દવાઓને વાપરવા લાગ્યા છે; તેથી ઘણા ખરા દરદીઓ, માણસો અને બાળકો આ ભયંકર દવાને શરણ થઇ મરણને રસ્તે ચઢી ગયા છે; માટે તેમણે તાવની શરૂઆતમાં અને વધી ગએલા તાવના દરદમાં દરદીના બળનો, વયનો અને કોઠાનો વિચાર કર્યા સિવાય, પેટ સાફ લાવ્યા સિવાય તેમને અગાઉથી કે પછીથી હૃદય પૌષ્ટિક દવાઓ આપ્યા સિવાય ઉપરના જાદુમી જાદુગરોનો

કદી પણ ઉપયોગ કરવો નહીં; તેમાં સ્વહસ્તે તો કદી પણ ઉપયોગ ન કરવો; કારણ કે તે જૂની જાદુગરો વિદ્વાન દાક્તર અને વિદ્વાન વૈદની વિદ્વતા-ભરી સારવાર નીચેજ પાંશરા અને ધીમા ચાલે છે, અને દરદીના શરીરમાં ઘારેલી અસર કરે છે; વખતે દાક્તર કે વૈદની જો સરત ચુક થઇ તો તેમને પણ લાત લગાવી દેવામાં પાછા પડતા નથી; ઉપરના ઉપચારકોને તાવના દરદમાં આ ત્રણે દવાઓ વાપરવાની જરૂર પડે તો નીચેનાં પડીકાં નીચેના મિશ્રણો પાયા પછી વાપરવા, અને તાવ નરમ પડે એટલે બંધ કરી દેવા.

તાવની ૧૦૨ ડીગ્રીની અંદર ઉપરની ત્રણે દવાઓ કદી વાપરવી નહીં પણ ૧૦૩ થી ૧૦૬ ડીગ્રીના તાવમાં વાપરવી. જયારે તાવ ૧૦૧ ડીગ્રી સુધી કમી થવા માંડે એટલે તરત બંધ કરી દેવી.

| નામ. | પ્રમાણ. | નામ. | પ્રમાણ. | નામ. | પ્રમાણ. |
|---|---|---|---|---|---|
| એન્ટીપાઇરીન | ૯ ગ્રેન. | એન્ટીફેબ્રીન ... | ૯ ગ્રેન. | ફીનાસીટીન બેઅર | ૧૨ ગ્રેન. |
| કવીનાઇન સલ્ફાસ | ૯ ગ્રેન. | કવીનાઇન સલ્ફાસ | ૯ ગ્રેન. | કવીનાઇન સલ્ફાસ | ૧૨ ગ્રેન |

ઉપરની દવાઓ મિશ્ર કરી ત્રણ જાતની દવાનાં ત્રણ પડીકાં કરવાં; અને દેશકાળ, દરદીની ઉમર, બળ અને કોઠો વિચારી ત્રણ ત્રણ કલાકે વાપરવાં. એક પડીકું આપતાં તાવ ઉતરી જાય તો બીજું પડીકું આપવું નહીં.

એન્ટીપાઇરીન, એન્ટીફેબ્રીન કે ફીનાસીટીન બેઅર એ ત્રણમાંથી શું વાપરવું તે હું ઉપચારકોની મરજી ઉપર અને મેટિરીયા મેડીકામાં તેના લખેલા ગુણો દોષ ઉપર સોંપુછું.

## હૃદયપૌષ્ટિક મિશ્રણ.

| | | |
|---|---|---|
| સોડા બાયકાર્બોનાસ | ... ... | ૧૫ ગ્રેન. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | ... | ૩૦ ટીપાં. |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ... ... | ૧૫ ટીપાં. |
| ટીંચર નક્સવોમીકા | ... ... | ૨૦ ટીપાં. |
| ટીંચર ડીજીટેલીસ | ... ... | ૯ ટીપાં. |
| ટીંચર સીકોનાકો | ... ... | ૧૦ ટીપાં. |

| | |
|---|---|
| ટીંચર જીંજીર ... ... | ૧૫ ટીંપાં. |
| પાણી ... ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી ત્રણવાર પાવું.

### પેટ સાફ લાવનાર મિશ્રણ.

| | |
|---|---|
| મેગ્નેસીઆ સલ્ફાસ ... ... ... | ૪ ડ્રામ. |
| સોડા બાય કાર્બોનાસ ... ... ... | ૧૫ ગ્રેન. |
| ટીંચર જીંજીર ... ... ... | ૧૦ ટીંપાં. |
| ટીંચર કારડમ કો ... ... ... | ૫ ટીંપાં. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક ... ... | ૫ ટીંપાં. |
| ટીંચર કેલંબા ... ... ... | ૧૦ ટીંપાં. |
| પીપરમીંટનું પાણી... ... ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી બધું પી જવું.

### સાધારણ તાવ ઉતારનાર મિશ્રણ.

| | |
|---|---|
| સોડા બાયકાર્બોનાસ ... ... | ૨૦ ગ્રેન. |
| સોડા સેલીસીલીસ ... ... | ૧૦ ગ્રેન. |
| પોટાસનાઇટ્રાસ ... ... ... | ૧૫ ગ્રેન. |
| લાઇકર એમોન્યા એસીટાસ ... | ૩ ડ્રામ. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક ... | ૨૦ ટીંપાં. |
| ટીંચર જેનશનકો ... ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર સીંકોના કો .... ... ... | ૧૦ ટીંપાં. |
| સ્પીરીટ ઇથરનાઇટ્રોસી ... ... | ૧૫ ટીંપાં. |
| સ્પીરીટ ક્લોરોફોર્મ ... ... | ૧૦ ટીંપાં. |
| કપુરનું પાણી ... ... ... | ૩ ઔંસ. |

મિશ્રકરી ત્રણ ત્રણ કલાકે પીવું.

### તાવ રોકવાનું મિશ્રણ.

| | |
|---|---|
| ક્વીનાઇન સલ્ફાસ ... ... | ૧૫ ગ્રેન. |
| એસીડનાઇટ્રો હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર નક્સવોમીકા ... ... | ૧૫ ટીંપાં. |

| | | | |
|---|---|---|---|
| ટીંચર જેનસન કો | ... | ... | ૧૫ ટીપાં. |
| ટીંચર જીંજીર | ... | ... | ૧૫ ટીપાં. |
| સ્પીરીટ ક્લોરોફોર્મ. | ... | ... | ૧૦ ટીપ. |
| પાણી | ... | ... | ... ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણવાર પીવું. (અનુવાદક.)

**એન્ટીપાઇરીન, એન્ટીફેબ્રીન અને ફીનાસીટીનના વિષના વિષ નાશક ઇલાજો.**

**એન્ટીપાઇરીન.** ૧. ગરમ ઉપચારો કરવા.
૨. ગરમ અને હૃદય પૌષ્ટિક દવાઓ વાપરવી.
૩. સ્ટ્રીકનીઆ સલ્ફેટના ૧/૬૦ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારવી.

**ફીનાસીટીન.** ૪. ડીજીટેલીસના ૧/૧૦૦ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારવી.
૫. કૃત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો.

**એન્ટીફેબ્રીન.** ૬. ઓકસીજન ગ્યાસ સુંઘાડવો.



*SULPHONAL.* ( $C_7H_{16}S_2O_4$,Eq=228. ) લે૦ સલ્ફોનલ.

અં૦ સલ્ફોનલ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૫૦ ગ્રેન.

**( રખલદાસ ઘોશ. )**

**માત્રા—** ... ... ... ૧૫ થી ૪૦ ગ્રેન.

**( પીટર સ્કવાયર. )**

**ગુણ**—નિંદ્રા લાવનાર, પીડાશામક અને શાંતીદાયક છે.

**ઉપયોગ—સલ્ફોનલ** તીક્ષ્ણ ઉન્માદ, માથાના દુખાવા, કોરીઆ, મધુપ્રમેહ, ક્ષયમાં વળતો રાતનો પરસેવો અટકાવવા, સારૂ, મગજના સ્નાયુઓના વ્યાધી, નિંદ્રાનાશના વ્યાધી અને બીજા દુખંદાયક દરદોમાં ઉંઘ લાવવા સારૂ વારંવાર વપરાય છે.

**વિશેષ વર્ણન—સલ્ફોનલ** એક સીધી રીતે નિંદ્રાલાવનાર નિર્ભય દવા છે. તે લીધાથી હૃદયની ગતી **કલોરલ હાઇડ્રાસની** માફક મંદ પડતી નથી; અને અફીણની પેઠે તે બેચેની ઉત્પન્ન કરતુ નથી. ઉન્માદ અને નિંદ્રાનાશના દરદમાં રક્તાશયની મંદ ગતીવાળા દરદીઓને જ્યારે **કલોરલ હાઇડ્રાસ** આપવું નુકશાનકારક લાગે છે ત્યારે આ દવા નિર્ભયતાથી વાપરી શકાય છે, અને તેથી ઉંઘ આવવાની અને શાંતીદાયક અસર પણ સારી રીતે થાય છે.

" **સલ્ફોનલ** લેવાથી ઉંઘ સારી રીતે લાંબા વખત સુધી અને જલદીથી આવે છે. તે સ્વાદ વગરની છે; પાચન ક્રિયાને કાંઇ પણ હરકત કરતી નથી; રક્તાશય અને શ્વાસોશ્વાસની ગતીને પણ મંદ કરતી નથી તેથી તે સ્હેલાઇથી અને નિર્ભયતાથી લઇ શકાય છે.

( Mitchell Bruce. )

**ડાકટર લોડર બ્રન્ટન** જણાવે છે કે નિંદ્રા લાવનારી સઘળી નવી નીકળેલી દવાઓ કરતાં **સલ્ફોનલ**ની શાંતીદાયક અને નિંદ્રા લાવવાની અસર ઘણીજ ગુણકારી અને નિર્ભયતા ભરેલી છે; તે મોરફાઇનની માફક ઘેન લાવવાની ઉંઘ નસકોરાં અતિશય બોલે તેમ લાવતી નથી; પણ ગુલાબી નિંદ્રા જલદીથી અને કાંઇ પણ રક્તાશયની મંદગતિ વગર નિર્ભયતાથી લાવે છે.

( ક્રુનીઅન લેકચર્સ. )

**ડાકટર બોટ્રીચ** જણાવેછે કે **સલ્ફોનલ**ના ૭ ગ્રેન લેવાથી ક્ષયના રોગમાં રાતે વળતો પરસેવો **એટ્રેપાઇનની** માફક બંધ થાય છે; અને નિંદ્રા સારી રીતે આવે છે.

( Lancet Vol. 1, 1891, P. 854. )

મુત્રાશયના દરદમાં નિંદ્રા લાવવા સારૂ **સલ્ફોનલ** વાપરવાથી ઉંઘ સારી રીતે આવે છે અને પીડાશામક અસર થાય છે.

( Lancet Vol. 1, 1889. )

એક તનદુરસ્ત માણસે **સલ્ફોનલની** ૮૫૩ ગ્રેન લીધા હતા; અને

તેથી તેને થોડે થોડે આંતરે ૧૧૪ કલાક સુધી ગુલાબી ઉંઘ આવી હતી; અને કાંઇપણ વિકારી ચિન્હો તથા રક્તાશયની મંદગતિ વીગેરે થયું નહોતું.

(Lancet Vol. 1, 1889.)

**સલ્ફોનલ** ઉન્માદના દરદમાં, અને **લોકો મોટર એટેકસી** નામના દરદમાં ફ્લુતેહમંદી સાથે આપવામાં હતી; અને સ્નાયુઓના 'સંધીવાના દરદમાં **એન્ટીપાઇરીન**ના સંયોગમાં આપવાથી સારી અસર થઇ હતી

(Brit. Med. Jour. Vol. 2. 1889.)

---

*ANTIMONIUM.* (Sb. Eq.=120) **લા૦** એન્ટીમોનીયમ. **અં૦** એન્ટીમની.

*ANTIMONIUM NIGRUM PURIFICATUM.* **લા૦** એન્ટીમોનીયમ નાઇગ્રમ પ્યુરીફીકેટમ. **અં૦** પ્યુરીફાઇડ બ્લેક એન્ટીમની.

**ઉપયોગ**—આ દવા દવા તરીકે વપરાતી નથી, પણ એન્ટીમોનીયમ સલ્ફ્યુરેટમ અને લાઇકર એન્ટીમની કલોરાઇડીની બનાવટો બનાવવામાં વપરાય છે.

---

*ANTIMONIUM SULPHURATUM.* **લા૦** એન્ટીમોનીયમ સલ્ફ્યુરેટમ. **અં૦** સલ્ફ્યુરેટેડ એન્ટીમની.

**માત્રા**— ... ... ૧ થી ૫ ગ્રેન રક્તશોધક તરીકે.

આ દવા **કમ્પાઉન્ડ કેલોમલ પીલ** બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—રક્તશોધક, સ્વેદલ અને વમનકારક છે.

**ઉપયોગ—સલ્ફ્યુરેટેડ એન્ટીમની** જૂના સંધીવામાં હાયોસાઇમસ ચુર્ન હેમલોકના સંયોગમાં, ઉથલો પાડેલી [illegible] અને ઉપરશના વ્યાધીમાં કમ્પાઉન્ડ કેલોમલ પીલના સંયોગમાં, અને ચામડીના દરદોમાં ગોઆકમ અને કેલોમલના સંયોગમાં [illegible].

***ANTIMONIUM TARTARATUM.*** **લા૦** એન્ટીમોનીયમ ટારટરેટમ. **અં૦** ટારટરેટેડ એન્ટીમની.

**ઉપનામ**—**ટાર્ટર ઇમેટીક, એન્ટીમની પોટાશ્યો-ટારટાસ.**

**માત્રા**— { સ્વેદલ અને કફઘ્ન તરીકે $\frac{1}{16}$ થી $\frac{1}{8}$ ગ્રેન.
શાંતીદાયક તરીકે ... $\frac{1}{8}$ થી ૨ ગ્રેન.
વમનકારક તરીકે ... ૧ થી ૨ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Vinum Antimoniale.* **લા૦** વાઇનમ એન્ટીમોનીએલ. **અં૦** એન્ટીમોનીઅલ વાઇન.

**રીત**—ટાર્ટરઇમેટીક ... ... ... ૪૦ ગ્રેન.
શેરીવાઇન ... .... ... ... ૨૦ ઔંસ.

વાઇનમ એન્ટીમોનીઅલના દરેક ઔંસમાં ટાર્ટર ઇમેટીકના ૨ ગ્રેન સમાએલાં છે.

**માત્રા**— ... ... ... ૫ થી ૬૦ ટીપાં.

| | |
|---|---|
| **પુખ્ત ઉમરના દરદી સારૂ.** | કફઘ્ન અને સ્વેદલ તરીકે ૧૦ થી ૩૦ ટીપાં.<br>વમનકારક તરીકે ... ૨ થી ૪ ડ્રામ. |
| **નાના બચ્ચાં વાસ્તે** | કફઘ્ન અને સ્વેદલ તરીકે ૨ થી ૩ ટીપાં.<br>વમનકારક તરીકે ૧૦ થી ૧૫ ટીપાં. |

૨ *Unguentum Antimonii Tartarati.* **લા૦** અંગવેન્ટમ એન્ટીમની ટારટરેટી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ ટારટરેટેડ એન્ટીમની.

**રીત**—ટારટરેટેડ એન્ટીમની ... ... ૨ ડ્રામ.
સીમ્પલ ઓઇન્ટમેન્ટ ... ... ૧ ઔંસ.

**ગુણ**—સ્વેદલ, રક્તશોધક, વમનકારક, કફઘ્ન, પીતશામક અને શાંતીદાયક છે. વધારે પ્રમાણમાં વમનકારક, રેચક અને તીક્ષ્ણ વિષ છે.

**ઉપયોગ**—**ટાર્ટર ઇમેટીક અને વાઇનમ એન્ટીમોનીઅલ સઘળી** જાતના સખત તાવ, ઉરસ, ઉટાંટીઓ, દમ, સસણી, કાળં૦ના

વધારા અને સોજાના વ્યાધી, ફેફસાના સોજાના અને ફેફસાના અંતરપડના સોજાના વ્યાધી, ત્રિદોષ, સન્નેપાતના જ્વર, સોજાવાળા દરદો, ગળાના સોજાના વ્યાધી, સળેખમ, ઇનફ્લુએન્ઝા નામનો તાવ, અને તીક્ષ્ણ સંધીવાના દરદમાં વારંવાર વપરાય છે.

**વિશેષ વર્ણન—ટારટર ઇમેટીક** ખાધામાં લીધાથી ચામડીપર અને અંદરની ત્વચાપર અસર કરે છે; અને તેથી તે સ્વેદઘ્ન, કફઘ્ન અને પીડાશામક છે. વધારે પ્રમાણમાં તે પ્રથમ વમનકારક અસર કરે છે, અને કેટલીકવાર રેચક અસર કરે છે, અને તે વધારે વખત સુધી આપવામાં આવે તો તે જલદ શાંતીદાયક અસર આખા શરીર પર કરે છે, અને સ્નાયુઓની હીલચાલ તથા હૃદયની ગતીને અતિશય મંદ કરે છે. બાહ્યોપચાર તરીકે તે ચામડીપર ચોપડતાં દાહક સોજાને લાવનારી અસર કરે છે; અને વારંવાર ચોપડતા તે ચામડીમાં મળી જાય છે અને તેથી ઘણા ભયંકર વિકારી ચિન્હો થાય છે.

**ટારટરઇમેટીક** એક સખત સ્વેદઘ્ન અને કફઘ્ન અસર કરે છે; અને તે શરીરની અંદરના પ્રવાહને એટલે પેશાબ, કફ અને પરસેવાને અતિશય પ્રમાણમાં બહાર કાઢે છે; તેથી તે સઘળી જાતના સખત તાવ, તીક્ષ્ણ ફેફસાના સોજા અને ઉધરસમાં વારંવાર વપરાય છે.

**ટારટર ઇમેટીકનું મલમ** એક સખત સોજા લાવનાર દાહક અસર કરે છે; અને તેથી તે મસ્તકના વ્યાધીમાં પેટુના વ્યાધીમાં, અને સાંધાના સોજાવાળા જૂના દરદોમાં ચોપડવામાં આવે છે. આ દવા નબળા બાંધાવાળા દરદીને તથા ઘણાં નાના બચ્ચાંઓને આપવી નહીં, અને જો આપવાની જરૂર પડે તો બીજી હૃદય પૌષ્ટિક દવા સાથે ઘણાજ નાના પ્રમાણમાં વાપરવી.

---

*ANTIMONII OXIDUM.* **લા૦** એન્ટીમની ઓકસાઇડમ. **અં૦** ઓકસાઇડ ઓફ એન્ટીમની.

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Pulvis Antimonialis.* **લા૦** પલ્વીસ એન્ટીમોન્યેલીસ **અં૦** એન્ટી-

મોતીઅલ પાઉડર.

**રીત**—ઓક્સાઈડ ઓફ એન્ટીમની .... ૧ ઔંસ.
ફોસ્ફેટ ઓફ કેલસ્યમ ... ... ૨ ઔંસ.

આ દવા **જેમ્સ પાઉડર**ને બદલે અગર **પલ્વીસ જેકોબાઈ** બનાવવામાં વપરાય છે.

**માત્રા**— ... ... ... ૩ થી ૫ ગ્રેન.

**ગુણ**—સ્વેદલ અને ધીમી રક્તશોધક છે.

**ઉપયોગ**—આ દવા સ્વેદલ અને રક્તશોધક તરીકે ત્વચારોગ ઉપર અને સખત તાવમાં વપરાય છે; મુખ્યત્વે કરીને બચ્ચાંના તાવ માટે વિશેષ વપરાય છે.

---

*LIQUOR ANTIMONII CHLORIDI.* **લા૦** લાઇકર એન્ટીમની કલોરાઇડી. **અં૦** સોલ્યુશન ઓફ કલોરાઇડ ઓફ એન્ટીમની.

**ગુણ**—દાહક અને ક્ષોભક છે.

**ઉપયોગ**—આ દવા ઝેરી સાપના ડંસ ઉપર, તથા બીજા ઝેરી ઘા ઉપર અને સડી ગએલાં ચાંદા ઉપર કાસ્ટીક તરીકે લગાડવામાં આવે છે. આ દવા પીવા તરીકે કદી પણ વપરાતી નથી; પણ ઓકસાઇડ ઓફ એન્ટીમનીની બનાવટો બનાવવામાં વપરાય છે.

**એન્ટીમનીની બનાવટોના વિષારી ચિન્હો**—ટારટર ઇમેટીક અને કલોરાઇડ ઓફ એન્ટીમની વિષારી પ્રમાણમાં લેવાથી મોંમાં ખરાબ સ્વાદ લાગે છે, ગળામાં અગન થાય છે, ગળું સંકોચાય છે, મોઢું અને ગળુ આવી જાય છે, ઉબકા આવે છે, ઉલ્ટીઓ થાય છે, પેટના ભાગ ઉપર બળ્યા પ્રમાણે અગન થાય છે; ધીમે ધીમે અગન આખા પેડુ ઉપર ફેલાઇ જાય છે, રેચ થાય છે, કોઇ વખત ઝાડામાં લોહી પડે છે, હાથ પગમાં ગોટલીઓ ચડે છે, શરદી થાય છે, પરસેવો અતિશય વળી શરીર ઠંડુ થઇ જાય છે, નાડી ધીમી અને ઉતાવળી ચાલે છે, નબળાઇ આવે છે, શ્વાસોશ્વાસ મુશ્કેલીથી લેવાય છે, રોગી મરવાનો હોય તો એ-

શુદ્ધ થાય છે, આખુ શરીર વળી જાય છે, આંચકા આવે છે, ધનુર્વા જેવાં ચિન્હો ઉત્પન્ન થાય છે; સન્નેપાત થાય છે અને છેવટે દરદી મરણ પામે છે. આ દવાના મલમથી ચામડીપર દાહ થાય છે; ઝીણી ફોલ્લીઓ ઉઠે છે અને ચામડી પાકીને સડવા માંડે છે; કોઇવાર વારંવાર લગાડવાથી ઉલ્ટી અને રેચ પણ થાય છે.

**મરણ સમય**—આ વિષ લીધા પછી સાત કલાકમાં મૃત્યુ થાય છે; કોઇવાર કેટલાક દીવસ પછી પણ મૃત્યુ થાય છે.

## એન્ટીમનીની બનાવટોના વિષના વિષનાશક ઇલાજો.

**એન્ટીમની કમ્પાઉન્ડસ.** ૧. આ વિષના કેસમાં ઉલ્ટીઓ થવી તે શરૂઆતનુંજ ચિન્હ છે; માટે ઉલ્ટીઓ થવા દેવી અને તે પર ગરમ પાણી પાઇને ઉલ્ટીઓ વધારે કરાવવી.

**ટારટર ઇમેટીક.** ૨. જો ઉલ્ટીઓ ન થતી હોય તો વમન કારક દવાઓ વાપરવી.

**લાઇકર એન્ટીમની કલોરાઇન.** ૩. સખત ચાહ પાવી.

૪. ટેનીક એસીડના ૩૦ ગ્રેન ગરમ પાણીના ૪ ઓંસમાં મિશ્ર કરી પાવાં.

૫. જ્યારે ઉલ્ટીઓ બંધ થાય ત્યારે ઇંડાની સફેદી પાણીમાં મેળવી પાઇ દેવી, અગર પુષ્કળ દુધ પાવું.

૬. મોરફાઇન સલ્ફેટના ½ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારી દરદીની પીડા સમાવવી.

૭. ટીંચર સીકોના કો; અગર સીકોનાનો ભૂકો અથવા સીકોનાનો ઉકાળો પીવરાવવો.

૮. (લાઇકર એન્ટીમની કલોરાઇડના વિષમાં) મેગ્નેસીયા અને કારબોનેટ ઓફ

સોડીઅમ વાપરવાં.

૯. ગેલીક એસીડ વાપરવું.

૧૦. કેટેચ્યુ વાપરવો; અને વનસ્પતિની ગ્રાહીક દવાઓ વાપરવી.

૧૧. ગરમ હૃદય પૌષ્ટિક દવાઓ જેવી કે સ્ટ્રીકનીઆ, ડીજીટેલીસ, સ્પીરીટ એમોન્યા એરોમેટીકસ વીગેરે વાપરવી.



*ARGENTUM.* (Ag. Eq.=108.) **લા૦** અરજેન્ટમ. **અં૦** સીલ્વર. **ગુ૦** રૂપું.

*ARGENTUM PURIFICATUM.* **લા૦** અરજેન્ટમ પ્યુરીફીકેટમ. **અં૦** રીફાઇન્ડ સીલવર **ગુ૦** શુદ્ધ કરેલું રૂપું.

**ઉપયોગ**—શુદ્ધ કરેલું રૂપું અંગ્રેજી વૈદામાં દવા તરીકે વપરાતું નથી પણ તેના વરખ ઘણી ખરી ગોળીઓના અસ્તર બનાવવામાં વપરાય છે; વળી તે શુદ્ધ રૂપુ **નાઇટ્રેટ ઓફ સીલ્વર** બનાવવામાં વપરાય છે.

---

*ARGENTI NITRAS.* **લા૦** અરજેન્ટી નાઇટ્રાસ. **અં૦** નાઇટ્રેટ ઓફ સીલવર.

**ઉપનામ**—**લ્યુનરકાસ્ટીક.**

**માત્રા**— ... $\frac{1}{6}$ થી $\frac{1}{2}$ ગ્રેન ગોળીના રૂપમાં આપવો.

**સુચના**—આ દવા વરસાદના પાણીમાં અગર ટાંકાના પાણીમાં સોલ્યુશન તરીકે વાપરવી; બીજા પાણીમાં મીઠાનાં ભાગ હોવાથી તે ખરાબ થઇ જાય છે.

**મુખ્ય બનાવટ.**

૧ *Argenti et Potassii Nitras.* **લા૦** અરજેન્ટી એટ પોટાસી નાઇટ્રાસ. **અં૦** નાઇટ્રેટ ઓફ સીલવર એન્ડ પોટાસ્યમ.

**ઉપનામ**—**મીટીગેટેડ કાસ્ટીક.**

**ગુણ**—દાહક, ડામપાડનાર, ગરમ, ગ્રાહીક અને પૌષ્ટિક છે.

**ઉપયોગ—અરજેન્ટ્રીનાઇટ્રાસ** અંદરના ઉપચાર તરીકે અતિસાર, વધી ગએલા મરડા, અજીર્ણ, હોજરીના દરદો, કોલેરા, આંતરડાનાક્ષત, કોરીઆ, અપસ્માર, લોકો મોટર એટેક્સી, ઉરૂસ્તંભ, ઉટાંટીઆ, હીસ્ટીરીયા, દમ, મગજની નબળાઇના વ્યાધી, મૂર્છાના દરદમાં આવતી અતિશય હેડકી તથા છાતીના અતિશય વધી ગએલા ધબકારાના દરદમાં અને ઉલ્ટીના રોગમાં વપરાય છે.

બાહ્યોપચાર તરીકે ઉપદંશ, મસા, ચાંદા, ગંધાતાં ગડગુમડ, હડકાયા કુતરાના વિષવાળા જખમ, સાપના ઝેરી ડંસપર, બીજા વિષારી પ્રાણીના ડંખપર, અને રતવાના દરદમાં રતવાને ફેલાતો અટકાવવાને તેની મર્યાદા બાંધવા સારૂ લગાડવામાં વપરાય છે.

પ્રદર, અને પરમીઆમાં તેના ૨ ગ્રેન ૧ ઔંસ વરસાદનાં પાણીમાં મિશ્ર કરી પીચકારી રૂપે ગ્રાહીક અસર કરવા સારૂ વાપરવામાં આવે છે.

આંખ દુખવા આવી હોય, અગર આંખમાં ખીલ પડયા હોય તો તેના ૨ થી ૩ ગ્રેન ૧ ઔંસ વરસાદના પાણીમાં મિશ્ર કરી ટીપાં નાંખવામાં આવે છે. આ દવાના ઘણા દીવસ સુધી આંખમાં ટીપાં નાંખવામાં આવે તો આંખમાં કાળા ડાઘ પડી જાય છે.

ફોટોગ્રાફના હુન્નરમાં આ દવા અતિશય વપરાય છે. આ દવા નાની પેનસીલ જેવી લાકડીના રૂપમાં આવે છે, તે ઉપર કાળા કાગળ વીંટાવેલા હોય છે; અને તેને ચીપીઆથી પકડીને વાપરવામાં આવે છે, જો હાથે લાગે તો કાળા ડાઘ પડી દાહક અસર થાય છે.

**સુચના**—આ દવા ઘણા લાંબા વખત સુધી કદી પણ વાપરવી નહીં; આ દવાનો બે માસ સુધી ઉપયોગ કરવો પડે તો પછી તરતજ બે અઠવાડીઆં સુધી વાપરવી બંધ કરવી.

---

***ARGENTI OXIDUM.*** **લા૦** અરજેન્ટી ઓકસાઇડમ. **અં૦** ઓકસાઇડ ઓફ સીલ્વર.

**માત્રા**—½ થી ૨ ગ્રેન. ગોળીના રૂપમાં વાપરવું.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ અરજેન્ટી નાઇટ્રાસને મળતા છે;

આ દવાની ઉપરની ગરમીની અસર ઘણી થોડી છે; તો પણ તે લોહીમાં મળી ગયા પછી અરજેન્ટી નાઇટ્રાસના જેવી છે.

આ દવા રક્તશ્રાવના દરદમાં આહીક તરીકે ઘણી કીમતી અને ઉપયોગી દવા છે.

---

*CHLORIDE OF SILVER.* અં૦ કલોરાઇડ ઓફ સીલ્વર.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ અને પ્રમાણ અરજેન્ટી ઓકસાઇડને મળતા છે.

**અરજેન્ટમ પ્યુરીફીકેટમની બનાવટોના વિષારી ચિન્હો**—આ દવાઓ વિષારી પ્રમાણમાં લેવાથી દાહક ઝેરના ચિન્હો થાય છે; જેવાં કે; પેટમાં અતિશય અગન થાય છે, આંખો રાતી થાય છે, માથે પરસેવો વળે છે નાડી અને શ્વાસોશ્વાસ જલદીથી ચાલે છે, જીભ ઉપરની ગામડીમાં ચીરા પડે છે, ગળુ સુજી જાય છે, શરીરનો રંગ ફરી જાય છે, વાચા બંધ થાય છે, અને અતિશય પીડા પામી દરદી મરણ પામે છે.

**અરજેન્ટમ પ્યુરીફીકેટમની બનાવટોના વિષના વિષ નાશક ઇલાજો.**

| | |
|---|---|
| **સીલ્વરનાઇટ્રાસ.** | ૧. સાદા મીઠાનો ૧ ઔંસ ૧ ટમ્બર પાણીમાં મિશ્ર કરી તરતજ દરદીને પાઇ દેવો. |
| **અરજેન્ટી ઓકસાઇડમ.** | ૨. સ્ટમક પંપનો ઉપયોગ કરવો. |
| **કલોરાઇડ ઓફ સીલવર** | ૩. વમનકારક દવાઓ પાવી. |
| | ૪. ઇંડાની સફેદી પાણીમાં મેળવી વધારે પ્રમાણમાં પાવી. |
| | ૫. ચીકાશ યુક્ત દવાઓનાં પાન કરાવવાં. |
| | ૬. હૃદય પૌષ્ટિક દવાઓના વાપરવી. |
| | ૭. મીઠું આ દવાની ઉત્તમ વિષનાશક દવા છે. |

---

*ARSENICUM.* ( As. Eq.=75. ) લા૦ આરસેનીકમ. અં૦ આરસેનીકમ. ગુ૦ સોમલ.

*ACIDUM ARSENIOSUM.* ($As_2 O_3$, Eq.=198.) લા૦

એસીડમ આરસેનિયોઝમ. **અં૦** આરસેનિયસ એસીડ. **ગુ૦** સફેદ સોમલ શંખીયો.

**ઉપનામ—વ્હાઇટ આરસેનીક.**

**માત્રા—** ... ... ... $\frac{1}{60}$ થી $\frac{1}{12}$ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Liquor Arsenicalis.* **લા૦** લાઇકર આરસેનીકેલીસ. **અં૦** આરસેનીકલ સોલ્યુશન. **ગુ૦** સોમલનું પ્રવાહી.

**રીત—**વ્હાઇટ આરસેનીક... ... } ૮૭ ગ્રેન.
કારબોનેટ ઓફ પોટાસ્યમ ... }
કમ્પાઉન્ડ ટીંચર ઓફ લવેન્ડર... ... ૫ ડ્રામ.
ચોખ્ખુ પાણી. ... ... જોઇએ તેટલું.

બધું મળી ૨૦ ઓંસ બનાવવું.

આ સોલ્યુશનના ૧૧૦ ટીંપાંમાં ૧ ગ્રેન સોમલ સમાએલું છે.

**માત્રા—** ... ... ... ૨ થી ૮ ગ્રેન.

( કોરીઆમાં વધારે પ્રમાણ આપવામાં આવે છે. )

**ગુણ—**પોષ્ટિક, લોહી સુધારનાર, તાવ રોકનાર અને દાહક છે.

**ઉપયોગ—સફેદ સોમલની** બનાવટો તરીઆ, એકાંતરીઆ, ચોથીઆ, ટાઢીઆ અને મેલેરીઆ તાવના દરદો, માથાના દુખાવાના વ્યાધી, કફના દરદો, જૂની ઉધરસ, ક્ષય, કોરીઆ, અપસ્માર, આદાશીશી, ઉટાંટીઆ, દમ, હાંફણ, કોડ, જૂના ચામડીના દરદો, સંધીવા, ગાંઠીઓ વા, ચાંદી વિસ્ફોટક, શૂળ, ગર્ભસ્થાનની ગાંઠોના દરદમાં, બરોલના વધારાના દરદમાં, ઋતુશ્રાવના દરદમાં, સર્પદંશ, જૂના સળેખમ, અને નબળાઇના દરદમાં વારંવાર વપરાય છે.

**વિશેષ વર્ણન—**શોમલની બનાવટો જમ્યા પછી આપવી, સોમલ આપતાં આંખ લાલ થાય, પાંપણની કોરો સુજી આવે, હોજરીમાં દુખ થાય, જીભપર સફેદ છારી વળે અગર મોળ, ઉબકા અને ઉલ્ટીઓ થાય

તો તરતજ સોમલ બંધ કરવો; જો આપવાની જરૂર હોય તો ઘણાજ સૂક્ષ્મ પ્રમાણમાં આપવો. વધારે પ્રમાણમાં સોમલ કોરીઆ નામના દરદને સારી રીતે મટાડે છે.

ડાકટર મ્યુરે મધુ પ્રમેહના દરદમાં સોમલ વાપરવાની મજબૂત ભલામણ કરે છે. સોજાવાળા ચામડીના દરદોમાં સોમલ વાપરવો નહીં; જ્યારે ચામડીપર સોમલ લીધાથી સોજાની અસર થાય ત્યારે તે બંધ કર્યા પહેલા એક રેચક દવા વાપરી પેટ સાફ લાવવું.

## સફેદ સોમલની બનાવટોની શરીરની જુદી જુદી ઇંદ્રીઓપર અસર.

**અજ્ઞાશય**—ઉપરની દવાના સૂક્ષ્મ પ્રમાણો લેવાથી પાચન ક્રિયા સુધરી નિયમીત થાય છે; અને જઠર રસ વધીને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે; આ કારણને લીધે આ દવા સૂક્ષ્મ પ્રમાણમાં પાચન ક્રીયાપર અગ્નિ વર્ધક અને ગરમ અસર કરનાર છે; વધારે પ્રમાણમાં આ દવા પાચન ક્રિયાના આંતરડાપર તીક્ષ્ણ સોજાની અસર કરે છે.

**લોહી**—આ દવાઓ લોહીમાં ઝટ મળી જાય છે; અને લોહીની બગડેલી સ્થીતીને સુધારી તેને સ્વચ્છ કરે છે. લોહીના રાતા રજકણોને પુષ્કળ વધારે છે.

**હૃદય અને લોહીનો પ્રવાહ**—આ દવાઓ સૂક્ષ્મ પ્રમાણમાં (વ્હાઇટ આરસેનીક $\frac{1}{?}$ ગ્રેન અને સોલ્યુશન ૧૦ ટીંપું) લેવાથી હૃદયની ગતી ગરમ અસર કરી વધારે છે; અને લોહીના પ્રવાહને નિયમીત કરી વધારે છે; આથી કરીને આ દવા રક્તશોધક અને પૌષ્ટિક છે.

**બરોલ**—આ દવાના સૂક્ષ્મ પ્રમાણો બરોલને નાની કરે છે; અને તેથી બરોલના વધારાના દરદમાં બરોલને નાની કરી તાવને રોકી દે છે.

**શ્વાસોશ્વાસ**—આ દવાઓ શ્વાસોશ્વાસપરશી અસર કરે છે; તે વિશે વધારે જાણવામાં આવ્યું નથી; તોપણ તે શ્વાસોશ્વાસને નિયમીત કરી તેની ગતીમાં વધારો કરે છે; કેટલાક સોમલ ખાનારાઓ; મુખ્યત્વે કરીને સ્ટીરીઆના ખેડુતો સોમલને સૂક્ષ્મ પ્રમાણથી ખાવા માંડે છે અને તે પ્રમાણ ૧ ગ્રેનથી વધારીને ૫ ગ્રેન સુધી લઇ જાય છે; અને એકી વખતે

પાંચ ગ્રેન નિર્ભયતાથી ખાઇ શકે છે; તે લોકોમાં સ્નાયુઓનું બળ સારી રીતે વધે છે અને સ્નાયુઓ પુષ્ટ થાય છે; શરીરનું વજન વધે છે અને પુષ્ટ થાય છે; શ્વાસોશ્વાસની ગતી ઘણી નિયમીત થાય છે અને તેઓ ઓક્સીજનનો ભાગ વધારે જલ્દીથી લઇ શકે છે અને ઘણી ઝડપથી દોડી શકે છે; તેઓની માનસિક શક્તિ ઘણી તીવ્ર અને ચંચળ હોય છે અને ચહેરો ગુલાબી લાલ રંગનો થાય છે.

**મગજના સ્નાયુઓપર**—સૂક્ષ્મ પ્રમાણમાં આ દવા મગજ પૌષ્ટિક અસર કરે છે; વધારે પ્રમાણમાં મગજના સ્નાયુઓપર નબળાઇની અસર કરે છે.

**ચામડી**—આ દવાઓ પરસેવા વાટે નીકળી જાય છે; અને ચામડીપર વધારે પ્રમાણમાં લેવાથી ઝીણી લાલ રંગની ફોલ્લીઓ થાય છે; આ દવા મુખ્યત્વે કરીને પેશાબ પરસેવો, થુંક, આંસુ, પીત, અને **ધાવણ સિવાય** બીજા પ્રવાહો વાટે બ્હાર નીકળે છે.

**વિહારની ઇંદ્રીઓ**—આ દવાઓ સૂક્ષ્મ પ્રમાણમાં લેવાથી શરીર તનદુરસ્ત થાય છે; અને લોહીના પ્રવાહપર ગરમીની અસર થઇ કામોત્તેજક અસર પ્રબળ થાય છે.

**ફેફસાં**—આ દવાનાં સૂક્ષ્મ પ્રમાણો લેવાથી કફઘ્ન અસર અને જંતુનાશક અસર સારી રીતે થાય છે. તે ક્ષયના રોગમાં **ટયુબરક્યુલોસીસ** નામના જંતુઓનો અને મલેરીઆ તાવનાં જંતુઓનો નાશ કરે છે. આ દવા લોહીના પ્રવાહને સુધારી ફેફસાં ચોખ્ખાં લોહીથી પુષ્ટ કરે છે, અને તેનાથી શ્વાસોશ્વાસની ક્રિયા વધારે નિયમીત થઇ ઓકસીજનનો ભાગ વધારે લઈ શકાય છે અને ફેફસાં સારી રીતે પુષ્ટ અને પહોળા થાય છે

**સફેદ સોમલની બનાવટોના વિષારી ચિન્હો**—સોમલની બનાવટોના વિષારી પ્રમાણો લેવાથી ઘણું કરીને એક કલાકમાં વિષારી ચિન્હો ઉત્પન્ન થાય છે. શરૂઆતમાં હોજરીમાં અગન થવા માંડે છે; અને દાબવાથી વધારે થાય છે; ઉલ્ટી થાય છે, જો ખાધું હોય છે તો ફરી ફરીને ઉલ્ટી થાય છે, થોડા વખત પછી વેદના આખા શરીર ઉપર પ્રસરે છે, પેટ ફુલે છે, હોજરી દાહ યુક્ત થાય છે અને તેથી તેને સ્પર્શ થઇ શકતો નથી. તરત ઝાડો થવા માંડે છે, પેટમાં બહુ વીંટ આવે છે, પેશાબમાં અગન બળે છે; ઉલ્ટી થવા માંડી એટલે તરત ગળુ સંકોચિત થા-

ય:છે. બહુ તરસ લાગે છે; આંખમાં અગન બળે છે, તથા રાતી થાય છે; માથુ દુખે છે, રક્તાશય જોરથી ધબકવા માંડે છે નાડી અને શ્વાસોશ્વાસ જલ્દી ચાલે છે, દરદી બેચેન થાય છે, તરફડીઆં મારે છે, પગમાં કળ-તર થાય છે, હાથ પગ ખેંચાય છે, ઘણાક કેસમાં બુદ્ધિ નિર્વિકાર હોય છે. જો દરદી જલ્દી મરવાનો હોય છે તો શરદી થાય છે; અગર કોમા થા-ય છે. પગમાં ગોટલા ચડે છે તથા હાથના આંકડા વળે છે, અને નબળાઇ આવીને અથવા નબળાઇનો તાવ આવીને આંચકી થઈ દરદી મરણ પામે છે. સોમલ પાણીમાં બહુ ગળતો નથી; પણ પ્રવાહી રૂપમાં અથવા ભૂકી-ના રૂપમાં તે લેવાથી તેનાં વિષનાં ચિન્હો જલ્દીથી થાય છે.

**પ્રાણનાશક પ્રમાણ**—સોમલના એક અને ૨ ગ્રેનથી મરણ બે કલાકની અંદર થાય છે કેટલીકવાર વીસ મીનીટમાં પણ ધનુર્વાના ચિન્હો થઈ મરણ થાય છે અને કોઇવાર વધારેવાર પછી મરણ થાય છે.

**સફેદ સોમલની બનાવટોના વિષના વિષનાશક ઇલાજો.**

**હાઇટ આરસેનીક.**

૧. સ્ટમકપંપ અથવા સ્ટમકટયુબનો ઉપયોગ કરવો.

૨. ઉલ્ટી અને ઝાડા વાટે જેમ બને તેમ તા-કીદથી સોમલને કાઢી નાંખવો.

**લાઇકર આરસેનીકેલીસ**

૩. વમનકારક દવાઓ વાપરી વમન કરાવવું.

૪. કસ્ટર ઓઇલ અને દુધ આપી ઝાડા કરાવવા.

૫. હોજરીમાં સોજો આવ્યો હોય તો સ્ટમક-પંપ વાપરવો નહીં.

૬. ઓલીવ ઓઇલ પાવું.

૭. પુષ્કળ પાણી, શરબત અને ચુનાનું નિતર્યું પાણી પાવું.

૮. ઇંડાની સફેદી અને દુધ પાવું.

૯. તરસ છીપાવવા માટે બરફ આપવો; હૃદય પૌષ્ટિક ગરમ દવાઓ વાપરવી.

૧૦. ડાયલેઝડ આયર્નના ૪ ડ્રામ પીવા આપવા; અને જ્યાં સુધી ૫ ઔંસ થાય ત્યાં સુધી વાપરવું અને તેના દરેક ડોઝમાં જરા મીઠું નાખતા જવું.

૧૧. જ્યારે સઘળા તીક્ષ્ણ ચીન્હો બંધ થાય ત્યારે મોરફાઈન સલ્ફેટના કે એનંની ટેબ્લેટાર્ડની ત્વચામાં પીચકારી મારવી.

૧૨. એનીમલ ચારકોલ અને હાઇડ્રેટેડ ઓક્ષાઇડ ઓફ મેગ્નેસ્યા વાપરવાં.

૧૩. ગરમ ઉપચાર કરવા.

---

*LIQUOR ARSENICI HYDROCHLORICUS.* **લા૦** લાઇકર આરસેનીસાઇ હાઇડ્રોક્લોરીકસ. **અં૦** હાઇડ્રોક્લોરીક સોલ્યુશન ઓફ આરસેનીક.

**રીત**—સફેદ સોમલ ... ... ... ૮૭ ગ્રેન.
હાઇડ્રોક્લોરીક એસીડ ... ... ૨ ડ્રામ.
ચોખ્ખુ પાણી ... ... જોઇએ તેટલું
બધું મળી ૨૦ ઔંસ બનાવવું.

**માત્રા**— ... ... ... ૨ થી ૮ ટીપાં.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ, વિષારી ચિન્હો, વિષ નાશક ઇલાજો, લાઇકર આરસેનીકેલીસને મળતા છે. કેટલાક દાકતરો આ સોલ્યુશનને લાઇકર આરસેની કેલીસ કરતાં હંડી બનાવટ ગણે છે; અને તેને ઉપરની દવાના દરદોમાં વાપરે છે; પણ **ડાક્ટર ગેરોડ** જણાવે છે કે આ સોલ્યુશનમાં અને પેલા સોલ્યુશનમાં સોમલના સરખા ભાગ સમાએલા છે; તેમ આ સોલ્યુશનનો પેલાં સોલ્યુશનના દરદોમાં ઉપયોગ પણ કરેલો છે; અને તેથી બંને સોલ્યુશનની ઉપરના દરદોમાં સરખીજ અસર માલમ પડે છે.

---

*SODII ARSENIAS.* **લા૦** સોડીઆરસેનીઆસ. **અં૦** આરસેનીએટ ઓફ સોડીઅમ.

**માત્રા**— ... ... ... $\frac{1}{16}$ થી $\frac{1}{8}$ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Liquor Sodii Arseniatis.* **લા૦** લાઇકર સોડી આરસેનીએટીસ. **અં૦** સોલ્યુશન ઓફ આરસેનીએટ ઓફ સોડીઅમ.

**રીત**—આરસેનીએટ ઓફ સોડીઅમ ... ૯ ગ્રેન.
ચોખ્ખુ પાણી ... ... ... ૨ ઔંસ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ટીપાં.

**ઉપયોગ**—આ દવાઓ પણ આરસેનીક એસીડ, આરસેનીક સોલ્યુશનના જેવા ગુણદોષો કરે છે અને ઉપરના દરદોમાં વપરાય છે. **ડાકટર ગેરોડ** આ દવાનો લાંબા વખત સુધી અનુભવ કરીને જણાવે છે કે આ દવા ઉપરની દવાઓ કરતાં ઘણી ઠંડી અને નિર્ભય છે; અને તે ઉપરની દવાઓ જેવી દાહક અને સોજો લાવવાની અસર ઘણીજ ઓછી કરે છે; જો કે વધારે પ્રમાણમાં દાહક અને સોજાની અસર કરે છે પણ યોગ્ય પ્રમાણમાં તે ઉપરની દવા કરતાં ઘણીજ ઓછી કરે છે; પણ દવા તરીકેની અસરો ઉપરની દવા જેવીજ કરે છે.

---

*FERRI ARSENIAS.* લા૦ ફેરી આરસેનીઆસ (આયર્ન સોલ્ટસજુઓ.)

---

*ARSENII IODIDUM.* લા૦ આરસેની આયોડીડમ. અં૦ આયોડીક ઓફ આરસેનીયમ.

**માત્રા**— ... ... ... $\frac{1}{16}$ ગ્રેન સુધી.

**આરસેની આયોડીડમ લાઇકર આરસેની એટ હાઇડ્રારજીરી આયોડીડીની** બનાવટ બનાવવાના કામમાં વપરાય છે.

**ગુણ**—રક્તશોધક છે.

**ઉપયોગ**—આ દવા વારંવાર જૂના ચામડીના દરદોમાં જેવાકે ખરજવા, ઉપદંશ, વિચર્ચિકા, વીગેરેમાં લોહી સુધારવા તરીકે વપરાય છે.

---

*LIQUOR ARSENII ET HYDRARGYRI IODIDI.* લા૦ લાઇકર આરસેની એટ હાઇડ્રારજીરી આયોડીડી. અં૦ સોલ્યુશન ઓફ આયોડીડ ઓફ આરસેનીયમ એન્ડ મરક્યુરી.

**ઉપનામ**—**ડોનવાન્સ સોલ્યુશન.**

**માત્રા** ... ... ... ૧૦ થી ૩૦ ટીપાં.

**ઉપયોગ**—આ દવા મુખ્યતે કરીને જુના અને જક્ષી ચામડીના દરદોમાં જ્યારે આરસેનીકની બીજી બનાવટો નિષ્ફળ જાય છે ત્યારે વારંવાર વાપરવામાં આવે છે.

---

*BISMUTHUM.* ( Bi. Eq.=209. ) **લા॰** બીસ્મથમ. **અં॰** બીસ્મથ.

*BISMUTHUM PURIFICATUM.* **લા॰** બીસ્મથમ પ્યુરીફીકેટમ. **અં॰** પ્યુરીફાઇડ બીસ્મથ:

*BISMUTHI OXIDUM.* **લા॰** બીસ્મથી ઓકસાઇડમ. **અં॰** ઓકસાઇડ ઓફ બીસ્મથ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**ગુણ**—ગ્રાહીક, શાંતીદાયક અને ઉલટી બંધ કરનાર છે.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ કારબોનેટ ઓફ બીસ્મથને મળતા છે.

---

*BISMUTHI SUBNITRAS* **લા॰** બીસમથી સબનાઇટ્રાસ. **અં॰** સબનાઇટ્રેટ ઓફ બીસ્મથ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Trochisci Bismuthi.* **લા॰** ટ્રોકીસકાઈ બીસ્મથી. **અં॰** બીસ્મથ લોઝેન્જીસ ગુ॰ બીસ્મથની રેવડીઓ.

| | | |
|---|---|---|
| **રીત**—બીસ્મથ સબનાઇટ્રાસ... | ... | ૧૧૪૦ ગ્રેન. |
| મેગ્નેસીઆ કાર્બોનાસ.... | ... | ૪ ઔંસ. |
| ચાક ... ... | ... | ૬ ઔંસ. |
| ધોએલી સાકર ... | ... | ૨૯ ઔંસ. |
| બાવળનો ગુંદર ... | ... | ૧ ઔંસ. |
| ગુંદરનું પ્રવાહી ... | ... | ૨ ઔંસ. |
| ગુલાબજળ ... | ... | જોઇએ તેટલું. |

ઉપરની દવાઓ મિશ્ર કરી ૭૨૦ રેવડીઓ બનાવવી દરેક રેવડીમાં

બીસ્મથ સબનાઇટ્રાસના ૨ ગ્રેન સમાએલા છે.

**માત્રા**— ... ... ... ૧ થી ૬ રેવડી.

**ગુણ**—ઉલ્ટીશામક, પીડાશામક, ગ્રાહીક અને શીતળ છે.

**ઉપયોગ—બીસ્મથ સબનાઇટ્રાસની બનાવટો** અજીર્ણ, ઉલ્ટી, ઝાડા, મરડા, અમ્લપીત અને ગળાના દરદોમાં વારંવાર વપરાય છે. આ દવાની રેવડીઓ મોં આવ્યું હોય ત્યારે મોંમાં રખાય છે.

**વિશેષ વર્ણન**—જ્યારે **બીસ્મથ સબનાઇટ્રાસ** આપવામાં આવે છે ત્યારે હોજરી અને આંતરડાની અંદરની ચામડીપર શાંતીદાયક અને ગ્રાહીક અસર કરે છે. અન્નાશયના ક્ષતના દરદોમાં, વધીગએલા અજીર્ણના અને ઉલ્ટીના દરદોમાં આ દવા વારંવાર વધારે પ્રમાણમાં વાપરવાથી સારી અસર કરે છે. ખોરાક ખાધા પછી તરત થતા પેટુના દુખાવામાં અને ઉલ્ટીના દરદમાં નીચેનું મિશ્રણ વાપરવાથી ઘણોજ સારો ફાયદો થાય છે.

| | | |
|---|---|---|
| સોડાબાય કાર્બોનાસ | ... ... | ૧૫ ગ્રેન. |
| બીસ્મથ સબનાઇટ્રાસ | ... ... | ૧૫ ગ્રેન. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર કારડમ કો | ... ... | ૩૦ ટીંપાં. |
| ટીંચર જીંજર | ... ... | ૩૦ ટીંપાં. |
| ટીંચર કેલંબા | ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર નક્સવોમીકા | ... ... | ૧૦ ટીંપાં. |
| ટીંચર જેનશનકો | ... ... | ૧૫ ટીંપાં. |
| તજનું પાણી | ... ... | ૩ ઔંસ. |

મિશ્રકરી દીવસમાં ૩ વાર પીવું. **( અનુવાદક. )**

ડાક્ટર **થીઓાફીલસ થોમ્પસસ** જણાવેછે કે ક્ષયરોગમાં થતા અતિસારના દરદમાં અતિસાર દબાવવાને વાસ્તે **બીસ્મથ સબનાઇટ્રાસ** એક ઘણી કીંમતી દવા છે.

કેટલીકવાર અપસ્મારના દરદમાં બીસ્મથ વપરાય છે. બાહ્યોપચાર તરીકે આ દવા ચામડીના દરદોમાં, સ્તનની ડીંટડીના ચીરોટા, મળાશયના ચીરોટા, હોઠના ચીરોટા, ધંદર અને જૂના પ્રમેહના દરદમાં કેટલીકવાર વપરાય છે. તીક્ષ્ણ મરડા, સંગ્રહણી અને અતિસારના દરદમાં નીચેના પડી-

કાં સારો ફાયદો આપે છે.

| | | | |
|---|---|---|---|
| ડોવર્સ પાઉડર | ... | ... | ૧૬ ગ્રેન. |
| બીસ્મથ સબનાઇટ્રાસ | ... | ... | ૨૦ ગ્રેન. |
| સોડાબાયકાર્બોનાસ | ... | ... | ૧૨ ગ્રેન. |
| પલ્વીસ ક્રીટા એરોમેટીક | ... | ... | ૧૫ ગ્રેન. |

૪ પડીકાં કરવાં અને દીવસમાં ૪ વાર પાણી સાથે પીવાં.

( અનુવાદક. )

આ દવા માથામાં ઘાલવાના સુગંધીદાર.ઘટ્ટ તેલ જેવા પદાર્થ ( Cosmetic ) બનાવવામાં વારંવાર વપરાય છે.

---

*BISMUTHI CITRAS.* લા૦ બીસ્મથી સાઇટ્રાસ. અં૦ સાઇટ્રેટ ઓફ બીસ્મથ.

**માત્રા**— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

**ઉપયોગ**—આ દવા લાઇકર **બીસ્મથી એટ એમોની સાઇટ્રેટીસ** બનાવવાના કામમાં આવે છે.

---

*LIQUOR BISMUTHI ET AMMONII CITRATIS.* લા૦ લાઇકર બીસ્મથી એટ એમોની સાઇટ્રેટીસ અં૦ સોલ્યુશન. ઓફ સાઇટ્રેટ ઓફ બીસ્મથ એન્ડ એમોનીયમ.

**રીત**—સાઇટ્રેટ ઓફ બીસ્મથ ... ... ૮૦૦ ગ્રેન.

સોલ્યુશન ઓફ આમોન્યા ... ... } જોઇએ તેટલું.
ચોખ્ખુ પાણી ... ... ... }

બધું મળી ૨૦ ઔંસ બનાવવું.

**માત્રા**— ... ... ... $\frac{1}{2}$ થી ૧ ડ્રામ.

**મુખ્ય બનાવટ.**

૧ *Bismuthi et Ammonii Citras.* લા૦ બીસ્મથી એટ એમોની સાઇટ્રાસ. અં૦ સાઇટ્રેટ ઓફ બીસ્મથ એન્ડ એમોન્યમ.

**માત્રા**— ... ... ... ૨ થી ૫ ગ્રેન.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ બીસ્મથ સબનાઇટ્રાસને મળતા છે. કેટલાક દાકતરો આ દવાને બીસ્મથ સબનાઈટ્રાસ કરતાં, વધારે ગુણકારી ધારે છે અને કેટલાક બીસ્મથ સબનાઇટ્રાસને પસંદ કરે છે, આ બંને દવાઓના ગુણદોષ ઘણી ખરી રીતે સરખાજ છે.

---

*BISMUTHI CARBONAS.* **લા૦** બીસ્મથી કાર્બોનાસ. **અં૦** કારબોનેટ ઓફ બીસ્મથ.

**માત્રા**— ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ ઘણી ખરી રીતે બીસ્મથ સબનાઇટ્રાસને મળતા આવે છે; આ દવા હોજરીના પ્રવાહની અંદર ઝટ ગળી જાય તેવી છે; તેથી કદાચ **બીસ્મથ સબનાઇટ્રાસ** કરતાં વધારે સારી અસર હોજરીપર કરતી હોય એમ લાગે છે; તો પણ આ અસર વિશે બરાબર શોધ ખોળ થઇ નથી.

---

*CADMIUM.* (Cd. Eq=112.) **લા૦** કેડમીયમ. **અં૦** કેડમીયમ.

*CADMII IODIDUM.* **લા૦** કેડમી આયોડીડમ. **અં૦** આયોડીડ ઓફ કેડમીયમ.

**મુખ્ય બનાવટ.**

૧ *Uuguentum Cadmii Iodidi.* **લા૦** અંગવેન્ટમ કેડમી આયોડીડી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ આયોડીડ ઓફ કેડમીયમ. **ગુ૦** આયોડીડ ઓફ કેડમીયમનું મલમ.

**રીત**—આયોડીડ ઓફ કેડમીયમ ... ... ૬૨ ગ્રેન.
સીમ્પલ ઓઇન્ટમેન્ટ ... ... ... ૧ ઔંસ.

**ઉપયોગ**—**કેડમી આયોડીડમ** અંદરના ઉપચાર તરીકે વપરાતું નથી. બાહ્યોપચાર તરીકે તે ચામડીપર લગાડતાં ગરમીની અસર કરે છે; અને જે જે દરદોમાં પ્લંબી આયોડીડ વપરાય છે તેવા દરદોમાં આ દવા વપરાય છે. પ્લંબી આયોડીડ વાપરવાથી જેમ ચામડીપર પીળા ડાઘ પડે છે તેમ આ દવા વાપરવાથી પડતા નથી. આ દવાનું મલમ કંઠમાળની ગાંઠોના

વધારા પર તથા જક્કી જુના ચામડીના દરદો પર ચોપડવામાં વપરાય છે. આ દવા જ્યારે ચામડીમાં મળી જાય છે, ત્યારે કાંઇ પણ નુકસાન કારક અસર કરતી જણાઇ નથી; અને જેમ સીસાની બનાવટથી નુકશાન થાય છે તેમ આ બનાવટથી નુકશાન થતું નથી. આ દવાનું મલમ ચોપડવાથી વારંવાર ચામડી લાલચોળ થઇ સુજી આવે છે, અને પછી ચામડી જની રહે છે; તથા લાહ્ય બળે છે માટે આ મલમમાં થોડી ચરબી મિશ્ર કરી તેને વધારે નરમ કરવું જોઇએ.

---

*SULPHATE OF CADMIUM.* **અં૦** સલ્ફેટ ઑફ કેડમીઅમ.

**ઉપયોગ**—આ દવા ઝીન્સાઇ સલ્ફાસના જેવી દેખીતી હોય છે; અને તે પાણીમાં ઝટ ગળી જાય છે. વધારે પ્રમાણમાં આ દવાં લેવાથી ઉલટીઓ થાય છે. આ દવામાં ઉપદંશ અટકાવવાની શક્તિ રહેલી છે એમ કહેવાય છે અને તે બાહ્યોપચાર તરીકે આલ્ટીક અને ગરમ અસર કરવા સારૂ મિશ્રણના રૂપમાં ઝીન્સાઇ સલ્ફેટની માફક વપરાય છે. આ દવાની અસર **ઝીન્સાઇ સલ્ફાસના** કરતાં દશ ગણી વધારે થાય છે; એમ માનવામાં આવે છે.

---

*CALCIUM* ( Ca. Eq=40 ) **લા૦** ક્યાલસ્યમ.

*CALX.* **લા૦** ક્યાલ્કસ. **અં૦** લાઇમ **ગુ૦** ચુનો.

**મુખ્ય બનાવટો.**

૧. *Calcii Hydras* **લા૦** ક્યાલસી હાઇડ્રાસ. **અં૦** સ્લેકડલાઇમ **ગુ૦** કળીચુનો.

૨. *Liquor Calcis.* **લા૦** લાઇકર ક્યાલ્સીસ **અં૦** સોલ્યુશન ઑફ લાઇમ **ગુ૦** ચુનાનું પાણી.

**ઉપનામ—લાઇમવોટર.**

**રીત**—ચુનો ... ... ... ૨ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ૮ પાઇન્ટ.

**માત્રા**— ... ... ૧ થી ૪ ઔંસ. ( દુધ સાથે. )

૩. *Liquor Calcis Saccharatus.* **લા૦** લાઇકર ક્યાલ્સીસ્ સા.

કરેટસ. અં૦ સાકરેટેડ સોલ્યુશન ઑફ લાઇમ ગુ૦ ચુનાનું સાકરવાળું પાણી.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—કળીચુનો | ... | ... | ... | ૧ ઔંસ. |
| ધોએલી સાકર ... | | ... | ... | ૨ ઔંસ. |
| ચોખ્ખુ પાણી ... | | ... | ... | ૨૦ ઔંસ. |
| **માત્રા**— | ... | ... | ... | ૧૫ થી ૬૦ ટીપાં. |

૪. *Linimentum Calcis.* **લા૦** લીનીમેન્ટમ ક્યાલ્સીસ **અં૦** લીનીમેન્ટ ઑફ લાઇમ. ગુ૦ ચુનાનું ચોપડવાનું તેલ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—લાઇમવોટર | ... | ... | ... | ૨ ઔંસ. |
| ઓલીવ ઓઇલ | | ... | ... | ૨ ઔંસ. |

**કેરોન ઓઇલ, લાઇમવોટર અને લીન્સીડ ઓઇલના** સરખા ભાગ મિશ્ર કરવાથી બને છે.

**ગુણ**—ઉલ્ટીશામક, ગ્રાહીક, અગ્નિવર્ધક અને ચુંક તથા આંકડી મટાડનાર છે.

**ઉપયોગ—લાઇમ વોટર** યોગવાઇ તરીકે વપરાય છે; અને તે પીધાથી ઉલ્ટી બંધ થાય છે. સમ ભાગ દૂધની સાથે લાઇમિવોટર આપવાથી નાના બચ્ચાંઓને થતા ઉલ્ટીના દરદોમાં સારો ફાયદો થાય છે. ચુનાનું પાણી બીજી દવાઓ બનાવવાના કામમાં વપરાય છે. કેટલીકવાર અજીર્ણના દરદમાં ખટાશ દુર કરવા સારૂ લાઇમવોટર વપરાય છે; અતિસારની ચુંકના દરદમાં આ દવા વાપરવાથી વાતહર અને અગ્નિવર્ધક અસર થાય છે.

ચુનાનું તેલ ખરજવા, દાહ અને ચામડીના દરદોમાં બાહ્યોપચાર તરીકે ચોપડવામાં આવે છે, ચુનાનું સાકર મિશ્રિત પ્રવાહી ઉલ્ટી અને અજીર્ણના દરદમાં પીવાથી ઉલ્ટીશામક અને અગ્નિ વર્ધક અસર સારી થાય છે.

---

*CALCII CARBONAS PRAECIPITATA.* **લા૦** ક્યાલ્સી કાર્બોનાસ પ્રેસીપીટેટા. **અં૦** પ્રેસીપીટેટેડ કાર્બોનેટ ઑફ કેલ્શીયમ.

માત્રા— ... ... ... ૧૦ થી ૬૦ ગ્રેન.

ઉપયોગ—આ દવા ટ્રોકીસ્કાઇ બીસ્મથી બનાવવામાં વપરાય છે; અને તેના ગુણદોષ ક્રીટા પ્રીપરેટાને મળતા છે.

---

*MARMOR ALBUM.* **લા૰** મારમર આલ્બમ. **અં૰** વ્હાઇટ મારબલ.

*CRETA* **લા૰** ક્રીટા. **અં૰** ચોક. **ગુ૰** ચાક.

*CRETA PRAEPARATA.* **લા૰** ક્રીટા પ્રીપરેટા. **અં૰** પ્રીપેર્ડ ચોક. **ગુ૰** શુદ્ધ કરેલો ચાક.

માત્રા— ... ... ... ૧૦ થી ૬૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧. *Mistura Cretae* **લા૰** મીસ્ચુરાક્રીટી. **અં૰** ચોક મીકશ્ચર. **ગુ૰** ચોકનું મિશ્રણ.

**રીત**—ચાક ... ... ... ¼ ઔંસ.
ગુંદર ... ... ... ¼ ઔંસ.
તજનું પાણી. ... ... ૭½ ઔંસ.
સીરપ સીમ્પ્લેકસ ... ... ૪ ડ્રામ.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨. *Pulvis Cretae Aromaticus.* **લા૰** પલ્વીસ ક્રીટી એરોમેટીકસ. **અં૰** એરોમેટીક પાઉડર ઓફ ચૅાક. **ગુ૰** ચાકનો સુગંધીદાર ભુકો.

**રીત**—સીનામોમ ... ... ... ૪ ઔંસ.
જાયફળ ... ... ... ૩ ઔંસ.
કેશર ... ... ... ... ૩ ઔંસ.
લવીંગ .. ... ... ... ૧½ ઔંસ.
એલચી દાણા ... ... ... ૧ ઔંસ.
ધોએલી સાકર ... ... ... ૨૫ ઔંસ.
શુદ્ધ કરેલો ચાક. ... ... ૧૧ ઔંસ.

માત્રા— ... ... ... ૧૦ થી ૬૦ ગ્રેન.

૩. *Pulvis Cretae Aromaticus Cum Opio.* લા૦ પલ્વીસ ક્રીટી એરોમેટીકસ કમ ઓપીઓ. ( અફીણની બનાવટોમાં જુઓ. )

**પ્રીપેર્ડ ચૉક હાઇડ્રારજીરી કમ ક્રીટા** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—સુગંધીદાર, વાતહર, ખટાશ દુર કરનાર, ગ્રાહીક અને અગ્નિવર્ધક છે.

**ઉપયોગ—ચૉકની બનાવટો** ઝાડા અજીર્ણ, મરડા, અમ્લપીત્ત, અને આંતરડાના ક્ષતના દરદોમાં વારંવાર વપરાય છે.

**વિશેષ વર્ણન**—ચોક ગ્રાહીક અને ખટાશ દુર કેરનાર અસર આંતરડાની નળીપર કરે છે; તે ધીમે ધીમે લોહીમાં મળી જઇને ચુનાની અસર કરે છે. આ દવા મુખ્યત્વે કરીને એકલી અગર બીજી ગ્રાહીક અને સુગંધીદાર દવાઓના સંયોગમાં અતિસારના દરદોમાં વપરાય છે. ચોક ઘણા લાંબા વખત સુધી આપવો નહીં કારણ કે તે આંતરડામાં એકઠો થઇ નાની ગાંઠોના રૂપમાં ઠરી જાય છે અને તેથી કેટલીકવાર દુખાવો થઇ આવે છે.



*CALCII CHLORIDUM.* લા૦ કયાલસી કલોરાઇડમ. અં૦ કલોરાઇડ ઑફ કયાલસ્યમ.

માત્રા— ... ... ... ૩ થી ૧૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Liquor Calcii Chloridi.* લા૦ લાઇકર કયાલસી કલોરાઇડી અં૦ સોલ્યુશન ઑફ કલોરાઇડ ઑફ કયાલસ્યમ.

**રીત**—કલોરાઇડ ઑફ કયાલસ્યમ ... ૮૮ ગ્રેન.
ચોખ્ખુ પાણી ... ... ... ૧ ઔંસ.

માત્રા— ... ... ... ૧૫ થી ૫૦ ટીપા.

**ગુણ**—રક્ત શોધક છે.

**ઉપયોગ—કયાલ્શ્યમ કલોરાઇડ અને તેનું પ્રવાહી કલોરો ફૉર્મ, ઇથર અને રેકટીફાઇડ સ્પીરીટ** બનાવવાના કામમાં વપ-

ગાય છે. દવા તરીકે આ દવા ઉલ્ટીશામક અસર સારૂ ઉલ્ટીના દરદમાં વપરાય છે, અને રક્તશોધક અસર સારૂ કંઠમાળ, ક્ષય; હાડકાંના સળીના વ્યાધી અને પ્લેગના રોગમાં વપરાય છે.

---

*CALX CHLORINATA.* **લા૦** ક્યાલ્કસ કલોરીનેટા. **અં૦** કલોરીનેટેડ લાઇમ.

**મુખ્ય બનાવટ.**

૧. *Liquor Calcis Chlorinatae.* **લા૦** લાઇકર કલ્વાસીસ કલોરીનેટી. **અં૦** સોલ્યુશન ઓફ ક્લોરીનેટેડ લાઇમ.

**રીત**—ક્લોરીનેટેડ લાઇમ ... ... ૧ પોંડ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧ ગ્યાલન.

૨. *Vapor Chlori.* **લા૦** વેપર કલોરી. **અં૦** ઇન્હેલેશન ઓફ ક્લોરાઇન.

**રીત**—કલોરીનેટેડ લાઇમ ... ... ૨ ઓંસ.
ઠંડુ પાણી ... ... ... જોઇએ તેટલું.

ગુણ—દુર્ગંધ નાશક.

**ઉપયોગ—કલોરીનેટેડ લાઇમની બનાવટો** ક્લોરોફાર્મ બનાવવામાં વપરાય છે. આ દવા ખાવા તરીકે વારંવાર વપરાતી નથી. કેટલાક દરદમાં મોઢું વાસ મારે છે ત્યારે આ દવા ૧ થી ૨ ડ્રામ ૧ પાઇન્ટ પાણીમાં મિશ્ર કરીને કોગળા કરવા તરીકે વપરાય છે; અને દુર્ગંધવાળી જગ્યાએ તે રાખવાથી દુર્ગંધ દુર થાય છે.

**વિષનાશક દવાઓ—કલોરીનેટેડ લાઇમના** વિષારી ચિન્હોમાં વમનકારક દવાઓ, ઇંડાની સફેદી, દુધ અને લોટ વાપરવાં.

---

*CALCII SULPHAS.* **લા૦** ક્યાલ્સીસ સલ્ફાસ. **અં૦** સલ્ફેટ ઓફ ક્યાલસ્યમ.

*CALX SULPHURATA.* **લા૦** ક્યાલ્કસ સલફ્યુરેટા. **અં૦**, સલ્ફ્યુરેટેડ લાઇમ.

**ઉપનામ—કયાલ્સી સલ્ફાઇડમ, કેન્ટોન્સ ફોસફરસ.**

**માત્રા—** ... ... ... $\frac{1}{10}$ થી ૧ ગ્રેન.

ગુણ—રક્તશોધક, દુર્ગંધ નાશક અને કહોવાણ અટકાવનાર છે.

**ઉપયોગ—કયાલસી સલ્ફાઇડમ** ચાઠાં, ખીલ, ગડગુમડ, વીસ્ફોટક **અને** કંઠમાળના વ્યાધીમાં લોહી સુધારવા તરીકે વારંવાર વપરાય છે. આ દવા **કયાલ્સી હાઇપોફોસ્ફીસના** સંયોગમાં લેવાથી ગડ, ગુમડાં, ચાઠાં અને પરૂવાળા ચાંદાં તરત સૂકાઇ જઈ રૂઝાવા માંડે છે. નીચેનાં પડીકાં દીવસમાં ત્રણવાર લેવાથી કંઠમાળ વીસ્ફોટક અને ગડગુમડમાં તથા ખીલમાં સારી અસર કરે છે.

| | | |
|---|---|---|
| કયાલસી સલ્ફાઇડમ | ... ... | ૧ ગ્રેન. |
| કયાલસી હાઇપોફોસ્ફીસ ... | ... | ૧૦ ગ્રેન. |
| સાકર ... | ... ... ... | ૨૦ ગ્રેન. |

૪ પડીકાં કરવાં અને દીવસમાં ચાર વાર પાણી સાથે લેવાં.

( અનુવાદક. )

આ દવા વધારે પ્રમાણમાં હોજરીમાં સોજો લાવે છે; માટે તેનો સૂક્ષ્મ પ્રમાણમાં ઉપયોગ કરવો તે વધારે સારૂં છે.

---

*CALCII PHOSPHAS.* લા૦ કયાલ્સી ફોસ્ફાસ. **અં૦** ફોસ્ફેટ ઓફ્ કયાલ્સ્યમ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૨૦ ગ્રેન.

**કયાલસી ફોસ્ફાસ પલ્વીસ એન્ટીમોનીએલીસ** બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—રક્તશોધક અને પૌષ્ટિક છે.

**ઉપયોગ—કયાલસી ફોસ્ફાસ** નબળાઇ, કંઠમાળ, હાડકાંના સળા અને હાડકાંની નબળાઇના રોગમાં તથા શરીરમાં નીકળતી ખુંધ અને ગાંઠોના દરદમાં હાડકાંપર પૌષ્ટિક અને લોહીમાં રક્તશોધક અસર કરવા સારૂ વારંવાર વપરાય છે.

---

*CALCII HYPOPHOSPHIS.* **લા૦** કયાલસી હાઇપોફોસ્ફીસ. **અં૦** હાઇપોફોસ્ફાઇટ ઓફ્ કયાલસ્યમ.

**ઉપનામ—હાઇપોફોસ્ફાઇટ ઓફ્ લાઇમ.**

**માત્રા—** ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

**ઘરગતુ બનાવટ.** :

૧. *Syrupus Calcii Hypophosphitis.* **લા૦** સીરપ્સ કયાલસી

હાઇપોફોસ્ફાઇટીસ. અ૦ સીરપ ઓફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ.

**રીત**—હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ ... ૧૬૦ ગ્રેન.
ધોએલી સાકર ... ... ... ૧૬ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૯ ઔંસ.
હાઇપોફોસ્ફરસ એસીડ ... ... ૨૦ ટીપાં.

**રીત**—હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ ચોખ્ખા પાણીમાં નાખી મિશ્ર કરવો અને પછી તેને ગાળી લેવો; અને તેમાં ધોએલી સાકર નાંખી મિશ્ર કરવી; અને તેને દેવતા પર રાખી ગરમ કરવી જ્યારે બધુ બરાબર મિશ્ર થાય ત્યારે તે ઠંડુ કરીને તેમાં હાઇપો ફોસ્ફરસ એસીડ ઉમેરવું અને કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખવું.

**માત્રા** ... ... ... ... ૧ થી ૪ ડ્રામ.

આ સીરપના ૧ ડ્રામમાં ૧ ગ્રેન હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમનો સમાએલો છે.

**ગુણ**—ગરમ, પૌષ્ટિક, રક્તશોધક, કફઘ્ન, પરસેવો બંધ કરનાર, ગ્રાહીક અને અગ્નિવર્ધક છે.

**ઉપયોગ—કયાલસો હાઇપોફોસ્ફાઇટ અને સીરપ હાઇપો ફોસ્ફાઇટીસ ઓફ લાઇમ** ઉધરસ, કફ, ક્ષય, કંઠમાળ, નબળાઇ, હાડકાંના સળાના વ્યાધી, અને દમના રોગમાં વારંવાર વપરાય છે. આ દવાનો સીરપ ફેફસાના બગાડના વ્યાધી, ઉધરસના તમામ દરદો અને ક્ષય રોગમાં ગ્રાહીક, કફઘ્ન, રક્તશોધક અને અગ્નિવર્ધક તરીકે વપરાય છે; અને તે લીધાથી ક્ષય રોગના ચિન્હો જેવાંકે રાતનો પરસેવો, લોહીના ગળફા, નબળાઇ, અતિશય ઉધરસ અને છાતીના સણકા વીગેરે **ધીમે ધીમે** મટી જાય છે; આ દવા ઉપરની અસર એકદમ કરતી નથી; પણ ધીમે ધીમે કરે છે.

**કોડલીવર ઓઇલ** ઉપર ધર્મના બહાને ધિક્કાર દર્શાવનાર, ઉધરસ અને ક્ષયના રોગીઓને વાસ્તે આ દવા એક કીંમતી દવા છે; તે લીધાથી સારી અસર થાય છે, અને કાંઇ પણ શારીરીક અને ધાર્મીક અડચણ સિવાય નિર્ભયતાથી લઇ શકાય છે.

**પવિત્ર ધર્મચુસ્ત આર્ય ઔષધ ઉપર મજબુત શ્રદ્ધા રાખનારા તીક્ષ્ણ ઉધરસ અને ક્ષયથી પીડાતા રોગીઓ વાસ્તે નીં-**

**એની દવાઓ ઘણીજ કીંમતી છે; અને તે લીધાથી તેમના દરદો ઘણેક દરજજે નાબુદ થવાનો સંભવ રહે છે.**

| | | |
|---|---|---|
| સીરપ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ | | ૩ ડ્રામ. |
| દુધ અગર પાણી | ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણવાર પીવું. ( અનુવાદક. )

---

| | | |
|---|---|---|
| ગોયાકોલ કાર્બોનેટ | ... ... | ૧૫ ગ્રેન. |
| સીતોપલાદી ચુર્ણ | ... ... | ૨ ડ્રામ. |
| સોનાના વરખ | ... ... | ૨ રતી. |

મિશ્ર કરી ૨ પડીકાં કરવાં અને સાંજસવાર ખાધા. પહેલાં થોડા ઘી અને સાકર સાથે મિશ્ર કરી ચાટી જવાં. ( અનુવાદક. )

ઉપરની દવા ચાટીને સાંજ સવાર થઇને ૨ શેર દુધ પીવું. દુધ ધીમે ધીમે પચે તેમ લેતા રહેવું અને વધારતા જવું. ખોરાક ઘણો હલકો ખાવો; અને સાંજ સવાર ખુલ્લી હવામાં ફરવા જવું.

**ઝાડાનો બંધકોષ જણાય તો** નીચેની ગોળી અથવા પડીકાં ખાઇ દુર કરવો, ચાલતાં સુધી ક્ષય રોગમાં ઝાડાનો બંધકોષ રહેતો. નથી કદાચ કોઇની પીત પ્રકૃતીથી અગર બીજા કોઇ કારણથી રહે તો નીચેની દવા ખાવી; વારંવાર નીચેની દવા ખાવી નહીં.

| | | |
|---|---|---|
| હરડેદળ (હરડે લાવીને તેને ખાંડીને બનાવવું.) | | ૧ ડ્રામ. |
| સોડા બાય કાર્બોનાસ | ... ... | ૧૦ ગ્રેન. |

૧ પડીકુ કરવું અને પાણી સાથે પીવું. ( અનુવાદક. )

---

| | | |
|---|---|---|
| મેગ્નેસીયા સલ્ફાસ (વીલાયતી મીઠું.) | | ૧½ ડ્રામ. |
| ટીંચર જીંજર | ... ... ... | ૫ ટીપાં. |
| સોડા બાય કાર્બોનાસ | ... ... | ૫ ગ્રેન. |
| પાણી | ... ... ... ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી પી જવું. ( અનુવાદક )

---

| | | | | |
|---|---|---|---|---|
| કેલોમલ | ... | .... | ... | ૧ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | ... | | ... | ૨ ગ્રેન. |
| સાકર | ... | ... | ... | ૪ ગ્રેન. |

૧ પડીકુ કરી પાણી સાથે ફાકી જવું. (અનુવાદક.)

---

| | | | |
|---|---|---|---|
| પીલ કોસોસીન્થ કો | ... | ... | ½ ગ્રેન. |
| પીલ હાઇડ્રારજીરી | ... | ... | ૧ ગ્રેન. |
| એકસ્ટ્રેકટ જેનસન | ... | ... | જોઈએ તેટલું. |

મિશ્ર કરી ૨ ગોળી કરવી અને સાંજ સવાર થઇને ૨ લેવી.

(અનુવાદક.)

---

| | | | | |
|---|---|---|---|---|
| સોડાબાય કાર્બોનાસ | | ... | ... | ૬ ગ્રેન. |
| ટીંચર કેલંબા | ... | ... | ... | ૧૦ ટીપાં. |
| ટીંચર નકસવોમીકા | | ... | ... | ૬ ટીપાં. |
| એકસ્ટ્રેકટ કેસકેરા સેગ્રેડા લીકવીડ. | | | ... | ૧૦ ટીપાં. |
| સકસ ટેરેકસી | .. | ... | ... | ૧૦ ટીપાં. |
| ટીંચર જીંજર | ... | ... | ... | ૬ ટીપાં. |
| પાણી | ... | ... | ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી પીજવું. (અનુવાદક.)

| | | | | |
|---|---|---|---|---|
| કેસ્ટર ઓઇલ | ... | ... | ... | ૧½ ડ્રામ. |
| ગ્લીસરાઇન | ... | ... | ... | ૧½ ડ્રામ. |

નારંગીના રસમાં મિશ્ર કરી પી જવું. (અનુવાદક.)

ઉપરની રેચક દવાઓમાંથી મરજી મુજબ ગમે તે વાપરવી તેનાથી એકાદ કે બે દસ્ત સાફ પચીને થશે, કદાચ કોઇને ઉપરની દવાથી વધારે રેચક અસર થાય તો નીચેનાં પડીકાં લેવાથી ઝાડા બંધ થશે.

| | | | | |
|---|---|---|---|---|
| ડોવર્સ પાઉડર | ... | ... | ... | ૬ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | | ... | ... | ૩ ગ્રેન. |

૨ પડીકાં કરવાં અને તેમાંનું એક તરત પાણી સાથે ખાવું જો ઝાડા બંધ થાય તો ન ખાવું નહીં તો ૨ કલાક પછી ખાવું.

---

**સીતોપલાદી ચુર્ણ બનાવવાની રીત—**

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—સાકર | ... | ... | ... | ૧૬ તોલા. |
| વાંસ કપુર | ... | ... | ... | ૮ તોલા. |
| પીંપર | ... | ... | ... | ૪ તોલા. |
| તજ | ... | ... | ... | ૧ તોલો. |
| એલચી | ... | ... | ... | ૨ તોલા. |

બારીક વાટીને લુગડાવતી ચાળી નાંખવું અને જરૂર પડે તેમ તેના યોગ્ય પ્રમાણમાંથી તે સાકર સાથે વાપરવું.

ઉધરસ, ક્ષય અને નબળાઈના દરદોમાં **પારીસ કેમીકલ ફુડ, ફેલોસ સીરપ, સીરપ કેલસી લેકટો ફોસફાસ ગ્લીસરો ફોસ્ફેટ-ઓફ લાઇમ, ઇસ્ટન સીરપ, અને ગ્રીમાલ્ટ સીરપ ઓફ હાઇપો ફોસ્ફાઇટીસ ઓફ લાઇમ** વારંવાર વપરાય છે; આ દવાઓમાંથી એક પછી એક ઉપરના દરદોમાં વાપરવી, અને જે માફક આવે તે લાંબા વખત સુધી ચાલુ કરવી.

---

*CERIUM* ( Ce Eq.=141. ) **લા૦** સીરીયમ. **અં૦** સીરીયમ.

**મુખ્ય બનાવટ.**

૧. *Cerri Oxalas.* **લા૦** સીરીઆઈ ઓકઝાલાસ **અં૦** ઓકઝાલેટ ઓફ સીરયમ.

**માત્રા**— ... .... ... ૧ થી ૨ ગ્રેન.

**ગુણ**—શાંતીદાયક, ઉલ્ટીશામક, પૌષ્ટિક, કફઘ્ન અને દીપન છે.

**ઉપયોગ—સીરીઆઇ ઓકઝાલાસ** ઉલ્ટી, અજીર્ણ, પાચન ક્રિયાના વ્યાધી, ઉધરસ, ક્ષય, કોરીઆ અને અપસ્મારના દરદમાં વપરાય છે.

આ દવા ગર્ભાવસ્થામાં થતી ઉલ્ટીને એકદમ બંધ કરે છે; અને તેથી તે ઉલ્ટીના તમામ દરદમાં **બીસ્મથી** અને **સબનાઇટ્રાસ અરજન્ટીનાઇટ્રાસના જેવી** ઉલ્ટીશામક અને દીપન અસર કરે છે. દરીઆની મુસા-

ઝેરીની માંદગીના વ્યાધીમાં આ દવાના ૧૦ થી ૨૦ ગ્રેનના પ્રમાણે દરેક ત્રણ કલાકે લેવાથી સારો ફાયદો થાય છે. તે સીલ્વરનાઇટ્રેટની માફક ચામડીપર કાળા ડાઘની અસર કરતી નથી.

વાઇ અને અપસ્મારના વ્યાધીમાં આ દવા મગજપર પૌષ્ટિક અસરને લીધે કેટલીકવાર વપરાય છે.

---

*CURARE.* લા૦ ક્યુરેર. અં૦ ક્યુરેર.

**માત્રા—** $\frac{1}{12}$ થી $\frac{1}{6}$ ગ્રેન. ઘણીજ સંભાળથી વાપરવું.

ઉપયોગ—ક્યુરેર હડકવા, કોરીઆ અને ધનુર્વાના વ્યાધીમાં ઘણીવાર વપરાય છે.

**ક્યુરેર સ્ટ્રીકનીઆના વિષના દરદમાં વિષનાશક દવા તરીકે વારંવાર વપરાય છે.**

**ડાંક્ટર રીંગર** જણાવે છે કે **ક્યુરેર** ખાવા તરીકે વાપરવા કરતાં ત્વચામાં મારવાની પીચકારીના રૂપમાં વાપર્યાથી તીક્ષ્ણ વિષારી ચિન્હો ઉત્પન્ન કરે છે, માટે તેનો ઘણીજ સંભાળથી ઉપયોગ કરવો.

---

*CUPRUM.* ( Cu, Eq.=63·5. ) લા૦ કુપ્રમ. અં૦ કોપર. ગુ૦ ત્રાંબુ.

*CUPRI SULPHAS* લા૦ કુપ્રી સલ્ફાસ. અં૦ સલ્ફેટ ઓફ કોપર ગુ૦ મોરથુથુ.

**માત્રા—** { ગ્રાહીક અથવા પૌષ્ટિક તરીકે—$\frac{1}{4}$ થી ૨ ગ્રેન.
વમનકારક તરીકે ... ૫ થી ૧૦ ગ્રેન. }

**ગુણ—**ગ્રાહીક, પૌષ્ટિક અને વમનકારક છે.

**ઉપયોગ—કુપ્રી સલ્ફાસ** અપસ્માર, કોરીઆ, જૂનો અતિસાર, સંગ્રહણી, અને મરડાના વ્યાધીમાં વારંવાર ગ્રાહીક અને મગજ પૌષ્ટિક તરીકે વપરાય છે.

બાહ્યોપચાર તરીકે આ દવા આંખમાં ખીલ થયા હોય તો તેપર લગાડવામાં આવે છે; અને આંખ દુખવા આવી હોય તો તેના ૨ ગ્રેન ૧ ઔંસ પાણીમાં મિશ્ર કરી ટીંપાં નાખવા સારૂ વપરાય છે. પ્રદર અને

પ્રમેહના દરદમાં તેના ઉપરના પ્રમાણથી તે પીચકારી રૂપે વાપરવામાં આવે છે. લોશન તરીકે જખમ અને ગંધાતાં ચાંદાં ઉપર રક્તશોધક, રક્તસ્તંભક અને દુર્ગંધ નાશક તથા કોહવાણ અટકાવનાર તરીકે વપરાય છે. કોગળા તરીકે મોંના દરદમાં તેના કોગળા કરવામાં આવે છે. વમનકારક તરીકે તે અફીણ વીગેરે વિષારી દવાના વિષમાં વમન સારૂ વપરાય છે.

"અતિશય વધી ગએલા અને ખરાબ મરડાના વ્યાધીમાં કુપ્રી સલ્ફાસ ૧૦ ગ્રેન, ટીંચર ઓપાઇ ૬૦ ટીપાં અને પાણી ૬ ઓંસ મિશ્ર કરીને તેની ગુદા દ્વારે પીચકારી મારવામાં આવતી હતી; અને તેથી ગ્રાહીક તથા જંતુનાશક અસર સારી રીતે થતી હતી (L'89, ii 739.)

**કોપર સલ્ફેટ ફોસ્ફરસના વિષની વિષનાશક દવા છે.**

**વિષારી ચિન્હો**—કોપર સલ્ફાસના વિષારી પ્રમાણમાં હોજરીપર એકદમ તીક્ષ્ણ સોજો આવે છે અને હૃદય તથા સ્વાસોશ્વાસની હીલચાલ બંધ પડી દરદી મરણ પામે છે.

**વિષનાશક દવાઓ**—કોપર સલ્ફેટના વિષારી ચિન્હોમાં વિષનાશ કરવા તરીકે આલબ્યુમેન અથવા ઇંડાની સફેદી ઉત્તમ વિષનાશક દવા છે; હોજરી સાફ અને ખાલી કર્યા પહેલાં દુધ અને ઇંડાની સફેદી વધારે પ્રમાણમાં દરદીને પાવી. સ્ટમકપંપ વાપરવો. વમનકારક દવાઓ પાવી. ચીકાશ યુક્ત દવાનાં પાન કરાવવાં. મોરફાઇન સલ્ફેટના ¼ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારવી. ટીંચર ઓપાઇના ૨૦ ટીપાં પાણીમાં મિશ્ર કરી પાવાં.

---

*CUPRI NITRAS.* લા૦ કુપ્રી નાઇટ્રાસ. ઇં૦ નાઇટ્રેટ ઓફ કોપર.

**ગુણ**—દાહક છે.

**ઉપયોગ—નાઇટ્રેટ ઓફ કોપર** પીવાની દવા તરીકે વપરાતું નથી. તે એક કીંમતી કાસ્ટીક દવા તરીકે ગંધાતા ચાંદાં, ક્ષત અને ગડગુમડાં પર રૂઝ લાવવા તરીકે વપરાય છે.



*FERRUM.* (Fe. Eq.=56.) લા૦ ફેરમ. ઇં૦ આયર્ન. ગુ૦ લોહ.

**મુખ્ય બનાવટો.**

૧. *Mistura Ferri Aromatica.* લા૦ મીસ્ચુરા ફેરી એરોમેટીકા. ઇં૦ એરોમેટીક મીક્શ્ચર ઓફ આયર્ન ગુ૦ લોહનું સુગં-

ધીદાર મિશ્રણ.

| | | |
|---|---|---|
| **રીત**—રેડસીંકોના બાર્ક | ... ... | ૧ ઔંસ. |
| કેલંબા રૂટ | ... ... ... | ૪ ડ્રામ. |
| લવીંગ | ... ... ... ... | ૨ ડ્રામ. |
| ઝીણા લોઢાના તાર | ... ... | ૪ ડ્રામ. |
| ટીંચર કારડમ કો | ... ... | ૩ ઔંસ. |
| ટીંચર ઓફ ઓરેન્જ પીલ | ... | ૪ ડ્રામ. |
| પીપરમીન્ટનું પાણી | ... ... | ૧૬ ઔંસ. |
| **માત્રા**— | ... ... ... | ૧ થી ૨ ઔંસ. |

૨. *Vinum Ferri.* **લા૦** વાઇનમ ફેરી. **અં૦** વાઇન ઓફ આયર્ન **ગુ૦** લોહનો આસવ.

| | | |
|---|---|---|
| **રીત**—ઝીણા લોઢાના તાર | ... ... | ૧ ઔંસ. |
| શેરીવાઇન | ... ... ... | ૨૦ ઔંસ. |
| **માત્રા**— | ... ... ... | ૧ થી ૨ ડ્રામ. |

ગુણ—ગ્રાહીક, પૌટિક, રક્તસ્તંભક, ગરમ, રક્તશોધક, ઋતુસ્રાવક અને અગ્નિવર્ધક છે.

**ઉપયોગ—ફેરમની બનાવટો** લોહીના રાતા રજકણો વધારવાને વાસ્તે અને સુધારવાને વાસ્તે ઘણી કીંમતી દવાઓ છે. પાંડુરોગમાં જ્યારે લોહી ઉડી જાય છે અને બગડી જાય છે ત્યારે લોહ વાપરવાથી ઘણોજ સારો ફાયદો થાય છે; **લોહીના બગાડના વ્યાધીમાં લોહ** ઉત્તમ દવા છે; અને વૈદક શાસ્ત્રમાં તે ઘણોજ આગળ પડતો ભાગ લેછે માટે **મેટીરીઆ મેડિકા**માં તેને ઘણીજ કીંમતી દવા ગણી છે; અને ઉત્તમ દવાઓના વર્ગમાં તેને પ્રથમ મુકી છે.

લોહની બનાવટો મગજના સ્નાયુઓપર મગજ પૌષ્ટિક અસર ઘણી સારી કરે છે; અને ખાલી પડેલા મગજમાં લોહીની સ્થિતી સુધારી લોહી સ્વચ્છ કરી તેમાં ભરે છે અને યાદદાસ્ત સુધારી માનસિક શક્તિને સારી રીતે ખીલવે છે; કેટલીક વાર મગજપર ગરમ પૌષ્ટિક અસર કરે છે તેથી માથાના વ્યાધી, હીસ્ટીરીઆ, અપસ્માર અને કોરીઆના દરદમાં વાપરવાથી તેઓ સારો ફાયદો આપે છે.

**લોહની બનાવટો ગ્રાહીક અસર** ઘણીજ સરસ રીતે કરે છે; અને તેથી તેઓ **બંધકોષ** કરે છે; તેમાંની કેટલીક બનાવટો તો ગ્રાહીક અસર ઘણીજ વધારે કરે છે અને તેથી જુદી જુદી જાતના રક્તશ્રાવના વ્યાધીમાં, પાંડુરોગમાં, રક્ત દુર્બળતા મસાના વ્યાધીમાં વારંવાર વપરાય છે. લોહની સાથે બીજી ઠંડી પેટ સાફ લાવનાર દવાઓ મિશ્ર કરીને વાપરવાથી ઘણોજ સારો ફાયદો થાય છે અને બંધકોષ નાબુદ થાય છે.

**ઋતુશ્રાવક** અસરને લીધે લોહની બનાવટો અનિયમીત ઋતુશ્રાવના દરદમાં વારંવાર વપરાય છે, અને તેઓ લોહીની સ્થીતીને સુધારી માસિક ઋતુશ્રાવના દરદોમાં નીચેનું મિશ્રણ વાપર્યાથી ઋતુશ્રાવક અને રક્તશોધક અસર ઘણીજ સારી રીતે થાય છે.

| | |
|---|---|
| ટીંચર ફેરી પર ક્લોરાઇડ ... ... | ૩૦ ટીંપાં. |
| મેગ્નેસીઆ સલ્ફાસ ... ... ... | ૩ ડ્રામ. |
| ટીંચર કેનાબીસ ઇન્ડીકા ... ... | ૧૫ ટીંપાં. |
| ટીંચર નકસવોમીકા ... ... ... | ૧૦ ટીંપાં. |
| ટીંચર જીંજર ... ... ... ... | ૧૦ ટીંપાં. |
| એકસ્ટ્રેકટ અરગટ લીક્વીડ ... ... | ૧૫ ટીંપાં. |
| પોટાસ આયોડીડ ... ... ... | ૩ ગ્રેન. |
| પોટાસ બ્રોમાઇડ ... ... ... | ૧૦ ગ્રેન. |
| પાણી ... ... ... ... | ૩ ઔંસ. |

મિશ્રકરીને દીવસમાં ત્રણવાર પીવું. (**અનુવાદક.**)

લોહના સૂક્ષ્મ પ્રમાણો અન્નાશયમાં જઇ લોહીમાં મળી જાય છે; અને તે ઝાડાવાટે બ્હાર નીકળે છે; અને તેથી લોહ ખાધા પછી ઝાડો કાળા રંગનો થાય છે. તે લીધાથી શરીરની ગરમી સાધારણ રીતે વધે છે અને દરદીની જીભ તથા દાંતનો રંગ જરાક બદલાઇ જાય છે.

લોહની બનાવટોની જુદી જુદી અસરો તેની જુદી જુદી બનાવટોનાં નામ નીચે આપવામાં આવી છે.

---

*FERRUM REDACTUM.* લા૦ ફેરમ રીડકટમ. અં૦ રીડ્યુસ્ડ આયર્ન. ગુ૦ લોહ ભસ્મ.

**માત્રા—** ... ... ... ૨ થી ૬ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Trochisci Ferri Redacti.* **લા૦** ટ્રોકીસ્કાઇ ફેરી રીડકટી. **અં૦** રીડયુસ્ડ આયર્ન લોઝેન્જીસ. ગુ૦ લોહ ભસ્મની રેવડીઓ.

**રીત**—રીડ્યુસ્ડ આયર્ન ... ... ... ૭૨૦ ગ્રેન.
ધોએલી સાકર ... ... ... ૨૫ ઔંસ.
બાવળનો ગુંદર ... ... ... ૧ ઔંસ.
બાવળના ગુંદરનું પ્રવાહી ... ... ૨ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧ ઔંસ.
મિશ્રકરી ૭૨૦ રેવડીઓ બનાવવી.

દરેક રેવડીમાં લોહ ભસ્મનો ૧ ગ્રેન સમાએલો છે.

**માત્રા—** ... ... ... ૧ થી ૬ રેવડીઓ.

**ગુણ**—ગ્રાહીક, રક્તશોધક, અગ્નિવર્ધક પૌષ્ટિક અને ઋતુશ્રાવક છે.

**ઉપયોગ--ફેરમ રીડકટમની બનાવટો** પાંડુ રોગ, નબળાઇ, મંદાગ્નિ, કલોરોસીસ, કોરીઆ, બરોલની ગાંઠના વધારાના વ્યાધી અને અનિયમીત ઋતુશ્રાવના દરદોમાં વારંવાર વપરાય છે. આ દવા રેવડી અગર ગોળીના રૂપમાં અતિશય વપરાય છે.

---

*FERRI CARBONAS SACCHARATA.* **લા૦** ફેરી કાર્બોનાસ સાકરેટા. **અં૦** સાકરેટેડ કાર્બોનેટ ઓફ આયર્ન.

**માત્રા—** ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧. *Mistura Ferri Composita.* **લા૦** મીસ્ચુરા ફેરી કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ મીક્શ્ચર ઓફ આયર્ન **ગુ૦** લોહનું મિશ્રિત મીશ્રણ.

**રીત**—સલ્ફેટ ઓફ આયર્ન ... ... ૨૫ ગ્રેન.
કાર્બોનેટ ઓફ પોટાસ્યમ ... ... ૩૦ ગ્રેન.
મરહ .... ... ... ... ૬૦ ગ્રેન.
ધોએલી સાકર .... ... .... ૬૦ ગ્રેન.
સ્પીરીટ ઓફ નટમેગ ... ... ૪ ડ્રામ.

રોઝ વોટર... ... ... ... ૯½ ઔંસ.

**માત્રા—** ... ... ... ૧ થી ૨ ઔંસ.

૨ *Pilula Ferri Carbonatis.* **લા૦** પીલ્યુલા ફેરી કાર્બોનેટીસ. **અં૦** પીલ ઓફ કાર્બોનેટ ઓફ આયર્ન.

**રીત—**સાકરેટેડ કાર્બોનેટ ઓફ આયર્ન ... ૧ ઔંસ.

કન્ફેકશન ઓફ રોઝીઝ ... ... ૨ ડ્રામ.

**માત્રા—** ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**ગુણ—**રક્તશોધક અને પૌષ્ટિક છે.

**ઉપયોગ—ફેરી કાર્બોનાસ સાકરેટમ** નબળાઇ, મંદાગ્નિ પાંડુ રોગ અને અનિયમીત ઋતુશ્રાવના દરદોમાં વારંવાર વપરાય છે.

---

*FERRI IODIDUM.* **લા૦** ફેરી આયોડીડમ. **અં૦** આયોડીડ ઓફ આયર્ન.

**માત્રા—** ... ... ... ૧ થી ૫ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧. *Syrupus Ferri Iodidi.* **લા૦** સીરપ્સ ફેરી આયોડીડી. **અં૦** સીરપ ઓફ આયોડીડ ઓફ આયર્ન.

**રીત—**આયોડીન... ... ... ... ૨ ઔંસ.

આયર્ન... ... ... .... ૧ ઔંસ.

ચોખ્ખુ પાણી... ... ... , ... ૧૩ ઔંસ.

સાકર... ... ... ... ૨૮ ઔંસ.

**માત્રા—** ... ... ... ½ થી ૧ ડ્રામ.

આ સીરપના ૧ ડ્રામમાં આયોડીડ ઓફ આયર્નના ૪·૩ ગ્રેન સમાએલા છે.

૨. *Pilula Ferri Iodidi.* **લા૦** પીલ્યુલા ફેરી આયોડીડી. **અં૦** પીલ ઓફ આયોડીડ ઓફ આયર્ન.

**રીત—**લોઢાનો ઝીણો તાર... ... ... ૪૦ ગ્રેન.

આયોડીન... ... ... ... ૮૦ ગ્રેન.

ધોએલી સાકર... ... ... ૭૦ ગ્રેન.

| | | | |
|---|---|---|---|
| જેઠીમધનો ભુકો... | ... | ... | ૧૪૦ ગ્રેન. |
| ચોખ્ખુ પાણી ... | ... | ... | ૫૦ ટીપાં. |

**માત્રા**— ... ... ... ૩ થી ૮ ગ્રેન.

આ ગોળીઓના ૩½ ગ્રેનમાં ૧ ગ્રેન આયોડીડ ઓફ આયર્નનો સમાએલો છે.

**ગુણ**—રક્તશોધક અને પૌષ્ટિક છે.

**ઉપયોગ—ફેરી આયોડીડમની બનાવટો** ક્ષય, કંઠમાળ, પાંડુરોગ, નષ્ટાર્તવ, કાળજાના બગાડના વ્યાધી, બરોલના વધારાના વ્યાધી, ઉપદંશ, સંધીવા, ગાંઠીઓ વા અને નબળાઇના દરદમાં વારંવાર સીરપના અગર ગોળીઓના રૂપમાં વપરાય છે. ક્ષય રોગમાં સીરપ ફેરી આયોડીડ કૉડલીવર ઓઇલ સાથે મિશ્ર કરીને આપવાથી સારો ફાયદો કરે છે.

---

*FERRI SULPHAS.* લા૦ ફેરી સલ્ફાસ. **અં૦** સલ્ફેટ ઓફ આયર્ન. ગુ૦ હીરાકસી.

**માત્રા**— ... ... ... ૧ થી ૫ ગ્રેન.

ગુણ—રક્તશોધક, ગ્રાહીક અને પૌષ્ટિક છે.

ઉપયોગ—**ફેરીસલ્ફાસ** પાંડુરોગ, બરોળના વધારાના વ્યાધી, જ્વર, આદાશીશી, અતિસાર, પ્રદર, હરસ, અને અનિયમીત ઋતુશ્રાવના દરદોમાં વારંવાર વપરાય છે. હરસ, આમણ અને રતવા ઉપર તે લોશન અને પીચકારી રૂપે વપરાય છે. રક્ત દુઝતા મસાના દરદમાં નીચેનું મિશ્રણ વાપર્યાથી ઘણીજ સારી અસર થાય છે.

| | | | |
|---|---|---|---|
| ફેરી સલ્ફાસ... | ... | ... | ૯ ગ્રેન. |
| આમોન્યા કલોરાઇડ | ... | ... | ૩૦ ગ્રેન. |
| મેગ્નેસ્યા સલ્ફાસ | ... | ... | ૩ ડ્રામ. |
| સકસ ટેરેકસી | ... | ... | ૧૫ ટીપાં. |
| લાઇકર સ્ટ્રીકન્યા | ... | ... | ૯ ટીપાં. |
| ટીંચર કેલંબા | ... | ... | ૧૫ ટીપાં. |
| પાણી | ... | ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ૩ વાર પીવું. (**અનુવાદક.**)

*FERRI ARSENIAS.* લા૦ ફેરી **આર્સેન્યાસ. અં૦ આર્સેન્યેટ**

ઑફ આયર્ન. ગુ૦ લોહ મિશ્રિત સોમલ.

માત્રા— ... ... ... ૧/૧૬ થી ૧/૨ ગ્રેન.

ગુણ—રક્તશોધક અને પૌષ્ટિક છે.

ઉપયોગ—નબળાઇ, ઉપદંશ અને ત્વચારોગ ઉપર વપરાય છે.



*FERRI PHOSPHAS.* લા૦ ફેરી ફોસ્ફાસ. અં૦ ફોસ્ફેટ ઑફ આયર્ન.

માત્રા— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Syrupus Ferri Phosphatis.* લા૦ સીરપ્સ ફેરી ફોસ્ફેટીસ. અં૦ સીરપ ઑફ ફોસ્ફેટ ઑફ આયર્ન.

માત્રા— ... ... ... ૧ ડ્રામ સુધી.

ગુણ—રક્તશોધક અને પૌષ્ટિક છે.

**ઉપયોગ—ફેરી ફોસ્ફાસની બનાવટો** નબળાઇ, મગજના સ્નાયુઓની નબળાઇના વ્યાધી, વિસ્ફોટક હાડકાના સળાના વ્યાધીમાં પાંડુરોગમાં વપરાય છે.

**ડાકટર પ્રાઉટ** બ્લુફોસ્ફેટ ઑફ આયર્ન મધુ પ્રમેહના દરદમાં વારંવાર વાપરતો અને તેથી તેને સારો ફાયદો થતો માલમ પડતો હતો.



*LIQUOR FERRI DIALYSATUS.* લા૦ લાઇકર ફેરી ડાયલીસેટસ. અં૦ સોલ્યુશન ઑફ ડાયલીઝડ આયર્ન.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ટીપાં.

ગુણ—રકત શોધક અને પૌષ્ટિક છે.

ઉપયોગ—આ દવા પાંડુરોગ, નબળાઇ અને લોહીના બગાડના દરદોમાં વારંવાર ગ્રાહીક અસર કર્યા સિવાય રક્તશોધક અસર સારૂ વપરાય છે.



*LIQUOR FERRI PERCHLORIDI FORTIOR.* લા૦

લાઇકર ફેરી પર કલોરાઇડી ફોર્સ્યોર અ૦ સ્ટ્રોંગ સોલ્યુશન
ઓફ પરકલોરાઇડ ઓફ આયર્ન.

**મુખ્ય બનાવટો.**

૧. *Liquor Ferri Perchloridi.* **લા૦ લાઇકર ફેરી પર કલોરાઈડી.**
અ૦ સોલ્યુશન ઓફ પર કલોરાઇડ આફ આયર્ન.

**રીત**—લાઇકર ફેરી પર કલોરાઇડી ફોર્સ્યોર ... ૫ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... .... ૧૫ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૪૦ ટીપાં.

૨. *Tinctura Ferri Perchloridi.* **લા૦ ટીંચુરા ફેરી પર કલોરાઇડી.**
અ૦ ટીંચર ઓફ પર કલોરાઇડ ઓફ આયર્ન.

**રીત**—સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ પર કલોરાઇડ ઓફ આયર્ન ૫ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૫ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૪૦ ટીપાં.

ગુણ—સખત ગ્રાહીક, રકતશોધક અને પોષ્ટિક છે.

**ઉપયોગ—સ્ટ્રોંગ સોલ્યુશન ઓફ પર કલોરાઇડ ઓફ આયર્ન** પીવાના કામમાં વપરાતું નથી, પણ તે બાહ્યોપચાર તરીકે દાહક તથા રકત સ્તંભક અસર કરવા સારૂ વારંવાર વપરાય છે; કેટલીકવાર રતવા અને સોજાના દરદમાં તેની સાથે સમ ભાગે ગ્લીસરાઇન મિશ્ર કરીને ચોપડવાથી સોજા તરત ઉતરી જાય છે. ગર્ભાશયમાંથી થતા અતિશય રકતશ્રાવના દરદમાં આ દવાને વધારે માણી સાથે મિશ્ર કરીને તેની પીચકારી મારવાથી રકત સ્તંભક અસર સારી થાય છે.

**ટીંચર ફેરી પર કલોરાઇડ** અને **લાઇકર ફેરી પર કલોરાઇડ** લોહની સખત ગ્રાહીક દવાઓ છે અને તેઓ ગ્રાહીક રકતસ્તંભક, અને રકતશોધક તરીકે વારંવાર વપરાય છે. મૂત્રાશય તથા મૂત્ર પિંડના દરદો, મૂત્રાકુચ્છ્ર, મૂત્રશ્રાવ, બ્રાઇટડીઝીસ, જલંદર, પ્રદર, નષ્ટાર્તવ, પ્રમેહ, ક્ષય, રતવા, રકતાશયના વ્યાધી, હીસ્ટીરીઆ, પાંડુરોગ, બરોળના વ્યાધી, રકત પીત્ત, અતિસાર, મરડા, નબળાઇ, ગર્ભાશય, ફેફસા, મળાશય અને મૂત્રાશયમાંથી થતા રકતશ્રાવના તમામ દરદોમાં વારંવાર તેઓ વપરાય છે.

**LIQUOR FERRI PRENITRATIS** લા૦ લાઇકર ફેરી પર નાઇટ્રેટીસ. અં૦ સોલ્યુશન ઓફ પરનાઇટ્રેટ ઓફ આયર્ન.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૪૦ ટીપાં.

**ગુણ**—રકતસ્તંભક, પૌષ્ટિક અને રકતશોધક છે.

**ઉપયોગ**—**લાઇકર ફેરી પર નાઇટ્રેટીસ** રકતદુઝતા મસા, રક્તાતિસાર, પેશાબવાટે થતા રકતસ્રાવના દરદો, નબળાઈ અને પાંડુરોગમાં વારવાર વાપરવામાં આવે છે. તેના ગુણદોષ ઉપરની દવાઓને મળતા છે.

---

**LIQUOR FERRI PERSULPHATIS.** લા૦ લાઇકર ફેરી પર સલ્ફેટીસ. અં૦ સોલ્યુશન ઓફ પર સલ્ફેટ ઓફ આયર્ન.

**ઉપયોગ**—આ દવા પીવાની દવા તરીકે ખાસ વપરાતી નથી, પણ તે ફેરી એટ આમોન્યા સાઇટ્રાસ, ફેરી એટ ક્વીનાઇનિ સાઇટ્રાસ, ફેરી પર ઓકસાઇડમ હાઇડ્રેટમ, અને ફેરમ ટારટરેટમ બનાવવાના કામમાં વપરાય છે. આ દવા ઘણી સખત ગ્રાહીક અસર કરનાર છે.

---

***FERRI ET AMMONII CITRAS.*** લા૦ ફેરી એટ આમોની સાઇટ્રાસ. અં૦ સાઇટ્રેટ ઓફ આમોન્યમ એન્ડ આયર્ન.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Vinum Ferri Citratis.* **લા૦** વાઇનમ ફેરી સાઇટ્રેટીસ અં૦ વાઇન ઓફ સાઇટ્રેટ ઓફ આયર્ન.

**રીત**—સાઇટ્રેટ ઓફ આમોન્યા એન્ડ આયર્ન. ૧૬૦ ગ્રેન.
નારંગીનો આસવ ... ... ૧ પાઇન્ટ.

**માત્રા**— ... .... ... ૧ થી ૪ ડ્રામ.

**ગુણ**—પૌષ્ટિક, સ્હેજ ગ્રાહીક અને રકતશોધક છે.

**ઉપયોગ**—લોહ આપવા સારૂ આ દવાની બનાવટો ઘણીજ હલકી અને સરસ છે. બચ્ચાંઓને તથા નબળા બાંધાવાળા દરદીઓને આ દવા

સારી રીતે માફક આવે છે. નબળાઇ, પાંડુરોગ, ક્ષય અને લોહીના બગાડના દરદમાં તે વારંવાર વપરાય છે.

---

*FERRUM TARTARATUM.* લા૦ ફેરમ ટારટરેટમ. અં૦ ટારટરેટેડ આયર્ન.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

ગુણ—પૈષ્ટિક અને રક્તશોધક છે.

ઉપયોગ—**ફેરમ ટારટરેટમ** ઉપદંશ, ક્ષય, ઝાડા અને પાંડુ રોગમાં વારંવાર વપરાય છે.

---

*FERRI ET QUININAE CITRAS.* લા૦ ફેરી એટ કવીનાઇન સાઇટ્રાસ. અં૦ સાઇટ્રેટ ઓફ આયર્ન એન્ડ કવીનાઇન.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

ગુણ--રક્તશોધક અને પૈષ્ટિક છે.

ઉપયોગ—**ફેરી એટ કવીનાઇન સાઇટ્રાસ** નબળાઇ, જીર્ણ જ્વર, બરોળના વધારાના વ્યાધી, અગ્નિમાંદ્ય, પાંડુરોગ અને મગજની નબળાઇના વ્યાધીમાં વારંવાર વપરાય છે; આ દવામાં લોહની સાથે કવીનાઇન મિશ્ર થયેલું છે તેથી બરોળના વધારાના અને જીર્ણ જ્વરના વ્યાધી ઉપર સારી અસર કરે છે. નબળાઇ, પાંડુરોગ અને મગજની નબળાઇમાં નીચેનું મિશ્રણ ઘણીજ સારી અસર કરે છે.

| | |
|---|---|
| ફેરી એટ કવીનાઇન સાઇટ્રાસ. ... | ૯ ગ્રેન. |
| એસીડ નાઇટ્રો-હાઇડ્રો ક્લોરીક ડીલ્યુટ... | ૧૫ ટીપાં. |
| લાઇકર સ્ટ્રીકન્યા ... ... | ૯ ટીપાં. |
| ટીંચર કેલંબા ... ... ... | ૩૦ ટીપાં. |
| પાણી ... ... ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણવાર પીવું. ( અનુવાદક. )

---

*HYDRARGYRUM.* ( Hg. Eq.=200.) લા૦ હાઇડ્રારજીરમ અં૦ મરક્યુરી. ગુ૦ પારો.

**મુખ્ય બનાવટો.**

૧. *Hydrargyrum Cum Creta.* **લા૦** હાઇડ્રારજીરમ કમ ક્રીટા. **અં૦** મરક્યુરી વીથ ચોક. **ગુ૦** ચાક મિશ્રિત પારો.

**ઉપનામ—ગ્રેપાઉડર.**

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—મરકયુરી | ... | ... | ... | ૧ ઔંસ. |
| શુદ્ધ કરેલો ચાક | | ... | ... | ૨ ઔંસ. |
| **માત્રા**— | ... | ... | ... | ૩ થી ૮ ગ્રેન. |

૨. *Pilula Hydrargyri.* **લા૦** પીલ્યુલા હાઇડ્રારજીરી. **અં૦** મરક્યુરીઅલ પીલ. **ગુ૦** પારાની ગોળી.

**ઉપનામ—બ્લ્યુ પીલ.**

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—મરકયુરી | ... | ... | ... | ૨ ઔંસ. |
| ગુલકંદ | ... | ... | ... | ૩ ઔંસ. |
| જેઠીમધનો ભુકો | | ... | ... | ૧ ઔંસ. |
| **માત્રા**— | .... | ... | ... | ૩ થી ૮ ગ્રેન. |

૩. *Emplastrum Hydrargyri.* **લા૦** એમપ્લાસ્ટ્રમ હાઇડ્રારજીરી **અં૦** મરકયુરીઅલ પ્લાસ્તર. **ગુ૦** પારાનો લેપ.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—મરકયુરી | ... | ... | ... | ૩ ઔંસ. |
| ઓલીવઓઇલ | ... | ... | ... | ૫૬ ગ્રેન. |
| સલ્ફર | ... | ... | ... | ૮ ગ્રેન. |
| લેડ પ્લાસ્તર | ... | ... | ... | ૬ ઔંસ. |

૪. *Emplastrum Ammoniaci Cum Hydrargyro* **લા૦** એમ્પ્લાસ્ટ્રમ આમોન્યાસી કમ હાઇડ્રારજીરો. **અં૦** આમોન્યાકમ એન્ડ મરક્યુરી પ્લાસ્તર.

| | | | | |
|---|---|---|---|---|
| **રીત**—આમોન્યાકમ | ... | ... | ... | ૧૨ ઔંસ. |
| મરક્યુરી | ... | ... | ... | ૩ ઔંસ. |
| ઓલીવઓઇલ | ... | ... | ... | ૫૬ ગ્રેન. |
| સલ્ફર | ... | ... | ... | ૮ ગ્રેન. |

૫. *Unguentum Hydrargyri.* **લા૦** અંગવેન્ટમ હાઇડ્રારજીરી **અં૦** મરકયુરીઅલ ઓઇન્ટમેન્ટ **ગુ૦** પારાનું મલમ.

**ઉપનામ—બ્લ્યુ ઓઇન્ટમેન્ટ.**

**રીત**—મરક્યુરી ... ... ... ૧ પૌંડ.
પ્રીપેર્ડ લાર્ડ ... ... ... ૧ પૌંડ.
પ્રીપેર્ડ સ્યુએટ ... ... ... ૧ ઔંસ.

૬. *Unguentum Hydrargyrum Compositum.* લા૦ અંગર્વેન્ટમ હાઇડ્રારજીરમ કમ્પોઝીટમ અં૦ કમ્પાઉન્ડ મરક્યુરીઅલ ઓઇન્ટમેન્ટ.

**રીત**—પારાનું મલમ ... ... ... ૬ ઔંસ.
પીળુ મીણ ... ... ... ૩ ઔંસ.
ઓલીવઓઇલ ... ... ૩ ઔંસ.
કેમ્પર ... ... ... ૧½ ઔંસ.

૭. *Linimentum Hydrargyri.* લા૦ લીનીમેન્ટમ હાઇડ્રારજીરી. અં૦ લીનીમેન્ટ ઓફ મરક્યુરી. ગુ૦ પારાનું ચોપડવાનું તેલ.

**રીત**—પારાનું મલમ ... ... ... ૧ ઔંસ.
સોલ્યુશન ઓફ આમોન્યા ... ૧ ઔંસ.
લીનીમેન્ટ ઓફ કેમ્ફર ... ... ૧ ઔંસ.

૮. *Suppositoria Hydrargyri.* લા૦ સપોઝીટારીઆ હાઇડ્રારજીરી. અં૦ મરકયુરીઅલ સપોઝીટરીઝ. ગુ૦ પારાની સોગઠીઓ.

**રીત**—પારાનું મલમ... ... ... ૬૦ ગ્રેન.
કોકમનું તેલ... ... ... ૧૨૦ ગ્રેન.

મિશ્ર કરી ૧૨ સોગઠીઓ બનાવો.

દરેક સોગઠીમાં પારાના મલમના ૫ ગ્રેન સમાએલા છે.

ગુણ—રક્તશોધક, સોજા તથા લોહીની ગાંઠો વીખેરી નાંખનાર રેચક અને પૌષ્ટિક છે.

**ઉપયોગ**—પ્રવાહી ચોખ્ખો **પારો** જ્યારે ખાવામાં આવે છે ત્યારે તે હોજરીમાં કાંઇ જાણવા જોગ અસર કરતો નથી; વળી એક શેર પારો એકી વખતે ખાવામાં અથવા ગળી જવામાં આવે તોપણ કાંઇ વિખારી ચિન્હો થતા નથી; અને તે ઝાડાવાટે બહાર નીકળી જાય છે.

પારાનો નાસ લેવાથી લોહી સુધરવાની અસર ઘણી સારી થાય છે; અને તે શરીરપર ઘસવાથી લોહીમાં મળી જઇ રક્તશોધક અસર ઘણીજ સારી રીતે કરે છે.

પારાના સૂક્ષ્મ પ્રમાણો લેવાથી પ્રાથમીક અસર અંદરની ચામડીના પ્રવાહોને વધારવાની થાય છે; અને પછી ધીમે ધીમે થુંક વધારવાની, પીતશામક, મૂત્રલ, ઋતુશ્રાવક અને રેચક અસરો થાય છે. પારાની બનાવટો થુંક વધારવાની અસર ખાસ કરીને કરે છે; અને તેથી થુંકની ગાંઠોપર ગરમ અસર થઇ થુંક અતિશય વહેવા માંડે છે અને કોઈવાર મોં સખત રીતે આવી જાય છે, જ્યારે આવી અસર થાય ત્યારે સમજવું કે પારાની બનાવટોએ તેમની રક્તશોધક અસર સારી રીતે કરી છે અને તેથી એકદમ તેના પ્રમાણો ઘટાડી નાંખવા; અને ધીમે ધીમે બંધ કરી દેવા.

પીતશામક તરીકે પારાની બનાવટો લેવાથી પીતનો પ્રવાહ અતિશય વધે છે; અને પીતની કોથળી ખાલી થઇ જાય છે અને ઝાડાવાટે પીત્ત અતિશય બ્હાર નીકળે છે; ઝાડા પીળા ફીણવાળા અને પાતળા થાય છે.

જનાવરોપરના કેટલાક અખ્તરાથી સિદ્ધ થયું છે કે પારાની બનાવટો ખાવામાં લેવાથી વધી ગએલું પીત એકદમ ઝાડાવાટે બ્હાર નીકળી જાય છે; અને આંતરડામાં ભરાએલો જુનો તથા કઠણ મળ જલ્દીથી ઝાડાવાટે બહાર આવે છે.

મૂત્રલ તરીકે **પારાની બનાવટો** મૂત્રાશયપર અસર કરી પેશાબને પીળા રંગનો ઉતારે છે અને શરીરની ગરમીને પેશાબવાટે બહાર કાઢે છે; એકંદર શરીરની ગરમીને ચામડીવાટે પરસેવાના રૂપમાં જલ્દીથી બહાર કાઢે છે અને સ્નાયુઓમાં રહેલા બગાડને પરસેવા રૂપે જલ્દીથી ચામડી વાટે બ્હાર ધકેલી દઇ સ્નાયુઓને નિર્મળ અને મજબુત કરે છે.

**પારાની બનાવટો** ગમે તેવા રૂપમાં જેવા કે પીવામાં, નાસવાટે, ધુમાડાવાટે, મલમ, લેપ, ત્વચામાં મારવાની પીચકારી અને મર્દનવાટે વાપરવામાં આવે તો તેઓ એકદમ લોહીમાં મળી જાય છે; અને તેનો તપાસ કરતાં ધાવણ, પેશાબ, થુંક, પરસેવો, પીત અને ચાંદાંમાંનું પરૂ; શરીરની જુદી જુદી જાતની નસોમાં, હાડકા, મગજ, ફેફસા અને બીજા એવા ભાગોમાં મિશ્ર થએલો માલમ પડે છે. પારાની બનાવટો લોહીમાં મળી

જાય શી અસરો કરે છે તે બરાબર સમજવામાં આવ્યું નથી; તોપણ તે રક્તશોધક અસર ઘણીજ ઉમદા રીતે કરે છે.

**પારાની બનાવટો** શરીરમાં થએલી લોહીની ગાંઠોના દરદમાં, કાળજાના વધારાના દરદમાં, મુત્રાશયના બગાડના વ્યાધીમાં, તીક્ષ્ણ સોજાના દરદમાં, કંઠમાળના સોજાના વ્યાધીમાં, તીક્ષ્ણ સંધીવામાં, જલંદરમાં, ગીતજ્વરમાં, ઉપદંશ અને ચામડીના જુના દરદોમાં ઔષધ તરીકે ખાવામાં વાપરવાથી રક્તશોધક અસર ઘણીજ સારી રીતે કરે છે અને દરદોને દબાવી દે છે.

બાહ્યોપચાર તરીકે પારાના લેપ, મલમ અને ચોપડવાના તેલનો ગડગુમડ, પ્રમેહમાં થતી સાથળની બદો, ગાંઠો, પ્લેગની ગાંઠો, સોજા અને બીજા ગંધાતાં ચાંદાં તથા ક્ષતમાં વારંવાર વપરાય છે.

**વિષારી ચિન્હો—પારાની હરકોઇ બનાવટો** વિષારી અને અતિશય પ્રમાણમાં લેવાથી મોઢું, ગળુ, અન્નનળી, અને પકવાશયની ત્વચા બળી જાય છે. તે ઉપર ચાંદાં પડે છે, પેરીટોન્યમનો વરમ થાય છે આંતરડામાં દાહ અને ચાંદાં થાય છે. પ્રથમ લેતાંજ મોંઢા, ગળામાં અને પેટમાં લાહ્ય બળે છે; ગળે કાંઇ ઉતારતાં દુખાવો થાય છે; ઉલ્ટી થાય છે, ઝાડા થાય છે, ઝાડામાં જળસ અને લોહી પડે છે તથા બહુ કરાંઝવું પડે છે; આખા પેટમાં દુખાવો થાય છે; દાબવાથી વધારે દુખાવો લાગે છે; પેટ ફુલી જાય છે, મોંમાંથી લાળ અતિશય નીતર્યાં કરે છે, નાડી જલદ ચાલે છે, તાવ આવે છે, શ્વાસ વધારે ચાલે છે, હાથ પગના આંકડા વળે છે અને દરદી અતિશય પીડા પામતો પરાણે બોલતો મરણ પામે છે.

મોંઢુ લાવવા સારૂ જુદા જુદા માણસને પારાની દવા તેમની પ્રકૃતિ પ્રમાણે વધતી ઓછી લાગે છે.

## પારાની બનાવટોના વિષનાશક ઇલાજો:

**પારાની બનાવટો.**

૧. ઇંડાંની સફેદી દુધ અથવા પાણીમાં મિશ્ર કરી દરદીને પાવી.
૨. પાણી અને લોટ મિશ્ર કરીને પાવો.
૩. હોજરીને સ્ટમક પંપથી સાફ કરવી.
૪. વમનકારક દવાઓ આપવી.

૫. એરંડીઆનો જુલાબ આપવો.
૬. બાવળ, ફટકડી વગેરેના કોગળા કરાવવાં.
૭. હોજરીમાં થતી પીડા અફીણ અગર મોરફી-આની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારી સમાવવી.
૮. ટીંચર બેલાડોના ૧૫ ટીંપાં અને પોટાસ કલોરાસ ૧૦ ગ્રેન મિશ્ર કરીને સખત મોઢું આવ્યું હોય તો પાણીમાં નાંખી ચમચો ચમચો પાતા જવું; એટલે અતિશય લાળ નીકતી બંધ થશે.

---

*HYDRARGYRI SUBCHLORIDUM.* લા૦ હાઇડ્રારજીરી સબકલોરાઇડમ. અં૦ સબક્લોરાઇડ ઓફ મરકયુરી.

**ઉપનામ--કેલોમલ.**

**માત્રા—** .... } રકતશોધક તરીકે ½ થી ૧ ગ્રેન.
રેચક તરીકે ૨ થી ૫ ગ્રેન.

**સુચના**—કેલોમલ આલ્કાલાઇન કલોરાઇડસ સાથે આપવું નહીં.

**મુખ્ય બનાવટો.**

૧. *Lotio Hydrargyri Nigra.* લા૦ લોશ્યો હાઇડ્રારજીરી નાઇગ્રા. અં૦ બ્લેક મરકયુરીઅલ લોશન.

**રીત**—કેલોમલ... ... ... ... ૩૦ ગ્રેન.
સોલ્યુશન ઓફ લાઇમ ... ... ૧૦ ઔંસ.

૨. *Pilula Hydrargyri Subchloridi Composita.* લા૦ પીલ્યુલા હાઇડ્રારજીરી સબકલોરાઇડી કમ્પોઝીટા. અં૦ કમ્પાઉન્ડ પીલ ઓફ સબકલોરાઇડ ઓફ મરકયુરી.

**ઉપનામ—પ્લુમર્સપીલ.**

**રીત**—કેલોમલ... ... ... ... ૧ ઔંસ.
સલ્ફયુરેટેડ એન્ટીમની ... ... ૧ ઔંસ.
ગોયાકમ રેઝીન... ... ... ૨ ઔંસ.
કેસ્ટર ઓઇલ ... ... .... ૧ ઔંસ.

**માત્રા—** ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

આ ગોળીઓના ૫ ગ્રેનમાં ૧ ગ્રેન કેલોમલ સમાએલું છે.

૩. *Unguentum Hydrargyri Subchloridi.* **લા૦** અંગવેન્ટમ હાઇડ્રારજીરી સબકલોરાઇડી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ સબક્લોરાઇડ ઓફ મરકયુરી.

**રીત—**કેલોમલ ... ... ... ૮૦ ગ્રેન.
બેન્ઝોએટેડ લાર્ડ ... ... ૧ ઔંસ.

આ મલમના ૬ ગ્રેનમાં કેલોમલનો આસરે ૧ ગ્રેન સમાએલો છે.

**ગુણ—**રક્તશોધક, રેચક અને પીતશામક છે.

**ઉપયોગ—કેલોમલ** કાળજાના વધારાના વ્યાધી, તાવ, જલંદર, કમળો, વીસ્ફોટક અને ઉપદંશના વ્યાધીમાં વારંવાર વપરાય છે.

**વિશેષ વર્ણન--કેલોમલ** જ્યારે લોહીમાં મળી જાય છે ત્યારે તે હાઇડ્રારજીરમની માફક અસર કરે છે. તે આંતરડામાંના પ્રવાહને રેચક અસર કરી સારી રીતે વધારે છે; આથી કરીને કાળજાના વધારાના દરદમાં તે ઘણું ઉપયોગી છે. કાલેરાની સારવારમાં કેલોમલ અતિશય વપરાય છે. નાના બચ્ચાંઓને કેલોમલ આપવાથી લીલા રંગના ઝાડાઓ થાય છે; તેને **કેલોમલ સ્ટુલસ** કહે છે. ચામડીના જૂના દરદોમાં કેલોમલની કમ્પાઉન્ડ ગોળીઓ રક્તશોધક અસર કરવા માટે વારંવાર વપરાય છે. રહી રહીને ઉથલો ખાતા તાવના દરદમાં કેલોમલના રેચક પ્રમાણો અઠવાડીઆમાં બે ત્રણ વાર આપ્યાથી તાવ નાબુદ થઇ જાય છે.

ગંધાતાં અને સડેલાં ચાંદાં તથા ગડગુમડના દરદોમાં કેલોમલનું મલમ અને લોશનનો રક્તશોધક તરીકે બાહ્યોપચારમાં ઉપયોગ કરવાથી સારો ફાયદો થાય છે.

---

*HYDRARGYRI PERCHLORIDUM.* **લા૦** હાઇડ્રારજીરી પરકલોરાઇડમ **અં૦** પરકલોરાઇડ ઓફ મરકયુરી.

**ઉપનામ—કોરોસીવ સબ્લીમેટ.**

**માત્રા—** ... ... ... $\frac{1}{16}$ થી $\frac{1}{8}$ ગ્રેન.

**મુખ્ય બનાવટો—**

૧. *Liquor Hydrargyri Perchloridi.* **લા૦** લાઈકર હાઇડ્રારજીરી

પરક્લોરાઇડી અં૦ સોલ્યુશન ઓફ પરક્લોરાઇડ ઓફ મરક્યુરી.

**રીત**—પરક્લોરાઇડ ઓફ મરક્યુરી ... ૧૦ ગ્રેન.

આમોન્યમ ક્લોરાઇડ ... ... ૧૦ ગ્રેન.

ચોખ્ખુ પાણી. ... ... ૨૦ ઔંસ.

**માત્રા**— ... ... ... ½ થી ૨ ડ્રામ.

આ સોલ્યુશનના ૧ ઔંસમાં પરક્લોરાઇડ ઓફ મરક્યુરીનો ½ ગ્રેન સમાએલો છે.

૨. *Lotio Hydrargyri Flava.* **લા૦** લોસ્યો હાઈડ્રારજીરી ફ્લેવા. **અં૦** યલો મરક્યુરીઅલ લોશન.

**રીત**—પરક્લોરાઇડ ઓફ મરક્યુરી. ... ૧૮ ગ્રેન.

સોલ્યુશન ઓફ લાઇમ. ... ... ૧૦ ઔંસ.

**ગુણ**—દાહક, રક્તશોધક, પીતશામક અને ઉપદંશ મટાડનાર છે.

**ઉપયોગ—પરક્લોરાઇડ ઓફ મરક્યુરીની બનાવટો** સંધીવા, ગાંઠીઓ વા, કંઠમાળ, ઉપદંશ, પ્રમેહ, કાળજાના વધારાના દરદો, કમળો, ચામડીના રોગો, લોહીના બગાડના વ્યાધી, આંખના રોગો, અપસ્માર, અને જલંદરના વ્યાધીમાં વારંવર વપરાય છે.

**વિશેષ વર્ણન—કોરોસીવ સબ્લીમેટ** એક જલદ સોજા ઉત્પન્ન કરવાની દાહક અસર કરે છે; જ્યારે તે વધારે પ્રમાણમાં લેવામાં આવે છે; ત્યારે પેઢુમાં અગન અગન બળે છે, ઉલટીઓ થાય છે અને ઝાડાઓ થાય છે.

ઘણાજ સૂક્ષ્મ પ્રમાણમાં રક્ત સુધારવા તરીકે ઉપદંશ અને ત્વચા રોગમાં ઘણીજ કીંમત દવા છે, જ્યારે પારાની રક્તશોધક અસર અથવા બીજી અસરો ઉત્પન્ન કરવાની જરૂર પડે છે ત્યારે આ દવાની બનાવટો વાપરવાથી તે અસરો ઉત્પન્ન થાય છે. બાહ્યોપચાર તરીકે આ દવા લોશન, ત્વચામાં મારવાની પીચકારી, કોગળા, અને મલમ રૂપે જૂના ચેપી ચામડીના દરદોમાં વપરાય છે.

*HYDRARGYRUM AMMONIATUM.* **લા૦** હાઇડ્રારજીરમ આમોનીએટમ **અં૦** આમોનીએટેડ મરકયુરી.

**મુખ્ય બનાવટ.**

૧. *Unguentum Hydrargyri Ammoniati.* **લા૦** અંગવેન્ટમ હાઇડ્રારજીરી આમોનીએટી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ આમોનીએટેડ મરકયુરી.

**ઉપનામ—અંગવિન્ટમ પ્રેસીપીટેટી આલ્બી.**

**રીત—**આમોન્યાએટેડ મરકયુરી ... ... ૫૦ ગ્રેન.

સાદુ મલમ ... ... ... ૪૫૦ ગ્રેન.

**ગુણ—**રકત શોધક છે.

**ઉપયોગ—**આ દવા ખાવા તરીકે કદી વપરાતી નથી. બાંહ્યોપચાર તરીકે તે **પેડીક્યુલાનો** નાશ કરે છે; અને જૂના ચામડીના દરદોમાં મલમ તરીકે ચોપડવાથી ગરમ રક્તશોધક અસર કરી ઝટ રૂઝ લાવે છે.

---

*HYDRARGYRI IODIDUM RUBRUM.* **લા૦** હાઇડ્રારજીરી આયોડીડમ રૂબ્રમ. **અં૦** રેડ આયોડીડ ઓફ મરકયુરી.

**માત્રા—** ... ... ... $\frac{1}{32}$ થી $\frac{1}{8}$ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Unguentum Hydrargyri Iodidi Rubri.* **લા૦** અંગવેન્ટમ હાઇડ્રારજીરી આયોડીડી રૂબ્રી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ રેડ આયોડીડ ઓફ મરકયુરી.

**રીત—**રેડ આયોડીડ ઓફ મરકયુરી ... ૧૬ ગ્રેન.

સાદુ મલમ. ૧ ઔંસ.

**રેડ આયોડાડ ઓફ મરકયુરી લાઇકરં આરસેની એટ હાઇડ્રારજીરી આયોડી** બનાવવામાં આવે છે.

**ગુણ—**દાહક, રક્તશોધક અને લોહીની ગાંઠોને વીખેરી નાંખનાર છે.

**ઉપયોગ—**રેડ **આયોડીડ ઓફ મરક્યુરી કોરોસીવ સબ્લીમેન્ટના** ગુણદોષને ઘણી ખરી રીતે મળતો **આવે** છે. આ દવા મુખ્યત્વે કરીને મલમના રૂપમાં વધી ગએલી લોહીની ગાંઠો, ચાંદીની બદો અને

બીજા તીક્ષ્ણ સાંધાના દુખાવા પર ચોપડવામાં આવે છે. વધી ગએલી બરોળના દરદપર આ દવાનું મલમ ચોપડવાથી બરોળ નાની થાય છે.

---

## *HYDRARGYRI OXIDUM FLAVUM.* લા૦ હાઇડ્રારજીરી ઓક્સાઇડમ ફ્લેવમ. અં૦ યલો ઓક્સાઇડ ઓફ મરક્યુરી.

**મુખ્ય બનાવટ.**

૧. *OLEATUM HYDRARGYRI.* લા૦ ઓલીએટમ હાઇડ્રારજીરી. અં૦ ઓલીએટ ઓફ મરક્યુરી.

**રીત**—યલો ઓકસાઇડ ઓફ મરક્યુરી ... ૧ ઔંસ.
**ઓલીક** એસીડ ... ... ... ૯ ઔંસ.

**ઉપયોગ—આ દવાનું મલમ** (હાઇડ્રારજીરી ઓકસાઇડ ફ્લેવા ૨ ગ્રેન, વેસેલાઇન ૨ ડ્રામ.)

જૂના ચામડીના દરદો, ખરજવાં, દાદર, સુજી આવેલા સાંધાના તીક્ષ્ણ દરદોપર અને ચાંદીના દરદમાં જ્યારે એ **ઓઇન્ટમેન્ટ** વાપરવાની જરૂર પડે છે ત્યારે તે વપરાય છે.

આંખની અંદર પડેલા ઝીણા ફૂલાના દરદપર આ દવાનું મલમ ચોપડવાથી લાંબે વખતે ફૂલુ કપાઇ જાય છે.

**ઓલીએટ ઓફ મરક્યુરી** પારાના જુદી જુદી જાતના મલમો અને ચોપડવાના તેલને બદલે એક સુંદર અને સ્વચ્છ દવા તરીકે વપરાય છે. ઓલીએટનું પારાનું સોલ્યુશન દેખાવમાં ઓલીવ ઓઇલને મળતું આવે છે; અને ૨૦ ટકાની બનાવટ એક સુંદર પીળા માસના રૂપમાં તૈયાર થાય છે; જેવી રીતે રાળનું મલમ શરીરપર ચોપડવાથી શરીરની ગરમીથી પાતળુ પાણી જેવું પીગળી જઇ રેલંમછેલા થાય છે તેમ આ દવા ચોપડવાથી થતું નથી. જ્યારે આ દવા ચામડીપર ચોપડવામાં આવે છે ત્યારે ચામડીપર એક પીળા રંગનું સોના જેવું પારદર્શક **વારનીસ** જેવું પડ બંધાઇ જાય છે. આ દવા પીછીવતી ચામડીપર પાથરવામાં આવે છે. આ દવા જૂના ચામડીના દરદોપર અને ઉપદંશના ચાંદાં તથા સુજી આવેલા ભાગપર ચોપડવાથી સારો ફાયદો થાય છે.

---

## *HYDRARGYRI OXIDUM RUBRUM.* લા૦ હાઇડ્રાર-

જીરી ઓકસાઇડિમ રૂબ્રમ. **અં૦** રેડઓકસાઇડ ઓફ્ મરક્યુરી.

**ઉપનામ—હાઇડ્રારજીરી નાઇટ્રીકો ઓકસાઇડમ.**

**મુખ્ય બનાવટ.**

૧. *Unguentum Hydrargyri Oxidi Rubri.* **લા૦** અંગવેન્ટમ હાઇડ્રારજીરી ઓકસાઇડી રૂબ્રી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ્ રેડ ઓકસાઇડ ઓફ્ મરક્યુરી.

**રીત**—રેડ ઓકસાઇડ ઓફ્ મરક્યુરી ... ૬૨ ગ્રેન.
હાર્ડપેરાફીન... ... ... ... ૨ ડ્રામ.
સોફ્ટ પેરાફીન... ... ... ૬ ડ્રામ.

**ઉપયોગ**—આ દવાનું મલમ જૂનાં ગંધાતાં સડી ગએલાં ચાંદાં ગડગુમડાં અને ચામડીના દરદોપર જલ્દીથી રૂઝ લાવવા સારૂ તથા રક્તશોધક અસર સારૂ વારંવાર ચોપડવામાં વપરાય છે. આ દવા એકલી જલદ સોજો લાવનાર અને ક્ષોભક અસર કરનાર છે; અને તે એકલી ભાગ્યેજ વપરાય છે; મુખ્યત્વે કરીને મલમના રૂપમાં વારંવાર વપરાય છે.

---

*LIQUOR HYDRARGYRI NITRATIS ACIDUS.* **લા૦** લાઇકર હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ એસીડસ. **અં૦** એસીડ સોલ્યુશન ઓફ્ નાઇટ્રેટ ઓફ્ મરક્યુરી.

**મુખ્ય બનાવટ.**

૧. *Unguentum Hydrargyri Nitratis.* **લા૦** અંગવેન્ટમ હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ્ નાઇટ્રેટ ઓફ્ મરક્યુરી.

**ઉપનામ—અંગવેન્ટમ સાઇટ્રીનમ.**

**રીત**—મરક્યુરી... ... ... ... ૪ ઔંસ.
નાઇટ્રીક એસીડ ... ... ... ૧૨ ઔંસ.
પ્રીપેર્ડ લાર્ડ... ... ... ... ૧૫ ઔંસ.
ઓલીવ ઓઇલ ... ... ... ૩૨ ઔંસ.

• રસાયણીક ક્રિયાવડે આ મલમ તૈયાર થાય છે.

૨. *Unguentum Hydrargyri Nitratis Dilutum.* **લા૦**

અંગવેન્ટમ હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ ડીલ્યુટમ. અં૦ ડીલ્યુટેડ ઓઇન્ટમેન્ટ ઓફ નાઇટ્રેટ ઓફ મરકયુરી.

**રીત**—નાઇટ્રેટ ઓફ મરકયુરી ઓઇન્ટમેન્ટ .. ૧ ઔંસ.
સોફ્ટ પેરાફીન... ... ... ૨ ઔંસ.

**ઉપયોગ**—આ દવાનું મલમ ગરમ રક્તશોધક તરીકે ચામડીના દરદોમાં વપરાય છે; મુખ્યત્વે કરીને આંખના જૂના સોજાવાળા દરદમાં જેવાંકે આંજણી અને પાંપણના દરદો વીગેરેમાં વપરાય છે. આ દવાનું **એસીડ સોલ્યુશન** અંદરના ઉપચાર તરીકે ( ખાવાની દવા ) કદી વપરાતું નથી; તે જલદ દાહક અને ચામડીને બાળી નાંખે તેવું છે; કોહી ગએલા ક્ષતમાં, પડી ગએલા ચાંદાંમાં; અને બીજા ચેપી ચામડીના દરદમાં કાસ્ટીક તરીકે વાપરવાથી સારો ફાયદો આપે છે.

---

*HYDRARGYRI PERSULPHAS.* લા૦ હાઇડ્રારજીરી પરસલ્ફાસ. અં૦ પરસલ્ફેટ ઓફ મરકયુરી.

**ઉપયોગ**—આ દવા મુખ્યત્વે કરીને કોરોસીવ સબ્લીમેટ અને કેલોમલ બનાવવામાં વપરાવ છે.

---

*LITHIUM.* ( L. Eq=7. ) લા૦ લીથીયમ.

*LITHII CARBONAS.* લા૦ લીથી કાર્બોનાસ. અં૦ કાર્બોનેટ ઓફ લીથીયમ.

**માત્રા**— ... ... ... ૩ થી ૬ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Liquor Lithiae Effervescens.* લા૦ લાઇકર લીથીઆઇ એફરવેસેન્સ. અં૦ એફરવેસ્કીંગ સોલ્યુશન ઓફ લીથીઆ.

**રીત**—કાર્બોનેટ ઓફ લીથીઅમ... ... ૧૦ ગ્રેન.
પાણી... ... ... ... ૨૦ ઔંસ.

**માત્રા** ... ... ... ૫ થી ૧૦ ઔંસ.

---

*LITHII CITRAS* લા૦ લીથી સાઇટ્રાસ. અં૦ સાઇટ્રેટ ઓફ લીથીયમ.

**માત્રા** ... .... ... ૫ થી ૧૦ ગ્રેન.

ગુણ—ખટાશ દુર કરનાર અને મૂત્રલ છે.

**ઉપયોગ—લીંથીઆની બનાવટો** સોડા તથા પોટાસની બનાવટોના જેવી ખટાશ દુર કરવાની અસર કરે છે. તે પથરી, ઉનવા, પેશાબની બળતરા, સંધીવા અને ગાંઠીઆ વાના દરદમાં અતિશય વપરાય છે.

---

*MAGNESIUM.* ( Mg. Eq=24. ) **લા૦** મેગ્નેસીયમ. **અં૦** મેગ્નેસીઆ.

*MAGNESIA PONDEROSA.* **લા૦** મેગ્નેસ્યા પોન્ડેરોઝા. **અં૦** હેવી મેગ્નેસ્યા.

**માત્રા**—ખટાશ દુર કરવા તરીકે. ...૧૦ થી ૨૦ ગ્રેન.
રેચક તરીકે ... ... ...૨૦ થી ૬૦ ગ્રેન.

*MAGNESIA LEVIS.* **લા૦** મેગ્નેસ્યા લેવીસ **અં૦** લાઇટ મેગ્નેસ્યા.

**માત્રા**—ઉપર પ્રમાણે.

**મેગ્નેસ્યા લેવીસ પલ્વીસ રીહાઇ કમ્પોઝીટસ** બનાવવાના કામમાં વપરાય છે.

*MAGNESII CARBONAS PONDEROSA.* **લા૦** માગ્નીસી કાર્બોનાસ પોન્ડેરોઝા. **અં૦** હેવી કાર્બોનેટ ઓફ મેગ્નેસ્યમ.

**માત્રા**— ... ... ... ઉપર પ્રમાણે.

*MAGNESII CARBONAS LEVIS.* **લા૦** માગ્નીસી કાર્બોનાસ લેવીસ. **અં૦** લાઇટ કાર્બોનેટ ઓફ મેગ્નેસ્યમ.

**માત્રા**— ... ... ... ઉપર પ્રમાણે.

**મુખ્ય બનાવટ.**

૧. *Liquor Magnesii Carbonatis.* **લા૦** લાઇકર માગ્નીસી કાર્બોનેટીસ. **અં૦** સોલ્યુશન ઓફ કાર્બોનેટ ઓફ મેગ્નેસ્યમ.

**ઉપનામ—ફ્લુઇડ મેગ્નેસ્યા.**

**રીત**—સલ્ફેટ ઓફ મેગ્નેસ્યમ. .... ૨ ઔંસ.
કાર્બોનેટ ઓફ સોડીયમ ... ... ૨½ ઔંસ.
પાણી .... ... ... જોઇએ તેટલું.

માત્રા— ... ... ... ૧ થી ૨ ઔંસ.

આ પ્રવાહીના ૧ ઔંસમાં મેગ્નેસ્યા કાર્બોનેટના ૧૦ ગ્રેન સમાએલા છે.

**પરગજુ બનાવટ.**

*Mistura Alba.* **લા०** મીસ્ચુરા આલ્બા.

**રીત**—કાર્બોનેટ ઓફ્ મેગ્નેસ્યમ. ... ૧૦ ગ્રેન.
સલ્ફેટ ઓફ્ મેગ્નેસ્યમ. ... ૧ ડ્રામ.
પીપરમીટનું પાણી. ... ... ૧ ઔંસ.

(King's College Hospital.)

**ગુણ**—ખટાશ દુર કરનાર, લોહી સુધારનાર, રેચક અને અગ્નિ વર્ધક છે.

**ઉપયોગ—ઉપર લખેલી બનાવટો** અજીર્ણ, છાતીમાં થતી અગન, માથાના દુખાવા, બંધકોષ, લોહીની ખટાશના વ્યાધી, બકારી અને ઉલટીના દરદમાં, ગાંઠીઓ વા, સંધીવા અને ચુંકના વ્યાધીમાં વારંવાર વપરાય છે. નાના બચ્ચાંઓને વાસ્તે ઉપરની દવાઓ ઠંડી અને ઉત્તમ રેચક અસર કરનાર ઔષધો છે.

---

*LIQUOR MAGNESII CITRATIS* **લા०** લાઇકર મેગ્નેસી સાઇટ્રેટીસ. **અં०** સોલ્યુશન ઓફ સાઇટ્રેટ ઓફ્ મેગ્નેસ્યમ.

**ઉપનામ—લીમોનેડ પરગેટીવ.**

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ઔંસ.

**ઉપયોગ**—આ દવા ઠંડી, સ્વાદીષ્ટ, તરસ છીપાવનાર અને રેચક દવા છે; તે લીધાથી દસ્ત પચીને સાફ આવે છે; અને પીતજ્વરમાં તે ઘણી ઉપયોગી થઇ પડે છે.

---

*MAGNESII SULPHAS.* **લા०** મેગ્નેસ્યી સલ્ફાસ **અં०** સલ્ફેટ ઓફ્ મેગ્નેસ્યમ.

| | | |
|---|---|---|
| માત્રા— | રેચક તરીકે ... | ૨ થી ૪ ડ્રામ. |
| | મૂત્રલ તરીકે ... | ૨૦ થી ૬૦ ગ્રેન. |

ઉપનામ—એપ્સમ સોલ્ટ.

મુખ્ય બનાવટ.

૧. *Enema Magnesii Sulphatis.* લા૦ એનીમા મેગ્નેસી સલ્ફે-ટીસ અં૦ એનીમા ઓફ સલ્ફેટ ઓફ, મેગ્નેસ્યમ.

ઉપનામ—એનેમા કેથારટીકમ.

| | | |
|---|---|---|
| રીત—મેગ્નેસ્યા સલ્ફાસ. | ... ... | ૧ ઔંસ. |
| ઓલીવઓઇલ | ... ... | ૧ ઔંસ. |
| મ્યુસીલેજ ઓફ સ્ટાર્ચ ... | ... | ૧૫ ઔંસ. |

સલ્ફેટ ઓફ મેગ્નેસ્યમ મીસ્ચુરા સેની કમ્પોઝીટા બનાવ-વવાના કામમાં વપરાય છે.

ગુણ—મૂત્રલ, ખટાશ દુરકરનાર અને રેચક છે.

ઉપયોગ—મેગ્નેસ્યા સલ્ફાસ અજીર્ણ બંધકોષ, જલંદર, જુ-દી જુદી જાતના તાવની શરૂઆતમાં આંતરડા સાફ લાવવા સારૂ, સોજાના વ્યાધીમાં, કાળજા અને બરોલના વધારાના વ્યાધીમાં, સંધીવા, ગાંઠીઓ વા, કમળો, ઉધરસ, ફેફસાના સોજા, નાના બચ્ચાંઓની વરાધ, અને બીજા તીક્ષ્ણ દરદોમાં રેચક અને મૂત્રલ અસર સારૂ વારંવાર વપરાય છે; ઉધરસના દરદોમાં વાપરવાથી આ દવા કફને ગાળી નાંખી પાણી રૂપે ઝાડાવાટે બ-હાર કાઢે છે. હલકા અને ઠંડા જુલાબ તરીકે આ દવાનો ઉપયોગ ગમે તેવા નબળા બાંધાવાળા દરદીઓને ઘણી ખરી રીતે યોગ્ય પ્રમાણમાં માફક આવે છે; તે લીધાથી ચુંક તથા આંકડીની અસર થાય છે; માટે તેનો ગરમ વાતહર દવાઓના સંયોગમાં ઉપયોગ કરવો તે વધારે સારૂં છે. લેડની બનાવટોના વિષમાં આ દવાનો ઉપયોગ કરવાથી વિષનાશક અસર સારી રીતે થાય છે.

---

*PLUMBUM.* ( Pb Eq.=207 ) લા૦ પ્લમબમ. અં૦ લેડ. ગુ૦ સીસું.

*PLUMBI OXIDUM.* લા૦ પ્લંબી ઓકસાઇડમ અં૦ ઓકસાઇડ ઓફ લેડ. ગુ૦ મોદારસીંગ, મુરદાલસીંગ.

**મુખ્ય બનાવટ.**

૧. *Enplastrum Plumbi.* લા૦ એમ્પ્લાસ્ટ્રમ પ્લંબી. અં૦ લેડ પ્લાસ્તર.

| | | | |
|---|---|---|---|
| **રીત**—ઓકસાઇડ ઓફ લેડ | ... | ... | ૫ રતલ. |
| ઓલીવઓઇલ | .... | ... | ૧૦ રતલ. |
| પાણી... ... | ... | ... | ૫ રતલ. |

( મિશ્ર કરીને ઉકાળ્યાથી બને છે. )

**ઉપયોગ**—ઓકસાઇડ ઓફ લેડ ખાવાની દવા તરીકે કદી વપરાતું નથી. આ દવાના ગુણદોષ હજુ સુધી બરાબર રીતે જણાયા નથી; તે લગાડયાથી ચામડી લાલ થાય છે એમ માનવામાં આવે છે, તેની વરાળનો લાંબા વખત સુધી નાસ લેવાથી ઝેરની અસર ઉત્પન્ન થાય છે. બાહ્યોપચારમાં આ દવા પ્લાસ્તરના રૂપમાં વપરાય છે; આ દવાનું પ્લાસ્તર બીજા મુખ્ય પ્લાસ્તરો બનાવવામાં વપરાય છે.



*PLUMBI IODIDUM.* લા૦ પ્લંબી આયોડીડમ. અં૦ આયોડીડ ઓફ લેડ.

**મુખ્ય બનાવટો.**

૧. *Emplastrum Plumbi Iodidi.* લા૦ એમ્પ્લાસ્ટ્રમ પ્લંબી આયોડીડી. અં૦ આયોડીડ ઓફ લેડ પ્લાસ્તર.

| | | | |
|---|---|---|---|
| **રીત**—પ્લંબી આયોડીડ... | ... | ... | ૨ ઔંસ. |
| લેડ પ્લાસ્તર... | ... | ... | ૧ પોંડ. |
| રેઝીન... ... | ... | ... | ૨ ઔંસ. |

૨. *Unguentum Plumbi Iodidi.* લા૦ અંગવેન્ટમ પ્લંબી આયોડીડી. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ આયોડીડ ઓફ લેડ.

| | | | |
|---|---|---|---|
| **રીત**—આયોડીડ ઓફ લેડ... | ... | ... | ૬૨ ગ્રેન. |
| સાદું મલમ... ... | ... | ... | ૧ ઔંસ. |

**ગુણ**—બાહ્યોપચાર તરીકે ચોપડવાથી રક્તશોધક, ગાંઠો ચીમેરી નાંખનાર અને ગરમ છે.

**ઉપયોગ—પ્લંબી આયોડીડની બનાવટો** કંઠમાળ, બરોળ, કાળજા અને બીજી એવી ગાંઠોના વધારાના વ્યાધી, ગડગુમડ, બદો, ગાંઠો અને ચામડીના વ્યાધીપર ચોપડવા તરીકે મલમ અને પ્લાસ્તરના રૂપમાં વપરાય છે.

આ દવા ચોપડવાથી ચામડીપર પીળા ડાઘ પડે છે. શરીરના વધારે ભાગપર આ દવા વારંવાર લાંબા વખત સુધી ચોપડવાથી ચાંમડીમાં મળી જઇ સીસાના ઝેરના વિકારી ચિન્હો ઉત્પન્ન કરે છે.

---

*PLUMBI ACETAS.* **લા૦ પ્લંબી એસેટસ. અં૦ એસેટેડ ઓફ લેડ.**

**ઉપનામ—સ્યુગર લેડ.**

**માત્રા—** ... ... ... ½ થી ૩ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Pilula Plumbi Cum Opio.* **લા૦** પીલ્યુલા પ્લંબીકમ ઓપીઓ. **અં૦** પીલ ઓફ લેડ એન્ડ ઓપીયમ. **ગુ૦** અફીણ અને સીસાની ગોળીઓ.

| | | |
|---|---|---|
| **રીત**—એસીટેટ ઓફ લેડ | ... ... ... | ૩૬ ગ્રેન. |
| ઓપીયમ | ... ... ... ... | ૬ ગ્રેન. |
| ગુલકંદ | ... ... ... ... | ૬ ગ્રેન. |
| **માત્રા—** | ... ... ... | ૪ થી ૮ ગ્રેન. |

આ ગોળીઓના ૮ ભાગમાં ૧ ગ્રેન અફીણ સમાયેલું છે.

૨. *Suppositoria Plumbi Composita.* **લા૦** સપોઝીટોરીઓ પ્લંબી કમ્પોઝીટા. **અં૦** કમ્પાઉન્ડ લેડ સપોઝીટોરીઝ. **ગુ૦** સીસાની મિશ્રિત સોગઠી.

| | | |
|---|---|---|
| **રીત**—સ્યુગર લેડ | ... ... ... | ૩૬ ગ્રેન. |
| ઓપીયમ | ... ... ... | ૧૨ ગ્રેન. |
| કોકમનું તેલ | ... ... ... | ૧૩૨ ગ્રેન. |

આ દવાઓ મિશ્ર કરી ૧૨ સોગઠીઓ બનાવવી. દરેક સોગઠીમાં ૩ ગ્રેન લેડ અને ૧ ગ્રેન ઓપીઅમ સમાએલાં છે.

૩. *Unguentum Plumbi Acetatis.* **લા૦** અંગવેન્ટમ પ્લંબી એ-

સીટેટીસ. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ્ એસીટેટ ઓફ્ લેડ. **ગુ૦** સીસાનું મલમ.

**રીત**—એસીટેટ ઓફ્ લેડ... ... ... ૧૨ ગ્રેન.
એન્ઝોએટેડ લાર્ડ ... ... ... ૧ ઔંસ.

**ગુણ**—ગ્રાહીક અને સોજા મટાડનાર છે.

**ઉપયોગ—સ્યુગર લેડની બનાવટો** મરડો, અતિસાર, સંગ્રહણી, કોલેરા, હોજરીના ક્ષત, મરડા, ફેફસા, મળાશય, મૂત્રાશય, હોજરી, નાક અને ગર્ભાશયમાંથી થતા રક્ત શ્રાવના દરદમાં વપરાય છે.

બાહ્યોપચાર તરીકે ખરજવાં, લુખસ, ચાંદા અને સોજા ઉપર સ્યુગર લેડના ૫ ગ્રેન ૧ ઔંસ પાણીમાં મિશ્ર કરી તેના પોતાં મુકવામાં આવે છે.

પ્રમેહ, પ્રદર અને અતિ આર્તવ ઉપર તેના પાણીની પીચકારી મરાય છે. આંખના દરદમાં તથા તેમાં થએલા ખીલના દરદમાં તેના પોતાં, લોશન અને ટીપાં વપરાય છે. યોની અને મળાશયના તીક્ષ્ણ વ્યાધીમાં તેની સપોઝીટરી પહેરવામાં વપરાય છે.

---

*LIQUOR PLUMBI SUBACETATIS.* **લા૦** લાઇકર પ્લંબી સબ એસેટેટીસ. **અં૦** સોલ્યુશન ઓફ્ સબ એસીટેટ ઓફ્ લેડ.

**મુખ્ય બનાવટ.**

૧. *Glycerinum Plumbi Subacetatis.* **લા૦** ગ્લીસરાઇનમ પ્લંબી સબ એસેટેટીસ. **અં૦** ગ્લીસરાઇન ઓફ્ સબ એસેટેટ ઓફ્ લેડ.

**રીત**—સ્યુગર લેડ... ... ... ... ૫ ઔંસ.
ઓકસાઈડ ઓફ્ લેડ... ... ... ૩½ ઔંસ.
ગ્લીસરાઇન... ... ... ... ૧ પાઇન્ટ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧૨ ઔંસ.

૨. *Liquor Plumbi Subacetatis Dilutus.* **અં૦** ડીલ્યુટેડ સોલ્યુશન ઓફ્ સબ એસેટેટ ઓફ્ લેડ.

**ઉપનામ**—ગાઉલર્ડ વોટર.

**રીત**—સોલ્યુશન ઓફ સ્યુગર લેડ... ... ૨ ડ્રામ.
રેકટીફાઇડ સ્પીરીટ... ... ... ૨ ડ્રામ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧૯૩/૪ ઔંસ.

૩. *Unguentum Glycerini Plumbi Subacetatis.* **લા૦** અંગવેન્ટમ ગ્લીસરાઇની પ્લંબી સબ એસેટેટીસ. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ ગ્લીસરાઇન ઓફ સ્યુગર લેડ.

**રીત**—ગ્લીસરાઇન ઓફ સ્યુગર લેડ .. ... ૪૩/૪ ઔંસ.
સોફ્ટ પેરાફીન... ... ... ૧૮ ઔંસ.
હાર્ડ પેરાફીન ... ... ... ૬ ઔંસ.

**ઉપયોગ**—ઉપરની બનાવટો ચાંદાં ખરજવાં અને બીજા ચામડીના દરદો ઉપર ચોપડવામાં વપરાય છે; તે ચોપડવાથી ગ્રાહીક અને પીડાશામક અસર કરે છે.

---

*PLUMBI CARBONAS.* **લા૦** પ્લંબી કાર્બોનાસ. **અં૦** કાર્બોનેટ ઓફ લેડ. **ગુ૦** સફેતો.

**મુખ્ય બનાવટ.**

*Unguentum Plumbi Carbonas.* **લા૦** અંગવેન્ટમ પ્લંબી કાર્બોનાસસ. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ કાર્બોનેટ ઓફ લેડ. **ગુ૦** સફેતાનું મલમ.

**રીત**—સફેતો ... ... ... .... ૬૨ ગ્રેન.
સાદુ મલમ ... ... ... ... ૧ ઔંસ.

ગુણ—ગ્રાહીક અને પીડાશામક છે.

ઉપયોગ—**પ્લંબી કાર્બોનાસ અને તેનું મલમ** પીડાશામક અને ગ્રાહીક તરીકે લુખસ, શીળસ અને ખરજવામાં વપરાય છે.

---

*PLUMBI NITRAS.* **લા૦** પ્લંબી નાઇટ્રાસ. **અં૦** નાઇટ્રેટ ઓફ લેડ.

ઉપયોગ—**પ્લંબી નાઇટ્રાસ** આયોડીડ ઓફ લેડની બનાવટ બનાવવામાં વપરાય છે.

**લેડની બનાવટોના વિષારી ચિન્હો**—લેડની બનાવટો વિષારી પ્રમાણમાં ખાવાથી અથવા વારંવાર ઘણા લાંબા વખત સુધી વાપરવાથી લોહીમાં મળી જાય છે અને નીચે પ્રમાણે ચિન્હો ઉત્પન્ન કરે છે, હોજરીમાં અગન બળે છે; ગળું સુકાઇ જાય છે, તરસ લાગે છે, ઉલટીઓ થાય છે, અતિશય ચુંક અને આંકડી આવે છે, બધકોષ થાય છે; ઝાડો મુશ્કેલીથી સ્લેટના રંગ જેવો કાળો ઉતરે છે; ઠંડો પરસેવો વળે છે; પગમાં ચુંથારો અને ગોટલા ચાલે છે, મૂર્છા આવે છે, કોઇવાર આંચકી, અને બે શુદ્ધિ આવી હૃદય મંદ પડી મરણ નીપજે છે.

**લેડની બનાવટોના વિષના વિષનાશક ઇલાજો.**

**સ્યુગર લેડની બનાવટો.** ૧. સ્ટમક પંપ અથવા સ્ટમક ટયુબનો ઉપયોગ કરવો.

૨. વમનકારક દવાઓનાં પાન કરાવવાં.

૩. મેગ્નેસીઆ સલ્ફાસના ૪ ડ્રામ થોડા પાણીમાં મિશ્રકરી દરદીને પાઇ દેવા.

૪. સલ્ફેટ ઓફ સોડીયમના ૪ ડ્રામ પાણીમાં મિશ્રકરી પાઇ દેવા.

૫. ડીલ્યુટ સલ્ફયુરીક એસીડના ૩૦ ટીંપાં ૫ ઔંસ પાણીમાં મિશ્રકરી પાઇ દેવાં.

૬. દુધ પાવું, ઇંડાની સફેદી વાપરવી અને ચીકાશ યુક્ત દવાઓનાં પાન પાવાં.

૭. મોરફાઇન સલ્ફેટના $\frac{1}{4}$ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારી દરદીની પીડા સમાવવી.

---

*POTASSIUM.* (K. Eq.=39.) **લા૦** પોટાસ્યમ.

*LIQUOR POTASSAE.* **લા૦** લાઇકર પોટાસી **અં૦** સોલ્યુશન ઓફ પ્રોટાશ. **ગુ૦** પોટાશનું પ્રવાહી.

**માત્રા**— ... ... ૧૫ ટીંપાંથી ૧ ડ્રામ.

**ગુણ**—ખટાશ દુર કરનાર, મૂત્રલ અને રક્તશોધક છે.

**ઉપયોગ**—**લાઇકર પોટાસી** પ્રમેહ, સંધીવા, ગાંઠીયો વા, મેદ-

શુદ્ધિ, અજીર્ણ, ઉનવા, પથરીના વ્યાધી, અમ્લપિત, જલદંર અને મૂત્રાશયના સોજાના વ્યાધીમાં વપરાય છે બાહ્યોપચાર તરીકે લાઇકર પોટાશી ખસ, ખરજવા, ચાંદાં અને બીજા ચેપી ,ચામડીના દરદમાં પાણી સાથે મીશ્ર કરીને ચોપડવામાં આવે છે.

---

*POTASSA CAUSTICA.* લા૦ પોટાસા કાસ્ટીકા. અં૦ કાસ્ટીક પોટાશ.

ઉપનામ—પોટાસી હાઇડ્રાસ.

ગુણ—દાહક છે.

ઉપયોગ—કાસ્ટીક પોટાશ સડી ગએલા ચાંદા, ક્ષત, મસા, રાફી અને અર્બુદને બાળવાના કામમાં લગાડાય છે.

---

*POTASSII CARBONAS.* લા૦ પોટાસી કાર્બોનાસ. અં૦ કાર્બોનેટ ઓફ પોટાસ્યમ.

માત્રા— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

કાર્બોનેટ ઓફ પોટાશ્યમ કમ્પાઉન્ડ ડીકોકશન ઓફ એલોઝ અને કમ્પાઉન્ડ આયર્ન મીકશ્ચર બનાવવાના કામમાં વપરાય છે.

ગુણ—ખટાશ દુર કરનાર અને રક્તશોધક છે.

ઉપયોગ—પોટાસ કાર્બોનાસના ગુણદોષ લાઇકર પોટાસીને ઘણી ખરી રીતે મળતા આવે છે.

---

*POTASSII BICARBONAS.* લા૦ પોટાસી બાયકાર્બોનાસ. અં૦ બાઇકાર્બોનેટ ઓફ પોટાસ્યમ. ગુ૦ જવખાર.

માત્રા— ખટાસ દુર કરવા તરીકે ૧૦ થી ૩૦ ગ્રેન.
તીક્ષ્ણ સંધીવામાં ૩૦ થી ૬૦ ગ્રેન.
સાધારણ કફઘ્ન અને પાચન ૫ થી ૧૫ ગ્રેન તરીકે

મુખ્ય બનાવટ,

૧. *Liquor Potassae Effervescens.* લા૦ લાઇકર પોટાસી એફરવેસેન્સ. અં૦ એફરવેસીંગ સોલ્યુશન ઓફ પોટાશ.

ઉપનામ—પોટાશ વોટર.

રીત—પોટાસ બાયકાર્બ... ... ... . ૩૦ ગ્રેન.

ચોખ્ખુ પાણી ... ... ... ૨૦ ઔંસ.

**ગુણ**—રક્તશોધક, ખટાસ દુર કરનાર, અગ્નિવર્ધક, કફઘ્ન અને મૂત્રલ છે.

**ઉપયોગ—પોટાસ બાયકાર્બોનાસ અને પોટાશ વોટર** અજીર્ણ, જૂની ઉધરસ, તીક્ષ્ણ ફેફસાના સોજા, સળેખમ, સોજાના વ્યાધી, પથરીના વ્યાધી, ત્વચારોગ, તીક્ષ્ણ સંધીવા, ગાંઠીઓ વા, અને જલંદરના વ્યાધીમાં વારંવાર વપરાય છે. તીક્ષ્ણ સંધીવા અને ગાંઠીઆવાના દરદમાં આ દવા સોડા સેલીસીલાસ, વાઇનિમ કોલ્ચીસી, પોટાસ આયોડીડ અને લીથીઆ કાર્બોનાસના સંયોગમાં વધારે પ્રમાણમાં વાપરવાથી ઘણોજ સારો ફાયદો આપે છે.

સાધારણ ઉધરસ અને સળેખમના દરદમાં પોટાસ બ્રોમાઇડ અને પોટાસ નાઇટ્રાસના સંયોગમાં લેવાથી સારો ફાયદો આપે છે. (પોટાસબાય કાર્બોનાસ ૧૫ ગ્રેન, પોટાસ બ્રોમાઇડ ૧૦ ગ્રેન અને પોટાશ નાઇટ્રાસ ૧૦ ગ્રેન ૩ પડીકાં કરવાં અને પાણી સાથે દીવસમાં ત્રણ વાર લેવાં.)

---

*POTASSII ACETAS.* લા૦ પોટાસી એસીટાસ અં૦ એસીટેટ ઓફ પોટાશ્યમ.

**માત્રા**—૧૦ થી ૪૦ ગ્રેન મૂત્રલ તરીકે, અને ૪૦ થી ૧૨૦ ગ્રેન રેચક તરીકે.

**ગુણ**—મૂત્રલ અને રેચક છે.

**ઉપયોગ—પોટાસ એસીટાસ** સંધીવા, ગાંઠીઓ વા, પેટના સોજાના વ્યાધી, મૂત્રાશયના સોજાના વ્યાધી અને જલંદરમાં વારંવાર વપરાય છે. જલંદરના દરદમાં બીજી રેચક અને મૂત્રલ દવાના સંયોગમાં આ દવા વાપરવાથી ઘણોજ સારો ફાયદો થાય છે.

---

*POTASSII CITRAS.* લા૦ પોટાસી સાઇટ્રાસ. અં૦ સાઇટ્રેટ ઓફ પોટાશ.

**માત્રા**— ... ... ... ૨૦ થી ૬૦ ગ્રેન.

**ગુણ**—શિતળ, તરસ છીપાવનાર, મૂત્રલ, રક્તશોધક, પેશાબ અને લોહીની ખટાશ દુર કરનારું છે.

ઉપયોગ— પોટાસ સાઇટ્રાસ પથરીના વ્યાધી, સખત તાવ, સંધીવા, લુખસ, ત્વચારોગ, ગાંઠીઓ વા, જલંદર, સોજાના વ્યાધી, પ્રમેહ અને મૂત્રાશયના વ્યાધીમાં વારંવાર વપરાય છે.

---

*POTASSII TARTRAS.* લા૰ પોટાસી ટાર્ટરસ. અં૰ ટાર્ટરેટ ઓફ પોટાસ્યમ.

**માત્રા—** ... ... ... ૧ થી ૪ ડ્રામ.

ગુણ—મૂત્રલ અને રેચક છે.

**ઉપયોગ—ટાર્ટરેટ ઓફ પોટાશ્યમ** તાવ, બંધકોષ, અજીર્ણ, ત્વચારોગ, જલંદર, પ્રમેહ અને પિતના વધારાથી દુખતા માથાના દુખાવામાં વારંવાર વપરાય છે.

---

*POTASSII TARTRAS ACIDA.* લા૰ પોટાસી ટારટ્રાસ આસીડા. અં૰ એસિડ ટાર્ટરેટ ઓફ પોટાસ્યમ.

**ઊપનામ—પોટાસીબાય ટારટ્રાસ, ક્રીમ ઓફ ટારટાર.**

**માત્રા**—તરસ છીપાવવા અથવા મૂત્રલ તરીકે ૨૦ થી ૬૦ ગ્રેન; અને પ્રવાહી રેચક તરીકે ૧૨૦ થી ૩૦૦ ગ્રેન.

ગુણ—શિતવિર્ય, મૂત્રલ, તરસ છીપાવનાર અને રેચક છે.

**ઊપયોગ**—ક્રીમ ઓફ ટારટર જલંદર, તાવ, હરસ અને મળાવરોધ ઉપર વારંવાર વપરાય છે.

**ક્રીમ ઓફ ટારટર પલ્વીસ જેલપ્સ કમ્પોઝીટા અને કન્ફેકશ્યો સલ્ફ્યુરીસ** બનાવવામાં વપરાય છે.

---

*POTASSII SULPHAS.* લા૰ પોટાસી સલ્ફાસ. અં૰ સલ્ફેટ ઓફ પોટાસ્યમ.

**માત્રા**—રક્તશોધક તરીકે ૫ થી ૧૫ ગ્રેન અને રેચક તરીકે ૧૫ ૧૨૦ ગ્રેન.

**પોટાસી સલ્ફાસ ડોવર્સ પાઊડર પીલ્યુલા કોલોસી-થીડીસ કો અને પીલ્યુલા કોલોસી-થીડીસ એટ હાયોસાઇમી** બનાવવામાં વપરાય છે.

ગુણ—રેચક અને રક્તશોધક છે.

ઉપયોગ—પોટાસી સલ્ફાસ અજીર્ણ, કાળજાના વ્યાધી, કમળો, તાવ, મળાવરોધ, મસા અને ચામડીના દરદમાં રેચક અને રક્તશોધક તરીકે વપરાય છે.

---

*POTASSII NITRAS.* લા૦ પોટાસી નાઇટ્રાસ. અં૦ નાઇટ્રેટઓફ પોટાસ્યમ. ગુ૦ સુરોખાર.

માત્રા—તરસ છીપાવનાર અને મૂત્રલ તરીકે ૧૦ થી ૨૦ ગ્રેન અને શાંતીદાયક તથા સ્વેદલ તરીકે ૨૦ થી ૩૦ ગ્રેન.

ગુણ—મૂત્રલ, શિતળ, સ્વેદલ, તરસ છીપાવનાર અને ઠંડી અસર કરનાર છે.

ઉપયોગ—પોટાસ નાઇટ્રાસ સર્વે પ્રકારના તાવ, જળંદર, સળેખમ, ઉનવા, તીક્ષ્ણ અને જૂનો સધીવા અને સોજાના વ્યાધીમાં વારંવાર વપરાય છે. આ દવા નવસાર સાથે પાણીમાં મિશ્ર કરવાથી પાણી અતિશય ઠંડુ થાય છે; અને માથાના દુખાવામાં તેના પોતાં મૂકવાથી પીડાશામક અને શાંતીદાયક અસર સારી થાય છે.

---

*POTASSII CHLORAS.* લા૦ પોટાસી ક્લોરાસ. અં૦ ક્લોરેટ ઓફ પોટાસ્યામ.

માત્રા— ... ... ... ૧૦ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Trochisci Potassii Chloratis.* લા૦ ટ્રોકીસ્કાઇ પોટાસી ક્લોરેટીસ. અં૦ ક્લોરેટ ઓફ પોટાસ્યમ લોઝેન્જીસ. ગુ૦ પોટાસ ક્લોરાસની રેવડીઓ.

| | | |
|---|---|---|
| રીત—ક્લોરેટ ઓફ પોટાસ્યમ... | ... | ૩૬૦૦ ગ્રેન. |
| ધોએલી સાકર.... ... | ... | ૨૫ ઓંસ. |
| બાવળનો ગુંદર... ... | ... | ૧ ઓંસ. |
| બાવળના ગુંદરનું પ્રવાહી... | ... | ૨ ઓંસ. |
| ચોખ્ખુ પાણી... ... | ... | ૧ ઓંસ. |

મિશ્ર કરી ૭૨૦ રેવડીઓ બનાવવી.

દરેક રેવડીમાં ૫ ગ્રેન ક્લોરેટ ઓફ પોટાસ્યમના સમાએલા છે.

**માત્રા—** ... ... ... ૧ થી ૬ રેવડી.

ગુણ—શિતળ મૂત્રલ, રક્તશોધક, તરસ છીપાવનાર અને કફધ્ન છે.

**ઉપયોગ—પોટાસ કલોરાસ** ટાઇફસ અને ટાઇફોઇડ તાવ, જૂની ઉધરસ, ક્ષય, કોલેરા, અતિસાર, કમળો, પારાની દવાથી આવેલા મોંના દરદમાં, ગળાના ચાંદામાં, કંઠમાળ, ફેફસાના સોજા, ખરજવાં, સ્કર્વી, ઉરૂસ્તંભ, ચોળીઆ, ઑાતરીના વ્યાધી, ત્વચારોગ, તથા નબળાઇમાં વપરાય છે.

બાહ્યોપચાર તરીકે તે કોગળાના રૂપમાં મોંઢાના દરદમાં ચાંદા પડે, પેઢાં સુજી આવે, ગળું આવી જાય ત્યારે એકલું અગર **બોરેકસના** સંયોગમાં વપરાય છે. કેટલીકવાર તેની **રેવડીઓ** અથવા **વોઇસ ટેબ્લોઇડ** મોંમાં રાખવાથી ગળાના દરદમાં ઘણોજ સારો ફાયદો થાય છે.

**વિશેષ વર્ણન—પોટાસ કલોરાસ** ખાવામાં લેવાથી લોહીમાં ભળી જઇ ઓકસીજનનો વધારે ભાગ કાઢી લોહીને સ્વચ્છ બનાવે છે; અને તેથી તેનો ઉપયોગ ક્ષય રોગમાં કરવાની મજબૂત ભલામણ **ડાકટર એ. ડબ્લ્યુ. ચેઇઝ. એમ. ડી. કરે છે.**

**ન્યુયોર્કનો ડાકટર. એ. બી. પામર** પોતાના લાંબા અનુભવથી જણાવે છે કે પોટાસ કલોરાસનો ક્ષય રોગમાં ઉપયોગ કરવાથી ઘણોજ સરસ ફાયદો થાય છે; લોહી સ્વચ્છ થાય છે, ફેફસામાંના **ટયુબરકલ** નામના જંતુઓ નાશ પામે છે; **કફ** ગળી જાય છે, ઘાંટો નિર્મળ અને સ્વચ્છ થાય છે; તથા લોહીમાં વધારો થઇ દરદીને દીવસે દીવસે ફાયદો થાય છે અને લાંબે વખતે ક્ષયરોગની શરૂઆતમાં આ દવાનો ઉપયોગ કરવાથી ક્ષયરોગ નાબુદ થાય છે.

---

*POTASSII PERMANGANAS.* લા૦ પોટાસી પરમાંગનાસ. અં૦ પરમાંગનેટ ઓફ પોટાસ્યમ.

**માત્રા—** ... .... ... ૧ થી ૫ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Liquor Potassii Permanganatis.* લા૦ લાઇકર પોટાસી પરમાંગનેટીસ. અં૦ સોલ્યુશન ઓફ પરમાંગનેટ ઓફ પોટાશ.

**રીત—**પરમાંગનેટ ઓફ પોટાશ ... ... ૮૮ ગ્રેન.

ચોખ્ખુ પાણી ... ... ... ૨૦ ઔંસ.

૨૦ ઔંસ ચોખ્ખા પાણીમાં પરમાંગ્નેટ ઓફ્ પોટાશના ૩ ડ્રામ નાંખવાથી કોન્ડીસ ફ્લ્યુઇડ બને છે.

**માત્રા**— ... ... ... ૨ થી ૪ ડ્રામ.

**ગુણ**—વિષઘ્ન રક્તશોધક, ઋતુશ્રાવક અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ—પોટાસ પરમાંગ્નાસની બનાવટો** મધુ પ્રમેહમાં ખાવા તરીકે વપરાય છે; તે ખાધાથી સાકરનો ભ.ગ કમી થાય છે એમ કહેવાય છે. ડાકટર રીંગર અને મ્યુરેલ આ દવાના ૨ થી ૩ ગ્રેન અનિયમીત ઋતુશ્રાવ તથા નષ્ટાર્તવના દરદમાં ઋતુશ્રાવ આવવાના ત્રણ ચાર દીવસ પહેલાં વાપરવાની ભલામણ કરે છે.

**બાહ્યોપચાર તરીકે** આ દવાઓ કોગળા કરવાના રૂપમાં ( ૨ થી ૪ ગ્રેન પોટાસ પરમાંગ્નેટીસ અને પાણી ૨ ઔંસ ) મોંના અને ગળાના ચાંદાના દરદમાં વપરાય છે; લોશન તરીકે સડી ગએલાં ચાંદાં ક્ષત. ગડગુમડ અને ત્વચારોગપર દુર્ગંધનાશક તરીકે વાપરવામાં આવે છે; અને પીચકારી રૂપે પ્રમેહ, પ્રદર અને વીર્યશ્રાવના દરદમાં ( પીચકારીનું પ્રવાહી—પોટાસ પરમેગ્નેટીસ ૨ ગ્રેન પાણી ૧ ઔંસ ) વાપરવાથી સારો ફાયદો આપે છે.

કેટલાક ભયંકર સર્પદંશ ઉપર તેની ત્વચામાં પીચકારી મારવાથી સાપનું ઝેર ઉતરી જાય છે એમ સત્તાવાર રીતે જાણુવ.માં આવ્યું છે; માટે સર્પદંશમાં તેનો વિષઘ્ન તરીકે ઉપયોગ થાય છે.

---

*POTASSII IODIDUM.* લા૦ પોટાસી આયોડીડમ. અં૦ આયોડીડ ઓફ્ પોટાસ્યમ.

**માત્રા**— ... ... ... ૨ થી ૨૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Unguentum Potassii Iodidi.* લા૦ અંગવેન્ટમ પોટાસી આયોડીડી. અં૦ આયોડીડ ઓફ્ પોટાસ્યમ ઓઇન્ટમેન્ટ.

**રીત**—પોટાસ આયોડીડ... ... ... ૬૪ ગ્રેન.

પોટાસ કાર્બોનાસ... ... ... ૪ ગ્રેન.

ડીસ્ટીલ્ડ વોટર ... ... ... ૧ ડ્રામ.

બે-ઝોએટેડ લાર્ડ ... ... ... ૧ ઔંસ.

૨. *Linimentum Potassii Iodidi Cum Sapone.* **લા૦** લીનીમેન્ટમ પોટાસી આયોડીડી કમ સેપોન. **અં૦** લીનીમેન્ટ ઓફ આયોડીડ ઓફ પોટાસ્યમ એન્ડ સોપ.

**રીત**—કર્ડસોપ ... ... ... ૨ ઔંસ.
પોટાસ આયોડીડ ... ... ૧½ ઔંસ.
ગ્લીસરાઇન... ... ... ૧ ઔંસ.
લીંબુનું તેલ... ... ... ૧ દ્રામ.
ચોખ્ખુ પાણી ... ... ૧૦ ઔંસ.

**પોટાસ આયોડીડ, લીનીમેન્ટ આયોડી, લાઇકર આયોડી, ટીંચર આયોડી, અને અંગવેન્ટમ આયોડીની બનાવટો** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—રક્તશોધક, ગ્રંથીશામક અને કફઘ્ન છે.

**ઉપયોગ—પોટાસ આયોડીડ** કંઠમાળ, ઉપદંશ, દમ, હાંફણ, સંધીવા, ગાંઠીઓ વા, ચરકા, મસ્તકશૂળ, કટીશૂળ, કાળજાં અને બરોળના વ્યાધી, પક્ષાઘાત, હાડકાના સળાના વ્યાધી અને ત્વચારોગમાં વપરાય છે. તેનું મલમ અને ચોપડવાનું તેલ ગાંઠો, સોજા, લચક શૂળ અને બીજા તીક્ષ્ણ દર્દોમાં પીડાશામક અસર કરવા સારૂ ચોપડવા તરીકે વપરાય છે. ( આ દવાની અસરો વિસ્તારથી આયોડીનની બનાવટોમાં લખવામાં આવી છે. પાનું. ૨૮૪ ).

---

*POTASSII BROMIDUM.* **લા૦** પોટાસી બ્રોમાઇડમ. **અં૦** બ્રોમાઇડ ઓફ પોટાસ્યમ.

**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ગ્રેન.

**ગુણ**—નિંદ્રા લાવનાર, મગજના રોગને શાંત કરનાર, કફઘ્ન અને પીડાશામક છે.

**ઉપયોગ—પોટાસ બ્રોમાઇડ** અપસ્માર ઉપર અતિશય ઉપયોગી છે; તે અનિંદ્રા, ઉન્માદ, હીસ્ટીરીઆ, મસ્તકશૂળ, બચ્ચાંની આંચકી, બરોળના વ્યાધી, અને મોટી ઉધરસમાં વારંવાર વપરાય છે. ( આ દવાનું વર્ણન વિસ્તારથી બ્રોમાઇનની બનાવટોમાં લખવામાં આવ્યું છે. પાનું. ૨૮૯. )

*POTASSII FERROCYANIDUM.* **લા૦** પોટાસી ફેરોસાઇનાઇડમ. **અં૦** ફેરોસાઇનાઇડ ઓફ પોટાશ્યમ.

**ઉપયોગ—આ દવા ડીલ્યુટ હાઇડ્રોશ્યાનીક એસીડ અને સાઇનાઇડ ઓફ પોટાશ્યમ** બનાવવામાં વપરાય છે.

---

*POTASSII CYANIDUM.* **લા૦** પોટાસી સાઇનાઇડમ. **અં૦** સાઇનાઇડ ઓફ પોટાશ્યમ.

**ઉપયોગ—સાઇનાઇડ ઓફ પોટાશ્યમ પ્યુરીફાઇડ બીસ્મથની બનાવટ** બનાવવામાં વપરાય છે.

---

*POTASSII BICHROMAS.* **લા૦** પોટાસી બાયક્રોમાસ. **અં૦** બાયક્રોમેટ ઓફ પોટાશ્યમ.

**ઉપયોગ—આ દવા ક્રોમીક એસીડ અને વેલેરયેનેટ ઓફ સોડીયમની બનાવટો** બનાવવામાં વપરાય છે.

---

*POTASSA SULPHURATA.* **લા૦** પોટાસા સલફ્યુરેટા. **અં૦** સલફ્યુરેટેડ પોટાશ.

**માત્રા—** ... ... ... ૨ થી ૮ ગ્રેન.

(ગોળીના રૂપમાં વાપરવો.)

**મુખ્ય બનાવટ.**

૧ *Unguentum Potassae Sulphuratae.* **લા૦** અંગવેન્ટમ પોટાસી સલફ્યુરેટી. **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ સલફ્યુરેટેડ પોટાશ.

**રીત—**સલફ્યુરેટેડ પોટાશ ... ... ૩૦ ગ્રેન.
હાર્ડપેરાફીન ... ... ૨ ડ્રામ.
સોફ્ટ પેરાફીન ... ... ૬ ડ્રામ.

(આ મલમ જરૂર હોય ત્યારે બનાવીને તૈયાર કરવું)

**ગુણ—**ગરમ, સ્વેદલ, રક્તશોધક અને કફઘ્ન છે. વધારે પ્રમાણમાં વિષમય છે.

**ઉપયોગ—પોટાશ સલફ્યુરેટા** નાના પ્રમાણમાં ગરમ, સ્વેદલ

અને કફઘ્ન અસર કરે છે; અને આથી કોઈવાર જૂના ચામડીના દરદો (જેવા કે વિચર્ચિકા અને ખસ) જૂનો સંધીવા, અને ઉધરસના દરદમાં વપરાય છે. બાહ્યોપચારમાં તે તીક્ષ્ણ સાંધાના દુખાવામાં અને ચામડીના દરદોમાં ગરમ સ્વેદલ અને પીડાશામક અસર સારૂ ચોપડવામાં વપરાય છે.



*SODIUM.* (*Na* Eq.=23.) **લા૦** સોડીયમ. **અં૦** સોડીયમ.

*LIQUOR SODAE.* **લા૦** લાઇકર સોડી. **અં૦** સોલ્યુશન ઓફ સોડા. **ગુ૦** સોડાનું મીશ્રણ.

**માત્રા**— ... ... ૧૦ થી ૬૦ ટીપાં.

**ઉપયોગ—લાઇકર સોડીના** ગુણદોષ **લાઇકર પોટાસીને** મળતા છે; પણ તે દવા તરીકે ક્વચિત વપરાય છે. **સલફ્યુરેટેડ એન્ટીમની** અને બીજી બનાવટો બનાવવામાં વપરાય છે.



*SODA CAUSTICA.* **લા૦** સોડા કાસ્ટીકા. **અં૦** કાસ્ટીક સોડા. **હાઇડ્રેટ ઓફ સોડીયમ.**

**ગુણ**—દાહક.

**ઉપયોગ—કાસ્ટીક સોડા પોટાસ કાસ્ટીકની** માફક વપરાય છે; તે દાહક અસર પોટાસ કાસ્ટીકથી સ્હેજ ઓછી કરે છે; તેથી તે વાપરવો ઘણો સુગમ થઇ પડે છે.

---

SODII CARBONAS. **લા૦** સોડી કાર્બોનાસ **અં૦** કાર્બોનેટ ઓફ સોડીયમ. **ગુ૦** ચોખ્ખો પાપડ ખાર. સાજીખાર.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧ *Sodii Carbonas Exsiccata.* **લા૦** સોડી કાર્બોનાસ એક્સીકેટા. **અં૦** ડ્રાઇડ કાર્બોનેટ ઓફ સોડીયમ.

**માત્રા**— ... ... ૩ થી ૧૦ થી ગ્રેન.

**ઉપયોગ**—આ દવાઓના ગુણદોષ પોટાસ કાર્બોનાસને મળતા છે; પણ તે જરા પોટાસ કાર્બોનાસ કરતાં ઓછી અસર કરે છે.



**SODII BICARBONAS.** **લા૦** સોડી બાયકાર્બોનાસ. **અં૦** બાય કાર્બોનેટ ઓફ સોડીયમ. **ગુ૦** શુદ્ધ કરેલો સાજીખાર.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૬૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Liquor Sodae Effervescens.* **લા૦** લાઇકર સોડી એફરવેસેન્સ. **અં૦** એફરવેસીંગ સોલ્યુશન ઓફ સોડા. **ગુ૦** સોડા વોટર.

**રીત**—સોડા બાય કાર્બોનાસ ... ... ૩૦ ગ્રેન.
ચોખ્ખુ પાણી ... .... ... ૨૦ ઔંસ.

**માત્રા**— .... ... ... .. જરૂર જેટલી.

૨. *Trochisci Sodii Bicarbonatis.* **લા૦** ટ્રોકીસ્કાઇ સોડી બાયકાર્બોનેટીસ. **અં૦** બાય કાર્બોનેટ ઓફ સોડીયમ લોઝેન્જીસ.

**રીત**—બાય કાર્બોનેટ ઓફ સોડીયમ ... ૩૬૦૦ ગ્રેન.
ધોએલી સાકર ... ... ... ૨૫ ઔંસ.
બાવળનો ગુંદર ... ... ... ૧ ઔંસ.
બાવળના ગુદરનું પ્રવાહી .... ... ૨ ઔંસ.
ચોખ્ખુ પાણી ... ... ... ૧ ઔંસ.

બધી દવા મિશ્ર કરી ૭૨૦ રેવડીઓ બનાવવી.

**માત્રા**— ... ... ... ૧ થી ૬ રેવડી.

દરેક રેવડીમાં સોડાબાય કાર્બોનાસના ૫ ગ્રેન સમાએલાં છે.

**સોડાબાય કાર્બોનાસ સોડી સાઇટ્રો-ટારટાસ એફરવેસેન્સ** બનાવવામાં વપરાય છે.

**ગુણ**—લોહીની તથા પેશાબની ખટાશ દુર કરનાર, રક્તશોધક, પાચન, દીપન, ઉલ્ટીશામક, અસ્મરીધ્ન ( પથરીને ગાળી નાંખનાર ) અને વાતહર છે.

**ઉપયોગ—સોડાબાય કાર્બોનાસ અને તેની બનાવટો** અજીર્ણ, વાયુ, ચુંક, ઉલ્ટી, લુખસ, સંધીવા, ગાંઠીઓ વા, હૃદયના દુખાવા, અતિસાર, ગુલ્મ, અમ્લપિત્ત, પથરીના વ્યાધી, અને ત્વચારોગમાં વારંવાર વપરાય છે. કેટલાક ખનીજ તેજાબોના વિષમાં સોડા વિષધ્ન તરીકે સોલ્યુશનના રૂપમાં વપરાય છે.

*SODII ARSENIAS.* લા० સોડી આર્સેન્યાસ અં० આર્સેન્યેટ ઓફ સોડીયમ. ( આરસેનીકની બનાવટો જુઓ ).

*SODII SULPHAS.* લા० સોડી સલ્ફાસ. અં० સલ્ફેટ ઓફ સોડીયમ.

**ઉપનામ—ગ્લોબર્સ સોલ્ટ.**

**માત્રા—** ... ... ... ૨ થી ૮ ડ્રામ.

**ગુણ—**મૂત્રલ, રેચક, ખટાશ દુર કરનાર, અને રક્તશોધક છે.

**ઉપયોગ—**સોડા સલ્ફાસ મેગ્નેસીઆ સલ્ફાસની માફક જુલાબ તરીકે વપરાય છે; કેટલીકવાર મેગ્નેસીઆ સલ્ફાસથી બરાબર રેચક અસર થતી નથી; ત્યારે આ દવા તેના સંયોગમાં આપ્યાથી સારી રેચક અસર કરે છે; આથી કરીને તે બંધકોષ, તાવની શરૂઆતમાં, સંધીવા, ગાંઠીઓવા, પ્રમેહ, જલંદર, કાળજા અને બરોલના વધારાના વ્યાધી, અને બીજા તીક્ષ્ણ સોજાના વ્યાધીમાં રેચક અને મૂત્રલ અસર સારૂ વારંવાર વપરાય છે.

---

*SODII SULPHIS.* લા० સોડી સલ્ફીસ. અં० સલ્ફાઇટ ઓફ સોડા.

**માત્રા—** ... ... ... ૫ થી ૨૦ ગ્રેન.

**ગુણ—**રોપણ અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ—**આ દવા સડો તથા કહોવાણ મટાડવાના કામમાં વપરાય છે. મુખ્યત્વે કરીને તે જૂની ઉલ્ટીના દરદમાં ઉલ્ટીશામક તરીકે વપરાય છે.

---

*SODII NITRAS.* લા० સોડી નાઇટ્રાસ. અં० નાઇટ્રેટ ઓફ સોડીયમ.

**ઉપયોગ—**આ દવા દવા તરીકે વપરાતી નથી, પણ આરસેનીયેટ ઓફ સોડીયમ બનાવવામાં વપરાય છે.

---

*SODII PHOSPHAS.* લા० સોડી ફોસ્ફાસ. અં० ફોસ્ફેટ ઓફ સોડીયમ.

**માત્રા**—રેચક તરીકે ... ... ૪ થી ૮ ડ્રામ.

મૂત્રલ તરીકે ... ... ૩૦ થી ૧૨૦ ગ્રેન.

**ગુણ**—રેચક અને મૂત્રલ છે.

**ઉપયોગ**—**સોડી ફોસ્ફાસ** હલકા અને ઠંડા જૂલાબ તરીકે વારંવાર સોડા સલ્ફાસની માફક વાપરવામાં આવે છે.

---

*SODII HYPOPHOSPHIS.* **લા૦** સોડી હાઇપોફાસફીસ **અં૦** હાઇપોફોસ્ફેટ ઓફ સોડીયમ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

**ગુણ**—લોહી સુધારનાર અને પૌષ્ટિક છે.

**ઉપયોગ**—આ દવા ક્ષય, નબળાઇ, અપસ્માર, હીસ્ટીરીઆ, સસણી, ઉધરસ, દમ અને શ્વાસ ઉપર કેલસી હાઇપોફોસ્ફીસની માફક વપરાય છે.

---

*BORAX.* **લા૦** બોરેક્સ. **અં૦** બાયબોરેટ ઓફ સોડીયમ. **ગુ૦** ટંકણખાર.

**માત્રા**— ... ... ... ૫ થી ૪૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Mel Boracis.* **લા૦** મેલ બોરાસીસ. **અં૦** હની ઓફ બોરેક્સ. **ગુ૦** ટંકણખારનું મધ.

**રીત**—બોરેક્સ ... ... ... ... ૬૦ ગ્રેન.

ગ્લીસરાઇન ... ... ... ½ ડ્રામ.

ચોખ્ખુ મધ ... ... ... ૧ ઔંસ.

૨ *Glycerinum Boracis.* **લા૦** ગ્લીસરાઇનમ બોરાસીસ. **અં૦** ગ્લીસરાઇન ઓફ બોરેક્સ.

**રીત**—બોરેક્સ ... ... ... ૧ ઔંસ.

ગ્લીસરાઇન ... ... ... ૪ ઔંસ.

ચોખ્ખુ પાણી... ... ... ૨ ઔંસ.

**ગુણ**—શિતળ, મૂત્રલ, અને ઋતુશ્રાવક છે.

**ઉપયોગ**--**બોરેક્સની બનાવટો** ગળાના દરદ અને મોંના દરદમાં

ચાંદા પડયા હોય, ખીલ અને ત્વચા રોગપર ચોપડવામાં વપરાય છે. મૂત્રલ અને ઋતુશ્રાવક અસર સારૂ ગર્ભાશયના અને અનિયમીત ઋતુશ્રાવના દરદોમાં અને જલંદરમાં દવા તરીકે ખાવામાં વપરાય છે.

---

*LIQUOR SODAE CHLORINATAE.* **લાં૦** લાઇકર સોડી કલોરીનેટી. **અં૦** સોલ્યુશન ઓફ કલોરીનેટેડ સોડા.

**માત્રા**—૧૦ થી ૨૦ ટીંપાં (૧ ઔંસ પાણી સાથે મિશ્ર કરીને) કોગળા કરવા સારૂ ૪ થી ૮ ડ્રામ. (૧૦ ઔંસ પાણીમાં.)

**ગુણ**—જંતુનાશક, ગરમ અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ**—આ દવા મોઢાનાં તથા ગળાના સડી ગએલાં ચાંદાના વ્યાધીમાં કોગળા તરીકે વાપરવામાં આવે છે. નાક, મોંની અને બીજા ચાંદામાંથી નીકળતી દુર્ગંધ મારતી રસીના દરદમાં લોશન તરીકે વપરાય છે. અંદરનાં ઉપચાર તરીકે ગરમ અને દુર્ગંધનાશક અસર સારૂ હલકી જાતના તાવ જેવા સ્કારલેટીના વીગેરેના દરદમાં વપરાય છે.

---

*SODII CHLORIDUM.* **લા૦** સોડી કલોરાઈડમ. **અં૦** કલોરાઇડ ઓફ સોડીયમ **ગુ૦** મીઠું.

**ઉપનામ—કોમનસોલ્ટ.**

**માત્રા**— ... ... ... જરૂર જેટલી.

**ગુણ**—ગરમ, લોહી સુધારનાર, અને અગ્નિવર્ધક છે; વધારે પ્રમાણમાં વમનકારક અને રેચક છે.

**ઉપયોગ—મીઠું** કેટલાક પ્રકારના વિષના દરદમાં જ્યારે કોઈ પણ વમનકારક દવા જડી ન આવે ત્યારે ગરમ પાણીમાં મેળવીને વાપર્યાથી વમનકારક અસર થઇ વિષઘ્ન અસર થાય છે. નાના પ્રમાણમાં તે અગ્નિવર્ધક અસર કરી ક્ષુધાને સારી રીતે પ્રદીપ્ત કરે છે; અને હોજરીમાંના વાયુનો નાશ કરે છે. મીઠું લોહી સુધારવાની ઘણી સારી અસર કરે છે; અને તે ખોરાકમાં હમેશા ખાવામાં આવે છે; લોહીમાં મંઠાની ખાસ જરૂર પડે છે; અને તે લીધાથી લોહી હમેશાં સ્વચ્છ થાય છે; તેમ ખોરાકને પચાવવા સારૂ પણ મીઠાની ઘણી જરૂર પડે છે; તે જરૂરીઆત હમેશા ખો-

જન કરવાથી પૂરી પડે છે. સંધીવા, ગાંઠીઓ વા અને બીજા લોહીના બગાડના વ્યાધીમાં મીઠું ખોરાક સાથે જરા વધારે ખાવાથી; અગર આદુ સાથે વધારે ખાવાથી લોહીની ખટાશ ઓછી થઇ રકતશોધક અસર સારી રીતે થાય છે, બાહ્યોપચારમાં તે દાંતના દરદમાં ચાવવામાં આવે છે; કોગળા કરાય છે; અને ઝીણા કરમ સારૂ તેની બસ્તિ પણ વપરાય છે.

---

*SODII BROMIDUM.* લા૦ સોડીબ્રોમાઇડમ. અં૦ બ્રોમાઇડ ઓફ સોડીયમ.

**માત્રા—** ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**ગુણ—**રકતશોધક, કફઘ્ન, અને નિંદ્રા લાવનાર છે.

**ઉપયોગ—સોડીયમ બ્રોમાઇડ**ના ગુણ દોષ પોટાસ બ્રોમાઇડ ને મળતા આવે છે; પણ તે હૃદયને પોટાસ બ્રોમાઇડ કરતા ઓછું મંદ કરે છે અને હોજરીપર પણ ઠંડી અસર કરે છે.

---

*SODII IODIDUM.* લા૦ સોડી આયોડીડમ. અં૦ આયોડીડ ઓફ સોડીયમ.

**માત્રા—** ... ... ... ૩ થી ૧૦ ગ્રેન.

**ઉપયોગ—**આ દવાના ગુણ દોષ પોટાસ આયોડીડ ને મળતા છે; પણ તે ઓછી જલદ હોવાથી વધારે પ્રમાણમાં વાપરી શકાય છે.

---

*SODA TARTARATA.* લા૦ સોડા ટારટરેટા. અં૦ ટારટરેટેડ સોડા.

**ઉપનામ—રોચેલ સોલ્ટ.**

**માત્રા—**રેચક તરીકે ... ... ૨ થી ૪ ડ્રામ.

મૂત્રલ તરીકે ... ... ૩૦ થી ૬૦ ગ્રેન.

**ગુણ—**તરસ છીપાવનાર, મૂત્રલ અને રેચક છે.

**ઉપયોગ—સોડા ટારટરેટા** પીતજવર; કફજ્વર, બંધકોષ, અજીર્ણ, સ્હેજ માથાના દુખાવા, જલંદર, સોજાના વ્યાધી, સંધીવા, ગાંઠીઓ વા અને પેશાબનાં તથા લોહીની ખટાશના વ્યાધીમાં એકલું અગર સીડ

સીસ પાઉડર (રીત—સોડા ટાર્ટરેટા ૨ ડ્રામ,સોડા બાય કાર્બોનાસ ૪૦ ગ્રેન, આ બંને દવાઓ મિશ્ર કરી એક કાચના પ્યાલામાં થોડા પાણીમાં ઓગાળવી; અને ટાર્ટરીક એસીડ ૩૦ ગ્રેન મિશ્ર કરી બીજા કાચના પ્યાલામાં ઓગાળવી; જ્યારે સઘળું ઓગળી જાય ત્યારે મિશ્ર કરી ઉભરો આવે કે તરત પી જવું.)ના રૂપમાં વારંવાર વપરાય છે.

---

*ZINCUM.* (Zn. Eq=65.) લા૦ ઝીન્કમ. અં૦ ઝીન્ક. ગુ૦ જસત.

*ZINCI OXIDUM.* લા૦ ઝીન્સી ઓકસાઇડમ. અં૦ ઓકસાઇડ ઓફ ઝીન્ક. ગુ૦ જસતની ભસ્મ.

માત્રા— ... ... ... ૨ થી ૧૦ ગ્રેન

મુખ્ય બનાવટ.

૧. *Unguentum Zinci.* લા૦ અંગવેન્ટમ ઝીન્સી. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ ઝીન્ક. ગુ૦ જસતની ભસ્મનું મલમ.

રીત—ઝીન્સી ઓકસાઇડ ... ... ૮૦ ગ્રેન.
બેન્ઝોએટેડ લાર્ડ ... ... ૧ ઔંસ.

ગુણ—પૌષ્ટિક, ગ્રાહીક દુર્ગંધનાશક, પરસેવો અટકાવનાર અને રોપણ છે.

ઉપયોગ—ઓકસાઇડ ઓફ ઝીન્ક ક્ષયરોગમાં ઝાડો તથા પરસેવો અટકાવવા સારૂ; અને નબળાઇના દરદમાં પૌષ્ટિક તરીકે વાપરવામાં આવે છે. બાહ્યોપચાર તરીકે ચામડીના દરદોપર વધારે એકલું અગર મલમના રૂપમાં વપરાય છે. ખરજવા, લુખસ, વીસ્ફોટક, ચાંદા, ચીરેટા અને બીજા એવા દરદોપર તેનું મલમ અગર ભુકો ભભરાવવામાં તથા ચોપડવામાં વાપર્યાથી ગ્રાહક અને રોપણ અસર સારી રીતે થાય છે.

---

*ZINCI CHLORIDUM.* લા૦ ઝીન્સી કલોરાઇડમ. અં૦ કલોરાઇડ ઓફ ઝીન્ક.

માત્રા— ... ... ½ થી ૧ ગ્રેન અથવા ૨ ગ્રેન.

મુખ્ય બનાવટ.

૧. *Liquor Zinci Chloridi.* લા૦ લાઇકર ઝીન્સી કલોરાઇડી.

ગુણ—ક્ષોભક (કાસ્ટીક) અસર કરનાર, દુર્ગંધનાશક, રોપણુ અને ગ્રાહીક છે.

ઉપયોગ—**ઝીન્સી કલોરાઇડ અને તેનું પ્રવાહી** ચાંદા, રાફી કેન્સર અને બીજા ચામડીના કહોવાણુના ગડગુમડપર દુર્ગંધનાશક અને રોપણુ અસર સારૂ લગાડવામાં વપરાય છે. અંદરના ઉપચાર તરીકે ખાવામાં કોઇ વખત કોરીઆ અને અપસ્મારના વ્યાધીમાં વપરાય છે.

---

*ZINCI SULPHAS.* લા૦ ઝીન્સી સલ્ફાસ. અં૦ સલ્ફેટ ઓફ ઝીન્ક. ગુ૦જસતનાં ફૂલ.

**માત્રા**—પૌષ્ટિક તથા ગ્રાહીક તરીકે ૧ થી ૩ ગ્રેન. વમનકારક તરીકે ૧૦ થી ૩૦ ગ્રેન.

ગુણ—પૌષ્ટિક, ગ્રાહીક, વમનકારક, અને દુર્ગંધનાશક છે.

ઉપયોગ—**ઝીન્સી સલ્ફાસ** અપસ્માર, કોરીઆ, હીસ્ટીરીઆ, નબળાઇ, અને ધાતુ ક્ષીણુતા ઉપર ગ્રાહીક અને મગજ પૌષ્ટિક તરીકે વપરાયછે. બાહ્યોપચાર તરીકે આંખના ટીંપાના રૂપમાં આંખના દરદમાં તે વપરાય છે. વમનકારક તરીકે કેટલાક વિષના દરદમાં વિષનાશક તરીકે વપરાય છે, અને ગ્રાહીક તરીકે પીચકારીના રૂપમાં (ઝીન્સી સલ્ફાસ ૨ ગ્રેન. પાણી ૧ ઔંસ) પ્રદર અને પ્રમેહના વ્યાધીમાં વપરાય છે.

---

*ZINCI CARBONAS.* લા૦ ઝીન્સી કાર્બોનાસ. અં૦ કાર્બોનેટ ઓફ ઝીન્ક.

**માત્રા**— ... ... ... ૧ થી ૧૦ ગ્રેન.

ઉપયોગ—આ દવા દવા તરીકે ઝાઝી વપરાતી નથી; પણ તેના ગુણદોપ અંદરના અને બહારના ઉપચાર તરીકે ઝીન્સી ઓકસાઇડને મળતા આવે છે.

---

*ZINCI ACETAS.* લા૦ ઝીન્સી એસીટાસ. અં૦ એસીટેટ ઓફ ઝીન્ક.

**માત્રા**— ૧ થી ૨ ગ્રેન પોષ્ટિક તરીકે; અને ૧૦ થી ૨૦ ગ્રેન વમનકારક તરીકે.

**ઉપયોગ**—આ દવાના ગુણદોષ ઘણી ખરી રીતે ક્રીન્સી સ્ક્વા-સને મળતા આવે છે; અને તે વાપર્યાથી ઉપર પ્રમાણે વમનકારક, પૌ-ષ્ટિક અને ગ્રાહીક અસરો કરે છે.

---

*ALCOHOL ETHYLICUM.* ($C_2 H_5 HO$) **લા૦** આલ્કો હોલ ઇથીલીકમ. **અં૦** ઇથીલીક આલ્કોહોલ.

**ઉપયોગ**—આ દારૂ દવા તરીકે કદી વપરાતો નથી; પણ ક્લોરો-ફોર્મ, લાઇકર સોડી ઇથીલેટીસ, અને બીજી દવાઓ બનાવવાના કામમાં વપરાય છે.

---

*SPIRITUS RECTIFICATUS.* **લા૦** સ્પીરીટસ રેકટીફીકેટસ. **અં૦** રેકટીફાઇડ સ્પીરીટ.

**મુખ્ય બનાવટ.**

૧. *Spiritus Tenuior.* **લા૦** સ્પીરીટસ ટેન્યુઅર. **અં૦** પ્રુફ સ્પિરીટ.

**રીત**—રેકટીફાઇડ સ્પીરીટ... ... ... ૫ ભાગ.
ચોખ્ખુ પાણી ... ... ... ૩ ભાગ.

**ઉપયોગ—રેકટીફાઇડ સ્પીરીટ** અને **પ્રુફસ્પીરીટ** બ્રિટીશ ફાર્માકોપીઆમાં ટીંચર, સ્પીરીટ, એકસ્ટ્રેકટ, અને બીજી એવી બનાવટો બનાવવામાં વપરાય છે, બાહ્યોપચારમાં તે શરીરનો કોઇ ભાગ છોલાયેલો હોય અથવા સુજી આવ્યો હોય, મસ્તક દુખતું હોય ત્યારે સ્પીરીટમાં પાણી મિશ્ર કરીને ચોપડવામાં આવે છે; ભાઠાં પડે છે તથા સ્ત્રીઓના સ્તનની ડીંટડીમાં પડતા ચીરા ઉપર તે લગાડવામાં વપરાય છે; અને બીજા એવા વ્યાધીમાં ગરમ ચોપડવાની દવા તરીકે વપરાય છે.

---

*SPIRITUS VINI GALLICI.* **લા૦** સ્પીરીટસ વાઇનાઇ ગ્યા-લીસી. **અં૦** ફ્રેન્ચ બ્રાન્ડી.

**માત્રા**— ... ... ... ½ થી ૧ ઔંસ.

**મુખ્ય બનાવટ.**

૧. *Mistura Spiritus Vini Gallici.* **લા૦** મીસ્ચુરા સ્પીરીટસ વાઇનાઇ ગ્યાલીસી. **અં૦** મીક્શ્ચર ઓફ ફ્રેન્ચ બ્રાન્ડી.

**રીત**—ફ્રેન્ચ બ્રાન્ડી... ... ... ૪ ઔંસ.
સીનામોન વોટર (તજનું પાણી) ૪ ઔંસ.
૨ ઇંડાની સફેદી ... ... ૪ ડ્રામ.
ધોએલી સાકર ... ... ... ૪ ડ્રામ.

**ગુણ**—ઉષ્ણ, પૌષ્ટિક અને માદક છે.

**ઉપયોગ—ફ્રેન્ચ બ્રાન્ડી** અગ્નિમાંદ્ય, નબળાઇ, સુવારોગ, ક્ષય ઉધરસ, ફેફસાના સોજા, કફજ્વર, અતિસાર, સંગ્રહણી, કોલેરા, પ્લેગ અને બીજા ભયંકર દરદોમાં દરદીને ગરમ અને હૃદય પૌષ્ટિક અસર કરવા સારૂ વારંવાર એકલી અગર **મીક્સ્ચરના** રૂપમાં વપરાય છે.

---

*AETHER.* $(C_2H_5)_2O$. લા૦ ઇથર અં૦ ઇથર.

**ઉપનામ—ઇથર સલફ્યુરીકસ.**

**માત્રા**— ... ... ... ૨૦ થી ૬૦ ટીપાં.

**મુખ્ય બનાવટો.**

૧. *Spiritus Aetheris.* લા૦ સ્પીરીટસ ઇથરીસ. અં૦ સ્પીરીટ ઓફ ઇથર.

**રીત**—ઇથર ... ... ... ... ૧ ઔંસ.
રેકટીફાઇડ સ્પીરીટ ... ... ... ૨ ઔંસ.

**માત્રા**— ... ... ... ... ½ થી ૧½ ડ્રામ.

૨. *Spiritus Aetheris Compositus.* લા૦ સ્પીરીટસ ઇથરીસ કમ્પોઝીટસ. અં૦ કમ્પાઉન્ડ સ્પીરીટ ઓફ ઇથર.

**ઉપનામ—હોફમેન્સ એનોડાઇન.**

**માત્રા**— ... ... ... ... ½ થી ૨ ડ્રામ.

ગુણ—ગરમ, ચુંક તથા આંકડી મટાડનાર અને વાતહર છે; વધારે પ્રમાણમાં બેશુદ્ધ કરનાર છે.

**ઉપયોગ—ઇથરની બનાવટો** હૃદય શુળ, હીસ્ટીરીઆ, અજીર્ણ, નબળાઇ, ઉધરસ, ચુંક તથા આંકડીના વ્યાધી, હેડકી અને બીજા તીક્ષ્ણ દરદોમાં ગરમ અસર કરવા સારૂ વપરાય છે.

ઇથર સુંઘાડવાથી ક્લોરોફોર્મની માફક બેશુદ્ધી આવે છે; અને દરદી

ક્લોરોફાર્મ કરતાં જલદીથી બેશુદ્ધ થાય છે; પણ તે સુંઘતાં અકળામણ, અને ઉન્માદ વધારે જોવામાં આવે છે.

(ઇથર સુંઘાડવાની રીત વિસ્તારથી સરજરીના પુસ્તકમાં વાંચવી.)

---

*SPIRITUS AETHERIS NITROSI.* લા૦ સ્પીરીટસ ઇથરીસ નાઇટ્રોસી. અં૰ સ્પીરીટ ઓફ નાઇટ્રસ ઇથર.

માત્રા— ... ... ... ... ½ થી ૨ ડ્રામ.

ગુણ—ગરમ, સ્વેદલ કફઘ્ન અને મૂત્રલ છે.

ઉપયોગ—સ્પીરીટ ઇથર નાઇટ્રોસી સઘળી પ્રકારના તાવ ઉધરસ, શ્વાસ, સળેખમ અને જલંદરના દરદમાં ઉપરની અસરો સારૂ વારંવાર વપરાય છે.

---

*CHLOROFORMUM.* ($CHCl_3$.) લા૦ ક્લોરોફાર્મમ. અં૰ ક્લોરોફાર્મ.

માત્રા— ... ... ... ૧ થી ૧૦ ટીપાં.

મુખ્ય બનાવટો.

૧. *Aqua Chloroformi.* લા૦ એક્વા ક્લોરોફાર્મી. અં૦ ક્લોરોફાર્મ વોટર. ગુ૦ ક્લોરોફાર્મનું પાણી.

રીત—ક્લોરોફાર્મ... ... ... ... ૧ ડ્રામ.

ચોખ્ખુ પાણી ... ... ... ૨૫ ઓંસ.

માત્રા— ... ... ... ... ½ થી ૨ ઓંસ.

૨. *Linimentum Chloroformi.* લા૦ લીનીમેન્ટમ ક્લોરોફાર્મી. અં૰ લીનીમેન્ટ ઓફ ક્લોરોફાર્મ. ગુ૦ ક્લોરોફાર્મનું ચોપડવાનું તેલ.

રીત—ક્લોરોફાર્મ ... ... ... ૨ ઓંસ.

લીનીમેન્ટ ઓફ કેમ્ફર ... ... ૨ ઓંસ.

૩. *Spiritus Chloroformi.* લા૦ સ્પીરીટસ ક્લોરોફાર્મી. અં૰ સ્પીરીટ ઓફ ક્લોરોફાર્મ.

રીત—ક્લોરોફાર્મ ... ... ... ૧ ઓંસ.

રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૧૯ ઔંસ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૬૦ ટીપાં.

૪. *Tinctura Chloroformi Composita.* **લા૦** ટીંચુરા ક્લોરોફોર્મી કમ્પોઝીટા. **અં૦** કંપાઉન્ડ ટીંચર ઓફ ક્લોરોફાર્મ **ગુ૦** ક્લોરોફોર્મનો મિશ્રિત અર્ક.

**રીત**—ક્લોરોફોર્મ ... ... ... ૨ ઔંસ.

રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૮ ઔંસ.

ટીંચર કારડમ કો... ... ... ૧૦ ઔંસ.

**માત્રા**— .... ... ... ૨૦ થી ૬૦ ટીપાં.

૫. *Tinctura Chloroformi et Morphinae.* **લા૦** ટીંચુરા ક્લોરોફોર્મી એટ મોરફાઇની. **અં૦** ટીંચર ઓફ ક્લોરોફાર્મ એન્ડમોરફાઇન. **ગુ૦** ક્લોરોફોર્મ અને મોરફાઇનનો અર્ક.

**રીત**—ક્લોરોફોર્મ ... ... ... ૧ ઔંસ.

ઇથર ... ... ... ... ૨ ડ્રામ.

રેકટીફાઇડ સ્પીરીટ... ... ... ૧ ઔંસ.

હાઇડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન ... ૮ ગ્રેન.

ડીલ્યુટ હાઇડ્રોસ્યાનીક એસીડ ... ૪ ડ્રામ.

ઓઇલ ઓફ પીપરમીન્ટ .... ... ૪ ટીપાં

લીક્વીડ એક્સટ્રેક્ટ ઓફ લાઇકરીસ ... ૧ ઔંસ.

ટ્રીકલ (ગોળ) ... ... ... ૧ ઔંસ.

સીરપ ... ... ... જોઇએ તેટલો.

બધી મળીને આ દવા ૮ ઔંસ બનાવવી.

આ દવાના ૧૦ ટીપામાં ૧$\frac{1}{4}$ ટીપું ક્લોરોફોર્મ અને $\frac{1}{48}$ ગ્રેન હાઈડ્રોક્લોરેટ ઓફ મોરફાઇન સમાયેલાં છે.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ટીપાં.

**ગુણ**—ગરમ, ચુંક તથા આંકડી મટાડનાર, પીડાશામક, ચામડીને બેહેરી કરનાર, માદક, શાંતીદાયક, સુશુપ્તિ લાવનાર અને વાતહર છે.

**ઉપયોગ—ક્લોરોફોર્મની બનાવટો** વાયુના વ્યાધી, હીસ્ટીરીઆ, તીક્ષ્ણ ચુંક તથા આંકડીના દરદમાં, ઉન્માદ, ધનુંવા, કોરીઆ, ઉલટી, કોલેરા, દમ; શ્વાસ, ચસકો, સંધીવા, અપસ્મારની આંચકી, સુવાવડની તાણ

કફના વ્યાધી, ગર્ભાશયના વ્યાધી, પાચનક્રિયાના વ્યાધી, અને ક્ષયરોગની મૂર્છાના વ્યાધીમાં એટલું અગર બીજા કોઇ હૃદય પૌષ્ટિક અને ગરમ દવાઓના સંયોગમાં વપરાય છે.

**વિશેષ વર્ણન—કલોરોફોર્મમાં** તાવ રોકવાની શક્તિ રહેલી છે એમ **ડાક્ટર ગેરોડ** જણાવે છે; અને જ્યારે ક્વીનાઇન અને તેની બનાવટો તાવ રોકવાની અસર કરતી નથી, ત્યારે આ દવા તેમના સંયોગમાં વાપર્યાથી તાવ રોકવાની અસર ઘણીજ સારી કરે છે; અને માથાના દુખાવાને પણ દબાવી દેછે. બાહ્યોપચાર તરીકે કોરીઆ, ધનુર્વા, ઉન્માદ, હીસ્ટીરીઆમાં આવતી તાણ તથા આંકડી, સુવારોગની તીક્ષ્ણ પીડા, અને બીજા ઉપરસના તીક્ષ્ણ દરદોમાં, આ દવા સુંઘવાથી પીડાશામક અને નિંદ્રા લાવવાની અસર ધીમી અને સારી થાય છે; પણ તે ઘણી સંભાળથી વાપરવું.

આ દવાનું ચોપડવાનું તેલ તીક્ષ્ણ સાંધાના દુખાવા, ચસ્કા, શુળ, માથાના દુખાવા, અને સંધીવા તથા ગાંઠીયાવાના દરદપર ચોપડવામાં આવે છે.

**શસ્ત્ર ક્રિયામાં વાપરવાની રીત**—કલોરોફોર્મ મુખ્યત્વે કરીને શસ્ત્ર ક્રિયા કરવામાં દરદી તોફાન ન કરે તે માટે સુંઘાડવામાં આવે છે; તેનો વાસ ઉગ્ર છે, અને તે થોડી મિનિટ સુધી સુંઘવાથી પૂર્ણ સુસુપ્તી પ્રાપ્ત થાય છે; પ્રથમ ઘેન આવે છે; બાદ સ્વપ્ના અવસ્થા જણાયછે; અને ત્યાર પછી જ્ઞાનેંદ્રિયો બંધ પડી છેવટ બેશુદ્ધી આવી શરીર શિથીલ થઇ જાય છે.

**કલોરોફોર્મ સુંઘાડવાની રીત**—પ્રથમ જે દરદીને કલોરોફોર્મ આપવાનું હોય તેને પ્રથમ ચાર પાંચ કલાક સુધી ભુખ્યો રાખવો; જો હોજરીમાં ખોરાક અગર પ્રવાહી પદાર્થ હોય છે તો અવશ્ય ઉલ્ટી થાય છે; કોઇને પાછળથી ઊછાળો થયા કરે છે; કોઇને મસ્તક દુખે છે અને કોઇને નાક તથા મોંપર કલોરોફોર્મ લાગ્યુ હોય છે તો ફોલ્લા ઉઠે છે. દરદીને છાતી તપાસવાની ભુંગળીથી તેના હૃદયની ગતિ તપાસવી; જો હૃદયની ગતિ નબળી અથવા મંદ હોય તો થોડાક દિવસ કલોરોફોર્મ આપવું બંધ કરવું અગર કલોરોફોર્મ આપ્યા સિવાય શસ્ત્ર ક્રિયા કરવી; કાંતો દરદીને પાંચ દશ દીવસ સુધી હૃદય પૌષ્ટિક દવાઓ આપી તેની હૃદયની ગતિને

વધારી પૌષ્ટિક કરવી દરદીને સ્વચ્છ હવાવાળા ઓરડામાં અગર મેડીપર કે જ્યાં આગળ પુષ્કળ તાજી હવા બે બાજુથી આવતી હોય અને જતી હોય ત્યાં લઇ જવો; તેને ટેબલપર અથવા પાટપર બનતા સુધી ચતો સુવાડવો અને છાતી તથા પેટપરના વસ્ત્ર દુર કરવા; કારણ કે આમ કરવાથી દરદી શ્વાસોશ્વાસ બરાબર રીતે લઇ શકતો હોય અથવા મંદ લેતો હોય તે જોવામાં આવે છે; ટેબલપર કારબોલીક લોશન, મરક્યુરી લોશન, સ્પીરીટ લેમ્પ, બોરાસીક એસીડ, આયડોફોર્મ, પાકીટકેસ ( શસ્ત્રની પેટી ), લીન્ટ, પાટાનું લુગડું; પીંજેલું રૂ, તાસકો:અને પ્યાલા તૈયાર રાખવા; ઓપરેશનનો જે સામાન જોઇએ તે પહેલાથી તરત તૈયાર રાખવો; કાંઇ પણ ચીજ ઓપરેશન વખતે શોધવી પડે તેમ રાખવી નહીં.

**ઓપરેશન વખતે રાખવી જોઇતી હૃદય પૈષ્ટિક દવાઓ તથા ગરમ ઉપચારો**-ટીંચર ડીજીટેલીસ, સ્પીરીટ ઇથિર, સ્પીરીટ એમોન્યા એરોમેટીક, લાઇકર સ્ટ્રીકનીઆ, સ્પીરીટ વાઇનમ ગ્યાલોસી, ઇથર, કલોરોફોર્મ, એમોન્યા કાર્બોનાસ, લાઇકર એમોન્યા ફોરસ્યો, હાઇપોડરમીક સીરીંજ ( ત્વચામાં મારવાની પીચકારી ) વીજળીની પેટી; કલોરોફોર્મ કેપ, વાદળી, ગરમ પાણી, ઠંડુ પાણી, ટુવાલ, કાર્બોલીક સોપ, ગરમ દુધ, વીગેરે જરૂરી સામાન તૈયાર રાખવો.

દરદીની શારીરીક તપાસ કરીને જે ભાગપર શસ્ત્ર ક્રિયા કરવાની હોય તે ભાગ કાર્બોલીક લોશનથી ધોઇ સાફ કરી તે પર લીન્ટ લોશનમાં ભીંજાવી ઢાંકી દેવો. દરદીના હાથની નાડી ઓપરેશન કરનારે પોતાના આસીસ્ટન્ટને આપવી; અને કલોરોફોર્મ કેપ દરદીને બેભાન કરી તેના નાકપર અથવા મોંપર ત્રીજા માણુસ પાસે સ્વચ્છ હવા જાય તેમ ધરાવી રાખવી; અને તેણે વારંવાર દરદીની શ્વાસોશ્વાસની ક્રિયા તથા નાડી સંભાળીને શસ્ત્રક્રિયા જેમ બને તેમ જલદીથી શરૂ કરી દેવી, અને દરદીને પાટા બાંધી સ્વચ્છ કરી આસપાસનો સામાન દુર મેલાવી; તેને જાગૃત કરવો શરૂ કરવો.

**રીત**—પ્રથમ એક રૂમાલપર, લીન્ટપર અગર કલોરોફોર્મ કેપમાં ૦ાા ડ્રામ રેડી નાક આગળ ધરવો; તેની સાથે શ્વાસમાં બહારની હવા જવા દેવી; પછી ધીમે ધીમે તે બેભાન થતો જાય ત્યાં સુધી કલોરોફોર્મ ૦ાા ડ્રામ અથવા ૧ ડ્રામના પ્રમાણમાં સુંઘાડવું શરૂ કરવું; અને જ્યારે આંખનું સ્પર્શ જ્ઞાન નષ્ટ થાય એટલે તેની પૂરેપૂરી અસર થઇ એમ સમજવું.

**ઇથર આપવાની રીત**—ઇથર પણ આજ પ્રમાણે અપાય છે; પણ તે સૂંઘતા દરદી અતિશય તોફાન કરે છે; અને તેની વાસ ઘણી તીવ્ર છે; અને તે વધારે પ્રમાણમાં આપવાથી દરદી બેભાન થાય છે; કેટલીક વખતે દરદી બેભાન થાય છે અને શસ્ત્રક્રિયા ચાલતી હોય છે ત્યારે, એકાએક જાગૃત થઇ જાય છે; અને ઉન્માદના ચિન્હોમાં જઈ પાટાબાટા ફાડી નાંખે છે; અને બેઠો થઇ જઇ શસ્ત્રક્રિયાનો સામાન આમ તેમ ફેંકી દેછે; અને તોફાન કરે છે; તેથી તેને બેશુદ્ધ કરતાં ઘણીજ મુશ્કેલી પડે છે; માટે ઇથર કરતા ક્લોરોફોર્મ આપવું તે ઘણું સારૂં છે; અને ક્લોરોફોર્મથી દરદી ઝટ બેભાન થઇ જાય છે અને શાંત પડયો રહે છે.

---

*CHLORAL HYDRAS.* ( $C_2HCL_3O, H_2O$ ) **લા૦** ક્લોરલ

હાઇડ્રાસ. **અં૦** હાઇડ્રેટ ઓફ ક્લોરલ.

**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

*Syrupus Chloral.* **લા૦** સીરપ ક્લોરલ, **અં૦** સીરપ ઓફ ક્લોરલ.

**રીત**—ક્લોરલ હાઇડ્રાસ ... ... ... ૮૦ ગ્રેન.
ચોખ્ખુ પાણી ... ... ... ૧½ ડ્રામ.
સીમ્પલ સીરપ ... ... જોઇએ તેટલો.

બધો મળી **૧ ઔંસ** બનાવવો.

આ સીરપના દરેક ડ્રામમાં ક્લોરલ હાઇડ્રાસના ૧૦ ગ્રેન સમાએલા છે.

**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ગ્રેન.

ગુણ—પીડાશામક, ગરમ, ચુંક તથા આંકડી મટાડનાર, અને નિંદ્રા લાવનાર છે.

**ઉપયોગ—ક્લોરલ હાઇડ્રાસની બનાવટો**—ધનુર્વા, સખત ઉધરસ, સન્નીપાત, ઉન્માદ, કોરીઆ, શ્વાસ, આંચકી, હીસ્ટીરીઆ, અપસ્માર અને માથાના દુખાવામાં વારવાર વપરાય છે.

**વિશેષ વર્ણન—ક્લોરલ હાઇડ્રાસમાં** કુદરતી ઉંઘ લાવવાની શક્તિ રહેલી છે. તનદુરસ્ત માણસને આ દવાના ૩૦ ગ્રેનનું પ્રમાણ આપવાથી ૰॥ થી કે ૦॥। કલાકમાં ગુલાબી ઉંઘ આવવા લાગે છે; અને તે-

નાથી હૃદયની તથા મગજના સ્નાયુઓની ગતીપર કાંઇ નુકશાન થતું નથી; અને અફીણુની માફક તે બંધકોષ, માથાનો દુખાવો, ઉબકા અને બેચેની ઉત્પન્ન કરતું નથી. ઉપરના પ્રમાણુમાં તે શ્વાસોશ્વાસની તથા હૃદયની ગતી-પર કાંઇ નુકશાન કરતું નથી.

સ્ટ્રીકનીઆના વિષના કેસમાં તાણુ તથા આંચકી મટાડવા અને ફીઝોસ્ટીગમીનના વિષમાં વિષનાશક અસર કરવા સારૂ આ દવા અતિશય વપરાય છે. કેટલાક તીક્ષ્ણુ દરદોમાં જ્યાં અફીણુ અને મોરફાઇન વાપરવું અયોગ્ય લાગે છે ત્યાં ક્લોરલ હાઇડ્રાસ વાપર્યાથી સારો ફાયદો થાય છે. ક્ષયરોગમાં વળતો પરસેવો આ દવા અટકાવી શકે છે. ક્લોરલ હાઇડ્રાસનો ત્વચામાં મારવાની પીચકારીના રૂપમાં કદી ઉપયોગ કરવો નહીં કારણકે તે ચામડીપર અતિશય સોજો લાવી પકવે છે. આ દવાનો ખરાબ સ્વાદ ગ્લીસરાઇન, સાકર, સાદો સીરપ, અથવા નારંગીનો સિરપ મિશ્ર કરવાથી દુર થાય છે.

---

*BUTYL CHLORAL HYDRAS.* **લા૦** બીટીલ ક્લોરલ હા-ઇડ્રાસ. **અં૦** હાઇડ્રેટ ઓફ બીટીલ ક્લોરલ.

**માત્રા**—પીડાશામક તરીકે ૧ થી ૫ ગ્રેન; અને નિંદ્રા લાવવા સારૂ ૫ થી ૧૫ ગ્રેન.

**ઉપયોગ**—આ દવાના ગુણુદોષ ક્લોરલ હાઇડ્રાસને મળતા છે; પણુ તે હૃદય ઉપર થોડી અસર કરે છે; તેથી તે વારંવાર ક્લોરલ હાઇડ્રાસથી નિંદ્રા આવતી નથી અગર તેના વધારે પ્રમાણુ આપવાની જરૂર પડે છે ત્યારે તેની સાથે આ દવા મિશ્ર કરીને આપવાથી નિંદ્રા લાવવાની અને પીડાશામક અસર ઘણી સારી રીતે થાય છે.

---

**આલ્કોહોલ, ઇથર, ક્લોરોફોર્મ અને ક્લોરલ હાઇડ્રાસના વિષારી ચિન્હો**—ઉપરની દવાઓ વિષારી પ્રમાણુમાં લેવાથી અગર સું-ઘવાથી ઘેન આવે છે, લવારો થાય છે, ચ્હેરો કાળો પડવા લાગે છે; શ્વાસ ઘુંટાય છે, નાડી અનિયમીત થાય છે; બેશુદ્ધિ આવે છે, રક્તાશયમંદ થાય છે; મગજપર લોહી એકઠું થાય છે, અને છેવટે હૃદય તથા શ્વાસોશ્વાસ એકદમ બંધ પડી દરદી મરણુ પામે છે; મરણુ પહેલાં કીકીઓ વિસ્તૃત

થાય છે; શ્વાસ ઘણો મંદ અને ઘણે આંતરે ચાલે છે, નાડી ધીમી અને ક્ષીણ થાય છે અને છેવટે હાથ તથા મોં કાળુ પડી શરીર ઠંડું થાય છે અને છેવટે એકદમ દરદી મરણ પામે છે.

## વિષનાશક ઇલાજો.

**કલોરોફોર્મ.** ૧. સ્ટમકપંપ વાપરવો.
૨. વમનકારક દવાઓ વાપરવી.
૩. ચહેરા અને શરીરપર ઠંડુ પાણી છાંટવું.

**ઇથર.** ૪. નાક આગળ આમોન્યા ધરવો.
૫. મુખ અથવા ગુદાદ્વારે આમોન્યા અને કાફી આપવા.

**કલોરલ હાઇડ્રાસ.** ૬. વીજળી લગાડવી, કૃત્રીમ શ્વાસ ચલાવવો. ઉષ્ણ ઉપચાર કરવા.
૭. અમીલ નાઇટ્રેટ સુંઘાડવું.
૮. સ્ટ્રીકનીઆ સલ્ફાસના $\frac{1}{20}$ ગ્રેનની ત્વચામાં પીચકારી મારવી.

**આલ્કોહોલ.** ૯. ઓકસીજનનો નાસ વાપરવો.
૧૦. એપોમોરફાઇન હાઇડ્રોકલોરાઇડના $\frac{1}{10}$ ગ્રેનની ટેબ્લોઇડની ત્વચામાં પીચકારી મારવી.



*IODOFORMUM.* ($CHI_3$) **લા૦** આયડોફોર્મમ. **અં૦** આયડોફોર્મ.

**માત્રા**— ... ... ... $\frac{1}{2}$ થી ૩ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Suppositoria Iodoformi.* **લા૦** સપોઝીટોરીઆ આયડોફોર્મી **અં૦** આયડોફોર્મ સપોઝીટોરીઝ. **ગુ૦** આયડોફોર્મની સોગઠીઓ.

**રીત**—આયડોફોર્મ ... ... ... ૩૬ ગ્રેન.
કોકમનું તેલ ... ... ... ૧૪૪ ગ્રેન.

મિશ્ર કરી ૧૨ સોગઠીઓ બનાવવી. દરેક સોગઠીમાં ૩ ગ્રેન આયડોફોર્મ સમાએલું છે.

૨. *Unguentum Iodoformi.* લા० અંગવેન્ટમ આયડોફોર્મી. અ० ઓઇન્ટમેન્ટ ઓફ આયડોફોર્મ. ગુ० આયડોફોર્મનું મલમ.

**રીત**—આયડોફોર્મ ... ... ... ૧ ઔંસ.

બેન્ઝોએટેડ લાર્ડ ... ... ૯ ઔંસ.

**ગુણ**—દુર્ગંધનાશક, જંતુનાશક, અને રોપણ છે.

**ઉપયોગ**—આયડોફોર્મ ક્ષયરોગ અને રુધિરસમાં ગોયાકોલ, અને યુકીલીપ્ટી ઓઇલના સંયોગમાં ગોળીના રૂપમાં જંતુનાશક અને રોપણ તરીકે વારંવાર વપરાય છે. બાહ્યોપચારમાં ચાંદી, ચાંદા, ગંધાતા ક્ષત અને સઘળી પ્રકારના જખમપર તેની ભૂકી અગર મલમ રોપણ અસર સારૂ લગાડાય છે. આયડોફોર્મ અને કોલોડીઅન સરખા પ્રમાણમાં મિશ્ર કરીને રતવા અથવા સોજાપર લગાડવાથી આરામ થાય છે. ક્ષયરોગમાં તેનો નાસ લેવામાં આવે છે.

---

*SALOLUM.* લા० સેલોલમ. અં० સેલોલ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૫ ગ્રેન.

ગુણ—ગરમી કમી કરનાર અને દુર્ગંધનાશક છે.

**ઉપયોગ**—**સેલોલ** તીક્ષ્ણ અને જૂના સંધીવામાં, અને ટાઇફોઇડના તાવમાં વાપરવાની ભલામણ કરવામાં આવે છે. આંતરડાના ક્ષતના દરદમાં, અતિસાર, કોલેરા, મરડા અને સંગ્રહણીના દરદમાં તેની જંતુનાશક અને દુર્ગંધનાશક અસર સારૂ વારંવાર વપરાય છે.

**ડાકટર. એચ. એ. ફેરબાયરન મરડાની સારવારમાં સેલોલ ઓ**પીયમ સાથે વાપરવાની ભલામણ કરે છે. (સીલોન મેડીકલ જર્નલ, એપ્રીલ. ૧૮૯૧.)

પ્રમેહ અને મુત્રાશયના પ્રવાહના વ્યાધીમાં **સેલોલ** ૫ થી ૩૦ ગ્રેનના પ્રમાણમાં વાપરવાથી સારો ફાયદો થાય છે, અને તે મૂત્ર માર્ગમાં દુર્ગંધનાશક અસર સારી રીતે કરી મુત્ર નળીને નિર્મળ કરે છે.

(Lancet March 22, 1890.)

ટાઇફોઇડ તાવ અને અન્નાશયના ક્ષતના દરદપર સેલોલ એક કીમતી દવા છે.

(Year Book of Treatment 1892.)

સંગ્રહણી, મરડા અને અતિસારના દરદમાં નીચેના પડીકા વાપરવાથી સારો ફાયદો થાય છે.

| | | |
|---|---|---|
| સેલોલ | ... ... ... ... | ૯ ગ્રેન. |
| ડોવર્સ પાઉડર | ... ... ... | ૧૨ ગ્રેન. |
| પલવીસ ક્રીટા એરોમેટીક | ... | ૧૦ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | ... ... | ૯ ગ્રેન. |

૩ પડીકા કરી પાણી સાથે દીવસમાં ૩ વાર લેવા.

( અનુવાદક. )

---

*ACIDUM CARBOLICUM.* ($HC_6H_5O$) લા૦ એસીડમ કાર્બોલીકમ. અં૦ કાર્બોલીક એસીડ.

**ઉપનામ—ફેનીકએસીડ. ફેનલ.**

**માત્રા—** ... ... ... ૧ થી ૩ ગ્રેન.

**મુખ્ય બનાવટો.**

૧ *Acidum Carbolicum Liquefactum.* **લા૦** એસીડમ કાર્બોલીકમ **લીકવેફેકટમ.** **અં૦** લીકવીફાઇડ કાર્બોલીક એસીડ.

**માત્રા—** ... .... .... ૧ થી ૪ ટીપાં.

૨ *Glycerinum Acidi Carbolici.* **લા૦** ગ્લીસરાઇનમ એસીડી કાર્બોલીસી. **અં૦** ગ્લીસરાઇન ઓફ કાર્બોલીક એસીડ.

| | | |
|---|---|---|
| **રીત—**કાર્બોલીક એસીડ | ... ... ... | ૧ ઔંસ. |
| ગ્લીસરાઇન | ... ... ... | ૪ ઔંસ. |

૩ *Suppositoria Acidi Carbolici cum Sapon.* **લા૦** સપોઝીટોરીઆ એસીડી કાર્બોલીસી કમ સેપોન: **અં૦** કાર્બોલીક એસીડ સપોઝીટોરીઝ. **ગુ૦** સાબુ અને કાર્બોલીક એસીડની સોગઠીઓ.

| | | |
|---|---|---|
| **રીત—**કાર્બોલીક એસીડ | ... ... | ૧૨ ગ્રેન. |
| કર્ડ સોપ | ... ... ... | ૧૮૦ ગ્રેન. |
| ગ્લીસરાઇન ઓફ સ્ટાર્ચ... | ... | જોઇએ તેટલું. |

બધી દવા મિશ્ર કરી ૧૨ સોગઠીઓ બનાવવી દરેક સોગઠીમાં ૧ ગ્રેન કાર્બોલીક એસીડ સમાએલું છે.

૪ *Unguentum Acidi Carbolici.* લા૦ અંગવેન્ટમ એસીડી કાર્બોલીસી. અં૦ ઓઇન્ટમેન્ટ ઓફ્ કાર્બોલીક એસીડ. ગુ૦ કાર્બોલીક એસીડનું મલમ.

| | | | |
|---|---|---|---|
| **રીત**—કાર્બોલીક એસીડ | ... | ... | ૬૦ ગ્રેન. |
| સોફ્ટ પેરાફીન | ... | ... | ૭૨૦ ગ્રેન. |
| હાર્ડ પેરાફીન | ... | ... | ૩૬૦ ગ્રેન. |

**ગુણ**—જંતુનાશક, દુર્ગંધનાશક, લોહી સુધારનાર, રોપણ, દાહક અને ઉલ્ટી શામક છે. વધારે પ્રમાણમાં તીક્ષ્ણ દાહક વિષ છે,

**ઉપયોગ—કાર્બોલીક એસીડ** ઉલ્ટી, કોલેરા, વાતપિત, ઉધરસ, ક્ષય, જ્વર, રક્તદોષ, પ્લેગ, અતિસાર સંગ્રહણી અને આંતરડાના બગાડના દરદોમાં રક્તશોધક, અને દુર્ગંધનાશક તરીકે વારંવાર વપરાય છે. ઇપીકાકયુઆના, ક્વીનાઇન સલ્ફાસ અને કાર્બોલીક એસીડની ગોળીઓ પ્લેગના રોગમાં જંતુનાશક અને લોહી સુધારવા તરીકે વપરાય છે, પ્લેગના સખત તાવમાં નીચેનું મિશ્રણ વાપર્યાથી ઘણીજ સારી અસર થાય છે.

| | | | |
|---|---|---|---|
| સોડા સેલીસીલાસ | ... | ... | ૧૦ ગ્રેન. |
| સોડા બાય કાર્બોનાસ | ... | ... | ૧૦ ગ્રેન. |
| કાર્બોલીક એસીડ | ... | ... | ૧૦ ગ્રેન. |
| ગ્લીસરાઇન | ... ... | ... ... | ૧ ડ્રામ. |
| લાઇકર એમોન્યા એસીટાસ | ... | ... | ૩ ડ્રામ. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | ... | | ૩૦ ટીપાં. |
| લાઇકર સ્ટ્રીકન્યા | ... | ... | ૧૫ ટીપાં. |
| ટીંચર ડીજીટેલીસ | ... | ... | ૬ ટીપાં. |
| ટીંચર સ્ટ્રોફેન્થસ | ... ... | ... | ૧૫ ટીપાં. |
| પાણી | ... ... | ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણવાર પીવું. **( અનુવાદક. )**

બાહ્યોપચારમાં આ એસીડ કાર્બોલીક લોશન ( એસીડ ૪½ ડ્રામ અને પાણી ૨૦ ઔંસ.) અને કાર્બોલીક ઓઇલ ( એસીડ ૧ ઔંસ અને તેલ ૨૦ ઔંસ ) ના રૂપમાં દરેક પ્રકારના મલમ, ચાંદી, ગડગુમડા, ગાંઠો,

બદો, ક્ષતો વીગેરેને ધોવામાં અને ચોપડવામાં વપરાય છે. અંદરના ઉપચાર તરીકે કાર્બોલીક એસીડના ગુણદોષ ક્રીયોસોટને ઘણી ખરી રીતે મળતા આવે છે.

**વિષારી ચિન્હો**—આ દવા વિષારી પ્રમાણમાં અતિશય લગાડવાથી, સુંઘવાથી અગર ભુલથી પી જવાથી ભયંકર દાહક વિષના ચિન્હો થાય છે; માથામાં ચક્કર આવે છે, ઉલ્ટીઓ થાય છે, નાડી નબળી પડે છે, આંચકીઓ આવે છે; અને ગળાનો તથા હોજરીની અંદરની ચામડી બળી જઈ તીક્ષ્ણ સોજો આવે છે; દરદી અતિશય પીડા પામે છે અને છેવટે હૃદય બંધ પડી દરદી મરણ પામે છે.

**વિષનાશક દવા**—કાર્બોલીક એસીડના વિષની ઉત્તમ વિષનાશક દવા **ઓલીવ ઓઇલ** છે.

**કાસ્ટીક સોડા, કાસ્ટીક પોટાશ, અને કાર્બોલીક એસીડના વિષનાં વિષનાશક ઇલાજો.**

| | |
|---|---|
| **કાર્બોલીક એસીડ.** | ૧. **વીનેગર** પાણીમાં મિશ્ર કરીને દરદીને પાવું. |
| **કાસ્ટીક પોટાશ.** | ૨. લીંબુનો રસ પાણીમાં મેળવી પાવો. |
| **કાસ્ટીક સોડા.** | ૩. સાઇટ્રીક એસીડની ટેબ્લોઇડ વાપરવી; અથવા ટારટરીક એસીડના ૩૦ ગ્રેન ૧૦ ઔંસ પાણીમાં મિશ્ર કરી પાવા. |
| | ૪. ઓલીવ ઓઇલના ૫ ઔંસ ૨૦ ઔંસ પાણીમાં મિશ્ર કરી પાવાં. |
| | **સૂચના–સ્ટમકપંપ, સ્ટમક ટયુબ,** અને વમનકારક દવાઓ વાપરવી નહીં. |
| | ૫ સાકરેટેડ સોલ્યુશન ઓફ લાઇમનો ૧ ડ્રામ ૧૦ ઔંસ પાણીમાં મિશ્ર કરી પાંઇ દેવો. |
| | ૬. હૃદય પૌષ્ટિક દવાઓ વાપરવી; કૃત્રીમ શ્વાસોશ્વાસ ચાલુ કરવો. |

---

***CREASOTUM.*** **લા૦ ક્રીયોસોટમ અં૦** ક્રીયોસોટ.

**માત્રા**— ... ... ... ૧ થી ૩ ટીપાં.

**મુખ્ય બનાવટ.**

૧. *Mistura Creasoti.* **લા૦** મીસ્ચુરા ક્રીયોસોટી. **અં૦** ક્રીયોસોટ મીક્શ્ચર. ગુ૦ ક્રીઓસોટનું મીશ્રણ.

| | | |
|---|---|---|
| **રીત**—ક્રીયોસોટ | .... ... ... | ૧૫ ટીંપા. |
| ગ્લેસીઅલ એસેટીક એસીડ | ... | ૧૫ ટીંપાં. |
| સ્પીરીટ ઓફ જ્યુનીપર | ... | ૩૦ ટીંપાં. |
| સીરપ | ... ... ... | ૧ ઔંસ. |
| ચોખ્ખુ પાણી... | .... ... | ૧૫ ઔંસ. |
| **માત્રા**— | ... ... ... | ૧ થી ૨ ઔંસ. |

*Unguentum Creasoti.* **લા૦** અંગવેન્ટમ ક્રીયોસોટી. **અં૦** ઓઇન્ટ-મેન્ટ ઓફ ક્રીયોસોટ. ગુ૦ ક્રીયોસોટનું મલમ.

| | | |
|---|---|---|
| **રીત**—ક્રીયોસોટ | ... ... ... | ૧ ડ્રામ. |
| સીમ્પલ ઓઇન્ટમેન્ટ | ... ... | ૧ ઔંસ. |

૩. *Vapor Creasoti.* **લા૦** વેપર ક્રીયોસોટી. **અં૦** ઇનહેલેશન ઓફ ક્રીયોસોટ ગુ૦ ક્રીયાસોટનો નાસ.

| | | |
|---|---|---|
| **રીત**—ક્રીયાસોટ | ... ... ... | ૧૨ ટીંપાં. |
| ઉકળતું પાણી ... | ... ... | ૮ ઔંસ. |

**ગુણ**—ઉલ્ટીશામક, દુર્ગંધનાશક, જંતુનાશક, રોપણ, કફઘ્ન, દાહક અને ગ્રાહીક છે.

**ઉપયોગ—ક્રીયોસોટ** ઝાડા તથા ઉલ્ટીના વ્યાધીમાં પીડાશામક અને ગ્રાહીક અસર સારૂ વપરાય છે. ઉધરસ, ફેફસાના સોજા, ક્ષય, હોજરી, અને ફેફસાના રક્તશ્રાવના દરદમાં, કોલેરા, આંતરડાના રક્તાશ્રવના વ્યાધી-માં પ્રમેહ, જૂનો પ્રમેહ, હીસ્ટીરીઆ અને ગર્ભાવસ્થામાં થતી ઉલ્ટી બંધ કરવા સારૂ, દરીઆઇ માંદગી અને મધુ પ્રમેહના દરદમાં ક્રીયોસોટ વપરાય છે. બાહ્યોપચાર તરીકે દાંતના દુખાવામાં તે લગાડાય છે; અને મલમના રૂપમાં દાદર વીસ્ફોટક, ખરજવા, અને લુખસ ઉપર ચોપડવામાં આવે છે.

**મી. ચાર્લસ લેમ્ફગ** નામનો અંગ્રેજ તબીબ ઇન્ડીઅન મેડીક-લ રેકર્ડમાં જણાવેછે કે ક્ષયના રોગમાં ક્રીયોસોટ ઘણા વધારે પ્રમાણમાં અને લાંબા વખત સુધી નિર્ભયતાથી ઘણા સારા પરીણામ સાથે વાપરી શકાય

છે, તે કેમ વાપરવું તથા કેટલા પ્રમાણમાં વાપરવું અને તેથી મુખ્ય શી અસરો થાય છે તે નીચે પ્રમાણે જણાવે છે.

૧. ઉતમ બીચવુડનું ક્રીયોસોટ ૧૨૦ થી ૨૪૦ ટીંપા સુધી પલ્મનરી ટયુબર ક્યુલસના ક્ષયના સ્વરૂપમાં ઘણા ફાયદા સાથે વાપરી શકાય છે.

૨. કોડલીવર ઓઇલ અને બીજા સ્પીરીચ્યુસ મીશ્રણોમાં ક્રીયોસોટ મેળવવાથી ઘણી ઉત્તમ રીતે વાપરી શકાય છે અને બીજા દરદોમાં **ક્રીયોસોટ ચેમ્બર** તથા **એરોનેઝલ ઇન્હેલરના** રૂપમાં વાપરવાથી ઘણી સારી અસર થાય છે.

૩. ક્રીયોસોટની શરૂઆત ઘણા સૂક્ષ્મ પ્રમાણમાં કરવી જોઇએ; અને પછી ધીમે ધીમે વધારતા તેને ૪૦ ટીંપા સુધી વાપરવું જોઇએ. આ પ્રમાણ પુખ્ત ઉમરના માણસો ઘણી સારી રીતે જીરવી શકે છે; અને વળી બચ્ચાંના ક્ષયના દરદમાં ૩૦ ટીંપાનું પ્રમાણ ઘણી સારી રીતે બચ્ચાંથી જીરવી શકાય છે.

૪. ક્રીયોસોટના વધારે પ્રમાણો ભાગ્યેજ પાચન ક્રિયાને હરકત કરે છે, તેના ઉપયોગથી ભુખ ઘણી સારી લાગે છે; અન્નનો વધારે અને જલ્દીથી પચાવ થાય છે: અજીર્ણના દરદો સમુળગા નાશ પામે છે; અને કોડલીવર ઓઇલ સારી રીતે વધારે પ્રમાણમાં અને સ્હેલાઇથી પચી શકે છે. કફ, બલગમ, પરૂ તથા લોહીના ગળફા એકદમ ઘટી જાય છે, અને રાતનો પરસેવો બંધ થઇ દરદી સારો તનદુરસ્ત થાય છે.

૫. ક્રીયોસોટ તેની દુર્ગંધનાશ કરવાની તથા જંતુનાશક અસરને લીધે અન્નાશયમાં ઘણીજ સારી અસર કરે છે; અને ટયુબરક્યુલસ નામના જંતુઓનો ક્ષય કરી અન્નાશય અને ફેફસાં નિર્મળ રાખે છે. આંતરડાની સ્થિતી સુધારી બંધકોષ દુર કરે છે તથા પૌષ્ટિક અસર કરે છે.

૬. ક્રીયોસોટ ફેફસામાંથી વહેતા મલીન પ્રવાહ તથા પડતા લોહીને બંધ કરી છાતીને તનદુરસ્ત બનાવે છે.

૭. ક્રીયોસોટ મુત્રાશયની ઇંદ્રીઓપર સોજાની તથા ક્ષોભક અસર કરતું નથી.

૮. ગોયાકોલ અને ગોયાકલ કાર્બોનેટના કરતા ક્રીયોસોટ ઘણુંજ સસ્તું હોવાથી સાધારણ સ્થિતીના માણસો તેનો બહોળો અને લાંબા વખત સુધી ઉપયોગ કરે છે, બીજી જાહેર સખાવતોની ઔષધશાળાઓમાં ગરીબ દરદીઓ. સારૂ છુટથી વાપરી શકાય છે.

આ પ્રમાણે ક્રીયોસોટના ગુણદોષ થાય છે; પણ તે ઘણા થોડા પ્રમાણમાં વાપરવું તે વધારે સારૂ છે; કારણકે આ દાકતર ઠંડા દેશનો રહેવાશી છે અને તેની માત્રા પણ ઠંડા દેશના રહેવાશીઓને સારૂ છે માટે આપણા ગરમ દેશમાં તેનો ૫ થી ૧૫ ટીંપા સુધી ઉપયોગ કરવો તે ઘણું સહીસલામત ભરેલું છે.

---

*GUAIACOL.* **લા૦** ગોયાકોલ. **અં૦** ગોયાકોલ.

**માત્રા—** ... ... ... ૧ થી ૫ ટીંપાં.

**મુખ્ય બનાવટ.**

૧ *Guaiacol Carbonas.* **લા૦** ગોયાકોલ કાર્બોનાસ. **અં૦** કાર્બોનેટ ઓફ ગોયાકોલ.

**ઉપનામ—ડ્યુઓટલ.**

**માત્રા—** ... ... ... ૫ થી ૧૫ ગ્રેન.

**ગુણ**—જ્વરઘ્ન, કફઘ્ન, જંતુનાશક, પૌષ્ટિક અને અગ્નિવર્ધક છે.

**ઉપયોગ—ગોયાકોલ અને** તેનો **કાર્બોનેટ** ઉધરસ, છાતીના દરદો, વધી ગએલા તાવ, નબળાઇ, ક્ષય, ઉંટાટીયો. ફેફસાના વ્યાધી, ઉલ્ટી, કંઠમાળ, આંતરડાના ક્ષય, કોલેરા અને અતિસારના દરદોમાં વારંવાર વપરાયછે

**વિશેષ વર્ણન—ગોયાકોલ** ક્ષયરોગમાં ક્રીયોસોટને બદલે વાપરવામાં આવે છે. આ દવા ક્ષયરોગના **ટ્યુબરકલ** અને **બેકેલી** નામના જંતુઓનો નાશ ઘણી જલદીથી કરે છે. ક્ષયરોગમાં આ દવા ઘણીજ કીમતી છે; તે વધારે વખત સુધી વાપરવાથી ક્ષય રોગના ચિન્હો જેવા કે અતિશય આવતી ઉધરસ. ટ્યુબરકલ નામના જંતુથી થતો ફેફસામાં દુખાવો, તથા સણકા, રક્ત મિશ્રીત ગળફા, રાતનો પરસેવો, તાવ, સળેખમ, અન્નપર અરૂચી, તરસ અને નબળાઇ વીગેરે ધીમે ધીમે નાબુદ થવા માંડે છે.

આ દવા ક્રીયોસોટ જેવી અસર કરે છે; અને તે તેનાજ પ્રમાણમાં વપરાય છે; પણ તે હોજરીપર ઓછી જલદ અસર કરનાર હોવાથી વારંવાર વધારે પસંદ કરીને વપરાય છે.

આ ઉપરાંત ગોયાકોલમાં બીજી બે અદભુત શક્તિ રહેલી છે:

૧. આ દવા પીંછીથી ચામડીપર ચોપડવાથી અને તેપર ગટા પર્ચા અને ઓઇલ્ડ સીલ્ક ઢાંકવાથી તે સખત તાવમાં ચઢેલી અતિશય ગ-

રમીને એકદમ નાબુદ કરવા માંડે છે; જો કે તે ૧૫ થી ૬૦ ટીંપાના પ્રમાણમાં ચોપડવાથી પરસેવો અને ઠંડી ઉપજાવે છે.

૨. માથાના સખત દુખાવામાં આ દવા ચોપડવાથી અગર ત્વચા વાટે પીચકારીના રૂપમાં વાપર્યાથી પીડાશામક અસર સારી રીતે કરે છે.

શ્વાસોશ્વાસની ક્રિયાપર દુર્ગંધનાશક તરીકે ગોયાકોલ ક્ષયરોગમાં અતિશય વપરાય છે. આ દવાનો ભુકો ૧૫ થી ૩૦ ગ્રેનના પ્રમાણમાં ઉપરના દરદોમાં નિર્ભયતાથી વાપરી શકાય છે.

---

*AMYL NITRIS.* ( $C_5H_{11}NO_2$ ) લા૦ અમીલ નાઇટ્રીસ અં૦ નાઇટ્રીટ ઓફ અમીલ.

**માત્રા**— ... ... ... ½ થી ૧ ટીંપું.

સુંઘવા તરીકે ૨ થી ૫ ટીંપાં લીન્ટરપર છાંટીને સુંઘવા.

**ઉપયોગ—અમીલ નાઇટ્રીસ** હૃદય શૂળ, હેડકી, અપસ્માર, કોલેરાની મૂર્છા, નબળાની મૂર્છા, દમ, હાંફણુ, માથાના સખત દુખાવા, ધનુર્વા આંચકી તથા તાણના વ્યાધીમાં અને બીજા હૃદયની મંદ ગતીના વ્યાધીમાં સુંઘવાથી ગરમ અને હૃદય પૌષ્ટિક અસર કરે છે.

સ્ટ્રીકન્યાના વિષમાં આ દવા સુંઘાડવામાં વાપર્યાથી વિષનાશક અસર થાય છે.

---

*NITRO-GLYCERINUM.* લા૦ **નાઇટ્રોગ્લીસરાઇનમ** અં૦ નાઇટ્રોગ્લીસરીન.

**મુખ્ય બનાવટ.**

૧. *Tabellae Nitroglycerini.* **લા૦** ટાબેલીનાઇટ્રોગ્લીસરાઇની. **અં૦** ટેબ્લેટસ ઓફ નાઇટ્રો ગ્લીસરીન.

**માત્રા**—... ... ... ... ૧ થી ૨. ટેબલેટસ.

**ઉપયોગ—નાઇટ્રો ગ્લીસરીનની** અસરો **અમીલનાઇટ્રીસને** મળતી આવે છે.

હૃદય શુળ, માથાના દુખાવા, મસ્તક શૂળના વ્યાધીમાં આ દવા ઘણી ઉપયોગી છે. દરીઆઇ માંદગીના વ્યાધીમાં આ દવા વાપરવાથી સારો ફાયદો થાય છે.

---

*ACIDUM SALICYLICUM.* ( $HC_7H_5O_3$ ) **લા૦** એસીડમ સાલીસીલીકમ. **અં૦** સાલીસીલીક એસીડ.

**માત્રા**— ... ... ... ૫ થી ૩૦ ગ્રેન.

**મુખ્ય બનાવટ.**

૧. *Unguentum Acidi Salicylici.* **લા૦** અંગવેન્ટમ એસીડી સેલીસીલીસી **અં૦** ઓઇન્ટમેન્ટ ઓફ સેલીસીલીક એસીડ. **ગુ૦** સાલીસીલીક એસીડનું મલમ.

**રીત**—સાલીસીલીક એસીડ ... ... ૬૦ ગ્રેન.
સોફ્ટ પેરાફીન ... ... ... ૧૦૮૦ ગ્રેન.
હાર્ડ પેરાફીન ... ... ... ૫૪૦ ગ્રેન.

**ગુણ**—જવરઘ્ન, સ્વેદલ, મૂત્રલ, ખટાશ દુર કરનાર, રોપણ અને જંતુનાશક છે.

**ઉપયોગ—સેલીસીલીક એસીડ** તાવ, સંધીવા, ગાંઠીઓ વા અને બીજા તીક્ષ્ણ લોહીના બગાડના દરદોમાં રક્તશોધક અને લોહીની ખટાશ દુર કરવા તરીકે વપરાય છે.

બાહ્યોપચારમાં સાલીસીલીક એસીડનો ગુણ રોપણ અને દુર્ગંધ દુર કરનાર છે; માટે તેના પાંચ ગ્રેન એક ઔંસ પાણીમાં મેળવી તે વતી જખમ ધોવામાં આવે છે; તથા ચાંદા ઉપર ચોપડવામાં આવે છે; આ દવાનું મલમ ચાંદા અને જખમ રૂઝાવવામાં લગાડાય છે.

---

*SODII SALICYLAS.* ( $N_aC_7H_5O_3$ ) $_2$, $H_2O$. **લા૦** સોડી સેલીસીલાસ. **અં૦** સેલીસીલેટ ઓફ સોડીયમ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૩૦ ગ્રેન.

**ગુણ**—તાવની ગરમી ઉતારનાર, ખટાશ દુર કરનાર અને રક્તશોધક છે.

**ઉપયોગ—સોડી સેલીસીલાસ** સઘળી પ્રકારના તાવ, સંધીવા, ગાંઠીઓ વા, પેશાબની અને પીત્તાશયની કાંકરીના દરદમાં વારંવાર વપરાય છે; તે વધારે વખત સુધી વધારે પ્રમાણમાં લેવાથી કાનમાં બહેરાશ આવે છે, માથુ દુખે છે અને ચક્કર આવે છે; માટે તેનો વધારે પ્રમાણમાં ઉપયોગ વારંવાર લાંબા વખત સુધી કરવો નહીં **હાઇડ્રોબ્રોમીક એસીડ અને બ્રોમા-**

ઝડની બનાવટો લેવાથી કાનની બહેરાશ અને માથાના દુખાવા નાશ પામે છે. ( વિસ્તારથી વર્ણન સેલીસીન નામની દવામાં જુઓ. )

*PARAFFINUM DURUM.* લા૦ પેરાફીનમ ડ્યુરમ. અં૦ હાર્ડ પેરાફીન. ગુ૦ કઠણ પેરાફીન.

ઉપયોગ—**હાર્ડ પેરાફીન** કેટલાક જાતના મુખ્ય મલમો બનાવમાં, ( જેવા કે બોરીક, કારબોલીક, સેલીસીલીક એસીડ અને યુકેલીપ્ટસ ) **વેજીટેબલ** અને **એનીમેલ ફેટને** બદલે વપરાય છે.

*PARAFFINUM MOLLE.* લા૦ **પેરાફીનમ મોલી. અં૦** સોફ્ટ પેરાફીન. ગુ૦ નરમ પેરાફીન.

ઉપયોગ—**સોફ્ટ પેરાફીન** હાર્ડ પેરાફીનના સંયોગમાં **વેજીટેબલ** અને **એનીમલ ફેટને** બદલે કેટલીક જાતના મુખ્ય મલમ બનાવવામાં વપરાય છે; અને વળી **અંગવેન્ટમ હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ ડીલ્યુટમ** અને **અંગવેન્ટમ ઝીન્સી ઓલીયેટીનો** બનાવટો બનાવવામાં વપરાય છે.

*ZINCI SULPHOCARBOLAS.* $(C_6N_5SO4)_2H_2O$.

લા૦ ઝીન્સી સલ્ફોકાર્બોલાસ. અં૦ સલ્ફોકાર્બોલેટ ઓફ ઝીન્ક.

ઉપયોગ—**સલ્ફો કાર્બોલેટ ઓફ ઝીન્ક** અંદરના ઉપચાર તરીકે વપરાતી નથી; પણ બાહ્યોપચારમાં મિશ્રણના રૂપમાં ગ્રાહીક પીચકારી ( સલ્ફો કાર્બોલેટ ઓફ ઝીન્ક, ૧ થી ૩ ગ્રેન અને પાણી ૧ ઔંસ. ) તરીકે પ્રદર અને પ્રમેહમાં વપરાય છે.

---

*SODII SULPHO CARBOLAS.* $(N_aO_6H_5S^o{}_4\ {}_2H_2O)$ લા૦ સોડી સલ્ફોકાર્બોલાસ. અં૦ સલ્ફોકાર્બોલેટ ઓફ સોડીયમ.

**માત્રા**— ... ... ... ૧૦ થી ૧૫ ગ્રેન.

ઉપયોગ—**સોડી સલ્ફો કાર્બોલાસ** દુર્ગંધનાશક તરીકે વપરાય છે, પણ તે કાર્બોલીક એસીડ કરતાં ઘણી ઓછી દુર્ગંધનાશક અસર કરે છે. લોહીના બગાડના વ્યાધીમાં અને ગંડગુમડના તાવમાં આ દવા દુર્ગંધનાશક અને રક્તશોધક તરીકે વપરાય છે.

# વનસ્પતિ વિભાગમાં રહી ગએલી દવા.

*DAMIANA.* **લા૦** ડેમીઆના. **અં૦** ડેમીઆના.

**મુખ્ય બનાવટો.**

૧ *Extractum Damianae Liquidum.* **લા૦** એક્સ્ટ્રેકટમ ડેમીઆની લીકવીડમ. **અં૦** લીક્વીડ એક્સ્ટ્રેકટ ઓફ ડેમીઆની. **ગુ૦** ડેમીઆનાનું પ્રવાહી સત્વ.

**માત્રા**— ... ... ... ૩૦ થી ૬૦ ટીંપાં.

૨ *Extractum Damianae.* **લા૦** એકસ્ટ્રેકટમ ડેમીઆની. **અં૦** એકસ્ટ્રેકટ ઓફ ડેમીઆના. **ગુ૦** ડેમીઆનાનું સત્વ.

**માત્રા**— ... ... ... ૫ થી ૧૦ ગ્રેન.

ગુણ—પૌષ્ટિક, મૂત્રલ અને કામોત્તેજક.

**ઉપયોગ—ડેમીઆનાની બનાવટો** નબળાઈ, મગજના સ્નાયુઓની નબળાઇના વ્યાધી, નપુશકપણું, જૂનો પ્રમેહ, અજીર્ણ, મંદાગ્નિ અને પાંડુ રોગમાં વારંવાર પૌષ્ટિક અસર સારૂ બીજી પૌષ્ટિક દવાઓના સંયોગમાં વપરાય છે.

કમતાકાત અને નપુશકપણાના દરદમાં નીચેનું મિશ્રણ વાપર્યાથી ઘણીજ સારી અસર થાય છે.

| | |
|---|---|
| એસીડ નાઇટ્રો હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ | ૧૫ ટીંપાં. |
| એસીડ ફોસફોરીક ડીલ્યુટ ... ... | ૧૫ ટીંપાં. |
| લાઇકર સ્ટ્રીકનીઆ ... ... | ૧૦ ટીંપાં. |
| એકસ્ટ્રેકટ ડેમીઆના લીક્વીડ ... | ૧½ ડ્રામ. |
| ટીંચર કેલંબા ... ... ... | ૧૫ ટીંપાં. |
| તજનું પાણી ... ... ... | ૩ ઔંસ. |

મિશ્રકરી દીવસમાં ત્રણવાર પીવું. ( અનુવાદક. )

**ખનિજ વિભાગ સમાપ્ત.**

# અંગ્રેજી ઔષધો બનાવવાની સાધારણ રીત.

*TINCTURA* **લા૦ ટીંચુરા. અં૦ ટીંચર. ગુ૦ અર્ક**—અંગ્રેજી દવાઓમાં વનસ્પતિ વિભાગની ઘણીખરી દવાઓના અર્ક બનાવવામાં આવે છે. અર્ક બનાવવાની દવાને રેક્ટીફાઇડ સ્પીરીટ અથવા પ્રુફ સ્પીરીટ સાથે મિશ્ર કરી બેથી સાત દીવસ સુધી પલાળી રાખવી પડે છે; અને તે દરમ્યાન તેને કોઇ વખતે હલાવવાની જરૂર પડે છે. અર્ક કરવા સારૂ પલાળેલી દવાને કાચના બુચવાળા વાસણમાં રાખવી જોઇએ. ત્યાર બાદ તેને ગાળી લઇ સંચામાં નીચોવી લેવામાં આવે છે, નીચોવતી વખતે થોડો બાકી રાખેલો સ્પીરીટ ઉમેરવામાં આવે છે. ઘણું કરીને ઘણાખરા અર્કનું ૧ પાંઇન્ટ અર્ક બનાવવાનું પ્રમાણ લખવામાં આવ્યું છે; તેથી તે પ્રમાણમાં જોઇએ તેટલો અર્ક બનાવી શકાય છે. પ્રથમ ૧૫ ઔંસ સ્પીરીટ સાથે દવા પલાળી બાકીનો ૫ ઔંસ સ્પીરીટ નીચોવતી વખતે ઉમેરાય છે; તે શિવાય કાંઇ સ્પીરીટનો ભાગ ઉડી જવાથી કમી થાય છે, તેટલો બીજો ઉમેરી તૈયાર થએલો અર્ક ૧ પાઇન્ટ પુરો કરવો પડે છે. જ્યાં આગળ અર્ક બનાવવાની રીત તળે "**જોઇએ તેટલો**" શબ્દ લખ્યો છે ત્યાં આગળ ૨૦ ઔંસ સ્પીરીટનું પ્રમાણ સમજવું.

વનસ્પતિ વિભાગના વિષારી અર્ક સિવાયની માત્રા ઘણીખરી ½ થી ૧ ડ્રામ સુધી હોય છે, અર્કના નામ સાથે "કો" "મિશ્રિત" અગર "આદિ" શબ્દ મુકેલા હોય છે તો તેની સાથે કોઇ વિષારી દવા અફીણ અગર બીજી કોઇ છે એમ સમજવું; અને તે વિષારી દવાની માત્રા પણ ધ્યાનમાં રાખી ઘણી સંભાળથી જેમ જરૂર પડે તેમ વાપરવી.

*VINUM.* **લા૦ વાઇનમ. અં૦ વાઇન. ગુ૦ આસવ**—ઔષધોને **શેરીવાઇન** નામના વાઇન સાથે મિશ્ર કરીને અર્કની માફક બેથી સાત દીવસ પલાળી, નીચોવી તે ગાળી લેવામાં આવે છે. તે બનાવવાનું પ્રમાણ ઘણું ખરૂં ૧ પાઇન્ટનું હોય છે; અને તેની માત્રા ઘણી ખરી ૧૫ ટીંપાથી ૧ ડ્રામ સુધીની હોય છે.

*DECOCTUM.* **લા૰ ડીકોકટમ. અં૰ ડીકોકશન. ગુ૰ ક્વાથ**—ઔષધીને સ્વચ્છ પાણીમાં ૧૦ થી ૨૦ મિનિટ સુધી ઉકાળવી, ઉકાળતા કેટલું પાણી બળી જાય છે; માટે એક પાઇન્ટ ઉપર પાણી હોય તેટલું બળી જવા દેવું પ્રથમ ઉકાળતી વખતે ૧½ અથવા ૨ પાઇન્ટ પાણી મુકવામાં આવે છે. ઉકળી રહ્યા પછી નીચોવીને પાણી ગાળી લેવું. ક્વાથ એક પાઇન્ટથી કમી હોય તેટલું બાજુ ચોખ્ખુ પાણી ઉમેરવું. ક્વાથની માત્રા ઘણીખરી ૧ થી ૨ ઔંસ સુધીની હોય છે.

*INFUSUM.* **લા૰ ઇન્ફ્યુઝમ. અં૰ ઇન્ફ્યુઝન. ગુ૰ ચા અથવા ઉકાળો**—ઔષધોને સ્વચ્છ ઉકળતા પાણીમાં અડધા કલાકથી બે કલાક ઢાંકેલા વાસણમાં પલાળી રાખી ગાળી લેવા એટલે તેનો ચા તૈયાર થયો કહેવાય છે. ઘણું કરી ચા બનાવવાનું પાણીનું પ્રમાણ ૧૦ ઔંસ સુધી આપેલું હોય છે. ચાની માત્રા ૧ થી ૨ ઔંસ સુધીની હોય છે.

*PULVIS.* **લા૰ પલ્વીસ અં૰ પાઉડર ગુ૰ ભુકો અથવા ચૂરણ**—ઔષધોને ખાંડીને ઝીણી ભુકી કરવામાં આવે છે, અને પછી તેને ચારણીથી ચાળી લેવામાં આવે છે. જ્યારે ચૂર્ણમાં મિશ્રિત "કમ્પાઉન્ડ „ "કો „ અને "આદી „ શબ્દો ઉમેરલા હોય છે ત્યારે તેની સાથે અફીણ અગર બીજી મહાત્વની દવા મીશ્ર થએલી છે એમ સમજવું; વિષારી ચુરણની માત્રા ઘણું કરીને ૨ થી ૫ ગ્રેન સુધીની હોય છે અને અન્ય ચુરણની માત્રા ૧૫ થી ૬૦ ગ્રેન સુધીની હોય છે.

*OLEUM.* **લા૰ ઓલ્યમ અં૰ ઓઇલ. ગુ૰ તેલ**—ઘણીખરી વનસ્પતિઓના મૂળ, ફુલ છાલ અને વૃક્ષમાંથી તેલ કાઢવામાં આવે છે;તેલ બે રીતે કાઢવમાં આવે છે: એક તો પીલીને તેલ કાઢવામાં આવે છે અને બીજુ ગરમીથી યંત્ર વડે કાઢવામાં આવે છે. **અળશી, રાઇ, એરંડીઆ** વગેરેમાંથી તેલ પીલીને કઢાયછે. તજ, લવીંગ, સુખડ, જાયફળ અને સવામાંથી યંત્ર વડે કઢાયછે. તેલ વિવિધ પ્રકારની ઔષધીઓ બનાવવાના કામમાં વપરાય છે; અને કેટલીક વાર દવા તરીકે ખાવામાં વપરાય છે. તેની સાધારણ માત્રા ૨ થી ૪ ટીપા સુધીની હોય છે. **કેસ્ટરઓઇલ,** અને **કોડલીવરઓઇલ** વગેરે તેલની માત્રા ૨ થી ૮ ડ્રામ સુધીની હોય છે.

*LINIMENTUM.* **લા૰ લીનીમેન્ટમ. અં૰ લીનીમેન્ટ.**

ગુ૦ **ચોપડવાનું તેલ**—ઘણાખરા ઔષધોના તેલ અને બીજી દવાઓના સંયોગથી ચોપડવાના તેલ બનાવવામાં આવે છે. તેમાં મુખ્ય દવા સિવાય **ઓલીવ ઓઇલ, કપુર, સાબુ, રેકટીફાઇડ સ્પીરીટ** વગેરે દવા આવે છે; તે ફક્ત બહાર ચોપડવાના કામમાંજ વપરાય છે પીવામાં કદી પણ વપરાતાં નથી.

*AQUA.* **લા૦ એકવા. અં૦ વોટર. ગુ૦ પાણી**—પાણી ઔષધીઓના તેલ, ફૂલ અથવા ફળને કચરીને તેમાં ૨ ગ્યાલન પાણી મિશ્ર કરી યંત્રવડે ૨ ગ્યાલન પાણી ખેંચવામાં આવે છે. જો કે સાધારણ પાણી બનાવવાની રીત નીચે પ્રમાણે હોય છે. જે દવાનું પાણી બનાવવું હોય તે દવાના તેલનું ૧ ટીપું **મેગ્નેસીયા કાર્બોનાસ**નાં ૧ ડ્રામ સાથે મિશ્ર કરી ખરલમાં સારી રીતે ઘુંટવું અને તેમાં પાણી મિશ્ર કરી વાપરવું પાણીની સાધારણ માત્રા ઘણું કરીને ૧ થી ૨ ઔંસ સુધીની હોય છે.

*LIQUOR.* **લા૦ લાઇકર. અં૦ સોલ્યુશન. ગુ૦ પ્રવાહી, મિશ્રણ**—આ પ્રવાહીઓ જુદી જુદી રીતથી બને છે; તેમાંથી કેટલાક પ્રવાહી ફક્ત લગાડવાનાં કામમાં બહારના ઉપચાર તરીકેજ વપરાય છે; અને કેટલાક પીવાના કામમાં વપરાય છે. **પાણી** અને **પ્રવાહીમાં** ફેર એટલોજ છે કે પાણીમાં મુખ્ય દવાનો જૂજ ભાગ હોય છે, અને તેની માત્રા ૨ ઔંસ સુધી હોય છે; **પ્રવાહીમાં** મુખ્ય દવાઓનો ભાગ વિશેષ હોય છે અને તેની માત્રા જુજ હોય છે. **મોરફીઆ, સ્ટ્રીકન્યા, સોમલ** અને **આટ્રોપીનના** વિષારી પ્રવાહીના એક ઔંસમાં તે દરેક પદાર્થના ચાર ગ્રેન સમાએલા હોય છે. રસ કપુરના પ્રવાહીના ૨ ઔંસમાં ૧ ગ્રેન રસકપુર હોય છે. જુદા જુદા પ્રવાહીની જુદી જુદી બનાવટોને લીધે તેમની માત્રા પણ વધતી ઓછી હોય છે.

*POULTICE* **લા૦ પોલ્ટીસ. અં૦ પોટીસ. ગુ૦ પોટીસ**—પોટીસરાઇ, કોલસા, અળશી, ઘઉંનો લોટ અને બીજી દવાઓની બને છે. ઉપર લખેલી વસ્તુના લોટમાં જોઇએ તેટલું ઉકળતું ગરમ પાણી રેડી હલાવવાથી પોટીસ બને છે. તેને મલમલના ઝીણા કપડાની બેવડમાં રાખી લગાડવામાં આવે છે. પોટીસ ગડગુમડને પકવવાને તથા વેરી નાંખવા અને રૂઝવવાને ઉત્તેજન આપે છે.

*UNGUENTUM.* **લા૦ અંગવેન્ટમ. અં૦ ઓઇન્ટમેન્ટ. ગુ૦ મલમ**—મલમ જુદી જુદી જાતની દવાઓની મેળવણીથી બને છે દવાની સાથે સાદુ મલમ, મીણુ અથવા ચરબી અને વેસેલીન મેળવવામાં આવે છે. ઘણું કરીને એક ઔંસ મલમનું પ્રમાણુ લખેલું હોય છે તે ફક્ત લગાડવા સારૂ અને ચોપડવાના ક્રમમાં વપરાય છે.

*CONFECTIO.* **લા૦ કન્ફેકશ્યો. અં૦ કન્ફેકશન. ગુ૦ મુરબ્બો**—મુરબ્બો ઔષધીઓ સાથે સાકર, શરબત (ચાસણી) અગર મધની સાથે મિશ્ર કરવાથી બને છે. તેની માત્રા $\frac{1}{2}$ થી ૨ ડ્રામ સુધી હોય છે.

*MISTURA.* **લા૦ મીસ્ચુરા. અં૦ મીકશ્ચર. ગુ૦ મિશ્રણુ**—વિવિધ દવાઓ અને અર્ક વગેરે મિશ્ર કરી તેમાં પાણી મેળવીને પીવામાં વપરાય છે તેને મિશ્રણુ કહે છે. તે દીવસમાં થઇને ઘણું કરીને ૧ ઔંસ સુધીના પ્રમાણુમાં ત્રણુ વખત પીવામાં વપરાય છે.

*VAPOUR.* **લા૦ વેપર અં૦ ઇનહેલેશન. ગુ૦ નાસ**—નાસ દવાને ઠંડા પાણીમાં અગર ગરમ પાણીમાં યોગ્ય વાસણમાં મુકી તેમાંથી જે હવા નીકળે છે તે દમની સાથે લેવી તેને નાસ કહે છે. ગળા અને ફેફસાના દરદમાં નાસ લેવાની જરૂર પડે છે.

*PLASTER.* **લા૦ પ્લાસ્ટર. અં૦ પ્લાસ્તર. ગુ૦ લેપ**—ઔષધો સાથે રાળ, ઓલીવ ઓઇલ મીણુ, કઠણુ સાબુ વગેરે મિશ્ર કરીને લેપ બનાવવામાં આવે છે. આવા લેપની નાની લાકડીઓ તૈયાર આવે છે; જેને સાધારણુ ગમપ્લાસ્તર કહે છે; તેનું ખરૂ નામ વાસ્તવિક રાળનો બનાવેલો લેપ હોય છે.

આ પ્લાસ્તરમાંથી જોઇએ તેટલો કકડો લેવો; અને તેને ગરમ કરવાથી તે ઓગળી જાય છે, તેથી તેને જાડા કાગળ, ચામડા અગર નાનકલાકના કપડાપર પાથરવો; તે ચીકણો હોવાથી કપડાપર ચોટી જાય છે; તે ઠરવા દેવો, અને જ્યારે જરૂર પડે ત્યારે કપડામાંથી પટી જેટલો ભાગ કાપી લઇ દેવતાપર તેને ગરમ કરી જ્યાં લગાડવો હોય ત્યાં ચોઢવો. પ્લાસ્તર બદ, ગાંઠો. ગડગુમડ અને ચાંદાપર ચોઢવામાં આવે છે; તે બે ચાર દીવસ સુધી ચોટાડવું પડે છે; અને તેથી ધીમે ધીમે ચામડીમાં પ્લાસ્તરની દવા દાખલ થાય છે અને રૂઝ લાવે છે.

*BLISTER.* **અં० બ્લીસ્ટર. ગુ० ફોલ્લો ઉઠાડવાનું પ્રવાહી**—બ્લીસ્ટર એક પ્રકારની ઝેરી માંખનું થાય છે; તેને કાન્થારીડીસ કહે છે. તેનું તૈયાર પ્લાસ્ટર, પ્રવાહી અને પીળો કાગળ આવે છે. કાગળ અથવા પ્લાસ્તર લગાવવું હોય ત્યારે પ્રથમ લગાવવાના સ્થળ ઉપર ઝીણી પીંછીવતી પ્રવાહી જરાવાર ઘસવું; બાદ તેજ પ્રવાહી કાગળ અથવા પ્લાસ્તર ઉપર લગાડી તે ભાગપર લગાડી દેવું. તેના ઉપર થોડું રૂ મુકીને પાટો બાંધી દેવો. પાટો છેક ઢીલો રાખવો નહીં. આઠ, બાર અગર ચોવીસ કલાક પછી તે છોડવો એટલે ફોલ્લો થઇ રહેશે. તે ફોલ્લાને કાતરવતી જરાક ફોડવો એટલે પાણી નીકળી જશે. ફોલ્લાની ઉપડેલી ચામડી બધી કાઢી નાંખવી નહીં; નહીં તો વેદના થાય છે. પાણી કાઢ્યા બાદ તે ઉપર મીઠું તેલ, વસેલીન લીન્ટ ઉપર ચોપડી તેની પટી, કેળનું પાન, અગર સાદા મલમની પટી મુકવી. ચાર પાંચ દીવસ નિત્યે પટી મુકવાથી બ્લીસ્ટર રૂઝાઇ જાય છે.

*TROCHISCI.* **લા૦ ટ્રોકીસ્કાઇ. અં० લોઝેન્જીસ. ગુ० રેવડીઓ**—રેવડી બનાવવાના મુખ્ય ઔષધ સાથે આશરે ૨૫ ઔંસ ધોએલી સાકર, એક આંસ ગુંદરનો ભુકો અને ૨ ઔંસ ગુંદરનું પ્રવાહી; અને તે ઉપરાંત રેવડી વાળવાને જરૂર પડે તેટલું સ્વચ્છ પાણી લઈ તેના ૭૨૦ રેવડીઓ સરખા બનાવવી અને તેને સૂકવવી. ઘણી ખરી રેવડીની માત્રા ૧•થી ૬ રેવડી સુધીની હોય છે તે મોંમાં રાખી તેનો રસ ધીમે ધીમે ગળામાં ઉતારવો.

*EXTRACTUM, EXTRACTUM LIQUIDUM.* **લા૦ એકસ્ટ્રેકટમ, એકસ્ટ્રેકટમ લીકવીડમ. અં० એકસ્ટ્રેકટ, લીકવીડ એકસ્ટ્રેકટ. ગુ० સત્વ, પ્રવાહી સત્વ**—ઔષધીઓનાં સત્વ બે પ્રકારનાં હોય છે; તેમાંના ઘણા ખરા નરમ ગોળ જેવા હોય છે અને થોડાંક સત્વ પ્રવાહી હોય છે. સત્વ કાઢવાની રીત સર્વે દવાઓની એક સરખી હોતી નથી. ઘણીખરી દવાઓને પાણીમાં સ્પીરીટ સાથે અગર સ્પીરીટ વિના ૨ થી ૭ સાત દીવસ સુધી પલાળી રાખી તેને નીચોવી ગાળી લેવામાં આવે છે. ગાળી લીધા પછી દેવતાપર વધારાના પાણીનો ભાગ બાળી દેવામાં આવે છે એટલે સત્વ થાય છે, કોઇ દવાને ફક્ત સ્પીરીટમાં પલા-

5

ળી રાખવામાં આવે છે, અને કોઇને ધથરમાં પલાળી રાખવામાં આવે છે. કોઇ વનસ્પતિનો રસ કાઢી તેને ગાળીને દેવતાપર વધારાનો પ્રવાહી ભાગ બાળી દેવામાં આવે છે. સત્વની માત્રા થોડા ગ્રેન અગર ડ્રામની હોય છે. મુખ્ય દવાને ઠેકાણે સત્વ વાપરવાથી થોડી માત્રા આપતાં પૂરતો ફાયદો થાય છે.

*SYRUPUS.* **સીરપસ. અં૦ સીરપ. ગુ૦ સરબત**—જે દવાનું સરબત બનાવવાનું હોય છે તેને પાણીમાં પલાળી ગાળી લઇને નિતરવા દેવું. તે પાણીમાં સાકર મેળવી થોડી ગરમીથી તેને ગાળી દેવી. શરબતની માત્રા $\frac{1}{2}$ થી ૨ ડ્રામ સુધીની હોય છે.

*SUPPOSITORIA.* **લા૦ સપોઝીટોરીઆ. અં૦ સપોઝીટોરીઝ. ગુ૦ સોગઠીઓ**—યોની અગર મળદ્વારમાં પહેરવાની શંકુઆકારની ગોળીઓ થાય છે. મુખ્ય દવાની સાથે કોકમનું તેલ, મીણ અને ચરબી મેળવીને બનાવાય છે અને તે રાતના સુતી વખતે પહેરવાના કામમાં વપરાય છે.

*SPIRITUS.* **લા૦ સ્પીરીટસ અં૦ સ્પીરીટ ગુ૦ સ્પીરીટ**—ઔષધીનો ૧ ભાગ અને રેકટીફાઇડ સ્પીરીટના ૪૯ ભાગ મેળવીને ઘણાખરા સ્પીરીટ સ્પીરીટ ઇથરીસ, સ્પીરીટ કેમ્ફર, અને સ્પીરીટ કલોરોફોર્મ સિવાય બનાવાયછે. તેની માત્રા $\frac{1}{4}$ થી ૧ ડ્રામ સુધીની હોય છે.

*SUCCUS.* **લા૦ સકસ અં૦ જ્યુસ ગુ૦ સ્વરસ**—તાજી વનસ્પતિના રસ કાઢી તેના દરેક ત્રણ ભાગમાં એક ભાગ રેકટીફાઇડ સ્પીરીટ મિશ્ર કરીને બનાવાય છે. તેની માત્રા $\frac{1}{2}$ થી ૨ ડ્રામ સુધીના હોય છે.

---

## અંગ્રેજી ઔષધોના પ્રમાણનું કોષ્ટક.

| સૂકી દવાનું માપ. | પ્રવાહી દવાનું માપ. |
|---|---|
| ૧ ગ્રેન=૧ ઘઉંભાર. | ૧ ટીંપુ (મિનીમ) ૦·૯૧ગ્રેન પાણીનું વજન. |
| ૨૦ ગ્રેન=૧ સ્કુપલ. | ૬૦ ટીંપાં=૧ડ્રામ=૫૪·૬ ગ્રેન પાણીનું વજન. |
| ૬૦ ગ્રેન=૧ ડ્રામ. | ૮ ડ્રામ=૧ ઔંસ=૪૩૭·૫ ગ્રેન પાણીનું વજન. |
| ૩ સ્કુપલ=૧ ડ્રામ. | ૨૦ ઔંસ=૧ પાઇન્ટ=૮૭૫૦ ગ્રેન પાણીનું વજન. |

૮ ડ્રામ=૧ ઔંસ.

૮ પાઇન્ટ=૧ ગ્યાલન ૭૦૦૦૦ ગ્રેન પાણીનું વજન.

૧૬ ઔંસ=૧ પૌંડ.

૨ ગ્રેન=૧ રતી ૬ ગ્રેન=૧ વાલ. ૧ ઔંસ ૨½ રૂપીઆ ભાર.

**ચમચાનું માપ.**

૧. ટીસ્પુન ફુલ=૧ ડ્રામ.
૧. ડેઝર્ટ સ્પુન ફુલ ૨ ડ્રામ.
૧. ટેબલ સ્પુન ફુલ=૪ ડ્રામ.
૧. વાઇન ગ્લાસફુલ=૨ ઔંસ.

આ ગ્રંથમાં મીનીમને ઠેકાણે ટીંપાનું માપ આપ્યું છે; ટીંપુ નાના મોટું હોય છે, માટે માપવામાં મીનમ મેઝર નામની ટીંપા માપવાની કાચની નાની પ્યાલી આવે છે તેમાં ૧ મીનુમ એટલે ૧ ટીંપુ સમજીને માપીને વાપરવું.

**સ્પુન ફુલ.** એટલે ચમચાનું માપ સમજવું અને તેના કોષ્ટકમાં જોઇ તે પ્રમાણે દવા વાપરવી.

## દરદીની ઉમર પ્રમાણે ઔષધ આપવાની માત્રાનું કોષ્ટક.

| ઉમર. | વધારેમાં વધારે. વજન ૧ ઔંસ. | વધારેમાં વધારે. વજન ૧ ડ્રામ. | વધારેમાં વધારે. વજન ૧ સ્ક્રુપલ. |
|---|---|---|---|
| ૧—૬ માસ. | ૨૪ ગ્રેન. | ૩ ગ્રેન. | ૧ ગ્રેન. |
| ૧-૧૨ માસ. | ૨ સ્ક્રુપલ. | ૫ ગ્રેન. | ૧½ ગ્રેન. |
| ૧—૨ વર્ષ. | ૧ ડ્રામ. | ૮ ગ્રેન. | ૨½ ગ્રેન. |
| ૨—૩ વર્ષ. | ૧¼ ડ્રામ. | ૯ ગ્રેન. | ૩ ગ્રેન. |
| ૩—૫ વર્ષ. | ૧½ ડ્રામ. | ૧૨ ગ્રેન. | ૪ ગ્રેન. |
| ૫—૭ વર્ષ. | ૨ ડ્રામ. | ૧૫ ગ્રેન. | ૫ ગ્રેન. |
| ૭-૧૦ વર્ષ. | ૩ ડ્રામ. | ૨૦ ગ્રેન. | ૭ ગ્રેન. |
| ૧૦-૧૨ વર્ષ. | ૦॥ ઔંસ. | ૦॥ ડ્રામ. | ૦॥ સ્ક્રુપલ. |
| ૧૨-૧૫ વર્ષ. | ૫ ડ્રામ. | ૪૦ ગ્રેન. | ૧૪ ગ્રેન. |
| ૧૫-૨૦ વર્ષ. | ૬ ડ્રામ. | ૪૫ ગ્રેન. | ૧૬ ગ્રેન. |
| ૨૦-૨૧ વર્ષ. | ૧ ઔંસ. | ૧ ડ્રામ. | ૧ સ્ક્રુપલ. |

**સુચના—"માત્રા"** શબ્દ જ્યાં જ્યાં લખ્યો હોય ત્યાં તેનો

અર્થ દવા આપવાનું એક વખતનું પ્રમાણ સમજવું. ઉમરના પ્રમાણમાં દવાઓની માત્રાના વજન આપવામાં આવેલ છે, પણ તેની સાથે બળ, અને નબળાઇનો વિચાર કરી જરૂર પડે તેમ વધ ઘટ કરી આપી; વળી જાતિ, ઋતુ, રોગનો પ્રકાર, દેશકાળ વગેરે બાતનો સારી રીતે વિચાર કરી માત્રા આપવી.

નાના બચ્ચાંઓ, નાજુક સ્ત્રીયો, ગર્ભવંતી સ્ત્રીઓ, વૃધ્ધો, નબળા બાંધાવાળા દરદી અને મંદ હૃદયની ગતિવાળા દરદીયોને અતિશય રેચક, ગરમ, વમનકારક, ગ્રાહીક, અને વિષારી દવાઓ ચાલતા સુધી વાપરવી નહીં; અને જરૂર પડે તો ઘણીજ સંભાળથી વિદ્વાન દાક્તરની સલાહ લઇને વાપરવી. બચ્ચાંઓને કેલોમલ, બેલાડોના, હાયોસાઇમસ, અને આરસેનીકની બનાવટો સારી રીતે માફક આવે છે; અને અફીણ, તથા મોરફીઆના સૂક્ષ્મ પ્રમાણો ભયંકર ચિન્હો ઉત્પન્ન કરે છે; તે ખાસ ધ્યાનમાં રાખવું; બનતા સુધી ઝેરી અંગ્રેજી દવાઓ બીલકુલ વાપરવી નહીં તે ઘણુ સારૂં છે; અને જો જરૂર પડે તો તેના ઘણાજ સૂક્ષ્મ પ્રમાણો વાપરવાં; ચાલતા સુધી સઘળી અંગ્રેજી દવાઓની માત્રા જેમ બને તેમ ઓછી વાપરવામાંજ ફાયદો અને નિર્ભયતા રહેલી છે.



# અંગ્રેજી ઔષધોનાં પ્રમાણ.

**નામ.** **પ્રમાણ.**

એસીટમ ... ૧ ડ્રામથી ૧ ઔંસ.
એસીટમ સીલા...૧૫ થી ૪૦ ટીંપાં.
એસીડમ એસેટીકમ
 ડીલ્યુટમ ... ૧ ડ્રામથી ૧ ઔંસ.
,, આરસેનીઓઝમ. ૧/૬૦ થી ૧/૧૨ ગ્રેન.
,, બેન્ઝોઇકમ... ૧૦ થી ૧૫ ગ્રેન.
,, બોરીકમ ... ૫ થી ૩૦ ગ્રેન.
,, કારબોલીકમ ... ૧ થી ૩ ગ્રેન.
,, ,, લીકવીફેકટમ. ૧ થી ૪ ટીંપાં.
,, સાઇટ્રીકમ... ૧૦ થી ૩૦ ગ્રેન.
,, ગ્યાલીકમ ... ૨ થી ૧૦ ગ્રેન.
,, હાઇડ્રોબ્રોમીકમ
 ડીલ્યુટમ... ૧૫ થી ૫૦ ટીંપાં
,, હાઇડ્રોકલોરીકમ
 ,, ડીલ્યુટ. ૧૦થી ૩૦ટીંપાં.
,, હાઇડ્રોસ્યાનીક ,, ૨ થી ૮ ટીંપાં.
,, લેકટીકમ ,, ૧/૨ થી ૨ ડ્રામ.
,, નાઇટ્રીકમ ,, ૧૦ થી ૩૦ ટીંપાં.
,, નાઇટ્રો-હાઇડ્રોકલોરીકમ
 ડીલ્યુટમ ૫થી૨૦ ટીંપાં.
,, ફોસફોરીકમ કોન્સન-
 ટ્રેટમ .... ૫ થી ૨૦ ટીંપાં.
,, ,, ડીલ્યુટમ...૧૦ થી ૩૦ ટીંપાં.
,, સલ્ફ્યુરીકમ એરોમે-
 ટીકમ ... ૫ થી ૩૦ ટીંપાં.
,, ,, ડીલ્યુટમ... ૫ થી ૩૦ ટીંપાં.
,, સલ્ફ્યુરોઝમ... ૧/૨ થી ૧ ડ્રામ.
,, ટાનીકમ ... ૨ થી ૧૦ ગ્રેન.
,, ટારટરીકમ... ૧૦ થી ૩૦ ગ્રેન.
ઈથર ... ... ૨૦ થી ૬૦ ટીંપાં.
એલોબારબેડેન્સીસ. ૨ થી ૬ ગ્રેન.
,, સોકોટ્રીના .. ૨ થી ૬ ગ્રેન.
એલેટેરીન ... ... ૧/૨ થી ૨ ગ્રેન.

**નામ.** **પ્રમાણ.**

એલ્યુમેન ગ્રાહીક
 તરીકે. ... ૧૦ થી ૨૦ ગ્રેન.
,, રેચક તરીકે....૩૦ થી ૬૦ ગ્રેન.
આમોન્યાકમ .. ૧૦થી ૨૦ ગ્રેન.
આમોની બેન્ઝોઆસ.૧૦થી ૨૦ ગ્રેન.
આમોની બ્રોમાઇડમ. ૨ થી ૨૦ ગ્રેન.
આમોની કાર્બોનાસ ગરમ
 કફઘ્ન તરીકે... ૩ થી ૧૦ ગ્રેન.
આમોની કાર્બોનાસ વમનકારક
 તરીકે ... ... ૩૦ ગ્રેન સુધી
આમોની ક્લોરાઇડમ રક્તશોધક
 તરીકે... ... ૫ થી ૧૦ ગ્રેન.
આમોની ક્લોરાઇડમ તાવ રોકવા
 તરીકે... ... ૨૦ થી ૩૦ ગ્રેન.
આમોની ફોસ્ફાસ...૫ થી ૨૦ ગ્રેન.
અમીલ નાઇટ્રાસ સુંઘવા તરીકે
 ૨ થી ૫ ટીંપાં.
,, ,, મિશ્રણમાં ૧/૨ થી ૧ ટીંપું.
એન્ટીમની ઓકસાઇડમ ૧ થી ૪ ગ્રેન.
એન્ટીમોનીયમ સલ્ફ્યુરેટમ.
 ૧ થી ૫ ગ્રેન.
,, ટારટરેટમ સ્વેદલ તથા કફઘ્ન તરીકે
 ૧/૧૬ થી ૧/૬ ગ્રેન.
,, શાંતી દાયક તરીકે ૧/૨ થી ૨ ગ્રેન.
એન્ટીફેબ્રીન ... ૩ થી ૧૦ ગ્રેન.
એન્ટીપાઇરીન ...૩ થી ૨૦ ગ્રેન.
એકવા (બાકી રહેલા બીજા.)
 ૧ થી ૨ ઔંસ.
,, કલોરોફોર્મી... ૧/૨ થી ૨ ઔંસ.
,, લૉરોસેરાસી... ૧/૨ થી ૨ ડ્રામ.
અરજન્ટી નાઇટ્રાસ ૧/૪ થી ૧/૨ ગ્રેન.
,, ઓકસાઇડમ... ૧/૨ થી ૨ ગ્રેન.
આરસેની આયોડીડમ.... ૧/૩૦ ગ્રેન.

| નામ. | પ્રમાણ. |
| --- | --- |
| આસાફીટીડા... | ૫ થી ૨૦ ગ્રેન. |
| બાલસેમમ પેરૂવીએનમ | ૧૦ થી ૧૫ ટીંપાં. |
| ,, ટોલુટેનમ... | ૧૦ થી ૨૦ ગ્રેન. |
| બેએરીની સલ્ફાસ | ૧ થી ૧૦ ગ્રેન. |
| બેન્ઝોસોલ ... ... | ૨ થી ૪ ગ્રેન. |
| બીસ્મથી કાર્બોનાસ | ૫ થી ૨૦ ગ્રેન. |
| ,, સાઇટ્રાસ... ... | ૨ થી ૫ ગ્રેન. |
| ,, એટ આમોની સાઇટ્રાસ | ૨ થી ૫ ગ્રેન. |
| ,, ઓકસાઈડમ.. | ૫ થી ૧૫ ગ્રેન. |
| ,, સબનાઈટ્રાસ... | ૫ થી ૨૦ ગ્રેન. |
| બોરેકસ... ... | ૫ થી ૪૦ ગ્રેન. |
| બીટીલ કલોરલ હાઇડ્રાસ | ૫ થી ૧૫ ગ્રેન. |
| કેફાઇના... ... | ૧ થી ૫ ગ્રેન. |
| ,, સાઇટ્રાસ... ... | ૨ થી ૧૦ ગ્રેન. |
| કેલસી કાર્બોનાસ પ્રેસીપીટેટા | ૧૦ થી ૬૦ ગ્રેન. |
| કેલસી ક્લોરાઇડમ | ૩ થી ૧૦ ગ્રેન. |
| ,, હાઇપોફોસ્ફીસ | ૫ થી ૧૦ ગ્રેન. |
| ,, ફોસફાસ ... | ૧૦ થી ૨૦ ગ્રેન. |
| કેલંબા... ... | ૫ થી ૨૦ ગ્રેન. |
| કેલમેલ સલફ્યુરેટા | $\frac{1}{10}$ થી ૧ ગ્રેન. |
| કેમબોગીઆ ... | ૧ થી ૪ ગ્રેન. |
| કેમફોરા... ... | ૧ થી ૧૦ ગ્રેન. |
| કેનેલા... ... | ૧૫ થી ૩૦ ગ્રેન. |
| કેપસીકમ ... ... | $\frac{1}{2}$ થી ૧ ગ્રેન. |
| કાર્બોએનીમેલીસ પ્યુરીફીકેટસ | ૧ ડ્રામ થી ૪ ડ્રામ. |
| ,, વિષનાશક તરીકે | $\frac{1}{2}$ થી ૨ ઔંસ. |
| કાર્ડામોમસ ... | ૫ થી ૨૦ ગ્રેન. |
| કયારોફાઇલમ ... | ૫ થી ૨૦ ગ્રેન. |
| ક્યાસકેરીલા ... | ૧૦ થી ૩૦ ગ્રેન. |
| કેસીઆ... ... | ૧૨૦ ગ્રેન સુધી. |
| કેટેચ્યુ... ... | ૧૦ થી ૩૦ ગ્રેન. |
| સીરી ઓકઝેલાસ... | ૧ થી ૨ ગ્રેન. |
| ક્લોરલ હાઇડ્રાસ... | ૫ થી ૩૦ ગ્રેન. |
| ક્લોરોફોર્મમ ... | ૩ થી ૧૦ ટીંપાં. |
| ક્રાઇસેરોબીનમ ... | $\frac{1}{2}$ થી $\frac{1}{2}$ ગ્રેન. |
| સીંકોના બાર્ક ... | ૧૦ થી ૬૦ ગ્રેન. |
| સીંકોનીડીની સલ્ફાસ | ૧ થી ૧૦ ગ્રેન. |
| ,, હાઇડ્રોક્લોરાસ | ૧ થી ૧૦ ગ્રેન. |
| ,, સલ્ફાસ... ... | ૧ થી ૧૦ ગ્રેન. |
| સીનામોમમ... | ૧૦ થી ૩૦ ગ્રેન. |
| કોકાલીંઝ ... ... | $\frac{1}{2}$ થી ૨ ડ્રામ. |
| કોકાઇની હાઇડ્રોકલોરાસ | $\frac{1}{5}$ થી ૧ ગ્રેન |
| કોડીના ... ... | $\frac{1}{4}$ થી ૨ ગ્રેન. |
| કોલચીકમ ... ... | ૨ થી ૮ ગ્રેન. |
| કોલોસીન્થ પલ્પ... | ૨ થી ૮ ગ્રેન. |
| કન્ફેકશ્યો ઓપાઇ | ૫ થી ૨૦ ગ્રેન. |
| ,, પીપરીસ ... | ૬૦ થી ૧૨૦ ગ્રેન. |
| ,, રોઝી કેનીની... | ૬૦ ગ્રેન સુધી. |
| ,, રોઝીગ્યાલીસી ... | ૬૦ ગ્રેન સુધી. |
| ,, સ્કામોની ... | ૧૦ થી ૩૦ ગ્રેન. |
| ,, સલફ્યુરીસ | ૬૦ થી ૧૨૦ ગ્રેન. |
| ,, સેની... ... | ૬૦ થી ૧૨૦ ગ્રેન. |
| ,, ટેરીબીન્થીની | ૬૦ થી ૧૨૦ ગ્રેન. |
| કોન્યાઇ ફોલીઆ... | ૨ થી ૮ ગ્રેન. |
| કોપાયબા ... .... | $\frac{1}{2}$ થી ૧ ડ્રામ. |
| કોરીઆન્ડ્રમ... | ૧૦ થી ૩૦ ગ્રેન. |
| ક્રીઓસોટમ ... ... | ૧ થી ૩ ટીંપાં. |
| ક્રીટા પ્રીપરેટા ... | ૧૦ થી ૬૦ ગ્રેન. |
| ક્રોકસ ... ... | ૨૦ ગ્રેન સુધી. |
| ક્યુબેબા ... | ૩૦ થી ૧૨૦ ગ્રેન. |
| કુપરી સલ્ફાસ ગાહીક તથા પૌષ્ટીક તરીકે. | $\frac{1}{4}$ થી ૨ ગ્રેન. |
| ,, વમનકારક તરીકે | ૫ થી ૧૦ ગ્રેન. |
| કુસો. ... ... | $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ઔંસ |
| ડીકોકટા. (જે બાકી રહી ગયા છે તેમના પ્રમાણ) ... | ૧ થી ૨ ઔંસ. |
| ડીકોકટમ એલોઝ કમ્પોઝીટમ | $\frac{1}{2}$ થી ૨ ઔંસ. |
| ,, હેમેટોકસાઈલાઇ ... | ૧ થી ૪ ઔંસ |

